# કૃષ્ણચરિત્ર

**બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય**

મૂળ બંગાળી પરથી ભાષાંતરકર્તા

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

એમ.એ., એલ.એલ.બી., જે.પી.

ચીફ જજ, પ્રેસિડેન્સી સ્મોલકોઝ કોર્ટ, મુંબઈ

બીજી આવૃત્તિ : 1915

પ્રસિદ્ધકર્તા

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

નં. 1, કાંદાવાડી, મુંબઈ

પ્રસિદ્ધ કર્તા—કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,
ઠેકાણું–નંબર ૧ કાંદાવાડી, મુંબઈ.

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગૂજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

અમદાવાદ.
ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૧–૮–૦.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

આ ભાષાંતર મેં આજથી પાંચ વર્ષપર પૂરૂં કરેલું અને ત્યાર પછી થોડે વખતે પ્રસિદ્ધ કરવાને રા. રા. ભગુભાઇ ફતેહચંદ કારભારીના હાથમાં તેમની માગણીપરથી મૂકેલું. છપાઇ બહાર પડતાં આટલી લાંબી ઢીલ થઇ તે મજકૂર પ્રકાશકની કામ કરવાની ધાટીનું એક દૃષ્ટાંત આપે છે.

મર્હૂમ બાબુ બંકિમચંદ્રની ઓળખાણ વાચકને કરાવવાની જરૂર નથી. "વંદે માતરમ્" કાવ્યના બનાવનાર તરીકે હિંદુસ્તાનના નાના સરખા ખૂણામાં પણ એ સમર્થ વિદ્વાને આજે નામના તથા યશ મેળવ્યાં છે. માત્ર વાર્ત્તાઓ લખવા સિવાય પણ ધર્મ ઉપર એમણે બે મોટા જાણીતા ગ્રંથ લખ્યા છેઃ એક 'કૃષ્ણચરિત્ર' અને બીજો 'ધર્મતત્ત્વ'. કૃષ્ણને સંબંધે એકલા ગુજરાતમાં નહિ પણ આખા દેશમાં એવી ગેરસમજ ચાલે છે કે જે પુસ્તકનું અત્રે ભાષાંતર કર્યું છે તે વાંચતાં મને એમ થયું કે એમાં સમાવેલો મજકૂર કોઇ રીતે ગુજરાતી વાંચનાર આલમ સમક્ષ મૂકાય તો તે ગેરસમજ ઘણે દરજ્જે ઓછી થાય. કૃષ્ણચરિત્રના એકેએક બનાવનું બંકિમ બાબુએ શાસ્ત્રીય રીતે સંશોધન કરી, ઇતિહાસના પૂરાવાવડે સાબિત કરી આપ્યું છે કે તેમાં સત્યાસત્યનો ભાગ કેટલો છે, તેનાપર લોકવાયકાને લીધે મિથ્યાત્વનાં કેટલાં પડ બાઝી ગયાં છે, અને પહેલેથી તે છેલ્લે સુધી બારીક નજરે નિરીક્ષણ કરતાં કૃષ્ણને અંગે અયોગ્ય વર્તન અથવા તો ગેરરીતની રહેણી કરણીનો એક તલ જેટલો પણ કાળો ડાઘ બેસે તેવું કેટલું છે. બંકિમ બાબુની વિદ્વત્તા, તેમનું પાણ્ડિત્ય, અને ઇતિહાસ, પુરાણ તથા ધર્મનું ઉંડું જ્ઞાન, આ ભાષાંતર વાંચનારને સહજ જણાઇ આવશે, વળી એવા એક વિરલ પુરૂષની ગુજરાતી સાહિત્યને પીછાન કરાવવાની મારી બીજી મતલબ પણ આ ભાષાંતરથી પાર પડશે.

પુસ્તકમાં જણાવેલા અભિપ્રાયના ગુણદોષનું તોલન વાચક પોતેજ કરશે. એ અભિપ્રાય બંકિમ બાબુના છે, મ્હારા તરફથી તેમાં મેં કોઈ પણ પ્રકારનો સુધારાવધારો કર્યો નથી.

આ પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે મહાભારતમાંથી ઉતારા કરવામાં આવ્યા છે. બંગાળીમાં કાળીપ્રસન્નસિંહનો મહાભારતનો અનુવાદ એક ઉત્તમ ગ્રંથ છે. એ અનુવાદ એવી રસીલી ને સ્હેલી ભાષામાં લખવામાં આવ્યો છે કે તે વાંચતાં સહજ પણ કંટાળો છૂટતો નથી. પરંતુ તેનો મોટામાં મોટો ગુણ તેની શુદ્ધતા છે: ભાષાંતર અક્ષરશઃ ખરૂં છે. આપણે કમનસીબે ગુજરાતી ભાષામાં તેવું કશું નથી. મેં કેટલીક જગાએ મહાભારતના તરજુમા માટે થોડાં વર્ષપર પ્રસિદ્ધ થયેલા ભારતાર્થપ્રકાશની મદદ લીધી છે. જ્યારે એ પુસ્તક પ્રસિદ્ધ થયું ત્યારે અલબત્ત એવાં ભાષાંતરની ખોટ હતી, અને તેથી તેટલે દરજ્જે એ પુસ્તક આવકાર આપવા લાયક ગણાય ખરૂં; બાકી એક શુદ્ધ ભાષાંતર તરીકે તો એ કદી લેખાયજ નહિ. એમાં ઠેકાણે ઠેકાણે ભુલો રહી ગઇ છે, કેટલાક શ્લોકોનું તો ભાષાંતર થયુંજ નથી, માત્ર ભાવાર્થજ અપાયો છે, અને કેટલીક જગાએ કાંતો અર્થરહિત ભાષા વપરાઇ છે, અથવા તો અર્થનો અનર્થ થઇ ગયો છે. પરંતુ મ્હારે જ્યાં જ્યાં શુદ્ધ ભાષાંતરને બદલે માત્ર ભાવાર્થ લીધાથીજ કામ સરે એવું હતું ત્યાં ત્યાં મેં એ ભારતાર્થપ્રકાશની માળામાંથી ઉતારા કર્યા છે. 'ગુજરાતી' છાપખાનાનું મહાભારતનું ભાષાંતર મારે ઉપયોગમાં આવે તેના કરતાં ઘણું મોડું બહાર પડયું, એ ભાષાંતર ભારતાર્થ-પ્રકાશ કરતાં દરેક બાબતમાં ચઢીઆતું છે, અને તેનો લાભ મારાથી પૂરેપૂરો લેવાયો નહિ—છતાં જ્યાં બની શકયું ત્યાં તો સ્હેજસ્હાજ પણ લીધો છે,—એ હું મારૂં કમનસીબ અને આ પુસ્તકની ખામી સમજું છું.

આ પુસ્તકનાં પ્રુફ તપાસવામાં તથા કેટલીક જગાએ જરૂરના ફેરફાર સૂચવવામાં મારા મોટા ભાઈ રા. મોતીલાલે મદદ આપેલી છે તે ઉપકાર સાથે અત્રે સ્વીકારૂં છું.

મુંબઈ.<br>તા૦ ૨૯ મી એપ્રિલ ૧૯૦૮. } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આજથી દોઢ બે વર્ષ પર કૃષ્ણચરિત્રની પહેલી આવૃત્તિ પૂરી થઈ જવાથી અને ત્યાર બાદ એ પુસ્તકની વારંવાર માગણી થતી હોવાથી આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની જરૂર પડી છે. આ આવૃત્તિમાં આગલી આવૃત્તિ કરતાં ઘણો સુધારો કરવામાં આવ્યો છે, અસલ જોડે ફરીથી લીટીએ લીટી સરખાવી યોગ્ય ફેરફાર કર્યો છે, અસ્પષ્ટતા હતી ત્યાં સ્પષ્ટતા આણવા પ્રયત્ન કર્યો છે, જૂની આવૃત્તિમાંનો કેટલોક ભાગ વાચકને અશ્લીલ જેવો લાગતો હશે એમ ધારી કાઢી નાંખ્યો છે, અને સંસ્કૃત શ્લોકો વગેરેનો તરજુમો જેમ બને તેમ શુદ્ધ કરવા કોશિશ કરી છે, જેને પરિણામે આ આવૃત્તિ આગલીનાં કરતાં ઘણે ભાગે વધારે ઉપયોગી નિવડવા સંભવ છે.

આ બીજી આવૃત્તિના સંબંધમાં મારા પોતાના તરફથી ઘણો ઓછો શ્રમ લેવામાં આવ્યો છે, કારણ અસલ બંગાળી જોડે ભાષાંતરનો મુકાબલો કરવાનું કામ, ભાષાને સ્પષ્ટ કરવાનું કામ, સંસ્કૃત શ્લોક વગેરેના તરજુમાની શુદ્ધિ અશુદ્ધિ ઇત્યાદિ જોવાનું કામ અને પ્રૂફ તપાસવાનું કામ, ટૂંકામાં આખા પુસ્તકને સુધારી ફરી પ્રસિદ્ધ કરવાનું કામ મારા વડિલ બંધુ રા. મોતીલાલને માથે મેં નાંખ્યું હતું અને એ કંટાળા ભરેલું કામ તેમણે ઘણી ઝીણવટથી અને બિલકુલ વગર ફરીઆદે કરી મારાપર જે આભાર કર્યો છે તેનો બદલો વાળી શકાય તેમ નથી. એમનું સંસ્કૃતનું જ્ઞાન જેવું ઉચ્ચ છે તેવુંજ ગુજરાતીનું છે, અને જોડે જોડે બંગાળી ભાષાપરનો કાબુ પણ તેવો જ છે.

આ આવૃત્તિમાં એક નવીન તત્ત્વ ઉમેરાયું છે, તે મારા મિત્ર રા. મનસુખલાલ રવજીભાઈ મહેતા તરફથી શરૂઆતમાં છપાયેલા "ગવેષણ" ( observations )નું છે. એ જાણીતા જૈન લેખકે શ્રી કૃષ્ણનું ચરિત્ર જૈન તરીકે તેમજ જૈનેતર તરીકે પણ તપાસ્યું છે, અને જો કે તે વાંચતાં વાચકને તેમની ભાષા કાંઇક મહેનત આપે એવી લાગશે તો પણ એ લેખ પૂરો કર્યા બાદ તેમની વિદ્વત્તા, તેમના બહોળા વાચન અને તેમની તર્કશક્તિ માટે ઉંચો ખ્યાલ આવ્યા વિના રહેશે નહિ એમ હું ધારૂં છું.

ભરૂચ,<br>તા. ૫મી જુન ૧૯૧૫. } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

# ગવેષણ.

Lives of great men all remind us
We can make our lives sublime...

*Longfellow.*

જગત્ પાસે પોતાનો આજ સુધીનો જે ઇતિહાસ છે તેમાં મનુષ્યસ્વભાવને વિશેષમાં વિશેષ ક્ષોભ લાગવાના પ્રસંગો આવ્યા દેખાતા હોય તો તેની સંખ્યા માત્ર બેનીજ છેઃ એક આ દિવસોમાં અપૂર્વ યુદ્ધ–unprecedented war–તરીકે ઓળખાતું જર્મન પ્રજા સાથે યૂરોપમાં હમણાં ચાલતું અસાધારણ યુદ્ધ અને બીજું ભારતમાં થઈ ગયેલું મહાભારતનું યુદ્ધ. મહાભારતના યુદ્ધમાં સૌથી અગ્રપદ ધરાવનાર પુરૂષ કે જેને બંકિમ બાબુ–મી૦ રાઇસ ડેવીડ્સ શાક્યસિંહ બુદ્ધને જે શબ્દો લાગુ પાડે છે તે શબ્દો–હિંદુઓમાં મોટામાં મોટા અને ડાહ્યામાં ડાહ્યા–wisest and greatest of Hindus–લાગુ પાડે છે તે પુરૂષ શ્રી કૃષ્ણ છે. ઉપર મૂકેલ કવિવચન પ્રમાણે જો મોટા પુરૂષનાં જીવન આપણાં જીવન ઉચ્ચ રચવાનું સ્મરણ કરાવતાં હોય તો "મોટામાં મોટા અને ડાહ્યામાં ડાહ્યા પુરૂષ"–શ્રી કૃષ્ણનું જીવન આપણાં જીવનને ઉચ્ચતમ રચવાનું અવશ્ય સ્મરણ કરાવનાર થવુંજ જોઇએ.

માનસ-ઇતિહાસકારો–Psycho-historians–ના અનુભવ-કથનોને સંગૃહીત કરી પૃથક્કરણશાસ્ત્ર–analytical science–ની દૃષ્ટિએ જોવામાં આવતાં એવો અભિપ્રાય વ્યક્ત થાય તેમ છે કે, આર્યાવર્ત્તે ચોક્કસ સંખ્યામાં એવી વ્યક્તિઓ ઉત્પન્ન કરેલી છે કે, જે વ્યક્તિઓના જીવનની અસરો–effects–આર્યાવર્ત્તના માત્ર વિચાર-દેહ પરજ થઇને રહી ગઇ છે એમ નથી, પરંતુ આર્યાવર્ત્તના આત્માના પ્રત્યેકે પ્રત્યેક પ્રદેશમાં પ્રવેશ પામી શકી છે,–જેને આપણે વ્યવહાર જીવન–practical life–તરીકે સંબોધીએ છીએ તે વ્યવહારજીવનના સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાગ–વિભાગમાં તે અસરો દાખલ થઇ ગયેલી છે. લોક-

ભાષામાં કહીએ તો તે અસરોએ દ્રવ્યાત્મક–physical અને ભાવાત્મક–perceptional જીવનબંધારણો–constitutions of life–ઘડયાં છે. આ ચોકસ સંખ્યામાં ઐતિહાસિક વ્યક્તિઓ તરીકે રામ, કૃષ્ણ, મહાવીર અને બુદ્ધાદિ મુખ્ય પદવી ધરાવે છે. રામ, કૃષ્ણ, બુદ્ધ અને મહાવીરાદિએ જે પ્રકારનાં જીવનબંધારણો કર્યાં હતાં તેના ભિન્ન ભિન્ન અંશોને પોતપોતાની શક્તિ અનુસાર ચૂંટી કાઢીને આર્યાવર્ત્તના સર્વ સભ્યોએ પોતાનાં જીવનબંધારણોની યોજના કરેલી પ્રત્યક્ષ થાય તેમ છે.

કેટલાક ઇતિહાસવેત્તાઓનો એવો અભિપ્રાય છે કે, રામાયણ અને મહાભારતે ભારત પ્રદેશપર જેવી અને જેટલી અસર કરી છે તેવી અને તેટલી અસર કોઇ બીજા સાહિત્યે કરી નથી. મહાભારતે જે અસર કરી હોય તે અસરને વિષે મુખ્ય હિસ્સો મહાભારતના એક બળવાન્ પાત્ર શ્રી કૃષ્ણના જીવનવ્રતનો છે એમ વળી, ઇતિહાસવેત્તાઓનો એક વિશેષ અભિપ્રાય છે.

શ્રી કૃષ્ણને જૂદા જૂદા સિદ્ધાંતો–doctrines—જૂદી જૂદી ચક્ષુઓથી જુએ છે. અકલ્પિતવાદ–Realism–પોતાની દૃષ્ટિથી જુએ છે. અકલ્પિતવાદ–Realism ની વિરૂદ્ધનો નામવિષયકવાદ–Nominalism–પોતાની દૃષ્ટિથી જુએ છે. નામવિષયકવાદની વિરૂદ્ધનો મનોમયસૃષ્ટિવાદ–Idealism–પોતાની નજરથી જુએ છે. અનુભવાતીતવાદ– Transcendentalism પોતાની આંખે જુએ છે. અધ્યાત્મવાદ–Spiritualism–ની વળી જૂદીજ દૃષ્ટિ છે.

આવા ભિન્ન ભિન્ન વાદશોની ભિન્ન ભિન્ન દૃષ્ટિઓથી શ્રી કૃષ્ણના જીવનને જોનારાઓએ શ્રી કૃષ્ણને વિષે ભિન્ન ભિન્ન પ્રકારના અભિપ્રાયો રચ્યા હોવાથી શ્રી કૃષ્ણના જીવનવ્રતનું સાહિત્ય એટલું બધું વિશાળ અને ભિન્નાત્મક રચાયું છે કે, તેની તુલનાઓ–comparisons અને સંશોધનો–researches–માટે જર્મન તત્ત્વજ્ઞ નિટ્ઝે–Nietzscheના શબ્દોમાં કહીએ તો "આવા વિચારો અને ખ્યાલોનાં મૂળોની શોધો કરવા માટે શોધકોના એક સૈન્ય"–an army of seachers to investigate the origin of such ideas and sentiments–ની જરૂર છે.

જે કાર્ય કરવા માટે શોધકોના એક સૈન્યની અગત્ય ગણી શકાય તે કાર્ય માત્ર એકજ શોધકે પ્રશંસાપાત્ર ફત્તેહસાથે પાર પાડયું છે અને તેથીજ તે શોધકને શોધકોની સેનાના અધિપતિની પદવીથી વિભૂષિત કરી શકાય એમ છે. બંકિમ બાબુ આ પદવીના ધણી છે. બાબુજીએ શ્રી કૃષ્ણુના સંબંધમાં યોજાયેલા સાહિત્યની માત્ર તુલનાત્મક શોધો—comparative researches—કરીને સંતોષ પકડયો નથી, પરંતુ નૈતિક, ધાર્મિક, રસજ્ઞાનવિષયક વિચારો અને ખ્યાલોના રસાયણુશાસ્ત્ર—chemistry of the moral, religious, æsthetic ideas and sentiments ના નિયમોને અનુસરી શ્રી કૃષ્ણુના જીવનવૃતનું સાહિત્ય શોધ્યું છે.

બંકિમ બાબુ તુલનાત્મક તત્ત્વજ્ઞાનના જેમ અભ્યાસી (student of comparative philosophy) હતા તેમ તુલનાત્મક ભાષાવિવેકશાસ્ત્ર (philology) અને શબ્દવ્યુત્પત્તિવિદ્યા (etymology) ના પણ એક સમર્થ અભ્યાસી હતા. એમ કહીએ કે, તેઓ એક તુલનાત્મક તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં જે પ્રવીણુતા ધરાવતા હતા તેના કરતાં પણ ભાષાવિવેકશાસ્ત્ર અને શબ્દવ્યુત્પત્તિશાસ્ત્રને વિષે વિશેષ પ્રવીણુતા ધરાવતા હતા તો તે ઘણું કરી નિર્જોખમ કથન ગણાશે.

બંકિમ બાબુ પ્રસ્તુત ગ્રંથના પ્રારંભમાં કહે છે કે " વેબર સાહેબ બહુ મોટા પંડિત કહેવાય છે, પરંતુ મને તો એમ લાગે છે કે, એણે જે દિવસ સંસ્કૃત શીખવા માંડયું તે દિવસ ભરતખંડને માટે તો બહુજ કમુહૂર્ત્તનો હતો." વેબરે જે દિવસે સંસ્કૃત શીખવા માંડયું તે દિવસ ભરતખંડને માટે તો બહુજ કમુહૂર્ત્તનો હતો, તો એથી ઉલટું બંકિમ બાબુએ જે દિવસે સંસ્કૃત શીખવા માંડયું તે દિવસ ભરતખંડને માટે બહુજ સુમુહૂર્ત્તનો હતો; કારણ કે વેબર વગેરે પાશ્ચાત્ય વિદ્વાનોએ સંસ્કૃતભાષાનું શિક્ષણ લઇ તેનો ઉપયોગ ભરતખંડના સાહિત્યને અન્યથા પ્રકારે દર્શાવવામાં કરવા માંડેલો અને તેની જે અસર તે વખતમાં હિંદુસ્તાનના કેળવાયેલા વર્ગ પર પણ થવા માંડેલી, તે અસરને નિર્મૂળ કરવામાં બંકિમ બાબુના સંસ્કૃત

ગ્રાને અસાધારણ કાર્ય કર્યું છે. પાશ્ચાત્ય પંડિતોના મતની અસર તે વખતના કેળવાયેલા વર્ગ પર કેવી થવા માંડી હશે તે બાબુના નીચેના શબ્દોથી જણાઇ રહે છે:—" ખરૂં જોતાં આ બધા મોટા વિદ્વાનોના અભિપ્રાય તરફ મારે લક્ષ આપવાની લેશ માત્ર જરૂર નહતી; કારણ મારૂં પુસ્તક મારા સ્વદેશીઓને સારૂ લખાયેલું છે. હિંદુઓની સામે લખાણ કરનારાઓ સારૂ લખાયેલું નથી; પણ ખેદની વાત એટલીજ છે કે, હિંદુસ્તાનના કેળવાયેલા વર્ગમાં પણ એ વિદ્વાનોના મતને ખરો માનનારા ઘણે મોટે ભાગે મળી આવે છે. ઘણાઓ પોતે તે વિષય પર બિલકુલ પણ વિચાર કરવાની તસ્દી લીધા સિવાય આંખો મીચી યુરોપના પંડિતોનો મત તે પોતાનો મત એમ સ્વીકારી લે છે. મને સ્હેજ આશા રહે છે કે, વખતે એ વર્ગમાંથી કોઇ રડયો ખડયો માણસ મારૂં પુસ્તક વાંચશે અને તેથીજ યુરોપી વિદ્વાનોના મતને ખોટા પાડવા મેં પ્રયત્ન કર્યો છે." (પૃષ્ટ ૧૧.) વળી, તેઓ કહે છે કે, "બીજી બાજૂની આફત તે વિલાયતના લોકોના પાંડિત્યની નડે છે તે છે. યુરોપ તથા અમેરિકાના કેટલાક પંડિતોએ સંસ્કૃતનું શિક્ષણ લીધું છે અને પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં કોઇ તવારીખની સચ્ચાઇ છે કે નહિ તે શોધી કાઢવા તેઓ મંડી પડેલા છે, પરંતુ પરાધીન, દુર્બળ હિંદુઓ કોઇ કાળે પણ સુધરેલા હોઇ શકે અથવા તેમનો સુધારો ઘણા પ્રાચીન કાળનો હોય, એ વાત તેમનું મન કબૂલ કરી શકતું ન હોવાથી બે ચાર જણ સિવાય બીજા સઘળા આ પ્રાચીન ભારતખંડનું ગૌરવ જેમ બને તેમ તોડી પાડવા મચ્યા રહ્યા છે!" (પૃષ્ટ ૧૦.)

આ રીતે જ્યારે હિંદુ સાહિત્યની વિરૂદ્ધમાં પાશ્ચાત્ય વિદ્વાનોના સંસ્કૃત ભાષાજ્ઞાને અસર કરવા માંડી હતી, ત્યારે બંકિમ બાબુએ તે સઘળા વિદ્વાનોના મતોની બારીક રીતે તપાસણી કરી—having scrutinized—સમર્થ રીતે તેના ખરા આકારમાં બતાવ્યા. ખુદ શ્રી કૃષ્ણના સંબંધમાં પણ આ પાશ્ચાત્ય વિદ્વાનોએ એવી કલ્પનાઓ કરવા માંડેલી કે જેથી કેળવાયેલા વર્ગના મનની સ્થિતિ શ્રી કૃષ્ણ પરત્વે શંકાશીલ થવા લાગેલી. બંકિમ બાબુના સમયમાં કૃષ્ણ પરત્વે

માં કેવા કેવા પ્રકારે વિચારો ચાલવા લાગેલા તે તેઓના નીચેના
દોથી આપણે જોઇ શકીશું:—" પુરાણ તથા ઇતિહાસમાં કૃષ્ણનું
ત્ર કેવી રીતે વર્ણવેલું છે તે યથાશક્તિ મેં જોવા પ્રયત્ન કર્યો
અને તેનું પરિણામ એ આવ્યું છે કે, કૃષ્ણને માટે જે જે દુષ્ટ
ો ચલાવવામાં આવી છે, અને જે જે રૂપે પાપી મનુષ્ય તરીકે
ને આલેખવામાં આવ્યા છે તે બધું બિનપાયાદાર અને ખોટું
અને ઉપન્યાસ લેખકોએ એમને સંબંધે જે કાંઇ કહ્યું છે તે જો
પણે છોડી દઇએ, તો જે બાકી રહે છે તે બિલકુલજ વિશુદ્ધ
ત્ર, તથા મહત્ત્વવાળું જણાય છે:......કૃષ્ણનું ચરિત્ર શરૂ કરતાં
ાં બે મોટી નીચે જણાવેલી મુશ્કેલીઓનો નિકાલ કરવો બહેતર
જે લોકો કૃષ્ણ એ નામનો કોઇ માણસ આ દુનિઆમાં થઇ
લો છે એવું માનતા હોય તેમને સંબંધે એ મુશ્કેલી નડતી નથી,
ુ દુનિઆમાં કાંઇ બધાજ એવા નથી કે, જે એ વાત કબૂલ
તા હોય. એ વાત કબૂલ રાખનારાઓ તો પહેલો સવાલજ એ
છે કે, કૃષ્ણચરિત્રનો મૂળ પાયોજ કયાં અને કયો છે ? કૃષ્ણ
ની કોઇ પણ વ્યક્તિ પૃથ્વી પર થઇ ગયેલી છે તેની સાબિતી શી ?
ું કોઇ માણસ થઇ ગયું હોય તો તેનું ખરેખરૂં જન્મચરિત્ર કેવું
તે જાણવાનું સાધન શું છે ? " (પૃષ્ઠ ૪.)

એક તરફથી કેળવાયેલા વર્ગની શ્રી કૃષ્ણના સંબંધી વિચારણા
વી અનિશ્ચિત સ્થિતિમાં, પાશ્ચાત્ય વિદ્વાનોના અનુમાનોથી આવી
લી હતી; બીજી તરફથી હિંદમાં પાશ્ચાત્ય કેળવણીના પરિચય પછી
તિવિદ્યા–methodology ના નિયમો અનુસાર ઇતિહાસશાસ્ત્રનો
્યાસ કરવાનો પ્રસંગ આવ્યો અને શ્રી કૃષ્ણ સંબંધી વિશ્વસનીય
પૂર્વક ઐતિહાસિક પ્રમાણોથી ગુંથાયેલ ચરિત્રનો અભાવ હોવાથી તે
ેહાસશાસ્ત્રના અભ્યાસીઓને શ્રી કૃષ્ણને અંગે ઐતિહાસિક વાસ્તવ્ય
ા ન ઉત્પન્ન થાય એ અસ્વાભાવિક નહોતું; કારણ કે પુરાણ,
ાભારતાદિ ગ્રંથોમાં અનેક વિલક્ષણ કલ્પનાઓથી દબાયેલું શ્રી
ણનું ઐતિહાસિક ચરિત્ર ઉપજાવી કાઢવું એ સામાન્યતઃ સારામાં
રા ઇતિહાસશાસ્ત્રીઓને ભારે થઇ જાય તેવું હતું, તો પછી ઇતિ

હાસશાસ્ત્રના અભ્યાસીઓને તો તે ગુંચવાડામાં નાંખી વાસ્તવ્ય શ્રદ્ધા ઉત્પન્ન ન થવા દે એમાં કાંઇ આશ્ચર્ય ન ગણાવું જોઇએ. ત્રીજી તરફથી આપણે પ્રારંભમાંજ કહી ગયા તેમ શ્રી કૃષ્ણને જૂદા જૂદા વાદજ્ઞો જૂદી જૂદી રીતે જોઇને તેનું ચિત્ર આલેખતા હોવાથી શ્રી કૃષ્ણના જીવનવૃતને લૌકિક સ્વરૂપ ઘટે કે લોકોત્તર સ્વરૂપ ઘટે એવા પ્રકારનો સ્વાભાવિક સંદેહ જન્મ પામ્યા વિના ન રહે. મહાભારત અને તેને લઇને શ્રી કૃષ્ણના જીવનનો અર્થવિસ્તાર જૂદા જૂદા વિચારકોએ જૂદી જૂદી રીતે કર્યો છે. કેટલાક પાંડવો અને કૌરવોને તથા શ્રી કૃષ્ણને ઐતિહાસિક પુરૂષો ન ગણતાં મહાભારતાદિ વિશેષ પ્રકારે ઇતિહાસ તરીકે ગણાવા યોગ્ય કાવ્યમાંના પાત્રવર્ગને ભિન્ન ભિન્ન નૈતિક વૃત્તિઓ માની તેને મનુષ્યાકારે રૂપક આપેલ માને છે. શ્રી કૃષ્ણ મનુષ્ય દેહધારી તરીકે થયાજ નહોતા, પરંતુ એક આત્માને શ્રી કૃષ્ણનું નામ આપી ગયા છે એમ કેટલાક માને છે. કેટલાક કૃષ્ણને પરમાત્માજ માને છે. કેટલાક શ્રી કૃષ્ણ મનુષ્ય હતા છતાં ઇશ્વિર હતા એમ માને છે. કેટલાક કૃષ્ણ મનુષ્ય હોઇ, મનુષ્યશક્તિ વધારેમાં વધારે ઐશ્વર્યનો વિકાસ પામી શકે તેટલો વિકાસ કરનાર પુરૂષ માને છે. કેટલાક શ્રી કૃષ્ણે મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓ કરેલી છતાં તે પ્રવૃત્તિઓનો તેમને પોતાને સ્પર્શ પણ નહોતો એવી વિદેહતા માને છે. વળી જૈનમાર્ગ એમ માને છે કે, શ્રી કૃષ્ણ એક મનુષ્ય હતા, તેમને આત્મસ્વરૂપનું સમ્યક્ ભાન અથવા સમ્યગ્જ્ઞાન થયું હતું, એટલે તે ભવિષ્યમાં અનંત શાશ્વતપદ એવું જે મોક્ષપદ તે પામશે. આ રીતે માનનાર જૈનવર્ગનો કર્મ-સિદ્ધાંત એમ કહે છે કે, મનુષ્યે કે પ્રાણી માત્રે કોઇ પણ ગતિમાં કરેલાં કર્મો અવસ્ય ભોગવવાંજ જોઇએ અને શ્રી કૃષ્ણે પણ મનુષ્યદેહે કર્મો કરેલાં હતાં તે કર્મો તે હાલ ભોગવે છે.—નરકગતિમાં ભોગવે છે એવાં કર્મો શ્રી કૃષ્ણે મનુષ્ય દેહે કરેલાં હતાં—પણ તેઓને સમ્યગ્જ્ઞાન મનુષ્યદેહ-માંજ થઇ ચૂકેલું હોવાથી હમણાં ભોગવાતાં કર્મો ભોગવાઇ રહ્યેથી શ્રી ઋષભ, પાર્શ્વનાથ કે મહાવીરની પેઠે જૈનમાર્ગના તીર્થંકર થઇ, પછી નિર્વાણપદ પામશે. આ ઉપરાંત બીજી અનેક માનીનતાઓ શ્રી કૃષ્ણ પરત્વે અનેક વિચારવાનોની છે.

આવા આવા પ્રકારની ભિન્ન ભિન્ન માનીનતાઓ શ્રી કૃષ્ણને અંગે હજુ એટલે કે જ્યારે ઘણા ઐતિહાસિક સંશોધનો થયાં છે ત્યારે પણ છે, તો બંકિમ બાબુના સમયમાં–કે જે સમયે ઐતિહાસિક સંશોધનો બહુજ ઓછાં અને બહુ અપૂર્ણ હતાં તે સમયે આવી ભિન્ન ભિન્ન માનીનતાઓથી શ્રી કૃષ્ણના ઐતિહાસિક જીવનના સંબંધમાં લોકભાવના સંદેહાત્મક હોય એ કલ્પી શકાય તેવું છે.

આ કારણોથી જેમ શ્રીકૃષ્ણના ઐતિહાસિક જીવન પરત્વેની લોકભાવના અનિશ્ચિત હતી તેમ એક બીજા કારણથી શ્રીકૃષ્ણના જીવનના સંબંધમાં લોકભાવનાને વધારે ધક્કો પહોંચે તેવી સ્થિતિ ઉત્પન્ન થઇ હતી. દંતકથાશાસ્ત્ર (mythology) ના સંબંધમાં આપણો અભિપ્રાય બહુજ પામર છે–આપણને દંતકથાઓ એ કલ્પનાઓ સિવાય અન્ય કાંઇ લાગતું નથી. આપણે આવા પામર અભિપ્રાય પર આવવા પામ્યા હોઇએ તો તેનું કારણ દંતકથાશાસ્ત્રને આધારે કામ લેનાર પુરૂષોના મૂળ હેતુને આપણે જાણતા નથી તે છે. હિંદના દંતકથાશાસ્ત્રીઓએ માત્ર માનસિક વિરામના હેતુથીજ દંતકથાશાસ્ત્રનું અવલંબન લીધું નથી. તેઓનો હેતુ દંતકથાઓ દ્વારા પોતાના આદર્શ પુરૂષોના જૂદા જૂદા ગુણો અને શક્તિઓને, આનંદ અને સરલતા આપે તેવી કલ્પનાઓ દ્વારા લોકજીવનમાં ઉતારવાનો હતો; અને ખરૂં કહીએ તો ભરતખંડનાં નૈતિક, સામાજીક કે આધ્યાત્મિક જીવનો બંધાયાં હોય તો મુખ્ય કરી આ દંતકથાશાસ્ત્રના નિયમોનું પાલન કરવાથીજ બંધાયાં હતાં. આ દંતકથાશાસ્ત્રનો મૂળ હેતુ લોકલક્ષમાંથી ચાલ્યો જવાથી દંતકથાઓએ માત્ર વ્હેમોનું વાતાવરણ (atmosphere of superstition) જ ઉત્પન્ન કર્યું છે, તે શિવાય તેની બીજી કાંઇ સાર્થકતા નથી એવી દંતકથાશાસ્ત્રને અંગે માનીનતા થવાથી દંતકથાશાસ્ત્રના થરોથી દબાયેલા અને ભીડાયેલા શ્રી કૃષ્ણના ઐતિહાસિક જીવન પરત્વે લોકશ્રદ્ધાને બહુજ ધક્કો પહોંચતો તે એટલી હદ સુધી કે તે કલ્પના (imaginations) અને વ્હેમો (superstititions) ની પ્રતિમા (Idol) શિવાય બીજું કાંઇ નથી એમ કેળવાયેલો વર્ગ માનતો થયેલો.

આ ઉપરાંત શૃંગારશાસ્ત્ર દ્વારા આદર્શ પુરૂષોના જીવનને લોકજીવનમાં ઉતારવાનો, પૂર્વ પુરૂષોનો ઉદ્દેશ લોકના જ્ઞાનમાંથી ચાલ્યો જવાથી તે પ્રસંગે સૌથી મોટું નુકસાન કરેલું. જે વખતે દેશની એવી સ્થિતિ અનુભવીઓને અનુભવમાં આવેલી કે ધર્મવિચારો અથવા તો આદર્શ પુરૂષોના જીવનો લોકજીવનમાં ઉતારવાનો તાત્કાલિક ઉપાય શૃંગારશાસ્ત્ર છે ત્યારે તેઓએ તે માર્ગે કામ લીધેલું. વૈષ્ણવાદિ સંપ્રદાયો દ્વારા શ્રી કૃષ્ણના જીવનનો બોધ આપવાની જે પ્રણાલિકા બંધાઇ છે તે બાંધનારાઓએ શૃંગારશાસ્ત્રનું અવલંબન લીધેલું. દરેક પદાર્થ કે વિચારમાં લાભનાં તત્ત્વો પણ હોય છે અને ગેરલાભનાં તત્ત્વો પણ હોય છે. જેમ દંતકથાશાસ્ત્રના સંબંધમાં બન્યું તેમ શૃંગારશાસ્ત્રના સંબંધમાં પણ બન્યું. શૃંગારશાસ્ત્ર દ્વારા શ્રી કૃષ્ણનું જીવન લોકજીવનમાં ઉતારવાનો તે વખતના અનુભવીઓનો હેતુ હતો તે હેતુ વિસર્જન થઇ જતાં શૃંગારશાસ્ત્રના ગેરલાભો ઉત્પન્ન થયા. શૃંગારથી શ્રી કૃષ્ણને લેપી નાંખ્યા અને તેનું મહત્ત્વભૂત જીવન લોકદષ્ટિમાંથી ચાલ્યું ગયું એટલુંજ નહિ પણ કેટલાકને શ્રી કૃષ્ણનું જીવન લોકદષ્ટિને ઉપેક્ષા કરવા યોગ્ય અનુભવાવા માંડયું.

જે સમયે આવા સંયોગો શ્રીકૃષ્ણના જીવનવ્રતના સંબંધમાં થયેલા તે સમયે શ્રીકૃષ્ણનું વાસ્તવિક જીવનચરિત્ર ઐતિહાસિક સ્વતંત્ર શોધોથી ઉપજાવી કાઢનાર બાબુ બંકિમચંદ્ર થયા. અમે એટલે સુધી કહીએ છીએ કે, બાબુ બંકિમચંદ્ર ન થયા હોત તો શ્રીકૃષ્ણ સંબંધમાં જે અત્યારે અનુપમ આદર્શ ભાવના છે તે થવા પામત કે નહિ એ પણ વિચારકોને માટે એક મહાપ્રશ્ન છે. બંકિમ બાબુના સંસ્કૃત શીખવાના સમયને અમે ભરતખંડને માટે સુમુહૂર્તનો કહીએ છીએ તે આજ કારણથી કહીએ છીએ.

વૈષ્ણવાદિ સંપ્રદાયના જે અનુયાયીઓ શૃંગારશાસ્ત્રનો મૂળ હેતુ વિસર્જન કરી બેઠા છે તે અનુયાયીઓ હજી પણ બંકિમ બાબુએ કરેલા મહા ઉપકારને જોઇ શકતા નથી. જ્યારે બંકિમ બાબુએ આ ચરિત્ર ગુંથવા માંડયું ત્યારે આ જાતિનો વર્ગ પોતાને નિંદશે એવું

બંકિમ બાબુની નજર બહાર નહોતું; છતાં તેની ચિંતા કરવી તેમાં સાર્થકતા ન જોતાં તેવા વર્ગની લાગણીઓ (scruples) ને ઇજા થવાની પણ કાળજી ન કરતાં એક ઇતિહાસશાસ્ત્રીને અનુપયોગી જણાય એવી શૃંગારશાસ્ત્રની કલ્પનાઓને પોતાના પ્રબળ ભાષાવિવેક-શાસ્ત્ર દ્વારા ખંડિત કરી નાંખી શ્રીકૃષ્ણના જીવનનું ઐતિહાસિક શરીર જીવંત કર્યું.

પુરાણાદિ ગ્રંથોની ગુંથણીનું સાંગોપાંગ સત્ય સ્વીકારનાર વર્ગ એટલે કે જે વર્ગ એમ માને છે કે એ ગ્રંથરચનાઓમાં જે છે તે અક્ષરશઃ સત્યજ છે તેને આઘાત લાગશે એવા પોતાને સંપૂર્ણ ભાનપૂર્વક બંકિમ બાબુએ તે તે ગ્રંથોને એવી રીતે કસોટયા—scrutinized—કે મૂળ પદાર્થ સિવાય બીજાં આવી લાગેલાં—ભળી ગયેલાં તત્ત્વોને સર્વથા જૂદા પાડી નાંખ્યાં. જેવી રીતે એક રસાયણશાસ્ત્રી અનેક પદાર્થોથી સંબંધિત થયેલી ધાતુને શોધી કાઢવા માટે તેનું પૃથક્કરણ કરે છે અને મૂળ પદાર્થને શોધી કાઢે છે તેમ બાબુએ શ્રી કૃષ્ણ પરત્વે લખાયેલાં સર્વ સાહિત્યનું પૃથક્કરણ કરી, ઇતિહાસશાસ્ત્રની દૃષ્ટિએ નિરૂપયોગી (બીજી દૃષ્ટિએ ભલે તે ચીજો ઉપયોગી હો.) બાબતોને કાઢી નાંખી શ્રીકૃષ્ણનું જીવન એક ખરેખરૂં ઐતિહાસિક જીવન છે એમ શોધી કાઢી જગતને પ્રતીતિ કરાવી. બેશક, બંકિમ બાબુને પોતાની ઐતિહાસિક શોધો (Historical researches) ના પરિણામો લાવતાં પૂર્વે સાહિત્યકારો પ્રત્યે કઠોર થયા વિના ચાલે તેવું નહોતું. તેઓ જે કહે છે તે તેઓના નીચેના શબ્દો કહેશેઃ—

" કૃષ્ણનું જે મૂળ વૃત્તાંત છે તેમાં કોઇ રીતના બિનકુદરતી બનાવો નથી. મહાભારત અને બધાં પુરાણોમાં હાલના નવરા બ્રાહ્મણોએ ઘણી નિરર્થક વાતો રચી ભરી દીધેલી છે, અને તેથી તેમાં ઘણી જગ્યાએ કૃષ્ણને પણ એવી અતિપ્રકૃત બાબતોની મદદ લેવી પડેલી એમ કહેલું છે; પરંતુ એ બધી બાબતોને માટે મૂળ પાયો કશો નથી. આગળ જતાં આપણે પ્રમાણ સાથે જોઇશું કે કૃષ્ણે કોઇ કુદરતી નિયમનું ઉલ્લંઘન કર્યું નથી, યા તો તેવાં અનૈસર્ગિક કાર્ય વડે પોતાની મતલબ સાધી નથી. ×× છતાં લોકોમાં ચાલતી વાયકાઓનું ખરાપણું,

ખોટાપણું તપાસવાની પદ્ધતિ તે વખતે ન હોવાથી પુરાણોમાં પણ ઘણી અનૈસર્ગિક વાતો દાખલ થઇ ગયેલી છે." (પૃષ ૬૩.)

બંકિમ બાબુનો બ્રાહ્મણ અને પુરાણાદિ સંબંધીનો આ અભિપ્રાય આપણે તેઓના વિચાર પ્રકાશવાના સ્વાતંત્ર્યને અંગે જોયો છે. અહીં સ્વાભાવિક શંકા થવા યોગ્ય છે કે, તમે ઉપર દંતકથાશાસ્ત્રની શક્તિ દર્શાવી તે શક્તિનો ખ્યાલ બંકિમ બાબુને, આવો અભિપ્રાય બાંધતાં પૂર્વે ન હોવા યોગ્ય છે કે કેમ? દંતકથાશાસ્ત્રની શક્તિ બંકિમ બાબુ જેવા સમર્થ શોધકની દૃષ્ટિમાં ન હોય એમ કહેવું એ એક પ્રકારનું જોખમ ખેડવા જેવું છે એટલે આપણે જે કહી શકીએ તે એટલુંજ કે, ઉપયુક્ત અભિપ્રાય પ્રકાશતી વખતે બાબુએ દંતકથાશાસ્ત્રની શક્તિને વિસર્જન કરી છે ખરી, અને વિસર્જન કરે એ એક ઇતિહાસશાસ્ત્રીને માટે યોગ્યજ હતું, કેમકે ઇતિહાસશાસ્ત્રની શોધોના પરિણામો લાવવા માટે અન્ય શાસ્ત્રોની શક્તિની ઉપેક્ષા કરવાનો તેને હક રહે છે. જો તે ઇતિહાસશાસ્ત્રી, દંતકથાના શ્રદ્ધાળુ વર્ગને આઘાત લાગશે એમ ધારી પોતાની શોધો કરવા માંડે તો તે નિષ્ફળ જતાં ધોરણે ઐતિહાસિક પરિણામો લાવી શકેજ નહિ.

બંકિમ બાબુનો ઉદ્દેશ, શ્રી કૃષ્ણના જીવન પરથી અથાગ પરિશ્રમોયુક્ત શોધો કરી, માત્ર જેને વિદ્યાવિષયક પરિણામો ( academical results) કહેવામાં આવે છે તે લાવવાનોજ નહોતો, પરંતુ તદુપરાંત તેઓનો ઉદ્દેશ કોઇ ઓરજ હતો.

માનસશાસ્ત્રીઓ (psychologists) કહે છે કે, શબ્દ જે પ્રમાણમાં પોતાની અસર ઉત્પન્ન કરી શકે તે પ્રમાણમાં શબ્દના ઉત્પાદકના ખરા ભાવ (sincerity) નું માપ થઇ શકે, અર્થાત્ એક શબ્દ અથવા એક વચન બીજા મનુષ્ય પ્રત્યે અસર કરવાની જે શક્તિ ધરાવે તે શક્તિને આધારે તે મનુષ્યના હૃદયનું ભાવબળ નિર્ધારી શકાય છે.

'વન્દે માતરમ્'ના જે એક નાનકડા પદના અદ્‌ભુત રસથી રાષ્ટ્રીય ભાવનાની પરમજ્યોતિ હાલમાં હિંદ અનુભવે છે તે પદના રચનારનો આત્મા રાષ્ટ્રપ્રેમથી કેવો રસબોળ થઇ ગયેલ હોવો જોઇએ

એમ આપણે ઉપર કહ્યા પ્રમાણે તે પદની થતી અસર માનસશાસ્ત્રની દૃષ્ટિએ નિહાળીએ, તો આપણને ખ્યાલમાં આવી જવું જોઇએ.

'વન્દે માતરમ્' ના યોજક બંકિમ બાબુ છે. તેઓના માતૃભૂમિ પ્રત્યેના પ્રેમભાવની તુલના આપણે તે પદની અલૌકિક–વિદ્યુત્સમ અસર કરવાની શક્તિથી કરી શકીએ છીએ. આવા માતૃભૂમિ પ્રત્યેના અનુપમ પ્રેમી બંકિમ બાબુએ શ્રી કૃષ્ણનું ઐતિહાસિક જીવનચરિત્ર શોધવામાં વિદ્યાવિષયક (academical) હેતુ શિવાય અન્ય હેતુ એ ધ્યાનમાં રાખેલો કે હિંદની આધુનિક રાષ્ટ્રતા (modern nationalism) ઉત્પન્ન કરવામાં બહુ અંશે ઉપયોગી થાય એવાં તત્ત્વો, શ્રી કૃષ્ણના જીવન અને શિક્ષણમાં છે એમ બતાવી આપવું. પ્રસ્તુત ગ્રંથ સાદ્યંત વિચારવાથી બાબુનો આ અભિપ્રાય હતો, એવી પ્રતીતિ થયા વિના નહિજ રહે. બાબુનો આ અભિપ્રાય વાસ્તવિક અને દીર્ઘદૃષ્ટિવાળો હતો એવું આપણે, બાબુના સમયથી તે અત્યાર સુધીમાં કૃષ્ણના શિક્ષણના જૂદા જૂદા ભાવો (aspects) ની જે ખીલવણીઓ (developments) થઇ છે અને જે ખીલવણીઓએ ચોકસ અંશે પ્રજાની રાષ્ટ્રીય ભાવના ઉપર અસર કરી છે તેનો ઇતિહાસ જોઇશું તો જણાયા વિના નહિ રહે. રામતીર્થ, વિવેકાનંદ, બાબા ભારતી કે તે કોટિના બીજા વિચારકોએ શ્રી કૃષ્ણના શિક્ષણો પરથી આપણે રાષ્ટ્રીય કર્ત્તવ્યોના સંબંધમાં કેટલું મહત્ત્વભૂત શિક્ષણ લઇ શકીએ તેમ છીએ તે જે પ્રકારે બતાવ્યું છે તે પ્રકારનું મૂલ, જો કોઇ પણ ચોકસ ઇતિહાસશાસ્ત્રી કહેનાર હોય તો તે, બંકિમ બાબુ છે એમ કહ્યા વિના નહિ ચાલે. જો બાબુએ શ્રી કૃષ્ણના સંબંધી પૂર્વે લખાયેલ સાહિત્યને અંગે ઉથલપાથલ કરી નાંખે તેવા (revolutionary) સંશોધનો ન કર્યાં હોત તો ભાગ્યેજ શ્રી કૃષ્ણનું શિક્ષણ આપણી વર્ત્તમાન રાષ્ટ્રભાવનાની વૃદ્ધિમાં અત્યંત ઉપકારક છે એમ આપણે અનુભવી શકત. બંકિમ બાબુનો ઉદ્દેશ શ્રી કૃષ્ણ દ્વારા પોતાના દેશનું નૈતિક અને રાજનૈતિક પુનર્જીવન (moral and political regeneration) કરવાનો પણ હતો એવું તેઓના નીચેના શબ્દોથી પ્રતીત થાય છેઃ–

"પાછલા અધ્યાયમાં સમાજસંસ્કરણ વિષે બોલવું થયેલું. આપણે જોયું છે કે, સમાજસુધારક–Social reformer થવા તેમણે પ્રયત્ન

કરેલો નથી. પોતાના દેશનું નૈતિક અને રાજનૈતિક પુનર્જીવન–Moral and Political Regeneration–ધર્મપ્રચાર અને ધર્મરાજ્ય સં-સ્થાપન એજ તેમનો (શ્રી કૃષ્ણનો) ઉદ્દેશ હતો. એ થાય તો સમાજ-સુધારો એની મેળેજ થઇ આવે, અને તે ન હોય તો કોઇ દિવસ પણ એવો સુધારો થાય નહિ. આદર્શ મનુષ્ય એ વાત જાણે છે, અને તેથી માત્ર ઝાડની ડાળપર પાણી સીંચી તેનાં ફળ મેળવવા ઇચ્છા કરતો નથી. આપણે તે સમજતા નથી, અને સમાજનો સુધારો એ તેનાથી કાંઇ જુદી બાબત સમજી નકામો ખળભળાટ કરી મૂકીએ છીએ, કારણ સુધારાવાળામાં પોતાનું નામ ખપાવે તો માણસને બહુ નામના મળે છે, અને તેમાં પણ ઈંગ્રેજી રીત પ્રમાણે સુધારો કરનારની આબરૂમાં તો કાંઇ મણાજ રહેતી નથી. એ સઘળા માણસો એટલુંજ ધ્યાનમાં રાખે કે, રાજનૈતિક ઉન્નતિનું મૂળ ધર્મની ઉન્નતિ છે તો બસ છે. તે હશે તો બીજા બધા સુધારા એની મેળે થશે." (પૃ૪ ૨૧૬.)

રાષ્ટ્રીય સ્વરૂપની બાંધણી કરનારાઓ (Nation-builders) નો એવો અનુભવ છે કે, એક રાષ્ટ્ર–પ્રજા બંધાવવા માટે તેનાં મૂળ લક્ષણો કાયમ રહેવાંજ જોઇએ. વિજ્ઞાનશાસ્ત્ર (science) ના અનુ-યાયીઓ એમજ કહે છે કે, કોઇ પણ પ્રજા સુદૃઢ રહેવા માટે સ્વજાતીય રક્ત (Indigenous blood)ની જરૂર છે; જો વિજાતીય રક્ત (Foreign blood) અંદર પ્રવેશ પામે તો પ્રજાની સુદૃઢતાના તેટલા અંશો ઓછા થાય છે અથવા નબળા પડે છે. જેમ જાતીય લોહીના સંબંધમાં વિજ્ઞાનશાસ્ત્રીઓનો આ અનુભવ છે તેમ, રાષ્ટ્ર બાંધનારાઓ (Nation-builders) નો એવો અનુભવ છે કે પ્રજાને પોતાનું અવ્યવસ્થિત થઇ ગયેલું સ્વરૂપ પુનઃ પ્રાપ્ત કરવા માટે, તેને સુદૃઢ કરવા માટે અને પછી જાગૃત અને જાગૃત રાખવા માટે, પ્રજાના પોતાના જીવનરચનાની મૂળ ભાવનાઓ અને સંસ્કારો કાયમ હોવાની ખાસ જરૂર છે. ભલે પછી તે ભાવનાઓ અને સંસ્કારો ઉત્ક્રાંતિ (evolution) પામ્યા હોય, પણ તેનાં મૂળબીજ તો અવશ્ય પોતાપણાના યુક્ત જોઇએજ. આ સમાલોચનાના પ્રારંભમાં કહ્યું છે તેમ ભરતખં-ડના લોકના જીવનનાં બંધારણો રામ, કૃષ્ણ, બુદ્ધ અને મહાવીરાદિ

પુરૂષોનાં ચરિત્ર અને સંસ્કારોના અંશોથી ઉત્પન્ન થયેલાં છે એમ સપ્રમાણ બોલનારા શોધકો અને વિદ્વાનો માને છે. બંકિમ બાબુ પણ આવી માનીનતામાં શ્રદ્ધાવાન્ હતા; અને તેથીજ હિંદના રાષ્ટ્રનો પુનઃ આવિર્ભાવ કરવાને શ્રી કૃષ્ણ—કે જેમના પ્રત્યે તેઓની શ્રદ્ધા બીજા બધા આદર્શ પુરૂષો કરતાં વિશેષમાં વિશેષ હતી તે કૃષ્ણના ચરિત્રમાં તેમની ભાવના અને સંસ્કારોને ઉતારવાનો તેઓએ પ્રયાસ કર્યો છે. શ્રી કૃષ્ણમાં તેઓએ સૌથી વિશેષ આદર્શતા માનેલી છે તે તેઓના નીચેના શબ્દોથી જણાશેઃ—

“ તેની ઉપાસના કરનાર માણુસ પ્રારંભમાં—પ્રથમાવસ્થામાં—અનન્ત પ્રકૃતિવાળા ઇશ્વરને કેવો આલેખવો—કેવો ગણવો તે સમજી શકતો નથી એ ખરૂં; પરંતુ ઇશ્વરને અનુકારી—તેનેજ મળતો મનુષ્ય જેને તેના અતિ ઘણા ગુણોને લીધે ઇશ્વિરાંશવાળો કહી શકાય, યાતો કે જેને મનુષ્યદેહ ધારણ કરેલા ઇશ્વરરૂપે મનમાં લાવી—ઉપજાવી—શકાય તેવાને ઇશ્વરને બદલે પોતાના આદર્શ—તરીકે લઇ શકાય. આટલા માટેજ ખ્રિસ્તીઓએ ઇસુખ્રિસ્તને અને બૌદ્ધ મતવાળાઓએ શાક્યસિંહ—બુદ્ધ—ને પોતાના આદર્શ તરીકે ગણેલા. પણ આવી જાતના ધર્મની વૃદ્ધિ કરનારા આદર્શ જેટલા હિંદુસ્થાનમાંથી મળી આવે છે તેટલા બીજા કોઇ પણ ધર્મપુસ્તકમાં મળતા નથી, અથવા બીજી કોઇ કોમમાં પ્રસિદ્ધિ પામ્યા નથી. જનક અને એવાજ બીજા રાજર્ષિઓ, નારદના જેવા દેવર્ષિઓ અને વશિષ્ટના જેવા બ્રહ્મર્ષિઓ, એ સઘળાને અનુશીલન કરનારા તરીકે ઉંચામાં ઉંચા દરજ્જાના આદર્શ—નમૂના ગણી શકાય. એ ઉપરાંત વળી રામચંદ્ર, યુધિષ્ઠિર, લક્ષ્મણ, અર્જુન, ભીષ્મ વગેરે ક્ષત્રિયો તેમનાથી પણ વિશેષ સંપૂર્ણતા પામેલા આદર્શો કહેવાય. ખ્રિસ્ત અને શાક્યસિંહ એ કેવળ ઉદાસીન, સંસાર છોડી નીકળેલા, કૌપીન ધારી—લંગોટ પહેરી ફરનારા સાધુ જેવા નિર્મળ ધર્મવેત્તાજ થઇ ગયા, પરંતુ મજકૂર શખ્સો તેવા નહતા. તેઓ તો સર્વ ગુણોથી વિશિષ્ટ થયેલા હતા એટલે કે તેમની સઘળી વૃત્તિઓનાં સઘળાંજ અંગ સ્ફૂર્તિ પામેલાં હતાં. એ લોકો સિંહાસનપર બેસવા છતાં ઉદાસીન—સંસારથી વિરક્ત હતા; હાથમાં ધનુષ્ય

રાખવા છતાં ધર્મવેત્તા હતા. રાજા હોવા છતાં પંડિત હતા અને મોટી સત્તાવાળા હોવા છતાં સર્વ લોકોપર પ્રેમની નજરથી જોઇ શકતા, **પરંતુ આ સઘળા નમૂનાઓ કરતાં પણ એક વિશેષ ચઢીઆતો નમૂનો**–જેની આગળ બીજા સઘળા આદર્શો વામનરૂપ થઈ જાય છે તેવો–હિંદુઓ સમક્ષ રજૂ થયેલો છે. તે એજ છે કે, જેની પાસે યુધિષ્ઠિર ધર્મશિક્ષા લેતા, અર્જુન પોતે જેના શિષ્ય થઇ રહેલા, રામ લક્ષ્મણ જેના એક અંશ માત્ર હતા અને જેના જેવું મહિમાથી ભરેલું ચરિત્ર હજુ દુનીઆની કોઇ પણ ભાષામાં પ્રસિદ્ધ થયું નથી.” (પૃષ્ઠ ૬–૭)

દરેક વિચારવાનને પોતાનું સ્વતંત્ર તત્ત્વજ્ઞાન ( philosophy ) હોય છે; અને તેથીજ પોતાના તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ બીજાઓને જુએ છે, અને આલેખે છે. બંકિમ બાબુએ પણ, પોતાના સ્વતંત્ર તત્ત્વજ્ઞાન ( philosophy ) થી પ્રેરાઇ જૂદા જૂદા આદર્શ પુરૂષોને જોયા છે અને પોતાના સ્વતંત્ર તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જોતાં રામ લક્ષ્મણાદિ સૌ પુરૂષોના કરતાં શ્રીકૃષ્ણને ઉત્કૃષ્ટ માનેલ છે. બંકિમ બાબુનું પોતાનું સ્વતંત્ર તત્ત્વજ્ઞાન જે રીતે તેઓએ હિંદના આદર્શ પુરૂષોને લાગુ પાડ્યું છે તે રીત ઘણું કરી સર્વસમ્મત થવી શક્ય નથી, કારણકે, જો હિંદના તત્ત્વજ્ઞાનની ભિન્ન ભિન્ન શાળાઓ (different schools of philosophy )નો કોઇ પ્રારંભ કાળ હોય તો તે પ્રારંભ કાળથીજ એવો વિચારભેદ છે કે, સંસારથી સર્વ પ્રકારે વિરક્તતાથી ( અથવા જેને જૈન પરિભાષામાં 'અપ્રમત્તસર્વવિરતિ' કહેવામાં આવે છે તેનાથી) અંતિમ પ્રાપ્તવ્ય પ્રાપ્ત થાય છે, કે સંસારને વિષે કર્મયોગપરાયણતા રાખવાથી–ભલે પછી તે ઉદાસીન ભાવપૂર્વક હોય–અંતિમ પ્રાપ્તવ્ય પ્રાપ્ત થાય છે. જેઓ અપ્રમત્તસર્વવિરતિની અગત્ય ગણે છે તેઓ કદાપિ પણ બંકિમ બાબુના અભિપ્રાયને સમ્મત નહિ થઇ શકે કે, શ્રીકૃષ્ણે મનુષ્યપણાએ જે જીવન ગાળ્યું હતું તેજ જીવન માત્ર આદર્શરૂપ (Ideal) છે, અને બીજા પ્રકારે ગાળેલું આદર્શરૂપ ન હોઇ શકે.

અપ્રમત્તસર્વવિરતિનો અનુયાયી વર્ગ, બંકિમ બાબુના તત્ત્વજ્ઞાનનો સંપૂર્ણતઃ સ્વીકાર જો કે કદાપિ પણ નહિ કરે, તથાપિ એટલું તો નિર્વિવાદ છે કે, અપ્રમત્તસર્વવિરતિના અનુયાયી વર્ગની પણ

શ્રીકૃષ્ણ સંબંધીની ભાવના કોઈ પ્રકારે અલૌકિક છે; કારણ કે શ્રીકૃષ્ણ પોતાના મનુષ્યદેહે કરવાં પડેલાં કર્મોનો ક્ષય કર્યા બાદ તીર્થંકરપદ પ્રાપ્ત કરવાનાજ છે એમ તેઓના—અપ્રમત્તસર્વવિરતિના—અનુયાયી વર્ગના—સિદ્ધાંતસૂત્રો સ્વીકારે છે.

બંકિમ બાબુ જેમને સર્વોત્કૃષ્ટ આદર્શ પુરૂષ તરીકે સ્વીકારે છે તેમને—શ્રીકૃષ્ણને—વિષે અપ્રમત્તસર્વવિરતિનો અનુયાયી વર્ગ તીર્થંકરપદનું આરોપણ કરે છે એ વિચાર આપણે જો ધ્યાનમાં લઇએ, તો આપણને એમ પ્રતીતિ થવી જોઇએ કે સંસારમાં રહેવાની જે પ્રકારની શ્રીકૃષ્ણની જીવનપદ્ધતિ હતી તે કરતાં સંસારીઓને માટે બીજી વધારે અનુકૂળ પદ્ધતિ યોજવી મુશ્કેલ છે, અને એમ હોઇનેજ બંકિમ બાબુએ હિંદના નવયુગના મનુષ્યોને પોતાનાં રાષ્ટ્રનો પુનઃપ્રભાવ કરવાને માટે સંસારી તરીકેની કર્તવ્યતા કર્મયોગ જાણવાને માટે શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણના શિક્ષણોને આદર્શ તરીકે ગણવા માટે વાસ્તવિક આગ્રહ કર્યો જણાય છે.

શ્રીકૃષ્ણને સર્વોત્કૃષ્ટ આદર્શ પુરૂષ તરીકે લેખવાનું બાબુ બંકિમચંદ્રે પોતાના સ્વતંત્ર તત્ત્વજ્ઞાન ( his own philosophy ) ની દૃષ્ટિએ આપણને જો કે સૂચવ્યું છે, છતાં તેમ કરવામાં તેમનો અંતિમ ઉદ્દેશ કોઇ જૂદાજ પ્રકારે હોય એમ લાગે છે. બાબુ કહે છે કે "હું પોતે પણ કૃષ્ણને ભગવાન તરીકે દૃઢ વિશ્વાસથી કબૂલ રાખું છું...... મારો પોતાનો કૃષ્ણને માટે જે ભગવાન તરીકેનો મત છે તેજ વાચકે કબૂલ રાખવો એવું મારૂં કહેવું નથી; કારણ કૃષ્ણ એજ ઇશ્વિર છે એવું સાબિત કરી આપવા આ ગ્રંથ મેં લખ્યો નથી. એમાં તો માત્ર એક મનુષ્ય તરીકેજ તેમના ચરિત્રનું મારે અવલોકન કરવું છે." (પૃષ્ઠ ૪–૫.)

બંકિમ બાબુનો પોતાનો જ્યારે સ્વીકાર છે કે, તેઓ શ્રી કૃષ્ણ પ્રત્યે ભગવાન ભાવના રાખે છે અને સાથે જ્યારે એમ પણ કહે છે કે, એક મનુષ્ય તરીકેજ તેમનું ચરિત્ર અવલોકવું છે ત્યારે એ પરથી એવા અભિપ્રાય ઉપર આપણે નિર્જોખમપણે આવી શકીએ કે બાબુ

શ્રીકૃષ્ણ સંબંધીની ઇશ્વર તરીકેની પોતાની શ્રદ્ધાને એક બાજૂએ રાખી; જ્યારે શ્રી કૃષ્ણ મનુષ્ય તરીકે કેવા હતા એનું આબેહુબ ચિત્ર, શ્રી કૃષ્ણ સંબંધીના અખૂટ સાહિત્ય ઉપરથી ઉપજાવી કાઢે છે, ત્યારે એમ કરવામાં બંકિમ બાબુનો ઉદ્દેશ એવોજ હોવો જોઇએ કે, શ્રી કૃષ્ણને મનુષ્ય તરીકે માનનાર વર્ગ, શ્રી કૃષ્ણને વિષે મનુષ્યત્વની અંતિમમાં અંતિમ ખીલવણી થઇ હતી અને તે ખીલવણી આદર્શરૂપ હોઇ ઉપાદેય છે એવું જો શ્રદ્દધતાં શીખે તો, તરૂણ ભારત (Young India) ને વિષે આવશ્યક મનુષ્યત્વ આવતાં તે પોતાનો ઉદ્ધાર તરત કરી શકે.

વિજ્ઞાનશાસ્ત્ર ( Science ) ના પ્રભાવ પછી ધર્મ (Religion) સંબંધી કેટલીક–શ્રદ્ધાઓને બહુ સહન કરવું પડે તેવું છે—અને તેમ થાય તો "માણસની ઉન્નતિનું મૂળ ધર્મની ઉન્નતિમાં રહેલું છે" એ પોતાના સિદ્ધાંતને હાનિ પહોંચે અને તેથી તરૂણ ભારતની ઉન્નતિ થતી અટકે એવો બંકિમ બાબુના અભિપ્રાયનો નિચોડ હોઇ, હિંદુ ધર્મના તત્ત્વોને હાનિ થવા ન દેવાના ઉદ્દેશથી શ્રી કૃષ્ણના જીવન પરથી હિંદુ ધર્મનાં તત્ત્વો પ્રકટે છે તે તત્ત્વો બુદ્ધિવાદ ( Rationalism ) થી દર્શાવવાનો બાબુએ અથાગ પરિશ્રમ કર્યો છે. જડવાદ (Materialism) ની ખીલવણી (development) જેટલી હમણાં થઇ ચૂકી છે તેટલી બંકિમ બાબુના વખતમાં થઇ નહોતી; તોપણ તેના વખતમાં હરબર્ટ સ્પેન્સર, બેન્થામ, મિલ વગેરેના મતોનો પ્રચાર હિંદમાં થવા લાગ્યો હતો. હિતવાદ (Utilitarian) ની ફિલસુફી પણ લોકલક્ષ નીચે આવતી જતી હતી. હિંદના ધર્મોજ નહિ, પણ પૃથ્વીપરના સઘળા ધર્મો જડવાદની ખીલવણીથી, ધર્મશ્રદ્ધાને હાનિ પહોંચે છે એવું અત્યારે માને છે, દઢતાપૂર્વક અનુભવે છે તે બાબુએ તે વખતે અનુભવી લીધું હતું. પોતાના સ્વદેશીઓ જો જડવાદની છાયા નીચે આવવા પામશે, તો પોતાના સ્વદેશનું જીવનતત્ત્વ જે ધર્મ, તેની શ્રદ્ધા સ્ખલિતપણું પામી જશે અને તેથી તેમનાં (સ્વદેશીઓનાં) નૈતિક જીવન બંધારણો નબળાં પડી જશે એવો ખ્યાલ બાબુને આવતાં તેઓએ પોતાના 'ધર્મતત્ત્વ' નામના ગ્રંથ દ્વારા અને આ શ્રી

કૃષ્ણના ચરિત્ર દ્વારા, હિંદુધર્મનાં ધર્મતત્ત્વો, સ્પેન્સરાદિની ફિલસુફી-ઓના કરતાં શ્રેષ્ઠતર છે એવું પોતાના સ્વદેશીઓને બતાવવા–તેઓ-ના ઉપર તેની છાપ પાડવા પ્રયત્ન કર્યો છે. ઇશ્વરવાદમાં પોતે શ્રદ્ધા ધરાવતા હોવાથી તેના સમર્થનને અંગે એક ઉત્તમ ન્યાયશાસ્ત્રી (Logician) ને છાજે તેવી દલીલોપૂર્વક બંકિમ બાબુએ, ચર્ચા કરી છે. બંકિમ બાબુએ કરેલી ચર્ચા જો કે સર્વમાન્ય ભલે ન થઇ શકવાયોગ્ય હોય, તોપણ તે ચર્ચા સમર્થ છે એમ તો વિચારવાનોને લાગ્યા વિના રહે તેમ નથી. સ્પેન્સર જેને–Something higher than personality–સગુણના કરતાં પણ જે વિશેષ સગુણરૂપ ઇશ્વિર કહે છે–તે કરતાં પણ હિંદુની જેમાં માનીનતા છે એવા ઇશ્વર-પદના અસ્તિત્વની શ્રદ્ધા વિજ્ઞાનશાસ્ત્રના અનુયાયીઓને કરાવવા માટે વૈજ્ઞાનિક દલીલો કરવાને માટે બંકિમ બાબુએ શક્તિનું કાંઇ ઓછું સ્ફુરણ કર્યું નથી. બાબુએ સ્વીકારેલ ઇશ્વિરપદનું સમર્થન શંકાત્મક (Sceptic) વાતાવરણને સંપૂર્ણ સ્વચ્છ કરવા યોગ્ય બળ ધરાવે છે કે નહીં એનો નિર્ણય વિચારવાનો કરી શકે તેવું છે, તો પણ મારા જેવા સામાન્ય અભ્યાસીઓ પણ કહી શકે તેવું છે કે, જેને હાલમાં Superman (સવિશેષ પુરૂષ) કહેવામાં આવે છે તેવો Superman (સવિશેષ પુરૂષ) મનુષ્ય થઈ શકે છે એવું કૃષ્ણના ચરિત્રથી તેઓએ તોફા રીતિએ સિદ્ધ કરી બતાવ્યું છે અને પોતાના જે સ્વદેશી ભાઇઓ જડવાદની છાયા નીચે જવાને પાત્ર હતા તેમની ધર્મશ્રદ્ધાને આટલી હદસુધી સારી રીતે બાંધી રાખી છે.

બંકિમ બાબુ બહુ દીર્ઘદષ્ટિવાળા હતા. તેઓએ પાશ્ચાત્ય વિચાર-શૈલીની અસર તરૂણ જમાના ઉપર થવીજ જોઇએ એવું તત્કાળ જોઇ લીધું; અને તેથીજ તેઓએ તે શૈલીનું અવલંબન લઈ, પોતાના પ્રબળ વિચારો તે શૈલીએ દર્શાવ્યા. જેનાથી વિશેષ હિત સધાય તે નિયમથી જગત્પ્રવૃત્તિ ચાલવી જોઇએ એવો એક વિચાર છે; અને તે વિચાર સર્વમાન્ય જેવો હોય બધાં અને ખાસ કરી હમણાના વિચાર-પ્રવાહમાં તણાતો નાનો–તરૂણ–વર્ગ તેનું અવલંબન લે છે. આ વિચારને ફીલસુફીની ભાષામાં "હિતવાદ" Utilitarian view–કહેવામાં

આવે છે; શ્રી કૃષ્ણે પોતાના આખા જીવનમાં અને ખાસ કરી પાંડવ-કૌરવના યુદ્ધમાં આજ "Utilitarian" હિતવાદના નિયમને સંપૂર્ણપણે અનુસરી કામ લીધેલું એવું બંકિમ બાબુએ કૃષ્ણના શિક્ષણો, વિચારો અને વર્તનોનું પૃથક્કરણ કરતાં સિદ્ધ કર્યું છે. તેઓ કહે છે કે "ધર્મ-તત્ત્વ હિતવાદથી છૂટું પાડી શકાયજ નહિ. જગદીશ્વરની સાર્વભૌમિકતા તથા સર્વમયતાના લક્ષણમાંથીજ એ અનુમાન નીકળે છે. સાંકડા ખ્રીસ્તી ધર્મ જોડે હિતવાદને વિરોધ આવી શકે ખરો, પરંતુ જે હિંદુ ધર્મમાં એમ કહેલું છે કે, દરેક સરજાયેલી ચીજમાં ઇશ્વિર રહેલો છે તે ધર્મનો 'હિતવાદ' એ એક ખરેખરો ભાગ છે, અને તેથી કૃષ્ણનું ઉપલું વાક્ય"—જે પ્રાણી માત્રને ધારણ કરે, આધારરૂપે રહે, તેને ધર્મ કહે છે; માટે જેના વડે જીવોનું રક્ષણ થાય તેનુંજ નામ ધર્મ—"ધર્મનું યથાર્થ લક્ષણજ છે." પૃષ્ઠ ૩૫૪.

પ્રત્યેક મહાયુદ્ધ પ્રસંગનાં યુદ્ધનીતિ (war ethics) અને યુદ્ધ તત્ત્વજ્ઞાન ( war philosophy ) ચર્ચાય છે. હમણાં યુરોપમાં જે યુદ્ધ ચાલે છે તેની નીતિ અને તેના તત્ત્વજ્ઞાનની ચર્ચા જેમ વિચારકો ( thinkers ) કરે છે તેમ પાંડવ-કૌરવના મહાભારતના યુદ્ધની નીતિ અને તત્ત્વજ્ઞાનની ચર્ચા તે સમયથી માંડી અત્યાર સુધીના વિચારકોએ ચાલુ કર્યા કરેલજ છે. પ્રત્યેક મહાયુદ્ધની નીતિ અને તત્ત્વજ્ઞાન પ્રથમ તો ઘણું કરી એકજ મનુષ્યના મનની પેદાશ હોય છે; અને તેથીજ એવા મનુષ્યને યુદ્ધનાં નીતિ અને તત્ત્વજ્ઞાનના શિક્ષણો—gospels—શીખવનાર માનવામાં આવે છે. જેમ અત્યારે જર્મન પ્રજાને તેના યુદ્ધની નીતિ અને તત્ત્વજ્ઞાન શીખવનાર નીટ્ઝકે અને ટ્રીએટ્ઝકે નામના વિદ્વાનોને માનવામાં આવે છે તેમ મહાભારતના યુદ્ધનાં નીતિ અને તત્ત્વજ્ઞાનના શિક્ષણો (gospels) શીખવનાર તરીકે શ્રી કૃષ્ણને પ્રસિદ્ધ રીતે માનવામાં આવે છે. યુદ્ધની નીતિ અને તત્ત્વજ્ઞાનના શ્રી કૃષ્ણનાં શિક્ષણો—gospels—શ્રીમદ્ભગવદ્ગીતાદિ કૃષ્ણ સંબંધીના સર્વ સાહિત્યો જોઇએ, તો એમ જણાશે કે, તે Utilitarian view—હિતવાદની દૃષ્ટિથીજ અપાયેલાં છે; અને જો તેમ હોય તો વર્ત્તમાન જમાનાને જે પ્રિય છે તે હિતવાદની શૈલી હિંદુધર્મ સાહિત્યોમાં અખંડપણે છે

એવું શ્રી કૃષ્ણના જીવનદ્વારા બંકિમ બાબુએ દર્શાવી હિંદુ ધર્મ પ્રત્યેની શ્રદ્ધા સ્થિર રખાવવા મંથન કર્યું છે. આ રીતે બંકિમ બાબુ દીર્ઘદષ્ટિવાળા હતા.

શ્રી કૃષ્ણચરિત્ર યોજતાં બંકિમ બાબુએ જે અનેક ઉદ્દેશો ધ્યાનમાં રાખેલા તેમાંનો એક અગત્યનો ઉદ્દેશ આ પણ છેઃ—

ક્રિશ્ચીયન પ્રજાની એક આવડત છે કે પોતાની રાજકીય સ્થિતિ ઉત્પન્ન કર્યા પછી તે દઢ કરી ટકાવવા માટે, પૃથ્વીના જે કોઇ ભાગમાં પોતે ગયા હોય તે ભાગમાં રહેતી સ્થાનિક વસ્તીઓને સમયોચિત ઉપાયો લઇ ક્રિશ્ચીયન બનાવવી. ક્રિશ્ચીએનિટિના પ્રચારનો ઇતિહાસ તપાસીશું તો સહજ જણાશે કે, ક્રિશ્ચીયન પ્રજાઓ જયાં જયાં ગઇ છે ત્યાં ત્યાં આ જ ધોરણે કામ લીધું છે. હિંદમાં જ્યારે પોર્ટુગીઝ રાજ્ય અમલ હતો ત્યારે પોર્ટુગીઝોએ ક્રિશ્ચીએનિટિમાં હિંદની સ્થાનિક વસ્તીને લાવવા માટે સારા અને નરસા ( fair and foul ) બન્ને રસ્તાઓ લીધેલા. ‘ અભડાઇ જવું ’–‘ ભ્રષ્ટ થઇ જવું ’ એવો સંસ્કાર હિંદુઓમાં એટલો બધો જડપણે—ચેતન રહિતપણે—જડ ઘાલી ગયો હતો કે, સહેજ સહેજ કારણોથી હિંદુ પ્રજાનો જથો, હિંદુ ધર્મમાંથી ચ્યુત થઇ ગયેલો થઇ પડતો. કળવકળવાળા ( tactful ) પોર્ટુગીઝોએ હિંદમાં રહીને જ્યારે જોયું કે, હિંદુઓને ક્રિશ્ચીયન ધર્મમાં લાવવાનો સહેલામાં સહેલો—જો કે અધમ ( mean )—ઉપાય એ છે કે, હિંદુઓ જે ક્રિયાથી અભડાઇ જવું એમ માને છે તે અભડાવવાના ઉપાય લેવા. ‘ મુંબઇ ઇલાકાના ગેઝીટીયર ’ ના પુસ્તક ૧૩—ભાગ ૧ લાની અંદર પોર્ટુગીઝો હિંદુઓને કેવા કેવા ઉપાયોથી વટલાવી ક્રિશ્ચીયન ધર્મમાં આણતા હતા તેનો જે ઇતિહાસ આપ્યો છે તેમાં ક્રિશ્ચીએનિટિમાં લાવવાની એક રીત અભડાવવાની પણ હતી તે સ્પષ્ટ રીતે જણાવ્યું છે. આ ગેઝીટીયરની ૧૮૮૨ની આવૃત્તિમાં પૃષ્ઠ ૨૦૧ ઉપર આ પ્રમાણે ઉલ્લેખ છેઃ

" According to the story of the Urpas and other classes their forefathers were forced to be-

come Christians by having pieces of flesh thrown into their wells. So also the writer in the *Oriental Christian Spectator* (June 1859, 238) speaks of the Portuguese thrusting biscuit and pork into the mouths of unwilling multitudes. Force may have been used in some cases, but the Portuguese accounts seem to show that persuasion and interest were the chief means of conversion. Their treatment of their chief rivals, the Musalnans was specially severe. (As. Res. V. 20, 21 and Hough I 266).

“ ઉર્પા અને બીજી જાતોની વાતો પ્રમાણે તેઓના પૂર્વજોને ક્રિશ્ચીયન બનવાની ફરજ એ રીતે પાડવામાં આવેલી કે, તેઓના કુવાઓની અંદર માંસના ટુકડા નાંખવામાં આવતા હતા. **ઑરીએ-ટલ ક્રિશ્ચીયન સ્પેક્ટેટર** (જુન, ૧૮૫૯, ૨૩૮) ની અંદર એમનજ કહે છે કે પોર્ટુગીઝો જથાબંધ લોકોના મોઢામાં પરાણે-તેઓની ઇચ્છા ઉપરાંત-બીસ્કીટો અને ડુક્કરના માંસના ટુકડાઓ ાંચતા હતા. કેટલાક દાખલાઓમાં જબરાઈ વાપરવામાં આવી હશે, ણુ પોર્ટુગીઝ અહેવાલો એમ દેખાડતા જણાય છે કે, ફોસલાવવું પને હિત દેખાડવું એ ઉપાયો વટલાવવાના મુખ્ય હતા. તેઓના ખ્ય હરીફો-મુસલમાનો તરફનું વર્ત્તન ખાસ કરી સખત હતું.”

જેમ ક્રિશ્ચીયન પ્રજા આવડતવાળી (tactful) છે તેમ સ્થિતિસ્થાપક (elastic) પ્રકૃતિવાળી પણ છે. પોર્ટુગીઝોએ હિંદુઓના લકા ગણાતા વર્ગો (depressed classes) ને ક્રિશ્ચીયન ર્મમાં વટલાવવા માટે આવા—એ વર્ગોના અજ્ઞાનનો લાભ લેનારા—પાયો લીધેલા તે ઉપાયો લેવાના સંજોગો જ્યારે ન જોવામાં આવ્યા ારે પોર્ટુગીઝોની પછી આવેલા કેટલાક ક્રિશ્ચીયન મિશનોએ વટ-વવાના જુદીજ જાતના ઉપાયો લેવા માંડયા.

જ્યારથી અંગ્રેજી રાજ્યસ્થાપન સ્થિર થયું ત્યારથી માંડી, અમેરિકાના શીકાગોનું ધર્મપરિષદ્ (Parliament of Religions) ભરાયું ત્યાં સુધીના વર્ષોમાં કેળવાયેલા વર્ગની ધર્મ સંબંધી કે સામાજિક વિચારો સંબંધીની મનની સ્થિતિના ઇતિહાસનો જેઓને ખ્યાલ હશે તેઓને વિદિત હશે કે, તે વર્ષોમાં કેળવાયેલા વર્ગને પાશ્ચાત્ય વિચાર, રીતભાત વગેરેના પ્રવાહનો જબરો મોહ થયો હતો. બંકિમ બાબુ કહે છે કેઃ—

"પણ ખેદની વાત એટલી જ છે કે, હિંદુસ્તાનના કેળવાયેલા વર્ગમાં પણ એ (પાશ્ચાત્ય) વિદ્વાનોના મતને ખરો માનનારા ઘણે મોટે ભાગે મળી આવે છે. ઘણાઓ પોતે તે વિષય પર બીલકુલ પણ વિચાર કરવાની તસ્દી લીધા સિવાય આંખો મીંચી યુરોપના પંડિતોના મત તે પોતાનો મત એમ સ્વીકારી લે છે. મને સ્હેજ આશા રહે છે કે, વખતે એ વર્ગમાંથી કોઇ રડયો ખડયો માણસ મારૂં પુસ્તક વાંચશે અને તેથીજ યુરોપી વિદ્વાનોના મતને ખોટો પાડવા મેં પ્રયત્ન કર્યો છે. બાકી જેને વિલાયતી તેજ બધું સારૂં લાગે; વિલાયતી પંડિતાઇ, અરે! કૂતરાં સરખાં પણ વિલાયતી જેને ગમે છે, અને દેશી પુસ્તક વાંચવાની વાત તો એક બાજુપર રહી પણ જો ભીખારી પણ દેશી હોય તો તેને પૈસો દાન કરવા યોગ્ય જે ધારતો નથી તેને માટે હું કશું જ લખતો નથી." (પૃષ્ઠ ૧૧–૧૨.)

બંગાળ ઇલાકો કે જે ક્ષેત્રપ્રતિક્રિયા (reaction)ના નિયમાનુસાર હાલમાં સ્વદેશીનું કેન્દ્રસ્થાન થઇ પડયું છે ત્યાં તે વર્ષોમાં પાશ્ચાત્ય વિચાર અને રીતભાત તરફ મુંબઇ ઇલાકા કરતાં ઘણોજ વધારે મોહ થયો હતો. તે વખત એવો હતો કે, જ્યારે બંગાળી બાબુઓ યુરોપી સ્ત્રીઓની સાથે લગ્ન કરવામાં, યુરોપી જીવન ગાળવામાં અને તેવું તેવું કરવામાં સ્વોન્નતિ માનતા હતા. આ પ્રવાહ હિંદુસ્થાનમાં લગભગ સર્વત્ર ફેલાયો હતો. શીકાગોનું ધર્મપરિષદ્ થયું અને વિવેકાનંદ, વીરચંદ ગાંધી આદિ વિદ્વાનોએ હિંદુ ધર્મોના સિદ્ધાંતોની વિશેષતા દાખવી ત્યારથી તેમજ રામતીર્થ, બાબા ભારતી વગેરે સમર્થ

પુરૂષોએ હિંદુ ધર્મ વિચારોની ખુબીઓ તરફ આકર્ષણ કરાવ્યું ત્યારથી પાશ્ચાત્ય વિચારપ્રવાહની ઓટ થવા લાગી. થીઓસોફીકલ હિલચાલ આપણને સર્વસમ્મત નહોતી તોપણ એટલું તો સ્વીકારવું જોઇએ કે, હિંદના કેળવાયેલા વર્ગનો ઉપયુક્ત મોહ ઓછો કરવામાં તે હિલચાલે પણ ઉપયોગી ભાગ ભજવ્યો છે.

આ રીતે હિંદુ ધર્મ તરફ પ્રીતિ રાખવાને માટે ઉપર કહ્યું તેમ પાણી પાછાં વળ્યાં તે પહેલાંના વર્ષોમાં જ્યારે પાશ્ચાત્ય વિચારો ભણીનો કેળવાયેલા વર્ગને મોહ હતો ત્યારે તેનો લાભ લઈ ક્રિશ્ચીયન મીશનરીઓએ હિંદુ ધર્મ પ્રત્યેથી હિંદુઓની શ્રદ્ધા ખસેડવા અને તે રીતે પોતાના ક્રિશ્ચીયન ધર્મ તરફ આકર્ષવા માટે કૃષ્ણ વગેરે હિંદુઓના આદર્શ પુરૂષો ( Ideal men ) ના સંબંધમાં ચાલતી દંતકથાઓ અને મૂર્તિપૂજન વગેરે વિષયોના સંબંધમાં, શ્રદ્ધા ઉથલાવનાર દલીલોવાળાં સાહિત્યો પ્રકટ કરવા માંડયાં. મદ્રાસ ક્રિશ્ચીયન મીશન તરફથી પ્રકટ થયેલ આવા પ્રકારનું સાહિત્ય જોવાથી આ વાતની પ્રતીતિ થશે.

ઉપર જણાવ્યું તેમ ક્રિશ્ચીયન પ્રજાઓ સ્થિતિસ્થાપક (elastic) પ્રકૃતિની હોઇ તેઓ સમયસૂચકતા વાપરી પોતાનો હેતુ સાધવા માટે જે ઉપાયો લેવા જોઇએ તે લે છે. વટલાવવાના ઉપર જણાવ્યા તે ઉપાયો લેવાનો કાળ ચાલ્યો ગયેલો જોઇ, લોકવૃત્તિ આકર્ષવા માટે તેઓએ હવે વધારે સારા ઉપાયો લીધા. સ્કૂલો, કૉલેજો, દવાશાળાઓ, ઉદ્યોગશાળાઓ આદિ લોકોપકારી સંસ્થાઓ સ્થાપી અને તે દ્વારા વટલાવવા માંડયું.

જેને અંગ્રેજીમાં In advance of his time—પોતાના વખત કરતાં આગળ વધેલા—કહેવામાં આવે છે એ પ્રકારનો પુરૂષ બંકિમ બાબુ હતો. શ્રી કૃષ્ણ જેવા અસાધારણ પુરૂષ કે જેના શિક્ષણોદ્વારા અને ચારિત્રદ્વારા હિંદ પોતાનો પુનરૂદ્ધાર કરી શકે તેમ છે તે કૃષ્ણને ખોટી રીતે ચિત્રી, હિંદની અંદર ક્રિશ્ચીનેનેટીનો પ્રચાર ક્રિશ્ચીયન પ્રજાઓ કરશે, અને તેથી પોતાના આદર્શ પુરૂષોનું હિંદુ લોકે

વિસ્મરણુ થઇ જશે એવો અગાઉથી તેણે—બંકિમ બાબુએ—ખ્યાલ કરી લીધો; અને ક્રિશ્ચીઍનેટી તરફ લોકવલણુ ન થાય તે માટે શ્રી કૃષ્ણુચરિત્રમાં ક્રિશ્ચીયન કરતાં હિંદુ આદર્શતા વિશેષ ઉપકારક છે એમ બતાવવા યત્ન કર્યો:

"પરંતુ આ સંબંધી એક બીજી વાત વિચારવી જોઇએ. આ Christian ideal તે શું યથાર્થ—ખરેખર મનુષ્યત્વનો આદર્શ છે? સઘળી કોમનું જાતીય આદર્શસ્થાન શું એવુંજ હોઇ શકે? આ પ્રશ્નમાંથી વળી એક બીજો પ્રશ્ન ઉભો થાય છે: હિંદુઓને પોતાનો જાતીય—કોઇ આદર્શ છે કે નહિ? Hindu Ideal છે કે નહિ? છે તો તે કેવો છે? આ પ્રશ્ન જો કેળવાયેલા હિંદુઓને પૂછવામાં આવે તો જરૂર તેમાંના ઘણા તો માથુંજ ખજવાળવા માંડશે. કોઇ જટાધારી ધોળી દાઢી મૂછવાળા વ્યાસ વશિષ્ઠાદિ ઋષિને આગળ કરશે, તો કોઇ કહેશે માત્ર રાખ અને ભસ્મ ચોળવામાંજ એ આદર્શસ્થાન આવી જતું નથી; અને ખરી વાત પણુ તેજ છે. જો તેમાં આદર્શસ્થાન આવી ગયું હોત તો આપણી આવી દુર્દશા થાતજ કેમ? પરંતુ એક દિવસ એવો પણુ હતો કે જ્યારે હિંદુજાત પૃથ્વી પર વસતી જાતોમાં શ્રેષ્ઠ હતી. પણુ તે વખતના હિંદુ તે આદર્શ હિંદુ કહેવાય? આનો જવાબ આગળ અમારી સમજ મુજબ આપ્યો છે. રામચંદ્ર વગેરે ક્ષત્રિયો તે આદર્શ પ્રતિમાને મળતા આવનારા ખરા, પરંતુ યથાર્થ હિંદુઆદર્શ તો શ્રી કૃષ્ણુજ, મનુષ્યત્વનું ખરેખરૂં આદર્શસ્થાન તો તેજ. ઇસુખ્રીસ્ત વગેરેમાં આદર્શતાની તેવી સંપૂર્ણુતા મળવાનો જરા પણુ સંભવ નથી.

"આનું કારણુ કહીશું. 'ધર્મતત્ત્વ' નામના ગ્રંથમાં મનુષ્યત્વ શું તે સમજાવવા પ્રયત્ન કર્યો છે. માણુસની બધી વૃત્તિઓની સંપૂર્ણુ સ્ફૂર્તિ અને સામંજસ્ય તે મનુષ્યત્વ. જેને તે બધી વૃત્તિઓની સ્ફૂર્તિ અને સામંજસ્ય પ્રાપ્ત થયાં હોય તે આદર્શ મનુષ્ય; ક્રાઇસ્ટમાં તે ન હતું. શ્રી કૃષ્ણુમાં હતું. રોમના શહેનશાહે કદી ઇસુને યાહુદીઓના હાકેમ તરીકે નીમ્યો હોત તો તે શું પોતાનો ઓહ્દો બરાબર બજાવી

શકત ? તેને રાજ્ય કરતાં આવડત ? ન આવડત, કારણ રાજ્યકાર્યને સંબંધે જે જે વૃત્તિઓનું અનુશીલન કરવું જરૂરનું હતું તે તેનામાં થયેલું હતું નહિ; તેથી જો એવો ધર્માત્મા પુરૂષ રાજ્યકર્ત્તા થાય તો તેથી લોકોનું જરાએ લીધું થાય નહિ. એથી ઉલટું શ્રી કૃષ્ણ તો સર્વથી શ્રેષ્ઠ નીતિજ્ઞ હતા, તે વાત પ્રસિદ્ધ છે. શ્રેષ્ઠ નીતિજ્ઞ તરીકે મહાભારતમાં તો તેમને ઠેકાણે ઠેકાણે વર્ણવ્યા છે, ને યુધિષ્ઠિર કે ઉગ્રસેન રાજ્યકાજના કોઇ પણ મોટા કામમાં તેમની સલાહ લીધા વગર કાંઇ કામ કરતા નહિ. એજ પ્રમાણે કૃષ્ણે પોતે રાજા થયા વગર પણ પ્રજાનું ઘણું ભલું કર્યું છે. જરાસંધને ત્યાં પડેલા કેદીઓનો છુટકારો એજ તેનું એક ઉદાહરણ છે. વળી, એમ ધારો કે, યાહુદીઓએ રોમના શહેનશાહોનો જુલમ ન ખમાવાને લીધે સ્વતંત્ર થવાના ઈરાદાથી બળવો કરી પોતાનું સેનાપતિત્વ ઇસુને આપ્યું હોત તો તે શું કરત ? યુદ્ધ કરવાની તેનામાં શક્તિ પણ નહતી. તેમ તેની તે તરફ પ્રવૃત્તિ પણ નહતી. "Give unto Cæsar what is Cæsar's" —સીઝરનું સીઝરને આપો—એમ કહી તે રસ્તે પડત. કૃષ્ણ પણ યુદ્ધ માટે કાંઇ પ્રવૃત્ત હતા નહિ; છતાં ધર્માર્થે માટે યુદ્ધની જરૂર છે, એમ તે જાણતા હતા તેથી ધર્મને માટે યુદ્ધ થાય ત્યાં જરૂર તેમને પ્રવૃત્ત થવું પડતું, અને એક વખત યુદ્ધમાં ઉતર્યા પછી તે અજેય હતા. કોઈ તેમને જીતી શકતું નહતું. ઈસુ અભણ, વગર કેળવાયેલો હતો; કૃષ્ણ બધા શાસ્ત્રોમાં પ્રવીણ હતા. બીજા બધા ગુણોમાં પણ તેમજ હતું. બન્ને જણા શ્રેષ્ઠ ધાર્મિક ને ધર્મજ્ઞ હતા. આ બધા સબબોને લીધે ખરા આદર્શ મનુષ્ય તે શ્રી કૃષ્ણજ અને Hindu Ideal Christian Ideal કરતાં શ્રેષ્ઠજ." ( પૃષ્ઠ ૨૩૮–૩૯–૪૦ ).

ઐતિહાસિક પૃથક્કરણો તુલનાત્મક ઇતિહાસ (Comparative History ) અને તુલનાત્મક ભાષાવિવેકશાસ્ત્ર ( Comparative Philology ) દ્વારા કરવાની બંકિમ બાબુની શક્તિ અપૂર્વ છે એ માટે આપણે પ્રારંભમાંજ ઉલ્લેખ કરી ગયા છીએ. શ્રી કૃષ્ણચરિત્રના જૂદા જૂદા પ્રકરણોને અવલોકતાં બંકિમ બાબુની વિષય ચાલવણીને માટે અદ્ભુત માનજ ઉત્પન્ન થાય છે.

આ કૃષ્ણચરિત્રમાંના સર્વ પ્રકરણોનું નિરીક્ષણ—observation—કરવાની બળવાન્ ઇચ્છા છતાં તેમ કરી શક્યા નથી, કારણ કે પ્રસ્તાવના રૂપે લખાયેલ આ લેખ ઘણો લંબાણવાળો થઇ જાય. આ કારણથી શરૂઆતના થોડાંક પ્રકરણોનું નિરીક્ષણ—observation—માત્ર નમુના દાખલ આપી સંતોષ પકડીશું: પ્રથમ પ્રકરણમાં પોતાનો ગ્રંથ લખવાનો ઉદ્દેશ તેઓએ બતાવ્યો છે: શ્રી કૃષ્ણનું અન્યથા આકારે ચિત્ર દોરવામાં આવે છે તે ચિત્ર સર્વથા અસત્ય છે એવું દર્શાવવાની બંકિમ બાબુની ઇચ્છા તેઓના નીચેના શબ્દોમાં વ્યક્ત થાય છે:

"કૃષ્ણ એ પોતેજ ભગવાન છે એવું ઘણા હિંદુઓનું માનવું છે, અને તેથીજ કૃષ્ણનું નામ, કૃષ્ણની કથા, કૃષ્ણની પૂજા, એને તેઓ પોતાના ધર્મની ઉન્નતિનાં સાધન ગણે છે, પરંતુ એ લોકો કૃષ્ણને—કૃષ્ણના માનવચરિત્રને—કેવી રીતે જુએ છે? બાલ્યાવસ્થામાં જે દહીં માખણની ચોરી કરતો, યુવાવસ્થામાં જે વ્યભિચારી હતો, જેણે હજારો ગોપીઓનું પતિવ્રતાપણું હરી લીધું હતું, ઉત્તરાવસ્થામાં જે ઠગાઇ અને શઠતાનો શિરોમણિ થઈ પડ્યો હતો, જેણે ઠગાઈ વાપરી દ્રોણ વગેરેના જીવ લેવડાવ્યા હતા, તેવા એક માણસ તરીકે. હવે જો એ વાત ખરી હોય તો ભગવાન તરીકે એવા માણસને કેવી રીતે આપણાથી કબૂલ રખાય? સબબ ઇશ્વરચરિત્ર કોઈ દિવસ એવું હોઈ શકેજ નહિ. જે કેવળ શુદ્ધસત્ત્વ, જેના નામ માત્રથી સર્વ પ્રકારની અશુદ્ધતા, સર્વ જાતનાં પાપ દૂર નાસે તે ભગવાન શું મનુષ્યદેહ ધારણ કરી આવાં પાપાચરણ કરે?" (પૃષ્ઠ ૪.)

"પુરાણ તથા ઇતિહાસમાં કૃષ્ણનું ચરિત્ર કેવી રીતે વર્ણવેલું છે તે યથાશક્તિ મેં જોવા પ્રયત્ન કર્યો છે. અને તેનું પરિણામ એ આવ્યું છે કે, કૃષ્ણને માટે જે જે દુષ્ટ વાતો ચલાવવામાં આવી છે, અને જે જે રૂપે પાપી મનુષ્ય તરીકે તેમને આલેખવામાં આવ્યા છે તે બધું બિનપાયાદાર અને ખોટું છે; અને ઉપન્યાસલેખકોએ એમને સંબંધે જે કાંઈ કહ્યું છે તે જો આપણે છોડી દઇએ તો જે બાકી રહે છે તે હકીકત બિલકુલજ વિશુદ્ધ, પવિત્ર તથા મહત્ત્વવાળી

જણાય છે. મારો એજ અભિપ્રાય છે કે, એમના ચરિત્ર જેવું બધા સદ્ગુણોથી ભરપૂર, સઘળી જાતનાં પાપના સ્પર્શથી દૂર, નમૂનાદાર ચરિત્ર બીજે ક્યાંઈ મળશેજ ભાગ્યે, બીજા કોઇ દેશના ઇતિહાસમાં વર્ણવાયું હશેજ ભાગ્યે, અથવા તો કોઈ બીજી ભાષાના કાવ્યમાં પણ રચાયું હશેજ ભાગ્યે." ( પૃ૪ ૪–૫ )

બાબુએ પોતાનો શ્રી કૃષ્ણુ સંબંધીનો આ પવિત્ર નિર્ણય ફત્તેહ-સાથે સિદ્ધ કરી બતાવ્યો છે એમ એ ગ્રંથનું સંપૂર્ણ અવલોકન કર્યા વિના નહીં રહે.

કૃષ્ણુચરિત્ર કેવું હતું ને તે જાણવાનાં સાધન શાં છે તે સંબંધીનો ઉલ્લેખ બીજા પ્રકરણુમાં છે. કૃષ્ણુને લગતું વૃત્તાંત મહાભારત, હરિવંશ અને પંદર પુરાણુમાં મળી આવે છે. મહાભારત અને હરિવંશાદિ અન્ય ગ્રંથોની અંદર કૃષ્ણુ સંબંધીની હકીકતમાં ઘણો તફાવત પડે છે. બાબુ એ ધર્મપુસ્તકો તરફ અંધ શ્રદ્ધાથી ન જોતાં તેમાં કેટલું ઐતિહાસિક સત્ય છે તે તુલના કરી જોવા માગે છે:

"હવે મહાભારતમાં કૃષ્ણુના જીવનસંબંધી જે કાંઈ જણાવેલું છે તેમાંની અને તે સિવાય જે બીજા ગ્રંથો ઉપર જણાવેલા છે તેમાંની હકીકતમાં બહુ તફાવત છે; કારણુ જે જે વાત મહાભારતમાં છે તે તે હરિવંશ અને પુરાણોમાં નથી, અને જે જે હરિવંશ તથા પુરાણોમાં છે તે તે મહાભારતમાં નથી." ( પૃ૪ ૮. )

કૃષ્ણુચરિત્ર કેવું હતું તે જાણવાનાં સાધનોની ઓળખ કરાવતાં યુરોપીય પંડિતોના અભિપ્રાયોમાં મુદ્દલ વિશ્વાસ રાખવા જેવું નથી એમ બાબુએ સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું છે: બાબુનું એમ માનવું છે કે તે વખતના કેટલાક યુરોપીય પંડિતોએ જાણીજોઇને–ઇરાદાપૂર્વક–ભરતખંડના સાહિત્ય અંગે વિપરીતતા દર્શાવી છે:

"આ સઘળી બાબતો માટે અભિપ્રાય આપવામાં તેઓએ પોતાના મૂળ સૂત્ર તરીકે એકજ વાત ધ્યાનમાં રાખેલી લાગે છે: તે એ કે, ભરતખંડમાં લખાયેલા ગ્રંથોમાંથી જે જે વાત એ દેશની તરફેણુમાં જતી હોય તે તે સઘળી ખોટી તથા ચોરી લીધેલી: જે

જે સામે જતી હોય તે તે ખરી, જેમ કે, પાંડવ જેવા હિંદુસ્તાનમાં થઇ ગયેલા વીર પુરૂષોનાં ચરિત્ર તે ખોટાં, પાંડવ તે માત્ર કવિની કલ્પના; પરંતુ પાંડવની સ્ત્રી દ્રૌપદી પાંચ ધણીને વરેલી એ કથા સાચી." ( પૃષ્ઠ ૧૦ ).

વસ્ત્રરહિત સ્ત્રીઓની મૂર્તિથી ફર્ગ્યૂસને ઉપજાવી કાઢેલ અનુમાન, વેબરે 'હિંદુઓના જ્યોતિઃશાસ્ત્રના સંબંધમાં બાબિલોન લોકો પાસેથી ચોક્કસ હકીકતો લીધા વિષે કરેલી ખોટી કલ્પના અને વ્હિટનીએ હિંદુઓ ઉપર કરેલા આક્ષેપ-" હિંદુઓનું મગજ એવું તેજસ્વી નથી કે જેથી તેઓ એવું કાંઇ પણ પોતાની મેળે ઉપજાવી શકે "-એ ત્રણ બાબતો તેની લંબાણ ચર્ચા સાથે બાબુ પોતાના અભિપ્રાયના સમર્થનમાં મૂકે છે.

ત્રીજા પ્રકરણમાં મહાભારતની ઐતિહાસિકતા વિષે ચર્ચા કરી છે. બાબુ કેવા સ્વતંત્ર વિચારના પુરૂષ હોવા જોઇએ તે તેઓએ મહાભારત ઐતિહાસિક ગ્રંથ છે એમ સાબીત કરતાં છતાં મહાભારતમાં આવેલી સઘળી હકીકતો અંધશ્રદ્ધાળુઓ સત્ય તરીકે માની લે છે તેમ માની નથી તે પરથી જણાશેઃ—

" એ વાત ખરી છે કે, મહાભારતમાં એવા ઘણા પ્રસંગો વર્ણવેલા છે કે જે તદ્દનજ નિરૂપયોગી, અસંભવિત અને અનૈતિહાસિક હોય એમ જણાઇ આવે છે; અને તે સઘળા પ્રસંગો નકામા અને અનૈતિહાસિક ગણી એ ગ્રંથમાંથી છોડી દઇ શકાય એમ છે. પરંતુ જે ભાગમાં એવા પ્રસંગો હોય નહિ, જે ભાગ નિરૂપયોગી કે અનૈતિહાસિક કહેવાય નહિ, તે ભાગને શી રીતે અનૈતિહાસિક કહી છોડી દેવાય ? દરેક દેશનો પ્રાચીન ઇતિહાસ લેશો તો તેમાં એવીજ રીતે ખરૂં અને ખોટું-ઐતિહાસિક અને અનૈતિહાસિક બાબતોનું મિશ્રણ મળી આવશે." ( પૃષ્ઠ ૧૩ ) મહાભારતની ઐતિહાસિકતા નિઃસંશય છેજ એવું સિદ્ધ કરતાં બંકિમ બાબુએ જે કારણો દર્શાવ્યાં છે તે કારણો અવશ્ય માનનીય થાય તેવાં સંગીન છે.

ચોથા પ્રકરણમાં મહાભારતની ઐતિહાસિકતાના સંબંધમાં યુરોપીય પંડિતોના અભિપ્રાયો શું છે તેની ચર્ચા કરી છે. હિંદમાં શરૂ-

ખાતમાં આવેલા યુરોપીય પંડિતાએ મહાભારતને ઇતિહાસરૂપે ન સ્વીકારતાં એક વીરરસ કાવ્ય ( Epic ) તરીકે સ્વીકારેલું. યુરોપીય પંડિતાનો આ અભિપ્રાય અસત્ય છે એવું સિદ્ધ કરતાં યુરોપીય વિદ્વાનોના મતના સંબંધમાં આ પ્રમાણે શબ્દો ઉચ્ચારે છેઃ–

" વિલાયતી વિદ્યાનું એક લક્ષણુ એ છે કે, જેવું તે પોતાના દેશમાં દેખે તેવુંજ બીજા બધા દેશોમાં હશે એમ ધારી લે છે. 'મૂર' લોક સિવાય યુરોપમાં તેમણે કાળી ચામડીનાં બીજાં માણુસો જોયેલાં નહિ હોવાથી આ દેશમાં આવી હિંદુઓને પણુ યુરોપીયનોએ 'મૂર' નુંજ ઉપનામ આપ્યું. તેજ પ્રમાણે Epic–વીરરસ કાવ્યો–સિવાય બીજા પદબંધ આખ્યાન ગ્રંથો યુરોપીયનોએ પોતાના દેશમાં જોયેલા નહિ અને તેથી એ લોકોના હાથમાં રામાયણુ તથા મહાભારત આવી પડતાંજ તેમણે તેને Epic કાવ્યનું નામ આપી દીધું. " (પૃષ્ઠ ૧૫)

હિંદમાં પ્રારંભમાં આવેલા જર્મન સંશોધકે મહાભારતની પ્રાચીનતા સ્વીકારવામાં કરેલી આનાકાનીથી બંકિમ બાબુને ઘણો ગુસ્સો થઈ આવેલો અને તેથી તેઓના મતો કેવી રીતે ખોટા છે એવું બતાવવા ન તોડી શકાય એવાં પ્રમાણો આપ્યાં છેઃ

" હિંદુસ્થાનનું પ્રાચીન ગૌરવ તે સમયે જર્મનીમાં વસતા જંગલી બર્બરોના હાલના વંશજોથી જોઇ શકાયું નહિ અને તેથી પ્રાચીન ભરતખંડનો સુધારો તે તેટલો જૂનો નહિ, પણુ હાલનો નવો છે એમ સાબિત કરી આપવા તેણે સર્વદા પ્રયત્ન કરવા માંડયા. " ( પૃષ્ઠ ૧૬–૧૭ ).

( ૧ ) " ઇસુ ખ્રિસ્તના જન્મ પહેલાં મહાભારત લખાયેલું એમ કહેવા માટે કાંઇજ મજબૂત આધાર નથી " એમ તે જર્મન પંડિતો માનતા હતા. ( ૨ ) મહાભારત પ્રાચીન ગ્રંથ છે ખરો પણુ ઇસ્વીસન પૂર્વે આશરે ૪૦૦–૫૦૦ વર્ષપર એ ગ્રંથ રચાયેલો હોવો જોઇએ, તે પહેલાં એવો કોઈ ગ્રંથ હતોજ નહિ. ( ૩ ) મૂળ મહાભારતમાં પાંડવો વગેરેની કાંઇજ કથા હતી નહિ. પાંડવ અને કૃષ્ણુ વગેરે તો માત્ર કવિઓની કલ્પનાના પરિણામ છે. આ ત્રણુ યુરોપી-

ચન અભિપ્રાયો અને (૪) સ્વદેશી મત "કળિયુગના આરંભની પૂર્વે ઘણા વખત પહેલાં કુરૂક્ષેત્રનું યુદ્ધ થયેલું" (પૃષ્ઠ ૧૮). એ ચારે મુદ્દાઓને પરાસ્ત કરવા માટે પાંચમા પ્રકરણમાં "કુરૂક્ષેત્રનું યુદ્ધ ક્યારે થયું હશે?" તે સંબંધી જે ચર્ચા કરી છે તે ખરેખર ઇતિહાસશોધકોને માટે એક અદ્વિતીય અભ્યાસ છે. જ્યોતિષશાસ્ત્રને આધારે તેઓએ ગણત્રી આપી બતાવ્યું છે કે, વિષ્ણુ પુરાણમાંથી ઈ. સ. પૂર્વે ૧૪૩૦ નું વર્ષ મળી આવે છે તેજ બરાબર લાગે છે."

બંકિમ બાબુએ કુરૂક્ષેત્રના યુદ્ધનો સમય બતાવ્યો છે તેથી પણ હવેના શોધકો આગળ જાય છે. મી૦ ટીળક તથા મી૦ વેદ્યના અભિપ્રાયો તરફ હમણાં લોકલક્ષ વિશેષે જાય છે. તેમાં પણ મી૦ વેદ્યના અભિપ્રાય તરફ વિશેષે ઢળે છે. આ સંબંધી વિશેષ ચર્ચા હવે પછી કરીશું:

પાંડવોની ઐતિહાસિકતા સંબંધીની ચર્ચા પ્રકરણ છઠ્ઠા અને સાતમામાં કરી છે:—"મહાભારતનું યુદ્ધ ઈ. સ. પૂ. ચૌદમા સૈકામાં થયું હશે એમ કોલબ્રૂક કહે છે. વિલસન અને એલ્ફીન્સ્ટન પણ તેજ મત ગ્રહણ કરે છે. વિલફૉર્ડ ૧૩૭૦, બુકેનન તેરમી સદી અને પ્રાટ બારમી સદીનો પાછલો ભાગ કહે છે." (પૃષ્ઠ ૨૫) જર્મન વિદ્વાન લૅાસન, સર મોનિઅર વિલિઅમ્સ, મી૦ રમેશચંદ્ર દત્ત વગેરે એવો અભિપ્રાય ધરાવે છે કે, "પાંડવ કૌરવનું યુદ્ધ જે કહેવામાં આવે છે તે" કુરૂ અને પાંચાલ વચ્ચેનું યુદ્ધ; મતલબ કે પાંડવોને તો માત્ર "કવિ કલ્પના ગણીને ઉડાવી દે છે." તેઓ એમજ કહે છે કે "એ લડાઈ માત્ર કૌરવો અને પાંચાલો વચ્ચે થયેલી, પાંડવો એવે નામે કોઇ માણસજ હતા નહિ. પાંડુ અને તેના પુત્ર પાંડવો કદી થઇ ગયાજ નથી." (પૃષ્ઠ ૨૮) આવા અભિપ્રાયને પરાસ્ત કરવા માટે બંકિમે વાપરેલી દલીલો ખરેખર ન્યાયસંમત (logical) છે.

વેબર જે એમ કહે છે કે, "શતપથ બ્રાહ્મણમાં અર્જુન શબ્દ વપરાયેલો છે, પરંતુ તે ઇંદ્રના અર્થમાં, નહિં કે પાંડવોમાંના કોઇ એક અમુક જણને ઓળખાવવા માટે. આ ઉપરથી તેનું કહેવું એમ છે કે, પાંડુપુત્ર અર્જુન એ માત્ર મિથ્યા કલ્પના છે; અને ખરું

જોતાં તો એને ઇંદ્રને ઠેકાણે બેસાડી દીધો છે." (પૃષ્ઠ ૨૯) લૅાસન સાહેબ જે એમ કહે છે કે "કુરૂ પાંચાલ વચ્ચેનું યુદ્ધ એ ઐતિહાસિક બનાવ છે માટે એટલે દરજ્જે મહાભારતમાં ઐતિહાસિકતા છે ખરી, પરંતુ પાંડવ દ્રૌપદી વગેરે તેમાંનાં મુખ્ય નાયક નાયિકા હતાં એ વાત તે માનતો નથી. તે કહે છે કે, અર્જુન વગેરે સઘળા માત્ર રૂપક તરીકે એ ગ્રંથમાં છે. જેમ કે અર્જુનનો અર્થ ધોળું, તેથી જે સઘળું તેજવાળું તે અર્જુન અને કાળું, તિમિરમય તે કૃષ્ણ. કૃષ્ણા એટલે દ્રૌપદીનું પણ તેમજ." (પૃષ્ઠ ૩૨).

આ અભિપ્રાયોને બંકિમ બાબુએ તદ્દન તોડી નાંખેલ છે. પાણિની સૂત્રાદિની શાખો આપી સિદ્ધ કર્યું છે કે પાંડવો એ ઐતિહાસિક પાત્રોજ છે.

આઠમા પ્રકરણમાં કૃષ્ણની ઐતિહાસિકતા વિષે ચર્ચા આવે છે. "પાણિનિના આઠે અધ્યાય શોધતાં કૃષ્ણનું નામ જો કે જડતું નથી" (પૃષ્ઠ ૩૭) એમ સ્વીકારી કયા કયા સ્થળોએ શ્રી કૃષ્ણના નામના ઉલ્લેખો આવે છે તે બંકિમ જણાવે છે. "ઋગ્વેદ સંહિતામાં કૃષ્ણનું નામ વારે વારે મળી આવે છે." (પૃષ્ઠ ૩૭). તેમજ 'લલિત વિસ્તર' નામક બૌદ્ધ ગ્રંથમાં પણ શ્રી કૃષ્ણનું નામ મળે છે. એ પ્રસંગો દર્શાવ્યા (પૃષ્ઠ ૩૯) બાદ છાંદોગ્ય ઉપનિષદ્‌માં નીચેનો ભાગ જેમાં છે તે કથા ટાંકી બાબુ કૃષ્ણની ઐતિહાસિકતા સિદ્ધ કરે છેઃ—

"**अथैतद्घोर आङ्गिरसः कृष्णाय देवकीपुत्राय उक्त्वा उवाच**" ઐતિહાસિકતા સિદ્ધ કરતાં બાબુ જે શબ્દો કહે છે તે આ છેઃ

"હવે પહેલાં વેદના સૂક્તો થયેલાં. પછી વેદના વિભાગ થયેલા એ વાતની કોઇથી ના કહેવાતી નથી અને તેથી વેદ વિભાગ કર્તા વેદવ્યાસના સમયમાં થઈ ગયેલ એક માણસ તે કૃષ્ણ અને નહિ કે કોઈ કવિના મગજમાંથી ઉત્પન્ન થયેલી માત્ર કલ્પના; એ વાત આપણે કબૂલ રાખવી પડે છે." (પૃષ્ઠ ૪૦). વેદના જે ભાગને 'બ્રાહ્મણ' કહેવામાં આવે છે તેમાં "કૌશીતકી બ્રાહ્મણ" નામના ભાગમાં તેમજ વિષ્ણુ પુરાણમાં કૃષ્ણનું નામ મળી આવે છે તે

જણાવ્યા બાદ પાણિનિ સૂત્રમાં "વાસુદેવાર્જુનાભ્યાં વુન્" એવો જે પાઠ છે તે ટાંકી બતાવે છે કે "એ પાણિનિસૂત્ર પરથી એટલું તો કહી શકીએ છીએ કે તેટલા જૂના વખતમાં પણ કૃષ્ણ કોઇ એવા મોટા માણુસ થઇ ગયા હોવા જોઇએ કે, જેને તે સમયે પણ આર્ય લોકો પૂજતા હતા." ( પૃષ્ઠ ૪૧ ).

આ સ્થળે જૈન શાસ્ત્રોને આધારે એક નવી ચર્ચા ઉપસ્થિત થાય તેવું છે; જેમ વેદનાં મહાભારત અને રામાયણ અને હરિવંશ છે તેમ જૈનમાં પણ છે. જૈન રામાયણ રામને મોક્ષ પામેલા ગણે છે. શ્રી કૃષ્ણ હવે પછીની ચોવિશિમાં તીર્થંકરપદ પામશે એમ જૈન મહાભારત કહે છે. આ વાત કેવા પ્રકારે તેઓ માને છે તેની થોડીક ચર્ચા પ્રારંભમાં કરી છે. વિશેષ આ કથા તે ગ્રંથોથી જોઈ શકાશે. અહીં જે પ્રસંગ પ્રત્યે લક્ષ ખેંચવાનો છે તે પ્રસંગ માત્ર એટલોજ છે કે, જૈનના બાવીશમા તીર્થંકર નેમિનાથ અને કૃષ્ણ બન્ને કાકાના દીકરા ભાઇ થતા હતા એટલે કે કૃષ્ણના પિતા **વસુદેવ** અને નેમિનાથના પિતા **સમુદ્રવિજય** બન્ને સગા ભાઈ હતા. શ્રી નેમિનાથ અને કૃષ્ણનો પરિચય જૈન ગ્રંથોમાં બહુ નિકટ બતાવ્યો છે.

શ્રી કૃષ્ણચરિત્રની યોજના કરવામાં બંકિમ બાબુએ જે હેતુઓ પોતાની બુદ્ધિમાં રાખેલા તે સંબંધી તેમજ તેમ કરતાં તેઓએ તુલનાત્મક પૃથક્કરણો કેવી રીતે કરેલાં છે તે સંબંધીની આટલી ચર્ચા કર્યા બાદ હવે શ્રી કૃષ્ણચરિત્રમાં ચર્ચેલા અનેક મુદ્દાઓમાંથી થોડાક મુદ્દાઓપર સ્વતંત્ર રીતે વિચાર કરીશું:

**મહાભારતનું યુદ્ધ:** રામ અને રાવણ વચ્ચે થયેલ યુદ્ધ વસ્તુતઃ થયેલું છે કે નહીં તે સંબંધી કેટલાકોને શંકા રહે છે, પણ કુરૂક્ષેત્રના મેદાન પર પાંડવો અને કૌરવો વચ્ચે થયેલ યુદ્ધના સંબંધમાં કોઇને હવે શંકા રહેતીજ નથી. શોધકો અને ઇતિહાસકારોની વચ્ચે કાંઈ પણ મતભેદનો વિષય હોય તો આ કુરૂક્ષેત્રનું યુદ્ધ ક્યારે થયું તે સંબંધી છે: મી૦ **મોદક** નામના એક વિદ્વાને ખગોળશાસ્ત્રને આધારે ગણત્રીઓ કરી એમ બતાવવા પ્રયત્ન કર્યો છે કે, આ યુદ્ધને

૭૦૦૦ વર્ષ થયાં છે. વરાહમિહિરના અભિપ્રાયને અવલંબનારાઓની ગણુત્રિ એમ છે કે, ક્રાઇસ્ટની પૂર્વે ૨૬૦૪ વર્ષ ઉપર આ યુદ્ધ થયું હતું. વિષ્ણુપુરાણના એક શ્લોકને આધારે, યુરોપીયન વિદ્વાનો કહે છે કે, તે ક્રાઇસ્ટની પૂર્વે ૧૫૦૦ વર્ષ ઉપર થયું હતું. મી૦ રમેશચંદ્ર દત્ત કુરૂપાંચાલ યુદ્ધનો સમય મગધના ઇતિહાસને આધારે ક્રાઇસ્ટની પૂર્વે ૧૨૫૦ નો ઠરાવે છે. મી૦ વેલંદી આયર ક્રાઇસ્ટની પૂર્વે ૧૧૯૪ ના ઑક્ટોબરની ૧૪ મી તારીખ કુરૂક્ષેત્રના યુદ્ધની નક્કી કરે છે. મી૦ સી૦ વી૦ વૈદ્ય, એમ. એ. એલ એલ. બી, કે જેઓનો મહાભારતનો અભ્યાસ ઘણો સંગીન લેખાય છે તેઓ પોતાનો અભિપ્રાય આ પ્રમાણે આપે છેઃ—

આ પ્રમાણે આંતરૂ અને બાહ્ય પ્રમાણોથી ઘણું સંભવીત જણાય છે કે, શતપથ બ્રાહ્મણનો પ્રારંભ થયા પછી મહાભારતનું યુદ્ધ થયું હતું, અને અવશ્ય તેના પાછલા ભાગો લખાયા પહેલાં, અને છાંદોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદોના પ્રાચીનતમ ભાગો રચાયા પહેલાં થયું હતું. મહાભારતની તારીખના સંબંધમાં આ વાત નિશ્ચયાત્મક અનુમાનો પર સીધી રીતે આપણને લાભ કરી શકતી નથી; છતાંય લગભગ સમય નક્કી કરી શકાય. જો કે યુરોપીયન પંડિતોએ વેદનો સમય ઘણો જુનો કહ્યો છે, પણ ત્યાર પછીના શોધકે ખાસ કરીને મી૦ ટીળક અને મી૦ શંકર દીક્ષિતની શોધોએ એમ બતાવ્યું છે કે, વેદનો મંત્ર વિભાગ ક્રિશ્ચીયન શકની પૂર્વે ઓછામાં ઓછા ચાર હજાર વર્ષ પૂર્વે લખાયેલો હોવો જોઇએ; અને બ્રાહ્મણ વિભાગ ઘણું કરી ક્રા૦ પૂ૦ ૩૦૦૦ વર્ષ ઉપર લખાયેલો હોવો જોઇએ. આપણે બ્રાહ્મણ વિભાગની સાથેજ કામ છે. અમારા અભિપ્રાય પ્રમાણે મી૦ દીક્ષિતની દલીલો ઘણી મજબૂત છે અને ચર્ચાનો અવકાશ રાખતી નથી. 'ભારતીય જ્યોતિષ શાસ્ત્ર' નામનો મી૦ દીક્ષિતનો ગ્રંથ કે જેના જેવું અમે માનીએ કે અંગ્રેજીમાં ભાષાંતર થયું નથી તેમાંથી તેઓની મુખ્ય દલીલો ઉતારવાની છુટ લઇએ છીએઃ "પૂર્વ દિશા ચ્યવતી નથી. બીજાં નક્ષત્રો ચ્યવે છે." એ પ્રમાણે શતપથ બ્રાહ્મણના ખંડ બીજામાં લખ્યું છે. આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે શતપથ બ્રાહ્મણના ખંડ

બીજાના દિવસોમાં કૃત્તિકા—કૃત્તિકાના તારાજ (નક્ષત્ર) બરાબર પૂર્વમાં ઉગતા હતા અને તેટલા માટે તે ખગોળ વિષયક વિષુવવૃત્ત ઉપર બરાબર હોવા જોઇએ. મી૦ દીક્ષિતની ગણત્રીઓ પ્રમાણે આમ ક્રા૦ પૂ૦ ૩૦૦૦ અથવા વધારે વર્ષે થયું હોવું જોઇએ; અને જો આપણે વૈદિક અવલોકનોની સ્થૂલતાઓ ધ્યાનમાં રાખીએ તો એક અથવા બે અથવા ત્રણ શતકોની છૂટ આપવી જોઇએ. જ્યાં સુધી અમે ખાત્રી કરી શક્યા છીએ ત્યાં સુધી સો બસો વર્ષોની આગળ પાછળવાળી મી૦ દીક્ષિતની તારીખ તે શતપથ બ્રાહ્મણના પ્રાચીનતર ભાગોની રચનાની તારીખ લેખાવી જોઇએ. ભારતનું યુદ્ધ આ પછી થયું અને બ્રાહ્મણના પાછલા ભાગો રચાયા તે પહેલાં થયું. આ પાછલા ભાગો વેદાંગ જ્યોતિષ્—કે જેનો સમય ખગોળ વિષયક અવલોકનોમાં ક્રા૦ પૂ૦ ૧૫૦૦ (જુઓ દીક્ષિત)નો ગણાય છે તે પહેલાં ત્રણે વખતે રચાયા હોવા જોઇએ, અને તે સહીસલામત રીતે ક્રા૦ પૂ૦ ૨૦૦૦ વર્ષ મોડામાં મોડાં લેવાં જોઇએ. આ રીતે મહાભારતનું યુદ્ધ ક્રા૦ પૂ૦ ૩૧૦૦ અને ૨૦૦૦ વર્ષપર થયું હોવું જોઇએ. ......"સ્વાભાવિક રીતે આર્ય ખગોળવેત્તાઓ કે જેઓ ક્રાઇસ્ટની પછી ૧૦૦ વર્ષે હારબંધ થયા છે તેઓના અભિપ્રાય પ્રમાણે ક્રાઇસ્ટ પહેલાં ૩૧૦૧ વર્ષે ઉપર મહાભારતનું યુદ્ધ થયેલું હોવું જોઇએ."

બંકિમ બાબુનો અભિપ્રાય આ પ્રમાણે છે:—"પહેલાં આપણે સ્વદેશી મતનુંજ અવલોકન કરીએ. આજથી ૪૯૯૨ વર્ષપર કુરૂક્ષેત્રનું યુદ્ધ થયેલું એ વાત ખરી નથી તે દેશી ગ્રંથોપરથીજ સિદ્ધ કરી શકાય છે. રાજતરંગિણીમાં જણાવેલું છે કે, કળિયુગના શરૂ થયા પછી ૬૫૩મા વર્ષમાં કાશ્મીરમાં ગોનર્દ રાજા થઇ ગયો. એ રાજા અને યુધિષ્ઠિર સમકાલીન હતા એમ પણ તેમાં જણાવેલું છે. એણે ૩૫ વર્ષ રાજ્ય કરેલું માટે આશરે સાતસેં વર્ષ બાદ થવાં જોઇએ, જેથી ક્રાઇસ્ટની પૂર્વે ૨૦૦૦ વર્ષનો આશરો આવે છે." (પૃષ્ઠ ૧૯)

આટલી વિગત આપ્યા પછી વિષ્ણુપુરાણ અને જ્યોતિષ્શાસ્ત્રને આધારે બાબુ આ પ્રમાણે સમય નક્કી કરે છે: "એટલું તો કહી

શકાય કે, કોઇ રીતે પણ કુરૂક્ષેત્રનું યુદ્ધ એ વર્ષ પહેલાં તો થયેલું ગણી શકાયજ નહિ, તેથી વિષ્ણુપુરાણમાંથી ઈ. સ. પૂર્વે ૧૪૩૦ નું વર્ષ મળી આવે છે તેજ બરાબર લાગે છે." (પૃષ્ઠ ૨૫)

મી. વૈદ્ય વિષ્ણુપુરાણથી નીકળતો સમય ન સ્વીકારતાં કહે છે કે:—

"We are now in a position to consider the contradictory evidence adduced from the Vishnu Purana and the Bhagwata which presumably follows the former in this respect. We will use Mr. Dutt's translation of the Vishnu Purana here. In the last section of part IV Parashara says, 'from the birth of King Parikshita up to the installation of the King Nanda, it is to be known that 1065 years have passed.' This, no doubt, would give to the Mahabharata war a date much later than we have assigned, viz, somewhere about 1400 B. C. But this statement in the Vishnu Purana is opposed to what has been stated in it a little before."

વિષ્ણુપુરાણ અને ભાગવત કે જે આગલા અનુમાનને આ સંબંધમાં અનુસરે છે તે પરથી પરસ્પર વિરૂદ્ધ જતા પુરાવાનો વિચાર થઈ શકે છે. આપણે અહીં મી. દત્તના વિષ્ણુપુરાણના ભાષાન્તરનો ઉપયોગ કરીશું. ચોથા ખંડની છેલ્લી કલમમાં પારાશર કહે છે કે "પરિક્ષિત રાજાના જન્મ પછીથી અને નંદરાજાના રાજ્યાભિષેક સુધી, ૧૦૬૫ વર્ષ પસાર થયાં હોવાં જોઇએ એમ જણાય છે. આ વાત, નિઃશંકપણે મહાભારતના યુદ્ધને આપણે આપેલી તારીખ–ક્રાઇસ્ટની પૂર્વે લગભગ ૧૪૦૦ વર્ષ–કરતાં ઘણી વહેલી આણશે. પણ વિષ્ણુપુરાણમાંની આ હકીકત તેમાં સહેજ

પૂર્વે કહેવામાં આવ્યું તેના કરતાં વિરૂદ્ધ છે." આ પછી જુદાં જુદાં પ્રમાણો આપી મી. વૈદ્ય આપણને પૂર્વે તેઓના આપેલા અભિપ્રાય ઉપર લઇ જાય છે.

મી૦ ત્ર્યંબક ગુરૂનાથ કાળે નામના એક મહારાષ્ટ્રીય વિદ્વાન જેઓ હમણાંજ સ્વર્ગવાસ પામ્યા છે તેઓએ સનાતન ધર્મીઓએ નિર્ણીત કરેલો ઇ. પૂ. ૩૧૦૦ નો સમય પણ યુક્તિ અને પ્રમાણથી ટકી શકતો નથી એમ કહી શ્રી કૃષ્ણનો વાસ્તવિક સમય ઇ. સ. પૂર્વે ૧૨૦૦–૧૫૦૦ ની દરમ્યાન અથવા તેની લગભગનો નક્કી કર્યો છે.

આટલા અભિપ્રાયો મહાભારતના યુદ્ધના સમય સંબંધી આપ્યા પછી અત્યાર સુધીમાં ભૂમિકા ( Stage ) ઉપર નહીં આવેલ એવા એક બીજા સાહિત્યપર આપણે જઇશું.

જેમ વેદાનુયાયીઓમાં મહાભારત, રામાયણ છે તેમ જૈનોના પણ તેજ પ્રસંગ ઉપર લખાયેલા સ્વતંત્ર ગ્રંથો છે. જૈનો પોતાનાં મહાભારત અને રામાયણમાં તે તે (એટલે જૈનેતર) ગ્રંથોનાં પાત્રોને સ્વીકારે છે. મહાભારતને અંગે પાંડવાદિ તથા કૃષ્ણ વગેરે પાત્રોને, તથા રામાયણને અંગે રામાદિ પાત્રોને સ્વીકારે છે.

પાંડવો અને કૃષ્ણને સમકાલીન માન્યા વિના છૂટકોજ નથી એમ વિદ્વાનોને સ્વીકારવુંજ પડે છે. જૈનોના બાવીસમા તીર્થંકર નેમીનાથ શ્રીકૃષ્ણના કાકાના દીકરા ભાઇ હતા; એટલે કે, કૃષ્ણના વડીલ 'વસુદેવ' અને નેમીનાથના જનક સમુદ્રવિજય એ બે સગા ભાઇઓ હતા એમ જૈન સાહિત્ય કહે છે. નેમીનાથનો અને શ્રી કૃષ્ણનો પરિચય જૈન સાહિત્યમાં એટલો બધો ગાઢ બતાવવામાં આવ્યો છે કે જાણે શ્રીકૃષ્ણ એ નેમીનાથના કુટુંબના વડીલ હતા. જૈન સાહિત્યમાં, જૈનના છેલા તીર્થંકર મહાવીરસ્વામીને મુખેથી શ્રેણિક રાજા પ્રત્યે નીચે પ્રમાણે શબ્દો કહેવાયેલા જણાવવામાં આવે છે. "સમુદ્રના તીર ઉપર આવી સમુદ્રના અધિષ્ઠાપકને વશ કરી જેણે દ્વારિકા નગરી વસાવી હતી; અને જેના ભ્રાતા નેમીનાથ જેવા તીર્થંકર છે, એવા કૃષ્ણ રાજાના અતિશય ધૈર્યનું શું વર્ણન કરૂં ?"

જૈનેતર સાહિત્યમાં નેમીનાથ અને કૃષ્ણનો પ્રસંગ ક્યાંય ચર્ચ્યો છે કે નહીં એ સંબંધી મારી માહિતી નથી, પણ મારી માહિતી એટલી છે કે, મહાભારતમાં તો તેનો ઉલ્લેખ નથી; અને મહાભારતમાં ઉલ્લેખ ન હોય એ સ્વાભાવિક છે, કારણ કે નેમીનાથને અને મહાભારતને કાંઈ સંબંધ નથી. નેમીનાથ અને કૃષ્ણનોજ સંબંધ છે.

નેમીનાથનો સમય જૈન ગણત્રી પ્રમાણે, હમણાં સુધીમાં નક્કી થતા સમય કરતાં જુદોજ પડે છે અને તે કેવી રીતે જુદો પડી શકે તે વાત ચર્ચાવાને યોગ્ય છે.

શ્રી નેમીનાથ ભગવાન (જૈનના ૨૨મા તીર્થંકર) નું આયુષ્ય ૧૦૦૦ વર્ષનું હતું એમ જૈનસાહિત્ય કહે છે. તેઓને મોક્ષ પ્રાપ્તિ થયા બાદ ૮૩,૭૫૦ વર્ષે ૨૩મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ થયા. તેઓની આયુષ્ય મર્યાદા ૧૦૦ વર્ષની હતી; ત્યાર પછી ૨૫૦ વર્ષે ૨૪મા તીર્થંકર શ્રી મહાવીર અથવા શ્રી વર્દ્ધમાનસ્વામી અવતીર્ણ થયા. તેઓનું માત્ર ૭૨ વર્ષનું આયુષ્ય હતું. શ્રી મહાવીર સ્વામીને મોક્ષે ગયાં ૨૪૪૦ વર્ષ થયાં એમ અનેક પ્રમાણો (જુઓ હર્મન જેકોબીના લેખો) થી સિદ્ધ થયું છે; અને તે પ્રમાણે જૈનોમાં હમણાં મહાવીર શક ચાલે છે. આ હીસાબે ૨૪૪૦+૭૨+૨૫૦+૧૦૦+૮૩૭૫૦=૮૬,૬૧૨ વર્ષ નેમીનાથને થાય છે.

મી. ત્ર્યંબક કાળે કહે છે કે (જુઓ જ્ઞાનપ્રકાશક તા. ૧૩૨/૭) "શ્રી કૃષ્ણ અને જૈનોના ૨૨મા તીર્થંકર શ્રી નેમીનાથ સમકાલીન હતા, એ વાત મને પૂર્વેજ લક્ષમાં આવેલી છે. માત્ર શ્રી નેમીનાથ અને ૨૩મા તીર્થંકર પાર્શ્વનાથની વચ્ચે જૈન પરંપરા પ્રમાણે ૮૩,૭૫૦ વર્ષ ગયાં એમ માનવાને હું તૈયાર નથી. આ બાબતમાં જૈનોની અતિશયોક્તિ ઘણી છે."

જો મી. કાળે શ્રી કૃષ્ણ અને નેમીનાથને સમકાલીન તરીકે સ્વીકારે છે તો પછી જૈનો તરફથી બતાવવામાં આવતાં વર્ષોની સંખ્યાના સંબંધમાં વિચાર કરવો રહે છે. મી. કાળે જેમ કહે છે કે, જૈનોની વર્ષોના સંબંધમાં અતિશયોક્તિ ઘણી છે તેમ અતિશયોક્તિ

કહેવી કે જૈનોની ગણત્રી કોઈ બીજી રીતે હોવા યોગ્ય છે એ પ્રશ્ન સંશોધકો અને ઇતિહાસકારોને માટે બહુ અગત્યનો થઈ પડશે.

જૈન સાહિત્ય અતિ વિશાળ છે. તે સંસ્કૃત અને પ્રાકૃતમાં છે. પ્રાકૃતમાં લખાયેલું સાહિત્ય સંસ્કૃત કરતાં વિશેષ પ્રાચીન છે. જિનાગમો–જૈનનાં સૂત્રો–મહાવીર સ્વામી, કે જેઓને આજે ૨૪૪૧ વર્ષ થાય છે તેઓથી ઉપદેશાયાં હતા, અને તે ત્યાર પછીના આચાર્યોએ કંઠસ્થ રાખેલાં; જે કંઠસ્થ રખાયેલાં તે મહાવીર પછી લગભગ ૯૮૦ વર્ષે દેવર્દ્ધ ગણી ક્ષમાશ્રમણે પુસ્તકારૂઢ કર્યા. ભાષાશાસ્ત્રીઓ જૈનસૂત્રોની ભાષા કયા સમયની છે તે નક્કી કરી શકે તેવું છે, અને તેમ નક્કી કરતાં, તે સૂત્રોની અંદર કહેવાયેલ કૃષ્ણાદિના પ્રસંગોથી મહાભારતનાં તે ( કૃષ્ણાદિ ) પાત્રો સંબંધે વિશેષ પ્રકાશ પડી શકવા યોગ્ય છે.

**કૃષ્ણની ઐતિહાસિકતાઃ**—મહાભારતના યુદ્ધની ઐતિહાસિકતા સંબંધી આટલી ચર્ચા કર્યા બાદ કૃષ્ણની ઐતિહાસિકતા સંબંધી થોડો વિચાર કરીએઃ ટૅલબૉયઝ વ્હીલરનો એવો અભિપ્રાય હતો કે, મહાભારતના યુદ્ધ પ્રસંગે શ્રી કૃષ્ણ અસ્તિત્વમાં નજ ઘટે. આ પાશ્ચાત્ય વિદ્વાનના અભિપ્રાયો સર્વથા અસત્ય છે એવું હવે પૌર્વાત્ય વિદ્વાનોએ સ્પષ્ટપણે સિદ્ધ કરી આપ્યું છે. મી. વૈદ્ય કહે છે કે:—

"But the great Krishna cannot be separated from the Pandavs. In fact, the Mahabharata would not have been what it is but for his wonderful personality. We have strong external evidence also in support of this connection. Heracles, who is none other than Krishna, and Pandia have been talked together by Greek historians, though by similarity of sound the Pandias of the south have undoubtedly been mistaken for Pandavs."

ફ્રાન્સના નામાંકિત શોધક મી. બરનુફે એમ કહ્યું છે કે, શાસ્ત્રમાં કૃષ્ણનું નામ જડતું નથી. બંકિમ બાબુએ કૃષ્ણનું નામ બૌદ્ધના પ્રખ્યાત ગ્રંથ "લલિત વિસ્તાર" માં છે એમ સાબિત કરી આપ્યું છે. બંકિમ બાબુ કહે છે કે "એ ( બૌદ્ધ ) સાહિત્યમાં સૂત્રપિટક ગ્રંથ જૂનામાં જૂનો છે તેમાં પણ કૃષ્ણનું નામ છે. તેમાં કૃષ્ણને અસુર કહે તેમાં નવાઈ નથી ( કારણ કે બૌદ્ધો હિંદુ ધર્મ વિરોધી હતા )....વેદનો સૌથી છેલ્લામાં છેલ્લો ભાગ ઉપનિષદ્ છે, તેથી તેને વેદાંત કહે છે. વેદના જે ભાગને 'બ્રાહ્મણ' કહે છે તે ઉપનિષદ્ કરતાં વધારે જૂનો છે, અને તેથી છાંદોગ્યોપનિષદ્ કરતાં કૌશીતકી બ્રાહ્મણ વધારે પ્રાચીન ગણાય છે; તેમાં પણ એજ આંગિરસ ઘોર ઋષિનું નામ છે, અને તેની જોડે કૃષ્ણનું પણ નામ છે."

બૌદ્ધ અને જૈન ધર્મોને વેદના પ્રતિસ્પર્દ્ધીઓ માનવામાં આવે છે, અને તે ધર્મોના સાહિત્યમાં કૃષ્ણાદિ પાત્રોને પોતાના તરીકે સ્વીકારી જો તેઓને અગત્ય આપવામાં આવી છે, તો તે પરથી કૃષ્ણાદિની ઐતિહાસિકતા વિશેષ દૃઢ રીતે સિદ્ધ કરી શકાત, પણ દિલગીરી ભર્યું છે કે, અદ્યાપિ પર્યંત જૈન સાહિત્ય આ વિષયમાં કેટલો પ્રકાશ પાડી શકે તેમ છે તે તપાસવા કોઇએ શ્રમ લીધો નથી, અને લીધો હોય તો બહુજ ઓછો. જૈન સાહિત્ય પ્રકાશ પાડી શકે તેવું છે તે મી૦ વૈદ્યના નીચેના કથન પરથી જણાશેઃ

"Again we have the mention of a Nagna Kshapanaka (naked Jain) in the Paushya Akhyana in the Adi Parva. The origin of Jainism is usually believed to have been laid by Mahavira about 500 B. C., i.e., about the same time as Buddhism. The Mahabharata does not directly refer to Buddhism or any of its votaries. But this is not an argument to put it before Buddhism. Discussions and discourses in the nature of Buddhistic

controversies are hinted at in the Moksha Dharma section of the Shanti Parv. Buddhism and Jainism had assumed an offensive appearace, and were threatening to be powerful rivals of the orthodox Aryan religion, &c."

વેદ ધર્મના બળવાન પ્રતિસ્પર્દ્ધી અને હુમલાની વલણુ (offensive appearance) ધરાવનાર સાહિત્ય આ પાત્રોને મહાવીરના સમયથી તે આજ સુધી સંપૂર્ણ પૂજ્યતાપુર્વક જુએ છેઃ એ વાત કૃષ્ણુની ઐતિહાસિકતા દૃઢતર બનાવે છે. શ્રી કૃષ્ણુ તરફ જૈનોની આજે પણુ કેટલી પૂજ્યભાવના છે તે શ્રીમદ્ રાજચંદ્ર, કે જેઓ આ સમયના એક સમર્થ વિદ્વાન તરીકે લેખાય છે તેમના શબ્દો પરથી જણાશેઃ

"શ્રી કૃષ્ણુ ગમે તે ગતિને પ્રાપ્ત થયા હોય, પણુ વિચારતાં તે આત્મભાવ ઉપયોગી હતા એમ સ્પષ્ટ જણાય છે. શ્રી કૃષ્ણે કાંચનની દ્વારિકાનું છપ્પન કોટિ યાદવોએ સંગૃહીત પંચ વિષયના આકર્ષિત કારણોના યોગમાં સ્વામીપણું ભોગવ્યું તે શ્રી કૃષ્ણે જ્યારે દેહ મૂક્યો છે ત્યારે શી સ્થિતિ હતી તે વિચારવા યોગ્ય છે, અને વિચારી આ જીવને જરૂર આ કુળપણાથી મુક્ત કરવા યોગ્ય છે. કુળનો સંહાર થયો છે; દ્વારિકાનો દાહ થાય છે તે શોકે શોકવાન એકલા વનમાં ભૂમિપર આધાર કરી સુતા છે ત્યાં જરા કુમારે બાણુ માર્યું. તે સમયે પણુ જેણે ધીરજને અવગાહી છે તે શ્રી કૃષ્ણુની દશા વિચારવા યોગ્ય છે."

**કૃષ્ણુનું અવતાર ધારણુઃ**—કૃષ્ણુચરિત્રના પ્રથમ ખંડના ૧૩ મા પ્રકરણુમાં "ઇશ્વિર પૃથ્વીપર અવતાર લઈ ઉતરે છે ખરો?" એ વિષયક બંકિમ બાબુએ ચર્ચા કરી છે. વૈજ્ઞાનિકો કૃષ્ણુનો અવતાર થવાની ના પાડે છે. બંકિમ બાબુ પોતાની દૃષ્ટિ અનુસાર દલીલો કરી ધર્મ સંરક્ષણુના કારણે અવતાર લઈ શકે એમ દેખાડવા પ્રયત્ન કરે છે, પણુ તે પ્રયત્ન વૈજ્ઞાનિકો ( scientists ) સંપૂર્ણ સમાધાન પમાડી શકે તેવો પુરતો સંભવ નથી. આમ છતાં બંકિમ બાબુ કૃષ્ણુને

મનુષ્યની શક્તિઓ જે કામ કરી શકે તેવું કરનાર તરીકે ચિત્રે છે. તેઓ કહે છે કેઃ—

"આ ઉપરથી કોઈ એમ તો નહિજ કહી શકે કે, કૃષ્ણે માણુસનો દેહ ધરી માણુસની શક્તિ ઉપરાંતની શક્તિ વાપરી પોતાનાં કામ કરી લીધાં."

પોતાના કથનની સમર્થના માટે Indian Antiquityમાં આવેલ લૅસન ( Lassen ) સાહેબનો અભિપ્રાય બંકિમ બાબુ આ પ્રમાણે ટાંકે છેઃ—

"It is true that in the epic poems Rama and Krishna appear as incarnations of Vishnu, but they at the same time come before us as human heroes, and these two characters ( the divine and the human ) are so far from being inseparately blended together, that both of these heroes are for the most part exhibited in no other light than other highly gifted men–acting according to human motives, and taking no advantage of human superiority."

શ્રીમદ્ રાજચંદ્ર, કે જેઓને વિષે આપણે હમણાંજ ઉલ્લેખ કરી ગયા છીએ તેઓની શ્રીકૃષ્ણ પ્રત્યે કેવી અપ્રતિમ પૂજ્ય ભાવના હતી તે તેઓએ ભક્તિ પ્રાધાન્ય આધ્યાત્મિક ભાષામાં લખેલ નીચેના શબ્દોથી જણાશેઃ—

"આજના પ્રભાતથી નિરંજન દેવની કોઈ અદ્‌ભુત અનુગ્રહતા પ્રકાશી છે. આજે ઘણા દિવસ થયા ઇચ્છેલી પરાભક્તિ કોઈ અનુપમરૂપમાં ઉદય પામી છે. ગોપીઓ ભગવાન વાસુદેવ ( કૃષ્ણચંદ્ર )ને મહીની મટુકીમાં નાંખી વેચવા નીકળી હતી એવી એક શ્રીમદ્ ભાગવતમાં કથા છે તે પ્રસંગ આજે બહુ સ્મરણમાં રહ્યો છે. અમૃત પ્રવહે છે ત્યાં સહસ્ર દેવકમળ છે એ મહીની મટુકી છે; અને આદિ

પુરૂષ તેમાં બિરાજમાન છે તે ભગવંત વાસુદેવ છે. તેની પ્રાપ્તિ સત્પુરૂષની ચિત્તવૃત્તિ રૂપ ગોપીને થતાં તે ઉલ્લાસમાં આવી જઇ બીજા કોઇ મુમુક્ષુ આત્મા પ્રત્યે "કોઈ માધવ લ્યો, હાંરે કોઇ માધવ લ્યો," એમ કહે છે, અર્થાત્ તે વૃત્તિ કહે છે કે, આદિ પુરૂષની અમને પ્રાપ્તિ થઇ અને એ એકજ પ્રાપ્ત કરવા યોગ્ય છે. બીજું કશુંય પ્રાપ્ત કરવા યોગ્ય નથી માટે તમે પ્રાપ્ત કરો. ઉલ્લાસમાં ફરી ફરી કહે છે, "તમે તે પુરાણ પુરૂષને પ્રાપ્ત કરો, અને જો તે પ્રાપ્તિને અચળ પ્રેમથી ઇચ્છો તો અમે તમને તે આદિ પુરૂષ આપી દઇએ. મટુકીમાં નાંખીને વેચવા નીકળ્યાં છીએ; ગ્રાહક દેખી આપી દઇએ છીએ; કોઈ ગ્રાહક થાઓ, અચળ પ્રેમના કોઈ ગ્રાહક થાઓ. વાસુદેવની પ્રાપ્તિ કરાવીએ." મટુકીમાં નાંખીને વેચવા નીકળ્યાનો અર્થ સહસ્રદળ કમળમાં અમને વાસુદેવ ભગવાન મળ્યા છે. મહીનું નામ માત્ર છે. આખી સૃષ્ટિને મથીને જો મહી મથી કાઢીએ તો માત્ર એક અમૃતરૂપ વાસુદેવ ભગવાનજ મહી નીકળે છે. એવું સૂક્ષ્મ સ્વરૂપ તે સ્થૂળ કરી વ્યાસજીએ અદ્દ્ભુત ભક્તિને ગાઈ છે. આ વાત અને આખું ભાગવત એ એકનેજ પ્રાપ્ત કરાવવા માટે અક્ષરે અક્ષર ભરપૂર છે."

શ્રી કૃષ્ણ પ્રત્યે જેની આવી અદ્વિતીય ભક્તિ છે તે વિદ્વાન પણ ઇશ્વિરરૂપે કૃષ્ણ હતા અને ત્યાર પછી અવતાર ધારણ કર્યો હતો એમ માનતા નથી. દક્ષિણ આફ્રિકાવાળા નામાંકિત દેશ ભક્ત મી. મોહનદાસ ગાંધીએ શ્રીમદ્ રાજચંદ્રને જે પ્રશ્ન કર્યો હતો અને તેનો તેઓએ જે ઉત્તર આપ્યો હતો તે અમે અત્ર આપીએ છીએ:

મી૦ ગાંધી—કૃષ્ણાવતાર ને રામાવતાર એ ખરી વાત છે? એમ હોય તો તે શું? એ સાક્ષાત્ ઇશ્વર હતા? કે તેના અંશ હતા? તેમને માનીને મોક્ષ ખરો?

શ્રીમદ્ રાજચંદ્ર—બન્ને મહાત્મા પુરૂષ હતા એવો તો મને પણ નિશ્ચય છે. આત્મા હોવાથી તેઓ ઇશ્વર હતા. સર્વ આવરણ તેમને મટયાં હોય, તો તેનો મોક્ષ પણ સર્વથા માનવામાં વિવાદ નથી. ઇશ્વરનો અંશ કોઈ જીવ છે એમ મને લાગતું નથી, કેમકે તેને

વિરોધ આપતાં એવાં હજારો પ્રમાણ દૃષ્ટિમાં આવે છે. ઇશ્વરનો અંશ જીવને માનવાથી બંધ મોક્ષ બધાં વ્યર્થ થાય, કેમકે ઇશ્વરજ અજ્ઞાનાદિનો કર્ત્તા થયો; એમ અજ્ઞાનાદિનો જે કર્ત્તા થાય તે પછી સહેજે ઇશ્વર હોય તોય ઇશ્વરપણું ખોઈ બેસે. અર્થાત્ ઉલટું જીવના સ્વામી થવા જતાં ઇશ્વરને નુકસાન ખમવાનો પ્રસંગ આવે તેવું છે. તેમ જીવને ઇશ્વરનો અંશ માન્યા પછી પુરૂષાર્થ કરવો યોગ્ય શી રીતે લાગે? કેમકે તે રીતે તો કંઇ કર્ત્તા હર્તા ઠરી શકે નહીં. એ આદિ વિરોધથી ઇશ્વરના અંશ તરીકે કોઈ જીવને સ્વીકારવાની પણ મારી બુદ્ધિ થતી નથી; તો પછી શ્રી કૃષ્ણ કે રામ જેવા મહાત્માને તેવા યોગમાં ગણવાની બુદ્ધિ કેમ થાય? તે બન્ને 'અવ્યક્ત ઇશ્વર' હતા એમ માનવામાં અડચણ નથી, તથાપિ તેમને વિષે સંપૂર્ણ ઐશ્વર્ય પ્રગટયું હતું કે કેમ તે વાત વિચારવા યોગ્ય છે. (૨) 'તેમને માનીને મોક્ષ ખરો કે?' એનો ઉત્તર સહજ છે. જીવને સર્વ રાગ દ્વેષ, અજ્ઞાનનો અભાવ અર્થાત્ તેથી છૂટવું તે મોક્ષ છે. તે જેના ઉપદેશે થઈ શકે તેને માન્યે અને તેવું પરમાર્થ સ્વરૂપ વિચારી સ્વાત્માને વિષે પણ તેવીજ નિષ્ઠા થઈ તેજ મહાત્માના આત્માને આકારે (સ્વરૂપે) પ્રતિષ્ઠાન થાય ત્યારે મોક્ષ થવો સંભવે છે. બાકી બીજી કોઈ ઉપાસના કેવળ મોક્ષનો હેતુ નથી. તેના સાધનનો હેતુ થાય છે. તે પણ નિશ્ચય થાયજ એમ કહેવા યોગ્ય નથી."

## કૃષ્ણની આધ્યાત્મિક દશા અને તત્સંબંધી તત્ત્વજ્ઞાન.

આપણે પ્રારંભમાંજ કહી ગયા છીએ કે, શ્રી કૃષ્ણના જીવનને જૂદી જૂદી દૃષ્ટિએ જોવામાં આવ્યા છે અને તે પ્રમાણે તેઓનું ચિત્રામણ કરવામાં આવ્યું છેઃ એટલે શ્રી કૃષ્ણની વાસ્તવિક આધ્યાત્મિક દશા કયા તત્ત્વજ્ઞાનને અવલંબીને સ્થિત થઇ હતી તેનો નિશ્ચય કરવો એ મુશ્કેલ કામ છે. વેદાંત, સાંખ્ય, શક્તિવાદ, દ્વૈતવાદ, અદ્વૈતવાદ એ સઘળાએ જેમ શ્રી કૃષ્ણને પોતપોતાનાં તત્ત્વજ્ઞાનો (philosophy) લાગુ પાડયાં છે, તેમ શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય આદિ ધર્મવેત્તાઓએ પોતાનાં તત્ત્વજ્ઞાનો લાગુ

પાડ્યાં છે. આ ઉપરાંત જૈન દર્શને પોતાનું તત્ત્વજ્ઞાન શ્રી કૃષ્ણની દશાને અંગે લાગુ પાડયું છે. આ સ્થિતિમાં શ્રી કૃષ્ણની દશા વાસ્તવિક કયા તત્ત્વજ્ઞાનને અવલંબીને હતી તે શોધવું એ અસાધ્ય નહીં તો દુ:સાધ્યતો જરૂર છેજ. અસાધારણ ધર્મવેત્તાઓના અભિપ્રાયોની વચ્ચે આપણા જેવા ક્ષુલ્લક મનુષ્યો પોતાના સ્વતંત્ર અભિપ્રાય બાંધે એનું જો કે નિર્જીવ મૂલ્ય છે, તો પણ એક વ્યક્તિના અભિપ્રાય બાંધવા સ્વાતંત્ર્યના હક્કનું અવલંબન લઇ આપણે એમ જણાવવા હિમ્મત કરીશું કે, શ્રી કૃષ્ણે કલ્પાયેલા કોઈ પણ ચોક્કસ દર્શનનેજ આધીન રહી પોતાનું જીવન કે પોતાની આધ્યાત્મિક દશા ઉત્પન્ન કરી નહોતી; પરંતુ તેઓમાં એવા પ્રકારના અનેક ગુણ વિકાસો થયા હતા કે, જે ગુણ વિકાસના જે પ્રશંસક હોય તે તે તેઓને પોતાના અભિપ્રાયરૂપ નિ:શંકપણે ચિત્રી શકે.

અમને તો એમ પણ લાગે છે કે, જેમ સર્વ દેશો અને સર્વ સમયમાં બને છે તેમ, જ્યારે એક અસાધારણ ઐશ્વર્યવાળી વ્યક્તિ થાય છે ત્યારે, તે વ્યક્તિને સૌ ધર્મવાળાઓ તે વ્યક્તિના ચોક્કસ ગુણ વિકાસના અંશને લઇને તેને પોતાના ધર્મના ગણવા પ્રયત્ન કરે છે. શ્રી રામ અને કૃષ્ણના સંબંધમાં પણ તેવુંજ બન્યું જણાય છે. જો એમ ન હોત તો, એટલે કે જો તેઓ ચોક્કસ દર્શનને આધીનજ હોત તો, સામસામી દિશાવાળા ધર્મજ્ઞાનો તેને પોતાના તરીકે ગણી શકતજ નહીં. વેદમાંથી ઉદ્દ્ભવ પામતાં છ દર્શનો શ્રીકૃષ્ણને પોતપોતાના તરીકે ગણાવવા પ્રયત્ન કરે એ જો કે, આશ્ચર્ય જેવું છે તો પણ એથી વધારે આશ્ચર્ય જેવું એ છે કે, વેદથી પરાઙ્મુખ ગણાતા જૈનદર્શને પણ શ્રીકૃષ્ણને પોતાના ગણવા પ્રયત્ન કર્યો છે. આ વાતજ અમારી ઉપયુક્ત માનીનતા દૃઢ કરે છે કે, શ્રીકૃષ્ણે કોઈ પણ કલ્પાયેલા ચોક્કસ દર્શનને આધીન રહી, પોતાનું આધ્યાત્મિક જીવન ઉત્પન્ન કર્યું નહોતું. પરંતુ તેઓમાં સ્વયં એવા ગુણોનો વિકાસ થયો હતો કે, જે ગુણોના જૂદા જૂદા અંશોના પ્રંશસકો, પોતાના અભિપ્રાય પ્રમાણે લાગુ પાડી શકે.

ભગવદ્દગીતા, જે શ્રીકૃષ્ણ મુખે કહેવાયેલ ગ્રંથ કહેવાય છે તેમાંના નીચેના વિચારો, ગમે તે દર્શનવાળા પોતાને ત્યાં શ્રીકૃષ્ણને લઈ જઈ શકે તેવા છે.

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तोह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ॥** ૩–૧૯.

" તેથી અનાસક્ત એવો તું કર્તવ્ય કર્મનું નિરંતર સમાચરણ કર, કેમકે અનાસક્ત થયો છતાં કર્મને આચરતો પુરૂષ પરમત્વને પામે છે. "

વેદનું કહેવાતું પ્રતિસ્પર્દ્ધી (rival) શ્રીકૃષ્ણની દશાને પોતાને ત્યાં લઈ જઈ શકે છે તે શ્રીમદ્ રાજચંદ્રના નીચેના શબ્દોથી જણાશે.

"શ્રીકૃષ્ણાદિકની ક્રિયા ઉદાસીન જેવી હતી. જે જીવને સમ્યક્ત્વ ઉત્પન્ન થાય તેને સર્વ પ્રકારની સંસારી ક્રિયા તેજ સમયે ન હોય એવો કંઈ નિયમ નથી. સમ્યક્ત્વ (સમ્યગ્દર્શન) ઉત્પન્ન થવા પછી સંસાર–સંસારી ક્રિયા રસરહિતપણે થવી સંભવે છે. ઘણું કરી એવી કોઈ પણ ક્રિયા તે જીવથી હોતી નથી, કે જેથી પરમાર્થને વિષે ભ્રાંતિ થાય, અને જ્યાં સુધી પરમાર્થને વિષે ભ્રાન્તિ થાય નહીં ત્યાં સુધી, બીજી ક્રિયાથી સમ્યક્ત્વને બાધ થાય નહીં. સર્પને આ જગત્‌નાં લોકો પૂજે છે તે વાસ્તવિકપણે પૂજ્યબુદ્ધિથી પૂજતા નથી, પણ ભયથી પૂજે છે, ભાવથી પૂજતા નથી અને ઇષ્ટદેવને લોકો અત્યંત ભાવે પૂજે છે. એમ સમ્યગ્દૃષ્ટિ જીવ તે સંસારને ભજતો દેખાય છે. તે પૂર્વે નિબંધન કરેલાં એવાં પ્રારબ્ધ કર્મથી દેખાય છે. વાસ્તવ્યપણે ભાવથી તે સંસારમાં તેનો પ્રતિબંધ ઘટે નહીં. પૂર્વ કર્મના ઉદયરૂપ ભયથી ઘટે છે. જેટલે અંશે ભાવપ્રતિબંધ ન હોય તેટલે અંશેજ સમ્યગ્દૃષ્ટિપણું તે જીવને હોય છે. "

**શ્રી કૃષ્ણની રાજનીતિઃ**—થોડાં વર્ષો ઉપર શ્રી કૃષ્ણની રાજનીતિ અને ધર્મનીતિના સંબંધમાં લોકમાં ઘણી ખોટી ભ્રમણાઓ હતી. હવે તે ભ્રમણા દૂર થઈ છે એટલુંજ નહીં, પણ હવે લોકશ્રદ્ધા એવે પ્રકારે દૃઢ થતી જાય છે કે, કૃષ્ણની રાજનીતિજ વ્યવહાર્ય

જીવન (practical life) ને માટે ઉપયોગી છે. આપણને ખેદ અને આશ્ચર્ય બન્ને થાય છે કે, આવા એક મહાન્ ઐશ્વર્યવાન્ પુરૂષના સંબંધમાં આવી ખોટી ભ્રમણા થવા પામી હતી. બંકિમ બાબુએ શોધી કાઢેલી શ્રીકૃષ્ણની રાજનીતિના થોડાક અંશો (fragments) એક પ્રાચીન સાહિત્યની સાથે સરખાવીએ:

| બંકિમ બાબુ: | પ્રાચીન સાહિત્ય: |
|---|---|
| ૧. આ પ્રમાણે તેમની બુદ્ધિ પૂરેપૂરી ખીલેલી હોવાથી તે સર્વવ્યાપી, સર્વદર્શી અને સર્વ પ્રકારના ઉપાયો યોજનાર થઈ પડયા હતા. માણસથી જેટલું આદર્શરૂપ બની શકાય તેટલું કૃષ્ણ બન્યા હતા. અપૂર્વ અધ્યાત્મવિદ્યા અને ધર્મ તત્ત્વ જેનો પાર આજે પણ માણસો પામી શકયાં નથી ત્યાંથી માંડીને તે વૈદક અને સંગીત વિદ્યા પણ તેમને આવડતી હતી. | ૧. જાણે પ્રજાના પિતા હોય તેવા તે રાજાના જેવા પૃથ્વીમાં દાતા, ભોક્તા, વિવેકી અને જ્ઞાન વિજ્ઞાનથી વિભૂષિત કોઈ બીજા હતા નહીં. |
| ૨. સર્વ મનુષ્યનું પોતે ભલું ચહાતા હતા એટલુંજ નહીં પણ ગાય વાછરડાં આદિ જાનવરો તરફ પણ તેમની તેવીજ દયામય વૃત્તિ રહેલી. | ૨. વાછરડાંની રક્ષા માટે ગોવર્ધન નામનો પર્વત ધારણ કર્યો હતો. |
| ૩. પોતાનાં સગાં, વ્હાલાં, કુટુંબીઓનું ભલું કરવા તે કેટલા તત્પર હતા તે આપણે જોયું છે. એટલુંજ નહીં, પણ તે સગાં સંબંધી | ૩. બાલ્યાવસ્થામાં પણ જેણે કંસ પ્રમુખ અને શત્રુઓને મારી નાંખ્યા હતા. રાજા પોતાના બંધુજનનો સેવક થઇ સેવકોનો મિત્ર થઇ, અને |

પાપાચારી થાય તો તેમની જોડે કેવા શત્રુ જેવા વર્ત્તતા હતા તે પણ જોયું છે. કંસ અને શિશુપાળને તેમના કૃત્યનો બદલો તેમણે આપ્યો.

૪. તે સર્વશ્રેષ્ઠ અને સંભ્રાંત રાજનીતિજ્ઞ છે એવું જાણીનેજ શું યાદવો કે શું પાંડવો તેમને પૂછ્યા વિના સળી સરખી ખસેડતા નહીં. મનુષ્ય લોકમાં એમના જેવો બળવાન તથા વેદવેદાંગને જાણનાર બીજો માણસ મળી આવવો મુશ્કેલ છે.

૫. **વિશુદ્ધ, પુણ્યમય,** પ્રીતિમય, દયામય હતા. નીતિજ્ઞ, ક્ષમાશીલ, **ધિક્કારવૃત્તિ** વિનાના ભોળા, અહંકાર વિનાના **યોગી** અને તપસ્વી હતા.

૬. કૃષ્ણનો સ્વભાવ ગંભીર અને ક્ષમાશીલ હતો.

શરણાર્થી લોકોનો રક્ષક થઈ રહેતો હતો. પૃથ્વી ઉપર યાચકોને કલ્પવૃક્ષ સમાન હતો.

૪. યાદવોના કુળરૂપી સમુદ્રમાં નિત્ય ઉદય પામેલ ચંદ્ર હતો, અર્થાત્ કે તેનાં જેવાં લક્ષણ અને ગુણવાળો પૃથ્વી ઉપર કોઇ બીજો રાજા હતો નહિ.

૫. મનોરથ અને સંપત્તિ કરતાં પણ અધિક એવી તેની **દાન શક્તિ** જોઇ વ્યતીત થઈ ગયેલા કલ્પવૃક્ષો અદ્યાપિ આગમન કરતાં નથી. "હે નાથ ! તમે ગુણનો આદર કેમ કરો છો?" એમ કહીને **ક્રોધ વગેરે દોષો તેમનાથી દૂર થયા હતા.** 'તેં મારૂં **નિર્મળપણું, સુવ્રતપણું** અને આહલાદપણું લઇ લીધું' એમ વિચારી ચંદ્રે કલંકને ધારણ કર્યું હતું.

૬. તે રાજા સાધુઓને પાલન કરવામાં દક્ષ, દુષ્ટનો નિગ્રહ કર-

વામાં સમર્થ, સમુદ્રના જેવો ગંભીર અને પર્વતરાજના જેવો ધીર હતો.

૭. મહા બળવાળા, મગરૂર માણસોથી પણ પોતે બળવાન હોવા છતાં જ્યાં લોકોના હિતની વાત આવે ત્યાં શાંતિથી કામ લેવા પોતે દૃઢ યત્ન કરતા અને તેમ કરવા પોતે દૃઢ પ્રતિજ્ઞા લીધી હતી.

૭. સમુદ્રના તીર ઉપર આવી સમુદ્રના અધિષ્ઠાપકને વશ કરી જેણે દ્વારિકા નગરી વસાવી હતી અને જેના ભ્રાતા નેમીનાથ જેવા તીર્થંકર છે એવા કૃષ્ણ રાજાના અતિશય ધૈર્યનું શું વર્ણન કરૂં ? હે વત્સ ! બૃહસ્પતિ પણ પોતાની એક જીવ્હાથી તેના ધૈર્યની સંપત્તિ વર્ણવી શકે તેમ નથી, તો પછી મારાથી તેનું શી રીતે વર્ણન થાય?

૮. પોતે માનુષી શક્તિ વાપરી કામ કરતા હતા, **છતાં તેમનું ચરિત્ર ઈશ્વરી હતું.**

૮. પ્રતિદિન રાજ્યને પાલન કરતા, ધર્મશાસ્ત્રો સાંભળતા, ગુરૂજનને અભિવંદન કરતા હતા. નિરંતર બંધુઓને માન આપતા હતા. સમ્યક્ત્વને દૃઢ રીતે પાલન કરતા આ **સંસારને ચિત્તમાં કદળીના સ્તંભના જેવો ગણતા હતા.**

બંકિમ બાબુ અને આ પ્રાચીન સાહિત્યના શબ્દો જો કે બરાબર એક સરખા નથી, પણ શબ્દોમાં રહેલો આશય એક સરખોજ છે. જે પ્રાચીન સાહિત્યપરથી અમે આ ઉતારાઓ (quotations)

લીધા છે તેનું બાબુને સ્વપ્ન પણ નહોતું, અર્થાત્ બાબુના એ વિચારો કેવળ સ્વતંત્રજ હતા.

જે પ્રાચીન સાહિત્યપરથી અમોએ આ ઉતારાઓ લીધા છે તે પ્રાચીન સાહિત્ય કયું તે જ્યારે વાચક જાણશે ત્યારે તેને એક અદ્ભુત આશ્ચર્ય થશે. આ પ્રાચીન સાહિત્ય તે બીજું કોઈજ નહી, પણ તેજ કે જેને વેદાનુયાયીઓ, પોતાના પ્રતિસ્પર્ધી માને છે તે જૈન દર્શનનું છે.

પ્રત્યેક વિચારવાનને ખેદ થવો જોઇએ કે, જે દર્શનની શ્રીકૃષ્ણ પ્રત્યે આવી અદ્ભુત પૂજ્યવૃત્તિ છે તે દર્શનને પ્રતિસ્પર્ધી અને કૃષ્ણને નિંદનાર માનવાની પરંપરાએ ભૂલ કરવામાં આવી છે. અમે ઉપર આપેલા ઉતારાઓ જે પ્રાચીન સાહિત્યપરથી લીધા છે તે પ્રાચીન સાહિત્ય—પ્રદ્યુમ્ન ચરિત્ર—કૃષ્ણના પુત્રનું ચરિત્ર છે. પ્રદ્યુમ્ન ચરિત્ર જૈન સૂત્રોપરથી ઉદ્ધૃત કરવામાં આવેલ છે.

બંકિમ બાબુ જેવા સમર્થ analyst પૃથક્કરણ શાસ્ત્રીના હાથમાં જૈન સાહિત્ય કૃષ્ણચરિત્ર લખતી વખત હાથ આવ્યું હત, તો તેઓએ કૃષ્ણ સંબંધમાં જે અભિપ્રાયો બાંધ્યા છે તેને ઉચ્ચ પ્રકારનાં સમર્થનો support આ સાહિત્ય જરૂર આપી શકત.

**શ્રીકૃષ્ણની યુદ્ધ ફિલસુફી:**—શ્રીકૃષ્ણની યુદ્ધ ફિલસુફી એ આખા મહાભારતના યુદ્ધની નાયિકા હતી; એટલે તે ફિલસુફી આપણને જાણવી રસમય થવી જોઇએ. વિશેષ રસમય એટલા માટે થવી જોઇએ કે, આ યુદ્ધ પ્રાચીન મહાભારતના યુદ્ધ કરતાં પણ અનેક ગણું વધારે યુદ્ધ અત્યારે—જ્યારે આ લખાય છે ત્યારે યુરોપમાં લઢાય છે. મહાભારતના યુદ્ધ અને અત્યારના યુદ્ધની ફિલસુફીમાં કેટલી સમાનતા છે અને કેટલી ભિન્નતા છે એ આપણે જોવા પ્રયત્ન કરીએ.

ભગવદ્‌ગીતાની શરૂઆતમાંજ કૃષ્ણ અર્જુનને પોતાનો ધર્મ પાળવાનો ઉપદેશ કરે છે. સંજયને તેઓ કહે છે કે:—

"હે સંજય ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વગેરે સઘળા લોકોના ધર્મની તને સારી માહીતિ હોવા છતાં શા માટે કૌરવોનું ભલું કર-

વાની ઇચ્છાથી પાંડવોનું અયોગ્ય તાકે છે? ધર્મરાજ યુધિષ્ઠિર વેદજ્ઞ છે, અશ્વમેધ ને રાજસૂયયજ્ઞો કરવા એ તેમનું કર્તવ્ય છે. યુદ્ધવિદ્યામાં બહુ હુશિયાર તેમજ હાથી ઘોડાના રથ ચલાવવામાં પણ તેટલાજ નિપુણ છે. હવે, જો પાંડવો કૌરવોનો વધ ન કરતાં કોઈરીતે ભીમસેનને શાંત પાડી શકે અને પોતાનું રાજ્ય પાછું મેળવવા લડાઈ સિવાય કોઇ બીજો રસ્તો લઇ શકે, તો જરૂર ધર્મનું રક્ષણ ને પુણ્યનું કામ થાય, અથવા તો તેઓ ક્ષત્રિયોનો ધર્મ પાળવા માટે પોતાનું કર્મ સંશોધન કરતાં કમનસીબે મોતના મોઢામાં પડે તો તે પણ વખાણવા લાયક છે. સંધિ સ્થાપન કરી, અલબત્ત તું બન્નેનું હિત ઇચ્છતો હશે, પરંતુ હું એમ પૂછું છું કે, ક્ષત્રિયો યુદ્ધ કરે તો તેમના ધર્મની રક્ષા થાય કે ન કરે તો ધર્મની રક્ષા થાય? એ બેમાંથી જે શ્રેષ્ઠ હોય તે કહી દે."

"ચોર છૂપાઇને કે ખુલ્લી રીતે ગમે તેમ—સર્વસ્વ હરણ કરી જાય છે, તેથી તે બન્ને કામ નિંદા લાયક છે. તેથી દુર્યોધનનું કામ પણ એક જાતની ચોરી કહી શકાય."

(સંજયનો તિરસ્કાર કરી કૃષ્ણે કહી સંભળાવ્યું કે) "બન્ને પક્ષનું ભલું થાય એવા ઇરાદાથી હું પોતેજ હસ્તિનાપુર આવીશ. જેથી પાંડવોનો અર્થ બગડે નહીં, અને કૌરવો પણ સંધિ કરવાની હા કહે તેવી રીતની હવે કોશીશ કરવાની છે, અને જો તેમ થશે તો તે એક મોટું પુણ્યનું કામ થયું સમજવું, અને કૌરવો પણ મોતના પાશમાંથી છૂટયા સમજવા."

"એ કામને માટે પ્રાણ સુદ્ધાં છોડવો તે પ્રશંસાપાત્ર છે. પરંતુ બાપીકું રાજ્ય ફરી લેવાને માટે કાંઈ ન કરતાં મોઢું ફેરવી બેસવું એ કોઇ પણ રીતે યોગ્ય કહેવાય નહિ."

"યુદ્ધ જેનું ઉપજીવન છે એવા ક્ષત્રિયોનો તો એજ રસ્તો છે. યુદ્ધ કરતાં મરવું તેજ ક્ષત્રિયોનો સનાતન ધર્મ છે."

શ્રી કૃષ્ણના આ ઉદ્‌ગારોની સાથે અત્યારે જગબત્રીશીએ ચઢેલ જર્મનીના—Prussian militarism—ના લડાયક શિક્ષણના અગ્રેસર વૉન બર્નહાર્ડીના વિચારો સરખાવીએ:—

War has its ideal side and peace has its blessings."

"જેમ સુલેહને અંગે સુખ છે તેમ યુદ્ધને અંગે પણ તેની આદર્શ બાજૂ છે."

"War is a violent means of policy and it demands heavy sacrifices. Therefore war is justified only if the highest and the most vital interests of highly civilized nations are at stake. It is, therefore, undoubtedly, the duty of mankind to limit war to such cases and to abolish the possibility of wars which are not fought for the great and abiding interests of mankind. Those who make up their mind to go to war assume a great responsibility."

"યુદ્ધ એ રાજનીતિનો ભયંકર ઉપાય છે; અને તે અતિ ભોગ માગે છે. આટલા કારણથી લઢાઈ તોજ ન્યાયપાત્ર છે કે જો ઉચ્ચ પ્રકારે સંસ્કારી થયેલી પ્રજાના ઉચ્ચતમ અને અત્યંત સંગીન હિતો ભયમાં આવી પડયાં હોય. આટલા કારણથી, નિઃસંશય રીતે, મનુષ્ય જાતની ફરજ છે કે, જે યુદ્ધો મનુષ્યજાતનાં મહાન્ અને આવશ્યક હિતોને અર્થે લઢવાનાં ન હોય તેને મર્યાદિત કરવાં, અને તેવાં યુદ્ધો અટકાવવાં. જેઓ યુદ્ધ પર જાય છે તેઓ પોતા પર જબરી જવાબદારી વ્હોરે છે."

શ્રી કૃષ્ણના મુખમાં મૂકાયેલા અને ઉપર ટાંકેલા વિચારો અને 'પ્રસ્યન મીલીટેરીઝમ'ના શિક્ષક બર્નહાર્ડીના વિચારોની તુલના કરતાં તો પ્રથમ દૃષ્ટિએ (prima facie) એમજ લાગે કે, જેમ કૃષ્ણ સુલેહને પ્રશંસતા હતા, તેમજ "પ્રસ્યન મીલીટેરીઝમ" પણ સુલેહને પ્રશંસે છે. લઢાઇના ઘોરપણાઓનો સ્વીકાર જેમ કૃષ્ણ કરે છે, તેમ પ્રશયન મીલીટેરીઝમ પણ સ્વીકાર કરે છે. આમ છતાં લઢા-

ઈની અગત્ય જેમ કૃષ્ણ કહે છે, તેમજ પ્રસ્યન મીલીટેરીઝમ કહે છે. વળી, જેમ કૃષ્ણ ધર્મરક્ષણના હેતુએ યુદ્ધની આવશ્યકતા બતાવે છે, તેમ જર્મન મીલીટેરીઝમ, માણસાઈ નીતિ અને સ્વાતંત્ર્યને માટે કહે છે. જ્યારે આમ મુકાબલો કરીએ ત્યારે આપણને જૂદા પડવા જેવું કાંઇ લાગશે નહીં; એટલે કે બન્નેની લઢાઈ સંબંધીની ફિલસુફીઓ સરખી લાગે તેવું છે.

અને જો તે સરખી લાગે તેવું હોય તો તેનું કારણ માત્ર એકજ છે. મનુષ્ય પ્રકૃતિ સર્વકાળ અને સર્વ દેશમાં સરખીજ હોય છે.

જેમ શ્રી કૃષ્ણ પોતાના અંગતહેતુઓ (personal reasons) સાધવાની ખાતર નહીં, પણ ધર્મહેતુઓ સાધવાની ખાતર યુદ્ધની અગત્ય સ્વીકારે છે તેમ બર્નહાર્ડી પણ અંગતહેતુઓ માટે યુદ્ધ ન જોઇએ એમ નીચેના શબ્દોમાં કહે છે:

"On the other hand one must not judge of wars by those wars of the past, which have arisen from dynastic or personal reasons, or from sheer lust of robbery."

"બીજા હાથ ઉપર, રાજવંશીક અથવા અંગતકારણોથી, અથવા માત્ર લુંટની તૃષ્ણાથી આગળના વખતમાં થયેલી લઢાઇઓ ઉપરથી, બધાં યુદ્ધો વિષે અભિપ્રાય બાંધવો ન જોઈએ."

અર્થાત્ આ શબ્દોથી તેનો કહેવાનો હેતુ એવો જણાય છે કે, પોતાના અંગત સ્વાર્થની ખાતર નહીં પણ પ્રજાહિત અથવા મનુષ્ય હિતને અર્થે યુદ્ધ કરવાની જરૂર છે.

જેમ શ્રી કૃષ્ણનાં યુદ્ધો માણસાઈ ધર્મને માટે હતાં એમ જણાવવામાં આવે છે, તેમજ જર્મનો પણ માણસાઇના અગ્રેસર ગણાઇ, લઢાઇ કરવાને હકદાર હોવાનો દાવો કરે છે: તેઓ કહે છે કે,

**"A great progress has been achieved. At a single stroke the German nation became the leader of humanity. Germany's genius has been**

**responsible for the most decisive results, and has therefore been of universal service."**

"એક મહાન્ પ્રગતિ પ્રાપ્ત કરવામાં આવી છે. એકજ ધાએ જર્મન પ્રજા માણસાઇની અગ્રેસર થઈ. જર્મનીની બુદ્ધિશક્તિજ, ઘણીજ નિશ્ચિત આધ્યાત્મિક પ્રગતિને માટે જવાબદાર છે અને તેટલા માટે તે આખા જગતની સેવા બજાવનાર છે."

શ્રી કૃષ્ણના મુખમાં મુકાયેલ વિચારો અને જર્મન પ્રજાના આ વિચારોનો કોઈ સિદ્ધાંત (thesis) બાંધવા માંગે તો ઉપર કહ્યું તેમ પ્રથમ દૃષ્ટિએ તો એકજ સરખો બંધાય તેવું છે.

પરંતુ વાસ્તવિક તેમ નથી. શ્રી કૃષ્ણ અને જર્મન પ્રજાના લઢાઈ કરવાના હેતુઓમાં ઘણો તફાવત છે. શ્રી કૃષ્ણે, અર્જુનને યુદ્ધ કરવા માટે જે ઉપદેશ આપેલો તે બીજાનું છીનવી લેવાને નહીં, પણ બીજાએ પોતાનું છીનવી લીધું હતું તે પાછું મેળવવા માટે આપેલો.

"The more deeply we penetrate into history, the more clearly we recognise that peace is the normal and the desirable state, but that wars are required from time to time in order to cleanse the moral atmosphere."

"ઇતિહાસની અંદર આપણે જેમ જેમ ઉંડા ઉતરતા જઇએ તેમ તેમ વધારે સ્પષ્ટ રીતે આપણે સ્વીકારવું જોઈએ કે, સુલેહ એ યોગ્ય-જોઇએ તેવી અને ઇચ્છવાયોગ્ય સ્થિતિ છે, પરંતુ નૈતિક વાતા-વરણ સ્વચ્છ કરવા માટે વખતો વખત યુદ્ધોની જરૂર છે."

"A war always leads to brutalities and to suffering. But at the same time it leads to the noblest actions, especially when the freedom, honour and future of a nation are at stake."

"યુદ્ધ હમેશાં ઘાતકીપણાંઓ અને દુઃખો લાવે છે, પણ તેજ વખતે તે ઉત્તમોત્તમ કર્મો આપે છે, ખાસ કરીને જ્યારે એક પ્રજાનું સ્વાતંત્ર્ય, માન અને ભવિષ્ય જોખમમાં હોય છે ત્યારે."

"It cannot be denied that war frequently destroys the strongest vital elements of a nation."

"એ વાતની ના નહીં કહી શકાશે કે, યુદ્ધ એ ઘણીવાર એક પ્રજાનાં જીવનોપયોગી મજબૂતમાં મજબૂત તત્ત્વોનો નાશ કરે છે."

'પૃશ્યન મીલીટેરીઝમ'ના વિચારો અને શ્રી કૃષ્ણુના વિચારોમાં આ પ્રમાણે પ્રથમ દૃષ્ટિએ સામ્ય લાગે છે છતાં બન્નેની વચ્ચે ભેદ છે કે નહીં તે જોઇએ;

લઢાઇ લઢવાનો જર્મનોનો હેતુ આ પ્રમાણે બર્નહાર્ડીના શબ્દોમાં જોઇએ:

"Vigorous and progressive nations increase in numbers and require from time to time larger territories. That requirement can be fulfilled by emigration to foreign states...These should be established only in countries inhabited by lower races. If territories suitable for colonial settlement are unobtainable, foreign territories must be conquered. A nation may be forced into war by the increase of the population and possibly also by regard for the position of its workers."

"ઉત્સાહી અને પ્રગતિમાન્ પ્રજાઓ સંખ્યામાં વધે છે અને વખતો વખત તેને વધારે મુલકો–સંસ્થાનો–પ્રદેશોની જરૂર પડે છે. આ જરૂરીઆત પરદેશી સંસ્થાનોમાં વસવાટે જવાથી પૂરી પડે છે...જ્યાં આગળ હલકી પ્રજાઓ રહેતી હોય ત્યાં આગળ આ સંસ્થાનો સ્થાપવાં જોઇએ. જો સંસ્થાનિક વસવાટને માટે પ્રદેશો ન મળી શકે તેવું હોય તો તે **જીતી લેવાંજ જોઈએ.** એક પ્રજાને પોતાની સંખ્યા વધવાથી લઢાઇમાં ઉતરવાની ફરજ પડે છે. તેની સાથે તેના કામદાર વર્ગની સ્થિતિને માટે પણ ઘણું કરી તેવી ફરજ પડે છે."

શ્રી કૃષ્ણુના શિક્ષણમાં આવો હેતુ ક્યાંય પણ નહોતો. પાંડવોનું

કૌરવે પચાવી પાડેલું રાજ્ય પાછું લેવાનોજ તેનો ઉદ્દેશ હતો; જ્યારે જર્મનોનો હેતુ આપણે ઉપર જોયું તેમ એમ કહેવાનો છે કે, કોઇ પણ પ્રગતિમાન પ્રજાની જરૂરીઆતો વધે ને તેને બીજા મુલકો સહેલાઇથી ન મળી શકે, તો લઢાઈ કરીને મેળવવા એ કુદરતી નિયમ છે. આજ બંનેના સિદ્ધાંતોમાં ભેદ છે અને તે ભેદ આકાશ પાતાળ જેટલો છે, કારણ કે એક ન્યાયપૂર્વક સ્વાર્થી લઢનાર છે, અને બીજા પોતે માનેલ જરૂરીઆત પૂરી પાડવાના સ્વાર્થથી લઢનાર છે. જે દલીલથી યુદ્ધ કરવાની જરૂરીઆત જર્મન બતાવે છે તે દલીલનું અવલંબન શ્રી કૃષ્ણે કદાપિ પણ લીધું નહતું. શ્રી કૃષ્ણે જે દલીલનું અવલંબન લેવા અર્જુનને ઉપદેશ્યું હતું તે દલીલનું અવલંબન લઇ અત્યારે કોઇ પણ લઢતું હોય તો તે માત્ર બેલજીઅમજ છે. "માત્ર બેલજીઅમજ છે" એમ કહેવાનો હેતુ એટલોજ છે કે, અત્યારે યુદ્ધમાં ઉતરેલી (belligerent) પ્રજાઓમાંથી બેલજીઅમ સિવાય કોઇપણ પ્રજા લઢાઇમાં નિઃસ્વાર્થપણાએ ઉતરેલી હોવાનો દાવો કરતી નથી. લઢાઇમાં ઉતરેલી સર્વ પ્રજાઓએ સ્વીકાર કર્યો છે કે, જો અમે લઢાઇમાં ન ઉતરીએ તો અમારામાંના કેટલાકને પોતાના હિતને નુકસાન થાય તેવી સ્થિતિમાં જર્મની મૂકી દે તેમ હતું; તો કેટલાકને એક બીજાના હિતને અર્થે કરવામાં આવેલ સહાય કરવાનાં કરારનામાઓ (treaties) ની જાળવણી કરવા માટે ઉતરવાની જરૂર હતી. કેટલાકને એક બીજાના રાજકીય (political) અને વ્યાપારવિષયક (commercial) હિત (interest) ની વચ્ચે અથડામણ થાય તેવું હતું; આવા કોઇને કોઈ હેતુથી લઢાઇમાં ઉતરવાની જરૂર પડવાનું દરેક લઢાઇમાં ઉતરેલું રાજ્ય કહે છે જ્યારે એથી ઉલટું બેલજીઅમને પોતાની હદમાંથી કોઇને પણ પસાર થવા ન દેવાના પોતાના ન્યાયી હકનું ઉલ્લંઘન કરવામાં આવતાં લઢાઇમાં ઉતરવાની ફરજ પાડવામાં આવતાં ઉતર્યું તો તે ન્યાયી ગણાવુંજ જોઇએ.

જો એમ દલીલ કરવામાં આવે કે, શ્રી કૃષ્ણે પણ યુદ્ધ દ્વારા સ્વદેશાભિમાન શીખવ્યું હતું, તેમ જર્મન પ્રજાએ પણ સ્વદેશાભિમાનના હેતુએજ યુદ્ધની અગત્ય કરી છે; તો તે બન્ને સ્વદેશાભિમાન

જુદીજ દિશાનાં છે એમ આપણે રશીઅન મહર્ષિ કાઉન્ટ ટૉલ-સ્ટૉયની સાક્ષીએ કહી શકીશું:

મી૦ ફેલીક્સ ન્યુટન—કે જે રશીઅન જન્મી છે, અને જે પ્રથમ જર્મનીમાં એક પ્રોફેસર હતો અને જે ભાષાનો મહાન્ અભ્યાસી છે તે હાલમાં યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકામાં રહે છે, તેણે કાઉન્ટ ટૉલ્સ્ટૉયના ઘણા લેખોના અનુવાદો અંગ્રેજીમાં કર્યા છે. મી૦ ન્યુટને કાઉન્ટ ટૉલ્સ્ટૉયના "સ્વદેશાભિમાન અને સરકાર" એ શીર્ષક એક લેખનો અનુવાદ કર્યો છે. જેમાંથી યુનાઇટેડ સ્ટેટસમાં આવેલ નેબ્રાસ્કાની સરકારી યુનિવર્સિટીના મી૦ ઇન્દુપ્રકાશ બંદોપાધ્યાય બી. એ. નામના એક પ્રોફેસરે નીચેનો ભાગ લીધો છે:—

"I have been led", says Tolstoi, "several times before to express the thought that patriotism in our times is an unnatural sentiment, unreasonable, dangerous, causing a great part of those misfortunes from which humanity is suffering and therefore this sentiment ought not to be instilled by education as is now done; but on the contrary ought to be crushed and destroyed by all the means under the control of sensible people."

ટૉલસ્ટૉય કહે છે કે, "પ્રથમ ઘણી વાર મારે એવો વિચાર પ્રકટ કરવો પડયો હતો કે, આપણા વખતમાં સ્વદેશાભિમાન એ અસ્વાભાવિક ખ્યાલ છે, અન્યાયી, ભયંકર, અને મનુષ્યજાતિ જે દુઃખોથી સંતાપ પામે છે તેને મુખ્યપણે ઉત્પન્ન કરનાર છે, અને તેટલા માટે હમણાં જેમ કરવામાં આવે છે તેમ શિક્ષણ દ્વારાએ તે ખ્યાલને પ્રવેશાવવો જોઇએ નહીં; પરંતુ એથી ઉલટું તેને કચડી નાંખી વિચક્ષણ મનુષ્યોના અધિકારમાં જે ઉપાયો હોય તે વડે તેનો નાશ કરવો જોઇએ."

કાઉન્ટ ટૉલ્સ્ટૉય આગળ ચાલતાં કહે છે કે,

"Talking lately with an Englishman about the last war (not the one that is being fought at present by the allies with the Germans, but the one that was fought in the times of Count Tolstoi) I told him that the actual cause of that war was not the object of profit, but patriotism such as is observed in the building up of the entire society.

"All nations", continues the Count," of the so-called Christian world are led by patriotism to such bestiality, that not only do those peoples which are unavoidably in a position to kill or to be killed, desire and enjoy slaughter, but also people living at peace in their own homes in Europe, unthreatened by any one, all the people of Europe and America at every year, thanks to quick and easy communication by the press take the position of the spectators at the Roman circus and as there, take pleasure in slaughter and blood-thirsty cry "finish him," "Police Verso"...Not only adults, but clean, bright children, according to their nationality, take pleasure in learning that there have been killed and torn with leaden bullets not 700 but a thousand English, or Boers, and parents, I know such, encourage their children in such ferocity."

"છેલ્લા યુદ્ધના સંબંધમાં એક અંગ્રેજ ગૃહસ્થની સાથે થોડા

વખત ઉપર વાત થતાં, મેં તેને કહ્યું કે, આ યુદ્ધનું ખરેખરૂં કારણ લાભનું નહોતું, પરંતુ સ્વદેશાભિમાન હતું; કે જેવું સ્વદેશાભિમાન આખી સમાજ બાંધવામાં ઉપયોગમાં લેવામાં આવે છે."

આગળ બોલતાં, કાઉન્ટ ટૉલસ્ટોઇએ કહ્યું: "કહેવાતા ક્રિશ્ચીઅન જગતની બધી પ્રજાઓ સ્વદેશાભિમાનથી એટલા પશુપણા સુધી દોરવાઇ ગઇ છે કે, જે લોકો અનિવાર્યપણે મરવા અથવા મારવાની સ્થિતિમાં છે તે લોકોજ માત્ર વધ–કતલને ઇચ્છે છે અને આનંદ લે છે એમ નથી; પરંતુ યુરોપમાં જે લોકો પોતાના ઘરમાં સુલેહમાં કોઇના પણ ભય વિના બેઠા છે તે લોકો પ્રત્યેક વર્ષે–યુરોપ અને અમેરિકાના બધા લોકો–શીઘ્ર અને સહેલા વર્ત્તમાનપત્રોના સંદેશાને લીધે રોમન સરકસમાં પ્રેક્ષકોની માફક "કતલ કરો" અને "તેને પુરો કરી નાંખો" ઇત્યાદિ લોહીની તરશી બૂમોમાં આનંદ લે છે. મોટી ઉમરનાં માણસોજ નહીં, પણ નિર્મળ ચંચળ બચ્ચાંઓ પોતાના જાતીયત્વ પ્રમાણે, એમ શીખવામાં આનંદ લે છે કે, ૭૦૦ નહીં, પણ હજાર અંગ્રેજ અથવા બોરો મરાયા છે અને સીસાની ગોળીઓથી વીંધાઇ ગયા છે, અને મેં એવા માબાપો જોયાં છે કે, જે આવી ક્રૂરતામાં પોતાના બાળકોને ઉત્તેજન આપે છે."

જો શ્રી કૃષ્ણના વિચારોનો યથાસ્થિત અભ્યાસ કરવામાં આવે તો સ્પષ્ટ જણાય કે, તેઓએ ઉપદેશેલ સ્વદેશાભિમાન આ પ્રકારનું નહોતું. બીજાનું પડાવી અથવા પચાવી પાડવાની બુદ્ધિનો તેમાં અંશ પણ નહોતો. બીજા પોતાનું લઇ ગયેલા તે પાછું લેવા માટે તેમનો ઉપદેશ હતો એટલે કે તે તેમનું સ્વદેશાભિમાન હતું. જ્યારે યુરોપિય પ્રજાનો ઉદ્દેશ પોતાની રાજકીય, ઔદ્યોગિક અને વ્યાપાર વિષયક તૃષ્ણાઓ પરિપૂર્ણ કરવા માટેનું સ્વદેશાભિમાન છે.

અત્યારે ઘણા માણસો મહાભારતના યુદ્ધની અને અત્યારે યુરોપમાં ચાલતા યુદ્ધની સરખામણી કરે છે; અને તેઓ તેમ કરી એમ કહે છે કે, "મહાભારતના યુદ્ધમાં અને અત્યારના યુદ્ધમાં આકાશ પાતાળ જેટલો ફેર છે. મહાભારતનું યુદ્ધ એ ધર્મયુદ્ધ હતું

અને અત્યારનું યુદ્ધ એ સ્વાર્થયુદ્ધ છે." આપણે એટલે સુધી મળતા થઇ શકીશું કે જે હેતુથી પાંડવોએ મહાભારતનું યુદ્ધ પોતાને શીર વ્હોરેલું તે હેતુ ન્યાયી હતો, કારણ કે તેઓને પોતાનું પચાવી પાડેલું પાછું લેવાનું હતું; પણ આપણે એમ તો નહિજ કહી શકીએ કે, મહાભારતનું યુદ્ધ એ દૈવી પ્રકૃતિથી પ્રેરાયેલું હતું, અને આ યુદ્ધ એ માનુષી પ્રકૃતિથી પ્રેરાયેલું છે. અમે કહીએ છીએ કે, બન્ને યુદ્ધો માનુષી પ્રકૃતિથીજ પ્રેરાયેલાં હતાં; અથવા એમ કહીએ કે, જેને જૈન પરિભાષામાં 'કષાય'—સંસાર વધારનારી પ્રકૃતિઓ— કહેવામાં આવે છે તેથી પ્રેરાયેલાં છે તો તે ખોટું નહીં ગણાય,—થોડાક શબ્દોમાં કહીએ તો મનુષ્ય પ્રકૃતિ જેવી અત્યારે છે તેવીજ તે સમયે પણ કષાયવાન્—સંસાર વધારનારી હતી. જેમ અત્યારે બેલજીઅમ લઢે છે તે ન્યાયી અથવા સ્થૂળ ધર્મ વ્યાખ્યા પ્રમાણે ધર્મી લઢાઇ કહી શકીએ; અને જર્મની આદિ લઢે છે તે સ્વાર્થપરાયણ ગણાય, તેમ પાંડવોનું લઢવું એ ન્યાયી અથવા ધર્મી ગણાય, અને કૌરવોનું સ્વાર્થ પરાયણ ગણાય. મતલબ કે અત્યારે જેમ ન્યાયી અને અન્યાયીપણે લઢનાર માનીએ છીએ તેમ તે વખતના પણ માનવા જોઇએ. બાકી યુદ્ધની ભયંકરતાઓ, છળભેદ, ક્રૂરતાઓ, અસત્યો અત્યારે જેમ છે તેમ તે વખતના યુદ્ધમાં નહોતાં એમ કહી શકાય નહીં. એક વિદ્વાને જેમ કહ્યું છે કે, "War is a deception" લઢાઇ એ છેતરપીંડી છે, તેવું અત્યારના યુદ્ધમાં પણ છે, અને તે વખતના યુદ્ધમાં પણ હતું. જો આ લઢાઇમાં જૂદાં જૂદાં રાજ્યો બાતમીદારો—(spies) રાખે છે તો તે વખતમાં પણ તેવું હતું; તે વાત આપણે મહાભારત પરથી જોઇ શકીએ છીએ. જો અત્યારે ક્રૂરતા (atrocities) કરવામાં આવે છે, તો તે વખતે પણ હતી. દ્રૌપદી ઉપર વીતડાવવામાં આવેલા સંસ્કારો એ ક્રૂરતા (atrocity) ન કહેવાય તો શું કહેવાય? "અશ્વત્થામા પડયો" એ પ્રસંગ જો સાચો હોય તો તે યુક્તિ—છળભેદ નહીં તો શું?

તાત્પર્ય કહેવાનું એટલુંજ છે કે, એક લઢાઇ ન્યાય કારણથી લઢાઇ હતી, માટે તે દયામય હતી, અને બીજી લઢાઈ સ્વાર્થ કાર-

ણુથી લઢાય છે તેથી તે ક્રૂર છે, એમ કહેવું એ યોગ્ય નથી. ન્યાય કારણુથી લઢાઈ લઢાય તેનો વ્યવહાર દષ્ટિએ એક પ્રકારે બચાવ છે અને સ્વાર્થ કારણુથી લઢાય તેનો બચાવ નથી એ વાત ખરી છે, પણુ લઢાઇ થયા પછી તે લઢવામાં એક દયામય લઢવું કહેવું અને બીજું ક્રૂર લઢવું કહેવું એ વ્યાજબી નથી.

જો આ વાત સ્વીકારવામાં આવે, તો પછી મહાભારતના યુદ્ધમાં કજીઆની શરૂઆત કરનાર (offensive-aggressive) કૌરવો હતા, અને બચાવપક્ષમાં રહેનાર (defensive) તરીકે પાંડવોએ વ્યવહાર-દષ્ટિએ યોગ્યજ કર્યું હતું અને તેમને પ્રેરવામાં કૃષ્ણુ વ્યવહારદષ્ટિએ વ્યાજબી હતા એમ સૌ કોઇ કબૂલ કરશે.

મહાભારતનું લઢવું દયામય ગણુનારાઓને ઉપલા વિચારોથી જરા આંચકો તો લાગશે; પણુ માત્ર આપણા જાતીય સંસ્કારો (personal sentiments) ની ખાતર વસ્તુસ્થિતિ ઉલટાવીને શી રીતે કહી શકાય ?

આમ છતાં અમે એક વાત જરૂર માનીએ છીએ, કૅન્ટ, શોપ-નહાયર આદિ તત્વજ્ઞોને ઉત્પન્ન કરવામાં અભિમાન માનનાર જર્મની રાજકીય, વ્યાપારવિષયક તૃષ્ણાઓ તૃપ્ત કરવા માટે લઢાઇની નીચેના કારણોથી જરૂરીઆતો દેખાડી પોતાને વ્યાજબી અને હકદાર ગણા-વવા માગે છે તેમ હિંદમાં કદાપિ પણુ માનવામાં આવ્યું નહોતું. જર્મની લઢાઇનો બચાવ જે રીતે કરે છે તે રીત આ પ્રમાણે છે:

"Wherever we look in nature, we find that war is a fundamental law of development. This verity which has been recognised in past ages, has been convincingly demonstrated in modern times by Charles Darwin. He proved that nature is ruled by an unceasing struggle for existence, by the right of the stronger, and that this struggle, in its apparent cruelty, brings

about a selection, eliminating the weak and the unwholesome. That great naturalist has shown that only those types survive the struggle for existence which possess the most favourable conditions. Generally speaking those beings only increase which possess the greatest vitality. The struggle for existence is ruled by biological laws...If men and states acted absolutely unselfishly, war would be avoidable. This is a condition which can be neither expected nor be hoped for. Hence war is inevitable."

"કુદરતમાં આપણે જ્યાં જ્યાં જોઇએ છીએ ત્યાં ત્યાં આપણને માલમ પડે છે કે વિકાસ માટે લઢાઇ એ મુખ્ય નિયમ છે. આ ખરી વાત જે જૂના કાળથી સ્વીકારવામાં આવેલી છે તે આધુનિક કાળમાં ચાર્લ્સ ડારવીને સંતોષકારક રીતે સિદ્ધ કરી આપી છે. એણે એમ સાબીત કર્યું છે કે, કુદરત જીવનને માટે અશ્રાંત તરફડીઆંથી વર્તે છે, વળી જે વધારે મજબૂત તેનો હક વધારે અને તેની સાથે ક્રૂરતાના બાહ્ય ચિહ્નોવાળાં આ તરફડીઆં–કલહ–યોગ્યાયોગ્યની ચૂંટણી કરે છે, અને નબળાંને અને નહીં ઇચ્છવા યોગ્યને ઉડાડી મેલે છે. આ મોટા વૈજ્ઞાનિકે બતાવી આપ્યું છે કે, જે જાતિઓ વધારે સારી વસ્તુ સ્થિતિ ધરાવતી હશે તેજ ટકી રહેશે. સામાન્યતઃ બોલતાં, જે પ્રાણીઓ વધારેમાં વધારે વીર્ય શક્તિ ધરાવતાં હશે તે વધશે. જીવન કલહ એ જીવનવિદ્યા વિષયક નિયમો પ્રમાણે ચાલે છે......જો મનુષ્યો અને રાજ્યો સર્વથા અસ્વાર્થપણે વર્ત્તે તોજ લઢાઇ અટકાવી શકાય. આ સ્થિતિની કદાપિ પણ અપેક્ષા કે આશા રખાઇ નથી અને આટલા કારણથી લઢાઇ અનિવાર્ય છે."

ટુંકમાં કહીએ તો જેને Justice in the interests of the stronger–બળીઆના બે ભાગ–બળવાનનું જેમાં હિત હોય તે ન્યાય–એવા વિચારનું અવલંબન જર્મનની લઢાઇની ફીલસુફી લે છે.

નામાંકિત તત્ત્વજ્ઞ પ્લેટો આ Justice in the interests of the stronger ની કલ્પનાને ભૂલભરેલી માને છે. આ કલ્પનાના સંબંધમાં બધા તત્ત્વજ્ઞો એકમત થયા નથી, અને થવાનો સંભવ પણ નથી.

ત્યારે આ બાબતનો ખુલાસો ક્યાંથી મેળવવો? આનો ખુલાસો એકજ હોઇ શકે. જ્યાં સુધી પ્રાણીમાત્ર કષાય–સંસાર કરનારી પ્રકૃતિઓને આધીન છે ત્યાં સુધી કોઇ ને કોઇ આકારે, પોતાનો સ્વાર્થ સાધવા બીજાના હિતને નુકશાન લગાડવા પ્રેરાયાજ કરશે; અને જ્યાં સુધી તેવી રીતે પ્રેરાયાજ કરશે ત્યાં સુધી યુદ્ધોનું અસ્તિત્વ રહેવાનુંજ છે.

તો પણ યુદ્ધની ભાવનાની તીવ્રતાના સંબંધમાં જૂદા જૂદા દેશો અને તેથી પ્રજાઓમાં ફેર રહેશે એમ તો વૈજ્ઞાનિક (Scientific) કારણોથી લાગે છે. હિંદ અને ઠંડા મુલકોની લડાયક ભાવનાની તીવ્રતામાં ભેદ રહેવામાં કુદરત ( Nature ) નાં કારણો છે. હિંદની અંદર જે દયાની લાગણીનું શિક્ષણ છે તે તેના ભૂગોલિક કારણોને લઇને છે, અને જ્યાં સુધી આ ભૂગોલિક કારણોને લઇને દયાની લાગણીનું શિક્ષણ હિંદમાં છે ત્યાં સુધી લઢાઇની તીવ્ર ભાવનાને બદલે હિંદમાં ભ્રાતૃભાવનાનોજ સંભવ છે. ભૂગોલિક અને હવા પાણીના કારણોથી આ ભ્રાતૃભાવની ભાવનાઓ ગરમ એવા હિંદમાં છે અને ઠંડા મૂલકોમાં નથી એમ બતાવતાં એક વિદ્વાને કહ્યું છે કેઃ

"The early development of humane feeling in India was due to various circumstances. Nature herself was the great apostle of mercy and brotherhood. India enjoys a climate which is warm but not torrid. In warm, humid countries, Nature wears a more benign aspect than in the cold northern latitudes. In cold countries, Nature is more an enemy than a friend to man."

"દયા વૃત્તિનો હિંદમાં પ્હેલો પ્રારંભ થવાનાં જૂદાં જૂદાં ઘણાં કારણો છે. કુદરત પોતેજ દયા અને ભ્રાતૃભાવ પ્રચારક દૂત છે. હિંદ ઉષ્ણ પણ અતિ ઉષ્ણ નહીં એવી હવા ભોગવે છે. ગરમ અને હવા-વાળા પ્રદેશોમાં ઉત્તર અક્ષાંશના ઠંડા પ્રદેશ કરતાં, કુદરત વધારે માયાળુ વૃત્તિનું પરિધાન કરે છે. ઠંડા પ્રદેશોમાં કુદરત મનુષ્ય પ્રત્યે મિત્ર હોય તેના કરતાં શત્રુ વધારે છે."

દયા, નીતિ, બંધુભાવ કે શત્રુવટ દેશની ભૂગોલિક સ્થિતિ ઉપર આધાર રાખે છે એવો આ વિદ્વાને આપેલો અભિપ્રાય એક કલ્પના નથી. જર્મનતત્ત્વજ્ઞ નીએટઝેના જીવનચરિત્રમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે:

"Morals, according to him, depend on the geographical conditions of a people."

"સદાચાર, તેના અભિપ્રાય પ્રમાણે પ્રજાની ભૂગોલિક અને ઐતિહાસિક સ્થિતિ ઉપર આધાર રાખે છે."

આ સઘળી ચર્ચાનો સરવાળો શ્રી કૃષ્ણની યુદ્ધ ફીલસુફીને અંગે શું કરવો? સરવાળો એજ થઇ શકે કે શ્રીકૃષ્ણે Justice in the interests of the stronger બળીઆના એ ભાગનું સૂત્ર પોતાના યુદ્ધ ઉપદેશમાં કદાપિ પણ ઉપદેસ્યું નહોતું; શ્રીકૃષ્ણે "Might for the right" સત્યને માટે બળ એમ ઉપદેસ્યું હતું, જ્યારે પાશ્ચાત્ય ફિલસુફિઓ "Might is right" બળ એજ સત્ય છે એમ ઉપદેશે છે. પાશ્ચાત્ય પ્રજાઓ એ સૂત્રનેજ સત્ય માની લડાયક ખીલવણીઓ કરે છે. હિંદુ તત્ત્વજ્ઞાને અને તેને લઇને શ્રીકૃષ્ણે પણ એમજ માન્યું હતું કે,

"The reality of life is a republic of equals, and not an oligarchy with men as masters and animals as slaves; that the man is not the crown of creation."

"જીવન એ સમાન વ્યક્તિઓનું પ્રજાસત્તાક રાજ્ય છે. અને નહિ કે, પશુઓ ગુલામ તરીકે અને મનુષ્યો સ્વામી તરીકે હોય એવું

અલ્પજનસત્તાક (oligarchy) રાજ્ય છે. તેમજ મનુષ્ય એ બધાં જન્મધારીઓનો તાજ નથી."

બંકિમ બાબુએ શ્રીકૃષ્ણે–Might for the right–સત્યને માટે બળ વાપર્યું હતું એમ સાંગોપાંગ સિદ્ધ કરી આપ્યું છે, તેની સાથે તેમ કરવામાં શ્રીકૃષ્ણની અનાસક્ત બુદ્ધિનું પણ સુંદર રીતે પ્રતિપાદન કરી બતાવ્યું છે. આસક્તિ અને અનાસક્તિથી થતાં કર્મોમાં ભેદ છે, એ નિઃસંશય વાત છે. અનાસક્તિથી થયેલાં કર્મોના બંધો એકદમ નિવૃત્ત થાય તેવા હોય છે, જ્યારે આસક્તિથી કરેલાં કર્મો ચિકટ હોય છે. કૃષ્ણે અનાસક્તિથી કર્મો કર્યા હતાં એમ સર્વ દર્શનોએ સ્વીકાર્યું છે, અને તે જ વાત બાબુએ પણ સાબિત કરી આપી છે. પ્રખ્યાત કવિ વર્ડસ્વર્થનું નીચેનું પદ હિંદુઓના તત્ત્વજ્ઞાનનો ખ્યાલ આપે છે.

"And 'tis my faith that every flower
Enjoys the air it breathes."

મુંબઇ. એપ્રિલ ૧૯૧૫. } મનસુખલાલ રવજીભાઇ મહેતા.



# અનુક્રમણિકા.

## પ્રથમ ખંડ.

### ઉપક્રમણિકા.

# ખંડ બીજો.

## વૃંદાવન.



---

# ખંડ ત્રીજો.

## મથુરા-દ્વારકા.

# ખંડ ચોથો.

## ઇંદ્રપ્રસ્થ.



# ખંડ પાંચમો.

## ઉપપ્લવ્ય.

# ખંડ છઠ્ઠો.

## કુરૂક્ષેત્ર.



---

# ખંડ સાતમો.

## પ્રભાસ.



---

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૩ | म्ह | ह्म |
| ,, | ૫ | ૪૩ | ૪૭ |
| ૧૯ | ૧૫ | प्रवृतश्च | प्रवृत्तश्च |
| ૨૦ | ૫ | વિષુવદ્વૃત્તને | વિષુવને |
| ૨૧ | ૨૧ | ३६ | ३९ |
| ૨૩ | ૨૭ | | માઘ × Footnote × આપણે ત્યાં દરેક ચાંદ્ર માસ શુક્લ પક્ષના પડવાથી કૃષ્ણપક્ષની અમાવાસ્યા સુધીનો ગણાય છે. બંગાળા તરફ કૃષ્ણ પક્ષના પડવાથી શુક્લપક્ષની પુનેમ સુધીનો ગણાય છે, એટલે આપણો પૌષ માસનો કૃષ્ણપક્ષ તે બંગાળા તરફ માઘનો કૃષ્ણપક્ષ. માઘનો શુક્લપક્ષ તે બંને ઠેકાણે સરખો. ભા૦ ક૦ |
| ૩૧ | ૨૧ | २३-२६ | २७-२९ |
| ,, | ૨૬ | પાંડયુ | પાંડય |
| ૩૨ | ૨૭ | चिरमृत्तः | चिरमृतः |
| ૩૫ | ૧૮ | ८ | ४ |
| ,, | ૨૨ | नभ्राणू | नभ्राण |
| ૩૯ | ૨૫ | अथैतघोर | अथैतद्घोर |
| ૪૧ | ૧૯ | ईक्ष्वाकु | इक्ष्वाकु |
| ૪૫ | ૧૩ | साहस्रीं | साहस्रीं |
| ૫૯ | ૧૭ | અમર | અમુક |
| ૬૦ | ૧૪ | શરીર | શરીરવાળો |
| ૬૭ | ૨૨ | शिव्या | शिष्या |

| પૃષ્ઠ. | પંક્તિ | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭૬ | ૧૪ | गुताश्च | गुप्ताश्च |
| ૮૭ | ૫ | साथनेन | साधनेन |
| ,, | ૬ | दमाद्दमोदरं | दमाद्दामोदरं |
| ૯૮ | ૨૩ | અગ્નિચ્યન | અગ્નિચયન |
| ૧૦૯ | ૫ | ऽनुनयन्याश्च | ऽनुनयमन्याश्च |
| ,, | ૭ | चीरतो | चरितो |
| ૧૨૪ | ૭ | ऽहंसः | ऽहसः |
| ૧૩૩ | ૧૬ | करालकारू | करालकोरू |
| ૧૩૭ | છેલ્લી | केलय | केलयः |
| ૧૪૬ | ૨૦ | रसा | रसौ |
| ૧૫૬ | ૧૨ | નાહિજ | નહિજ |
| ૧૬૩ | ૧૮ | વેદાંગના | વેદના |
| ૨૦૪ | ૧૯ | આસ્તત્વ | અસ્તિત્વ |
| ૨૭૩ | ૧ | નાને | સોનાને |
| ૩૦૭ | ૧૨ | આહિં | અહિં |
| ૩૧૨ | ૩–૪ | દુર્ગાસ્ત પાઠ | દુર્ગાસ્તવનો પાઠ |
| ૩૧૪ | ૧૫ | પ્રાતજ્ઞા | પ્રતિજ્ઞા |
| ૩૪૧ | ૧૬ | यदाश्रोषं | यदाश्रौषं |



# પ્રથમ ખંડ.



## ઉપક્રમણિકા.

महतस्तमसः परि पुरुषं ह्यतितेजसम् ।
यं ज्ञात्वा मृत्युमत्येति तस्मै ज्ञेयात्मने नमः ॥

महाभारत, शान्तिपर्व, ४३ अध्याय.



# શ્રી કૃષ્ણચરિત્ર.

## ખંડ ૧ લો.

## ઉપક્રમણિકા.

### પ્રકરણ ૧ લું.

### ગ્રંથનો ઉદ્દેશ.

ભરતખંડના લગભગ સઘળા હિંદુઓ, અને તેમાં ખાસ કરીને બંગાળાના તો સઘળાજ હિંદુઓનું માનવું એવું છે કે શ્રીકૃષ્ણ ઇશ્વરનોજ અવતાર થઇ ગયા. શ્રીકૃષ્ણ પોતેજ ઇશ્વર છે, એવો તેમનો દૃઢ વિશ્વાસ થઇ બેઠો છે. બંગાળામાં કૃષ્ણની ઉપાસના ઠેર ઠેર થાય છે. ત્યાં એકે એક ગામમાં કૃષ્ણનું મંદિર, ગામમાં ઘેરે ઘેર કૃષ્ણની પૂજા, મહીને મહીને કૃષ્ણનો ઓચ્છવ, ઓચ્છવે ઓચ્છવે કૃષ્ણયાત્રા (રાસલીલા), અને દરેકના મોઢામાં યાતો કૃષ્ણસંબંધી ગીતો અથવા તો કૃષ્ણનું નામ, સાધારણ રીતે જોવામાં આવે છે. કોઇનાં પહેરવાનાં વસ્ત્ર ઉપર કૃષ્ણનામાવળિ, તો કોઇના શરીર ઉપર કૃષ્ણની છાપ મારેલી નજરે પડે છે. કૃષ્ણનું નામ લીધા સિવાય કોઇ એકથી બીજી જગાએ જતું નથી; કૃષ્ણનું નામ લખ્યા સિવાય કોઈ કાગળ લખતું નથી અથવા તો લખવાવાંચવાનું શરૂ કરતું નથી; ભીખારી પણ "રાધેકૃષ્ણ" નું

નામ દીધા સિવાય, ભિક્ષા માગતો નથી. કાંઇ તિરસ્કારયુક્ત વાત સાંભળી જો કોઇને તિરસ્કાર બતાવવો હોય છે તો "રાધેકૃષ્ણ" બોલ્યા સિવાય તે તે બતાવતો નથી; જંગલમાંનું પક્ષી પિંજરામાં રાખી ઘેર પાળે છે તો તેને પણ "રાધેકૃષ્ણ" એ નામ બોલતાં શીખવે છે. આ પ્રમાણે બંગાળામાં તો કૃષ્ણ સર્વવ્યાપક છે એમ કહીએ તો ચાલે.

કૃષ્ણ એ પોતેજ ભગવાન છે, એવું ઘણા હિંદુઓનું માનવું છે, અને તેથીજ કૃષ્ણનું નામ, કૃષ્ણની કથા, કૃષ્ણની પૂજા, એને તેઓ પોતાના ધર્મની ઉન્નતિનાં સાધન ગણે છે. પરંતુ એ લોકો કૃષ્ણને–કૃષ્ણના માનવચરિત્રને–કેવી રીતે જુએ છે? બાલ્યાવસ્થામાં જે દહિં માખણની ચોરી કરતો, યુવાવસ્થામાં જે વ્યભિચારી હતો,–જેણે હજારો ગોપીઓનું પતિવ્રતાપણું હરી લીધું હતું–ઉત્તરાવસ્થામાં જે ઠગાઇ અને શઠતાનો શિરોમણિ થઇ પડયો હતો–જેણે ઠગાઇ વાપરી દ્રોણ વગેરેના જીવ લેવડાવ્યા હતા, તેવા એક માણસ તરીકે. હવે જો એ વાત ખરી હોય તો ભગવાન તરીકે એવા માણસને કેવી રીતે આપણાથી કબૂલ રખાય? સબબ ઇશ્વિરચરિત્ર કોઇ દિવસ એવું હોઇ શકેજ નહિ. જે કેવળ શુદ્ધ–સત્ત્વ, જેના નામમાત્રથી સર્વ પ્રકારની અશુદ્ધતા, સર્વ જાતનાં પાપ દૂર નાસે, તે ભગવાન શું મનુષ્યદેહ ધારણ કરી આવાં પાપાચરણ કરે?

ભરતખંડના સનાતન ધર્મની નિંદા કરનાર માણસોનું કહેવું એવું છે કે ઇશ્વિરચરિત્રના આવા સ્વરૂપને લીધે આ દેશમાં પાપપુંજ વધતો ગયો છે. એ વાતનો હજુ સુધી કોઇએ સંતોષપૂર્વક રદીઓ આપ્યો હોય એવું જોવામાં આવ્યું નથી. હું (બાબુ બંકિમચંદ્ર) પોતે પણ કૃષ્ણને ભગવાન તરીકે દૃઢ વિશ્વાસથી કબૂલ રાખું છું. અંગ્રેજી કેળવણીની અસર મારા ઉપર એંજ થઇ છે કે મારો આ વિશ્વાસ તેનાથી વિશેષ દૃઢીભૂત થયો છે. પુરાણ તથા ઇતિહાસમાં કૃષ્ણનું ચરિત્ર કેવી રીતે વર્ણવેલું છે, તે યથાશક્તિ મેં જોવા પ્રયત્ન કર્યો છે, અને તેનું પરિણામ એ આવ્યું છે કે કૃષ્ણને માટે જે જે દુષ્ટ વાતો ચલાવવામાં આવી છે,

અને જે જે રૂપે પાપી મનુષ્ય તરીકે તેમને આલેખવામાં આવ્યા છે, તે બધું બિનપાયાદાર અને ખોટું છે; અને ઉપન્યાસલેખકોએ એમને સંબંધે જે કાંઈ કહ્યું છે તે જો આપણે છોડી દઇએ તો જે બાકી રહે છે તે હકીકત બિલકુલજ વિશુદ્ધ, પવિત્ર, તથા મહત્ત્વવાળી જણાય છે. મારો એજ અભિપ્રાય છે કે એમના ચરિત્ર જેવું બધા સદ્‌ગુણોથી ભરપૂર, સઘળી જાતનાં પાપના સ્પર્શથી દૂર, નમૂનાદાર ચરિત્ર બીજે ક્યાંઈ મળશેજ ભાગ્યે, બીજા કોઇ દેશના ઇતિહાસમાં વર્ણવાયું હશેજ ભાગ્યે, અથવા તો કોઇ બીજી ભાષાના કાવ્યમાં પણ રચાયું હશે ભાગ્યેજ.

આ સિદ્ધાંત ઉપર હું શી રીતે આવ્યો તે બતાવવાનો આ ગ્રંથનો મુખ્ય ઉદ્દેશ છે. પરંતુ એ સિવાય પણ મારી બીજી મતલબ છેઃ કારણ મારો પોતાનો કૃષ્ણને માટે જે ઇશ્વિર તરીકેનો મત છે તેજ વાચકે કબૂલ રાખવો એવું મારૂં કહેવું નથી, કારણ કૃષ્ણ એજ ઇશ્વિર છે એવું સાબિત કરી આપવા આ ગ્રંથ મેં લખ્યો નથી; એમાં તો માત્ર એક મનુષ્ય તરીકેજ તેમના ચરિત્રનું અવલોકન કરવું છે. હમણાં જ્યારે હિંદુધર્મના ડામાડોળપણાએ કાંઇક પ્રબળતા મેળવી છે ત્યારે ધર્મના આવા ડગમગી રહ્યાના સમયેજ કૃષ્ણચરિત્રનું વિસ્તારપૂર્વક અવલોકન કરવું આવશ્યક છે. વળી જો આપણે આપણો અસલ ધર્મ–આપણું પુરાતનપણું જાળવી રાખવા ઇચ્છતા હોઇએ તો તેને આનાથી લાભ છે કે નહિ તે બાબત વિચાર કરવા માટે એ ચરિત્રનું અવલોકન જરૂરનું છે; જો અસલ ધર્મ છોડીજ દેવો હોય, જો પુરાતન બાબતોથી વિરક્તજ થવું હોય તોપણ કૃષ્ણના ચરિત્રનું અવલોકન કરવું તો આવશ્યકજ છે; કારણ જ્યાં સુધી આપણામાંથી કૃષ્ણનું નામ આપણે દૂર નહિ કરી શકીએ ત્યાં સુધી આપણું પુરાતનત્વ પણ આપણી પાસથી ખસવાનું નથી.

આ સિવાય પણ આ પુસ્તક લખવામાં મારો એક વધારે મ્હોટો ઉદ્દેશ છે. અત્યાર પહેલાં મેં "ધર્મતત્ત્વ" નામે ગ્રંથ બહાર પાડયો છે. તેમાંની કેટલીક બાબતો સંક્ષેપમાં નીચે પ્રમાણે છે.

"૧. માણસમાં કેટલીક જાતની શક્તિઓ છે અને જેને હું

વૃત્તિ કહું છું, તેને આગ્રહપૂર્વક ખિલવવી, સ્ફુરાવવી અને છેવટ તે વડે ફતેહ મેળવવી તેનું નામ મનુષ્યત્વ.

૨. તેજ મનુષ્યનો ધર્મ.

૩. એવી રીતે એ વૃત્તિના અનુશીલનની સીમા તે એ વૃત્તિઓનું એક બીજા જોડેનું સામંજસ્ય, એટલે બંધ બેસતા આવવું તે.

૪. ઉપર વર્ણવેલી એ સામંજસ્યની સ્થિતિ તેજ સુખ."

હું કબૂલ કરૂં છું કે એકજ માણસમાં એ બધી વૃત્તિઓનું અનુશીલન, પ્રસ્ફુરણ, ચરિતાર્થતા અને સામંજસ્ય મળવું દુર્લભ છે. એ વિષે મેં એ પુસ્તકમાં કહ્યુંજ છે કેઃ—

"શિષ્ય—જ્ઞાનમાં પાણ્ડિત્ય, વિચારમાં દક્ષતા, કાર્ય કરવામાં તત્પરતા, ચિત્તમાં ધર્માત્મતા, અને સુરસમાં રસીકતા, એ સઘળું જ્યારે ભેગું થયલું હોય ત્યારે માનસિક પરિપક્વતા સંપૂર્ણ થયલી ગણાય. તે ઉપરાંત વળી શરીર પણ તેવીજ રીતે પરિપક્વ થવું જોઇએ; એટલે કે તે બલિષ્ઠ, મજબૂત તથા માણસને સર્વ શારીરિક શ્રમ કરવા માટે સુદક્ષ બનાવે તેવું હોવું જોઇએ. × × × એવો નમૂનો ક્યાંથી મળે ? કારણ એવું માણસ હજુ સુધી મેં કોઈ જોયું નથી.

ગુરૂ—માણસ નહિ જોયું હોય, પણ ઇશ્વર તો છે. સઘળી જાતની સ્ફૂર્તિ તથા પરિપક્વતાના છેક છેલ્લા દરજ્જાનું એ એકજ ઉદાહરણ છે."

વળી મેં એમ પણ કહ્યું છે કેઃ—

"તેની ઉપાસના કરનાર માણસ પ્રારંભમાં–પ્રથમાવસ્થામાં–અનન્ત પ્રકૃતિવાળા ઇશ્વરને કેવો આલેખવો–કેવો ગણવો–તે સમજી શકતો નથી એ ખરૂં, પરંતુ ઇશ્વરને અનુકારી–તેનેજ મળતો મનુષ્ય જેને તેના અતિ ઘણા ગુણોને લીધે ઇશ્વરાંશવાળો કહી શકાય, યાતો કે જેને મનુષ્યદેહ ધારણ કરેલા ઇશ્વરરૂપે, મનમાં લાવી–ઉપજાવી–શકાય તેવાને ઇશ્વરને બદલે પોતાના આદર્શ–તરીકે લઇ શકાય. આટલા માટેજ ખ્રિસ્તીઓએ ઇસુ ખ્રિસ્તને અને બૌદ્ધ મતવાળાઓએ શાક્યસિંહ (બુદ્ધ)ને પોતાના આદર્શ તરીકે ગણેલા. પણ આવી જાતના ધર્મની વૃદ્ધિ કરનારા આદર્શ જેટલા હિંદુશાસ્ત્રમાંથી મળી આવે છે તેટલા

બીજા કોઇ પણ ધર્મપુસ્તકમાં મળતા નથી—અથવા બીજી કોઇ કોમમાં પ્રસિદ્ધિ પામ્યા નથી. જનક અને એવાજ બીજા રાજર્ષિઓ, નારદના જેવા દેવર્ષિઓ અને વસિષ્ઠના જેવા બ્રહ્મર્ષિઓ, એ સઘળા અનુશીલન કરનારાઓ તરીકે ઉંચામાં ઉંચા દરજ્જાના આદર્શ—નમૂના—ગણી શકાય. એ ઉપરાંત વળી રામચંદ્ર, યુધિષ્ઠિર, લક્ષ્મણ, અર્જુન, ભીષ્મ વગેરે ક્ષત્રિયો તેમનાથી પણ વિશેષ સંપૂર્ણતા પામેલા આદર્શો કહેવાય. ખ્રિસ્ત અને શાક્યસિંહ એ કેવળ ઉદાસીન, સંસાર છોડી નીકળેલા, કૌપીનધારી—લંગોટ પહેરી ફરનારા સાધુ જેવા નિર્મળ ધર્મવેત્તાજ થઈ ગયા, પરંતુ મજકૂર શખ્સો તેવા નહતા. તેઓ તો સર્વ ગુણોથી વિશિષ્ટ થયલા હતા એટલે કે તેમની સઘળી વૃત્તિઓનાં સઘળાંજ અંગ સ્ફૂર્તિ પામેલાં હતાં. એ લોકો સિંહાસનપર બેસવા છતાં ઉદાસીન—સંસારથી વિરક્ત હતા, હાથમાં ધનુષ્ય રાખવા છતાં ધર્મવેત્તા હતા, રાજા હોવા છતાં પંડિત હતા અને મ્હોટી સત્તાવાળા હોવા છતાં સર્વ લોકો પર પ્રેમની નજરથી જોઈ શકતા. પરંતુ આ સઘળા નમૂનાઓ કરતાં પણ એક વિશેષ ચઢીઆતો નમૂનો—જેની આગળ બીજા સઘળા આદર્શો વામન રૂપ થઇ જાય છે તેવો—હિંદુઓ સમક્ષ રજૂ થયલો છે. તે એજ છે કે જેની પાસે યુધિષ્ઠિર ધર્મશિક્ષા લેતા, અર્જુન પોતે જેના શિષ્ય થઈ રહેલા, રામલક્ષ્મણ જેના એક અંશ માત્ર હતા અને જેના જેવું મહિમાથી ભરેલું ચરિત્ર હજુ દુનીઆની કોઇ પણ ભાષામાં પ્રસિદ્ધ થયું નથી.”

મજકૂર હકીકત સપ્રમાણ સાબિત કરવાના વિચારથીજ મેં કૃષ્ણચરિત્રનું વ્યાખ્યાન લખવું માથે લીધું છે.



# પ્રકરણ ૨ જું.

## કૃષ્ણચરિત્ર કેવું હતું ને તે જાણવાનાં સાધન શાં છે?

કૃષ્ણનું ચરિત્ર શરૂ કરતાં પહેલાં બે મ્હોટી નીચે જણાવેલી મુશ્કેલીઓ આવી ઉભી રહે છે. જે લોકો આ ભૂમંડળને વિષે કૃષ્ણનો અવતાર થયો એમ વિશ્વાસપૂર્વક માને છે, તેની વાત હાલ છોડી દઇએ, છતાં દુનીઆમાં કાંઈ બધાજ એવા નથી કે જે એ વાત ઉપર દૃઢ વિશ્વાસ રાખતા હોય. એ વાત નહિ કબૂલ રાખનારાઓ તો પહેલો સવાલજ એ કરે છે કે કૃષ્ણચરિત્રનો મૂળ પાયોજ ક્યાં અને કયો છે? કૃષ્ણ નામની કોઈ વ્યક્તિ પૃથ્વીપર કદિ પણ થઈ ગયલી છે તેની સાબિતી શી? એવું કોઇ માણસ થઇ ગયું હોય તો તેનું ખરે-ખરૂં જન્મચરિત્ર કેવું હતું તે જાણવાનું સાધન શું છે? માટે પહેલ-વહેલાં તો એ બે પ્રશ્નોનો નિકાલ કરવોજ બહેતર છે.

મહાભારત, હરિવંશ અને પુરાણ, એ પ્રાચીન પુસ્તકોમાં કૃષ્ણને લગતું વૃત્તાંત મળી આવે છે. પુરાણની સંખ્યા અઢારની છે પરંતુ તે સઘળામાં કાંઇ કૃષ્ણને વિષે હકીકત જણાવેલી નથી. માત્ર (૧) બ્રહ્મપુરાણ, (૨) પદ્મપુરાણ, (૩) વિષ્ણુપુરાણ, (૪) વાયુપુરાણ, (૫) શ્રીમદ્‌ભાગવત, (૧૦) બ્રહ્મવૈવર્ત્તપુરાણ, (૧૩) સ્કંદપુરાણ, (૧૪) વામનપુરાણ, અને (૧૫) કૂર્મપુરાણમાંજ એ સંબંધે વર્ણન મળી આવે છે.

હવે મહાભારતમાં કૃષ્ણના જીવન સંબંધી જે કાંઈ જણાવેલું છે, તેમાંની અને તે સિવાય જે બીજા ગ્રંથો ઉપર જણાવેલા છે તેમાંની હકીકતમાં બહુ તફાવત છે: કારણ જે જે વાત મહાભારતમાં છે, તે તે હરિવંશ અને પુરાણોમાં નથી, અને જે જે હરિવંશ તથા પુરાણોમાં છે તે તે મહાભારતમાં નથી. આનું કારણ એ છે કે, મહાભારત એ માત્ર પાંડવાદિને લગતોજ ઇતિહાસ છે. કૃષ્ણ પાંડવોના મિત્ર અને તેમના મદદગાર હતા, તેથી જે જે વખતે તેમણે તેમને મદદ કરી હોય યા તે તેમની સોબતમાં રહ્યા હોય તે તે પ્રસંગનુંજ વર્ણન તેમાં હોઇ શકે, અથવા તો તે પ્રસંગ જોડે સંબંધ રાખતી

વળી એક બે બીજી વાતો હોઇ શકે, તે ઉપરાંત અન્ય એટલે અપ્રાસંગિક બનાવો તેમાંથી મળી આવે નહિ. હરિવંશમાંજ કહેલું છે કે કૃષ્ણના જીવનના બાકીના ભાગની હકીકત મહાભારતમાં નથી માટેજ હરિવંશ રચાયો છે. ભાગવતમાં પણ એમજ જણાવેલું છે; વ્યાસે નારદને મહાભારત અસંપૂર્ણ છે એવું કહ્યું તે ઉપરથી નારદે વ્યાસને કૃષ્ણચરિત્ર પૂરેપૂરૂં રચવા ઉપદેશ કર્યો. આ કારણને લીધે જે જે પ્રસંગો મહાભારતમાં મળી આવે છે તે તે ભાગવત, હરિવંશ કે બીજા પુરાણોમાં નજરે પડતા નથી, તેમાં તો મહાભારતમાં જે ન હોય–મહાભારત રચતાં જે જે હકીકત છોડી દીધી હોય તે–તે લખેલી છે.

આ ઉપરથી એટલું તો સાબિત થાય છે કે એ સર્વ ગ્રંથોમાં પહેલામાં પહેલો મહાભારતનો ગ્રંથ રચાયો છે, અને તેમાં જે જે બાબત બાકી રહી ગયલી તે તે પૂરી કરવા હરિવંશ વગેરે લખાયલા છે. હવે જે ગ્રંથ સૌથી પહેલાં લખાયો હોય તેને તેમાં વર્ણવેલા બનાવોના મૂળ–પાયા તરીકે ગણવો જોઇએ, અથવા તો બીજાઓએ તેને તેમ ગણ્યો હોય તો તે સંભવિત વાત છે. કેટલાએકોનું તો એવુંજ કહેવું છે કે મહાભારત, હરિવંશ તથા અઢારેપુરાણ એ એકજ માણસે એટલે કે વેદવ્યાસેજ રચેલાં છે, એ મત ખરો છે કે ખોટો તે જોવાનું આપણે અત્યારે કાંઇ પ્રયોજન નથી. આપણે આગળ જતાં જોઇશું કે મહાભારતમાં કોઇ પણ પ્રકારની ઐતિહાસિકતા છે કે નહિ જો ખુદ મહાભારતમાંજ તે ન હોય તો પછી હરિવંશાદિ ગ્રંથોમાં તો તે હોવાનો સંભવજ નથી.

પણ આ બાબત વિષે જરા પણ ઉંડો વિચાર કરવા જનારને બે મોટી આફતો રસ્તામાં આડી આવે છે. એક બાજૂએ, આ દેશના વતનીઓના મગજમાં અસલથીજ જે અભિપ્રાય ઘૂસી ગયો છે તે, આ તે એ છે કે સંસ્કૃત ભાષામાં જે જે કાંઈ લખાયલું, જે જે કાંઇ રચાયલું છે તે તે સઘળું નિર્વિવાદ ઋષિઓનીજ કૃતિ છે; અને તે સઘળાંમાં સંદેહરહિત સત્ય સમાયલું છે; ચારે વેદ, લાખ શ્લોકોથી ભરેલું મહાભારત, હરિવંશ, અઢારે પુરાણો એ સઘળું એકજ માણસે

રચ્યું છે, તે પણ કળિયુગને પ્રારંભે, આશરે પાંચ હજાર વર્ષપર, અને તે રચનાર વેદવ્યાસનું લખાણ તેવી ને તેવી સ્થિતિમાં કાંઈ પણ સુધારાવધારા સિવાય–હજુ સુધી જળવાઈ રહેલું છે. આ સંસ્કારે કેટલાએકના ઉપર તો એવી એકતરફી અસર કરી મૂકી છે કે જો કોઇ તેની વિરુદ્ધ દલીલ કરવા જાય તો તે દલીલ સાંભળવાની વાત તો આઘી રહી પણ તેવી દલીલ કરનારને તેઓ મહાપાપી, ચાંડાળ તથા દેશદ્રોહી ગણે છે.

બીજી બાજૂની આફત તે વિલાયતના લોકોના પાંડિત્યની નડે છે તે છે. યૂરોપ તથા અમેરિકાના કેટલાક પંડિતોએ સંસ્કૃતનું શિક્ષણ લીધું છે, અને પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં કાંઇ તવારીખી સચ્ચાઈ છે કે નહિ તે શોધી કાઢવા તેઓ મંડી પડેલા છે. પરંતુ પરાધીન, દુર્બળ હિંદુઓ કોઈ કાળે પણ સુધરેલા હોઈ શકે અથવા તેમનો સુધારો ઘણા પ્રાચીન કાળનો હોય, એ વાત તેમનું મન કબૂલ કરી શકતું ન હોવાથી, બે ચાર જણ સિવાય બીજા સઘળાઓ પ્રાચીન ભરતખંડનું ગૌરવ જેમ બને તેમ તોડી પાડવા મચ્યા રહ્યા છે. અસલ હિંદુસ્થાનમાં રચાયલા ગ્રંથોનો મજકૂર ( માત્ર હિંદુ ધર્મના વિરોધી બૌદ્ધ ધર્મના ગ્રંથોમાંની હકીકત સિવાયનો ) આધુનિક, હલ થોડા વખત પર રચાયલો છે, અને હિંદુઓના પુસ્તકોમાં જે જે કાંઇ છે તે સઘળું ખોટું છે, અસત્ય છે, અથવા તો તે બધું પારકા શા-માંથી ચોરી લીધેલું છે, એવું સાબિત કરવા તેઓ યત્નપૂર્વક મચ્યા રહ્યા છે. એક પંડિત કહે છે કે રામાયણ તે હોમરના કાવ્યનું માત્ર અનુકરણ છે, તો બીજો કહે છે કે ભગવદ્‌ગીતા એ ફક્ત બાઇબલની છાયા છે. હિંદુઓની જ્યોતિષી વિદ્યા તે ચીન, યવન અથવા કાલ-દીઆના લોકો પાસેથી મેળવેલી, હિંદુઓનું ગણિતશાસ્ત્ર પારકાઓ પાસેથી પ્રાપ્ત થયલું અને લખવાના અક્ષર સુદ્ધાં કોઈ બીજી એટલે સેમીટીક જાતના લોકો પાસેથી લીધેલા છે એવું તેમનું કહેવું છે. આ સઘળી બાબતો માટે અભિપ્રાય આપવામાં તેઓએ પોતના મૂળ સૂત્ર તરીકે એકજ વાત ધ્યાનમાં રાખેલી લાગે છેઃ તે એ કે ભરત-ખંડમાં લખાયલા ગ્રંથોમાંથી જે જે વાત એ દેશની તરફેણમાં જતી

હોય કે તે સધળી ખોટી તથા ચોરી લીધેલી; જે જે સામે જતી હોય તે તે ખરી; જેમકે, પાંડવ જેવા હિંદુસ્થાનમાં થઈ ગએલા વીર પુરૂષોનાં ચરિત્ર તે ખોટાં, પાંડવ તે માત્ર કવિની કલ્પના; પરંતુ પાંડવની સ્ત્રી દ્રૌપદી પાંચ ધણીને વરેલી એ કથા સાચી; કારણ, તે ઉપરથી સાબિત થાય છે કે અસલ હિંદુસ્થાનના વતનીઓ અધમ હતા, તેમનામાં એક સ્ત્રી અનેક પતિને પરણી શકતી હતી. ફર્ગ્યૂસન જે હિંદુસ્થાનનાં ખંડીએર મકાનોને લગતી સધળી હકીકત વિષે મ્હોટી સત્તા રૂપે ગણાય છે તેણે કેટલીએક જગ્યાએ વસ્ત્ર વગરની કેટલીએક સ્ત્રીઓની મૂર્તિઓ જોઇ એવો અભિપ્રાય આપ્યો છે કે પ્રાચીન કાળમાં ભરતખંડની સ્ત્રીઓમાં શરીરપર કપડાં પહેરવાનો ધારોજ ન હતો. વળી મથુરા વગેરે કેટલીકએક જગ્યાઓપરનું અપૂર્વ શિલ્પકામ જોઈ કેટલાએક યૂરોપીઅન પંડિતોનો એવોજ મત થયો છે કે એ કામ બધું ગ્રીસના મિસ્તરીઓને હાથેજ થયલું. જ્યારે હિંદુઓના જ્યોતિઃશાસ્ત્રની પ્રાચીનતા ઉડાવી દેવાનો વેબરને કાંઇ જ રસ્તો સૂઝયો નહિ ત્યારે તેણે એટલું તો નક્કીજ કરી મૂક્યું કે ચાંદ્ર નક્ષત્રોનું મંડળ તો બાબિલોનના લોકો પાસેથીજ હિંદુઓએ લીધું છે. (પરંતુ તેમ કરતાં તેણે એટલી વાત દબાવી રાખી કે બાબિલોનના જોશીઓને કદી એ નક્ષત્ર મંડળની માહીતી હતી જ નહિ.) આ વાત વ્હિટનીથી સપ્રમાણ સાબિત થઈ શકી નહિ, કારણ તેની પાસે કાંઇ પ્રમાણ હતુંજ નહિ; છતાં તે પણ એમ તો કહેછેજ કે હિંદુઓએ તો તે શોધી કાઢેલું નજ હોવું જોઇએ, કારણ હિંદુઓનું મગજ એવું તેજસ્વી નથી કે જેથી તેઓ એવું કાંઇ પણ પોતાની બુદ્ધિ વડે શોધી કાઢી શકે!

ખરૂં જોતાં આ બધા મહા પુરૂષોના અભિપ્રાય તરફ મારે લક્ષ આપવાની લેશ માત્ર જરૂર ન હતી. કારણ મારૂં પુસ્તક માત્ર સ્વદેશીઓને સારૂ લખાયલું છે; હિંદુઓની સામે લખાણ કરનારાઓ સારૂ લખાયલું નથી. પણ ખેદની વાત એટલીજ છે કે હિંદુસ્તાનના કેળવાયલા વર્ગમાં પણ એ વિદ્વાનોના મતને ખરો માનનારા ઘણે મ્હોટે ભાગે મળી આવે છે. ઘણાઓ પોતે તે વિષયપર બિલકુલ પણ વિચાર

કરવાની તસ્દી લીધા સિવાય આંખો મીંચી યૂરોપના પંડિતોનો મત તે પોતાનો મત એમ સ્વીકારી લે છે. મને સ્હેજ આશા રહે છે કે વખતે એ વર્ગમાંથી કોઈ રડયો ખડયો માણસ મારૂં પુસ્તક વાંચશે અને તેથીજ યૂરોપી વિદ્વાનોના મતને ખોટો પાડવા મેં પ્રયત્ન કર્યો છે. બાકી જેને વિલાયતી તેજ બધું સારૂં લાગે; વિલાયતી પંડિતાઇ, અરે! કૂતરાં સરખાં પણ વિલાયતી જેને ગમે છે, અને દેશી પુસ્તક વાંચવાની વાત તો એક બાજૂપર રહી પણ જો ભીખારી પણ દેશી હોય તો તેને પૈસો દાન કરવા યોગ્ય જે ધારતો નથી, તેને માટે હું કશુંજ લખતો નથી. શિક્ષિત વર્ગમાં ઘણાઓ સત્યપ્રિય તથા દેશભક્ત હશે, અને તેમનેજ માટે હું લખું છું.

## પ્રકરણ ૩ જું.

### મહાભારતની ઐતિહાસિકતા.

આગળ જણાવેલું છે કે, જે સઘળાં પુસ્તકોમાં કૃષ્ણનું ચરિત્ર મળી આવે છે તેમાં સૌથી પહેલ વહેલું મહાભારત છે. પરંતુ મહાભારત ઉપરજ પૂરેપૂરો વિશ્વાસ મૂકી શકાય ખરો? મહાભારત ઇતિહાસનું પુસ્તક કહી શકાય ખરૂં? મહાભારતને ઇતિહાસ કહીએ તો તે History ના અર્થમાં સમજાય ખરૂં? ઇતિહાસજ શાને કહેવો? હાલના વખતમાં શિયાળ ને કૂતરાની વાતો લખી લોકો તેને "ઇતિહાસ" એવું નામ આપે છે, તે યથાર્થ છે કે કેમ? આ બધા સવાલોનો નિર્ણય થવો જરૂરનો છે. ખરૂં જોતાં જેમાં પૂર્વવૃત્ત એટલે પૂર્વે—આગળ ઉપર થઇ ગયલા બનાવોનું વર્ણન હોય—તેની આવૃત્તિ હોય—તે સિવાય બીજા કશાને ઇતિહાસનું નામ આપી શકાય નહિ.*

* " धर्म्मार्थकाममोक्षाणामुपदेशसमन्वितम् ।
पूर्व्ववृत्तकथायुक्तमितिहासं प्रचक्षते " ॥

હિંદુસ્તાનમાં લખાયલા સઘળા પ્રાચીન ગ્રંથોમાં માત્ર મહાભારત તથા રામાયણનેજ ઇતિહાસ એ નામ મળ્યું છે. અને જ્યારે મહાભારત ઇતિહાસપદ ગ્રહણ કરે છે ને રામાયણ સિવાય બીજો કોઈ પણ ગ્રંથ એ નામ ધરાવતો નથી, ત્યારે જરૂર તેમાં ખાસ ઐતિહાસિકતા રહેલી હોવી જોઇએ.

એ વાત ખરી છે કે મહાભારતમાં એવા ઘણા પ્રસંગો વર્ણવેલા છે કે જે તદ્દનજ નિરૂપયોગી, અસંભવિત અને અનૈતિહાસિક હોય એમ જણાઈ આવે છે, અને તે સઘળા પ્રસંગો નકામા અને અનૈતિહાસિક ગણી એ ગ્રંથમાંથી છોડી દઇ શકાય એમ છે. પરંતુ જે ભાગમાં એવા પ્રસંગો હોય નહિ, જે ભાગ નિરૂપયોગી કે અનૈતિહાસિક કહેવાય નહિ, તે ભાગને શી રીતે અનૈતિહાસિક કહી છોડી દેવાય? દરેક દેશનો પ્રાચીન ઇતિહાસ લેશો તો તેમાં એવીજ રીતે ખરૂં અને ખોટું, ઐતિહાસિક અને અનૈતિહાસિક બાબતોનું મિશ્રણ મળી આવશે. રોમની તવારીખ લખનાર લિવિ, ગ્રીસનો ઇતિહાસ લખનાર હિરોડોટસ, મુસલમાન અખબારનવેસ ફિરસ્તા, એ સઘળાનાં પુસ્તકોમાં ઐતિહાસિક વૃત્તાન્તની જોડે અસ્વાભાવિક તથા અનૈતિહાસિક વૃત્તાન્તોનું મિશ્રણ મળી આવે છે. ત્યારે જો એ સઘળા ગ્રંથોનો ઇતિહાસ તરીકે સ્વીકાર થાય તો મહાભારતનો પણ તે પ્રમાણે ઇતિહાસમાં શા માટે સમાવેશ થવો ન જોઈએ?

એક વખત આપણે એમ કબૂલ કરીએ કે એ બધા પરદેશી ગ્રંથોમાં જેટલું અનૈતિહાસિકપણું દેખાઈ આવે છે તેના કરતાં મહાભારતમાં ઘણું જ વધારે દેખાઈ આવે છે, છતાં એ ગ્રંથમાંથી જેટલાં સ્વાભાવિક, સંભવિત વૃત્તાન્તો હોય તેટલાંનો સ્વીકાર કરવો એ મ્હોટી મુસ્કેલીની વાત નથી. બીજા ગ્રંથો કરતાં મહાભારતમાં કાલ્પનિક વૃત્તાન્તો વધારે છે, તેનું કારણ છે. દરેક જગ્યાએ ઇતિહાસના વર્ણનમાં ખોટાં વૃત્તાન્તો દાખલ થઈ જવાનાં બે કારણ છે: એક તો લોકો જે કાંઈ કહે તેનાપર વિશ્વાસ રાખી તેનેજ લેખક ખરૂં માની પોતાના પુસ્તકમાં દાખલ કરે છે તે, અને બીજું, એક લેખકનો ગ્રંથ રચાઈ

બહાર પડે ને તેનો પ્રચાર થાય ત્યાર પછી પાછળ ઘણાએ બીજા લેખકો પોતાના લેખ આગલા લેખમાં દાખલ કરી દે છે તે. આમાંના પહેલા સબબને લીધે હરેક દેશના પ્રાચીન ઇતિહાસમાં કાલ્પનિક વાતો દાખલ થઈ ગઈ છે, અને તેવું મહાભારતમાં પણ થયું છે. બીજા સબબે બીજા દેશના ઇતિહાસોપર એટલી બધી અસર નથી કરી, પરંતુ મહાભારતમાં તો તેણે વિશેષ રીતે પોતાનું પ્રબળ અજમાવ્યું છે, અને તેમ થવાનાં ઘણુ કારણો છે.

પહેલું કારણ એ કે બીજા બધા દેશોમાં જેવો ઇતિહાસ રચાયો કે તરત તેને લખી લેવાનો ધારો આગળના વખતમાં હતો. એવા લખેલા ગ્રંથમાં પાછળના લેખકને પોતાનો લેખ દાખલ કરી દેવો એ સહેલી વાત હોતી નથી, કારણ તેવા વખતમાં એક નકલપરથી બીજી નકલની શુદ્ધયશુદ્ધિ નક્કી થતી હોવાથી નવું ઉમેરણ ઝટ પકડાઈ આવે છે. આગળના વખતમાં ભરતખંડમાં આખો ગ્રંથ રચાયો કે તેનો પ્રચાર મોઢે મોઢે થતો અને લખવાની કળા આવ્યા પછી પણ ગુરૂ શિષ્યને શીખવે અને તે બીજાને મુખપાઠથી શીખવે એમ ચાલતું. આને લીધે અંદર અંદર નવીન રચના દાખલ કરી દેવાનું સરળ થઈ પડતું.

બીજું કારણ એ છે કે આપણા લોકોમાં મહાભારત જેટલું પ્રિય તથા ગૌરવવાળું પુસ્તક થઈ પડયું છે તેટલું કોઈ પણ ઇતિહાસનું પુસ્તક ગ્રીસ, રોમ કે બીજા કોઈ દેશમાં થઈ પડેલું નહિ, અને તેથી જેટલી લાલચ (લોભ) ભરતખંડના લેખકોને પોતાનો લેખ તેમાં દાખલ કરી દેવાની હોય તેટલી તે દેશના લેખકોમાં સ્વાભાવિક રીતેજ હોય નહિ.

ત્રીજું કારણ એ છે કે અન્ય દેશના લેખકો યશ મેળવવા અથવા એવીજ કોઇ બીજી તૃષ્ણાથી ગ્રંથ રચતા અને તેથી હમેશા પોતાની કૃતિ પોતાનેજ નામે ઓળખાવવા તેમનો ઉદ્દેશ રહેતો; પારકાની કૃતિમાં પોતાની કૃતિ ડુબાડી દઇ પોતાના નામનો લોપ કરી નાંખવા તેમને ઇચ્છા થતીજ નહિ, પરંતુ ભરતખંડના બ્રાહ્મણો તો નિઃસ્વાર્થ અને નિષ્કામ રહીનેજ પોતાનું કામ કરતા; લોકોનું ભલું

કરવું એ સિવાય બીજા જશના ભૂખ્યા હતાજ નહિ. આ દેશમાં એવા ઘણા ગ્રંથો છે કે જેના બનાવનારનું નામ હજુ સુધી પણ કોઈ જાણતું નથી. આવા લેખકો મહાભારત જેવા લોકપ્રિય ગ્રંથ મારફતે પોતાની કૃતિ પણ લોકોમાં વિશેષ ફેલાય એવા વિચારથી તે ગ્રંથમાં પોતાના લેખ દાખલ કરી દેતા.

આવાં આવાં કારણોને લીધે મહાભારતમાં કલ્પિત કથાઓ ઘણી છે, પણ તેટલાજ ઉપરથી એમ કહેવું કે એ પ્રસિદ્ધ ગ્રંથમાં કાંઈ ઐતિહાસિક વાર્તા છેજ નહિ એ ઘણું અનુચિત છે.

---

## પ્રકરણ ૪ થું.

## મહાભારતની ઐતિહાસિકતા.

### યૂરોપીઅનોનો અભિપ્રાય.

ઉપરના પ્રકરણમાં કહેલી વાત અનુચિત હો કે ઉચિત હો પરંતુ મહાભારતને ઇતિહાસ રૂપે કબૂલ નહિ રાખનાર ઘણાં માણસો છે, તેમાં મુખ્ય યૂરોપીઅનો તથા તેમના શિષ્યો છે. તેમનો મત ટૂંકામાં કહીએ તો નીચે પ્રમાણે છે.

વિલાયતી વિદ્યાનું એક લક્ષણ એ છે કે, જેવું તે પોતાના દેશમાં દેખે તેવુંજ બીજા બધા દેશોમાં હશે એમ ધારી લે છે. "મૂર" લોક સિવાય યૂરોપમાં તેમણે કાળી ચામડીનાં બીજાં માણસો જોયલાં નહિ હોવાથી આ દેશમાં આવી હિંદુઓને પણ યૂરોપીઅનોએ "મૂર" નુંજ ઉપનામ આપ્યું. તેજ પ્રમાણે Epic—વીરરસ કાવ્યો સિવાય બીજા પદબંધ આખ્યાનના ગ્રંથો યૂરોપીઅનોએ પોતાના દેશમાં જોયલા નહિ અને તેથી એ લોકોના હાથમાં રામાયણ તથા મહાભારત આવી પડતાંજ તેમણે તેને Epic કાવ્યનું નામ આપી દીધું, અને જ્યારે એ કાવ્ય ઠર્યાં ત્યારે પછી તેની સઘળી ઐતિહાસિકતાનો લોપ થઈ ગયો, અને માત્ર એક કથા તરીકેજ તેની ગણુત્રિ થઈ.

યૂરોપીઅન પંડિતોએ જો કે આ શબ્દ હાલમાં કેટલેક અંશે વાપરવો છોડી દીધો છે, છતાં તેમના દેશી શિષ્યો હજુ તેને વળગી રહ્યા છે.

યૂરોપીઅનોએ મહાભારતને કાવ્યગ્રંથ કહ્યો છે તે કાંઇ બહુ સમજીને કહ્યો નથી; એ ગ્રંથ પદબંધ છે તેથી તેને એ નામ આપ્યું હોય એમ પણ ધારી શકાતું નથી. કારણ સઘળી જાતના સંસ્કૃત ગ્રંથો કવિતામાંજ લખાયલા છેઃ વિજ્ઞાન, દર્શન, કોશ, જ્યોતિષ, વૈદ્યકશાસ્ત્ર વગેરે સઘળાંજ પદ્યમય છે. મહાભારતમાંનો કવિતાનો ભાગ બહુજ સુંદર છે અને તેથી વખતે એમ બન્યું હોય કે, કવિતાનું જે જાતનું સૌંદર્ય Epic કાવ્યનું લક્ષણ યૂરોપીઅનોમાં ગણાય છે તેજ સૌંદર્ય મહાભારતમાં ઘણે મ્હોટે દરજ્જે જોવામાં આવતું હોવાને લીધે તેમણે તેને Epic કહ્યું હોય. પરંતુ જરા વધારે વિચાર કરતાં જણાશે કે એ જાતની સુંદરતા યૂરોપના બીજા ઘણા ખરા ઇતિહાસના ગ્રંથોમાં પણ છે. ઇંગ્લાંડમાં મેકોલે, કાર્લાઇલ તથા ફ્રૂડ, ફ્રાન્સમાં લામાર્તિન અને મિશેલ, ગ્રીસમાં થુકિડિડિસ વગેરેના પુસ્તકોમાં અને બીજા ઇતિહાસના ગ્રંથોમાં પણ એજ લક્ષણ જોવામાં આવે છે. કાવ્યનું ઉંચામાં ઉંચું ઉપાદાન તે માનવ ચરિત્ર છે; ઇતિહાસલેખક માણસના ચરિત્રનુંજ વર્ણન કરે છે; તેથી જો તે પોતાનું કામ બરાબર રીતે કરી પોતાનો ઉદ્દેશ પાર પાડી શકે તો વગર કહ્યે આપોઆપ તેની કૃતિમાં કાવ્યની સુંદરતા આવીજ જાય. માટે જેમાં એવું સૌંદર્ય હોય તેવા સઘળા ગ્રંથો અનૈતિહાસિક છે એમ કહી કાઢી નંખાય નહિ. મહાભારતને પણ તેટલા માટે અનૈતિહાસિક કહેવાય નહિ. એ ગ્રંથમાં કાવ્યનું એવું ગાઢ સૌંદર્ય છે તેનાં ઘણાં કારણો છે.

મૂર્ખ માણસોના મતને માટે ઝાઝી ચર્ચા (વાદવિવાદ) કરવાનું કંઇ કારણ નથી, પરંતુ જ્યારે પંડિતો પણ તેમના જેવી વાતો કરવા માંડે ત્યારે શું કરવું ? વેબર સાહેબ બહુ મ્હોટો પંડિત કહેવાય છે. પરંતુ મને તો એમ લાગે છે કે એણે જે દિવસે સંસ્કૃત શીખવા માંડયું તે દિવસ ભરતખંડને માટે તો બહુજ કમુહૂર્તનો હતો. હિંદુસ્થાનનું પ્રાચીન ગૌરવ તે સમયે જર્મનીમાં વસતા જંગલી બર્બરો-

ના હાલના વંશજથી જોઈ શકાયું નહિ અને તેથી પ્રાચીન ભરતખંડનો સુધારો તે તેટલો જૂનો નહિ પણ હાલનો નવો છે, એમ સાબિત કરી આપવા તેણે સર્વદા પ્રયત્ન કરવા માંડ્યા. ઇસુ ખ્રિસ્તના જન્મની પહેલાં મહાભારત લખાએલું એમ કહેવા માટે કાંઈજ મજબૂત આધાર નથી એમ તેનું કહેવું છે. વળી ઇસુ ખ્રિસ્તના જન્મ પછી તે લખાએલું હોવું જોઇએ એટલી પ્રાચીનતા આપવા માટે પણ તે આનાકાની કરત, પરંતુ એક કારણને લીધે તેમ કર્યા સિવાય તેનો છૂટકો નહતો; કારણ ક્રિસોસ્ટમ નામનો એક ખ્રિસ્તી સાધુ ભરતખંડમાં આવી મહાભારતની કથા માછીઓને મોઢેથી સાંભળી ગયલો. પાણિનિના સૂત્રમાં મહાભારત શબ્દ છે, તેમ યુધિષ્ઠિર વગેરેનાં નામો પણ છે. પરંતુ તેનાપર કાંઈ વિશ્વાસ રખાય નહિ એવું તેનું કહેવું છે, કારણ તેના મત પ્રમાણે પાણિનિ પણ અર્વાચીન વખતમાંજ થઈ ગયલો છે. છતાં પણ એક યૂરોપીઅનના પવિત્ર કાનમાં જે માછીઓના શબ્દો પડયા હતા તેની એ લેખકથી અવગણના થઈ શકી નહિ, તેથી કમને પણ મહાભારત ખ્રિસ્તીઓના પહેલા સૈકામાં રચાયલું હતું એમ તેને કબૂલ રાખ્યા વગર ચાલતું નથી. આમ હોવા છતાં પણ મિગાસ્થનિસ નામનો એક લેખક જે ક્રિશ્ચિઅન સૈકાની પહેલાં આશરે ત્રણ ચાર સદીપર હિંદુસ્થાનમાં આવી ચંદ્રગુપ્તની રાજધાનીમાં રહી ગયો હતો, તેણે પોતાના પુસ્તકમાં મહાભારત વિષે કાંઈ પણ ઇશારો કરેલો ન હોવાથી વેબર સાહેબનું એવું ધારવું છે કે તેના સમયમાં એ પુસ્તક હોવું જોઇએ નહિ. આમ કહેવામાં એ જર્મન પંડિતે જાણી જોઇને ઇચ્છાપૂર્વક ખોટો રસ્તો પકડયો છે. કારણ, એને સારી પેઠે ખબર હોવી જોઇએ કે મિગાસ્થનિસનો હિંદુસ્થાન સંબંધી ગ્રંથ હયાતીમાં છેજ નહિ. તેના પુસ્તકમાંથી કેટલાએક લેખકોએ પોતાની ચોપડીઓમાં જે જે ઉતારાઓ લીધેલા તે બધાને એકબીજા જોડે મેળવી લઈ, તેમાંથી ડા. શ્વાનએક નામના એક હાલના લખનારાએ એક પુસ્તક ઉભું કર્યું છે. એ પુસ્તક હાલ મિગાસ્થનિસનો રચેલો ભારતવૃત્તાંત એ નામે ઓળખાય છે. આ ઉપરથી તેણે મહાભારતને સંબંધે કાંઇ લખેલું કે નહિ તે કાંઈજ કહી શકાય નહિ. મિગાસ્થનિસના પુસ્તકના મ્હોટા ભાગનો લોપ થઈ

ગયો છે એ વાતની વેબરને ખબર હોવા છતાં તેણે ઉપરની હકીકત માત્ર હિંદુસ્થાન ઉપર દ્વેષબુદ્ધિને લીધેજ લખેલી હોવી જોઇએ. એના હિંદુસ્થાનના સાહિત્ય સંબંધી ઇતિહાસના પુસ્તકનો પહેલેથી છેલ્લે સુધી ભરતખંડની મ્હોટાઇને તોડી પાડવા કરેલા પ્રયત્નો સિવાય બીજો કાંઇજ ઉદ્દેશ જણાતો નથી. આ ઉપરથી એટલું તો સ્હેજ સમજાશે કે મિગાસ્થનિસે મહાભારત વિષે કાંઇ કહ્યું નથી તેથી તેના સમયમાં એ ગ્રંથની હસ્તીજ નહિ હોય એમ કહેવાય નહિ. કેટલાએક હિંદુઓ જર્મનીમાં ફરી આવ્યા છે, તેમણે પુસ્તકો પણ લખ્યાં છે, પણ તેમાં વેબરનું નામ સરખું પણ જડતું નથી, તેથી શું એમ કહેવાય કે એ સાહેબ કોઇ વખત હયાતીમાંજ નહતો?

બીજા યૂરોપીઅન પંડિતો, વેબરની માફક, મહાભારતની પ્રાચીનતા તદનજ ઉડાવી દેવા માંગતા નથી. તેમની તકરારોમાંની બે નીચે મુજબ છે.

૧. મહાભારત પ્રાચીન ગ્રંથ છે ખરો પણ ઇસવી સન પૂર્વે આશરે ૪૦૦–૫૦૦ વર્ષ પર એ ગ્રંથ રચાયલો હોવો જોઇએ, તે પહેલાં એવો કોઇ ગ્રંથ હતોજ નહિ.

૨. મૂળ મહાભારતમાં પાંડવો વગેરેની કાંઇજ કથા હતી નહિ. પાંડવ અને કૃષ્ણ વગેરે તો માત્ર કવિઓની કલ્પનાનાં પરિણામ છે.

આપણો સ્વદેશી મત તો વળી એથી આગળ ગયો છે. દેશી પંડિતો કહે છે કે કળિયુગના આરંભની પૂર્વે ઘણા વખત પહેલાં કુરૂક્ષેત્રનું યુદ્ધ થયલું; વેદવ્યાસ તે વખતે હયાત હતા; કળિયુગ પ્રવૃત્ત થતાંજ પાંડવો સ્વર્ગે ગયા; તેટલા માટે કળિયુગની શરૂઆતમાં એટલે આજથી આશરે ૪૯૯૨ વર્ષ પરજ મહાભારત રચાયલું.

આ બંને મત ખોટા છે, અને તે બંને પક્ષનો ભ્રમ ભાગવો જોઇએ; તેથી પહેલવહેલાં એ નિર્ણય થવો જોઇએ કે કુરૂક્ષેત્રનું યુદ્ધ ક્યારે થયું. તે ઉપરથી મહાભારત ક્યારે રચાયું હશે તે નક્કી થઈ શકશે, તેમજ પાંડવ વગેરે માત્ર કવિની કલ્પનાજ છે કે કેમ તે પણ સમજાશે, અને તે ઉપરથી મહાભારત ઉપર વિશ્વાસ રાખી શકાય કે નહિ તે પ્રશ્નનો પણ નિકાલ થશે.



# પ્રકરણ ૫ મું.

## કુરૂક્ષેત્રનું યુદ્ધ ક્યારે થયું હશે?

પહેલાં આપણે સ્વદેશી મતનુંજ અવલોકન કરીએ. આજથી ૪૯૯૨ વર્ષપર કુરૂક્ષેત્રનું યુદ્ધ થયલું એ વાત ખરી નથી તે દેશી ગ્રંથોપરથીજ સિદ્ધ કરી શકાય છે. રાજતરંગિણીમાં જણાવેલું છે કે કળિયુગના શરૂ થયા પછી ૬૫૩મા વર્ષમાં કાશ્મીરમાં ગોનર્દ રાજા થઈ ગયો, એ રાજા અને યુધિષ્ઠિર સમકાલીન હતા એમ પણ તેમાં જણાવેલું છે. એણે ૩૫ વર્ષ રાજ્ય કરેલું, માટે આશરે સાતસેં વર્ષ બાદ થવાં જોઇએ, જેથી ક્રાઇસ્ટની પૂર્વે ૨૪૦૦ વર્ષનો આશરો આવે છે. પરંતુ વિષ્ણુ પુરાણમાં કહ્યું છે કેઃ—

**सप्तर्षीणाञ्च यौ पूर्वौ दृश्येते उदितौ दिवि ।**
**तयोस्तु मध्यनक्षत्रं दृश्यते यत् समं निशि ॥**
**तेन सप्तर्षयो युक्तास्तिष्ठन्त्यब्दशतं नृणाम् ।**
**ते तु पारिक्षिते काले मघास्वास- द्विजोत्तम ॥**
**तदा प्रवृत्तश्च कलिर्द्वादशाब्दशतात्मकः ।**

૪ अंशः २४ अ. ३३–३४

સપ્તર્ષિ મંડળના ઝુમખામાં આકાશમાં પૂર્વ દિશાએ જે બે તારા ઉદિત થએલા દેખાય છે તેની સીધી લીટીમાં જે મધ્ય નક્ષત્ર (એટલે અહિઆં અશ્વિનિ વગેરેનું) દેખાય છે, તે નક્ષત્રમાં સપ્તર્ષિ સાતસેં વર્ષ રહે છે. પરિક્ષિતના વખતમાં સપ્તર્ષિ મઘા નક્ષત્રમાં હતા, અને તે વખત કળિયુગનાં બારસેં વર્ષ થઇ ગયાં હતાં.

મતલબ કે એ ગણત્રિ પ્રમાણે કળિયુગનાં બારસેં વર્ષ ગયા પછી પરિક્ષિત રાજા થએલો, અને જો તેમ હોય તો ઉપરના ૩૪મા શ્લોકમાં કહ્યા પ્રમાણે ક્રાઇસ્ટની પૂર્વે ૧૯૦૦ વર્ષ ઉપર કુરૂક્ષેત્રની લઢાઇ થઇ હોવી જોઇએ.

પરંતુ ૩૩મા શ્લોકમાં કહ્યું છે તે પ્રમાણે આ ગણત્રિને તે ગણત્રિ મળતી આવતી નથી. એ ૩૩મા શ્લોકનું તાત્પર્ય સમજવું

મુશ્કેલ છે, તેથી તે વિગતવાર સમજાવવું જોઇએ. સપ્તર્ષિ મંડળ, જેને અંગ્રેજીમાં the Great Bear અથવા Ursa Major કહે છે તે એક સ્થિર નક્ષત્ર છે; મઘા નક્ષત્ર પણ કેટલાએક સ્થિર તારાઓનું ગૂંચળું છે. સ્થિર તારા બિલકુલ ફરતા નથી એ સૌ જાણે છે. હવે વિષુવવૃત્તને એક જાતની સામાન્ય ગતિ છે. અંગ્રેજી જ્યોતિષ શાસ્ત્રમાં તેને Precession of the Equinoxes કહે છે. હિંદુઓના કહેવા પ્રમાણે એ ગતિ દર વર્ષે ૫૪ વિકલા છે. દરેક નક્ષત્રમાં ૧૩⅓ અંશ, એ હિસાબે હરકોઈ સ્થિર તારાના એક આખા નક્ષત્રને ફરી રહેતાં (વિષુવને) હજાર વર્ષ થાય, સો નહિ. એટલુંજ નહિ પણ સપ્તર્ષિ મંડળ કોઇ દહાડો મઘા નક્ષત્રમાં હોઈ શકેજ નહિ. કારણ એ નક્ષત્ર સિંહરાશિનું છે, અને બારે રાશિઓનો રાશિચક્રની અંદરજ સમાવેશ થાય છે; સપ્તર્ષિ મંડળ રાશિચક્રની બહાર છે. જેમ ઇંગ્લંડ કોઈ દહાડો હિંદુસ્તાનમાં હોઈ શકે નહિ તેમ સપ્તર્ષિ મંડળ મઘા નક્ષત્રમાં હોઈ શકે નહિ.

કોઈ વાંચનાર પૂછશે કે જો આમ છે તો એ પુરાણ લખનાર ઋષિએ કાંઈ કેફ કરીને એ પુરાણ તો નહિ લખ્યું હોય. અમારૂં કહેવું તેમ નથી, પરંતુ એ અસલની જે વાત લખી છે તે અમારાથી સમજી શકાતી નથી. પુરાણકારે શું સમજીને એમ લખ્યું હશે તે અમારાથી કહી શકાતું નથી; પરંતુ વેન્ટ્રી સાહેબ તેનો આવો ખુલાસો આપે છે.

"The notion originated in a contrivance of the astronomers to shew the quantity of the precession of the equinoxes. This was by assuming an imaginary line or great circle, passing through the poles of the ecliptic and the beginning of the fixed Magha, which circle was supposed to cut some of the stars in the Great Bear. × × × The seven stars in the Great Bear

being called the Rishis, the circle so assumed was called the line of the Rishis, and being invariably fixed to the beginning of the lunar asterism Magha, the precession would be noted by stating the degree &c., of any movable lunar mansion cut by that fixed line or circle as an index." *Historical View of the Hindu Astronomy. p. 65.*

આ ગણત્રિને આધારે વેન્ટ્રી યુધિષ્ઠિરને ક્રાઇસ્ટની પૂર્વે ૫૭૫ વર્ષ પર લાવી મુકે છે; મતલબ કે તેના કહેવા પ્રમાણે શાક્યસિંહને અને યુધિષ્ઠિરને થોડુંજ છેટું હતું. અમેરિકાનો પંડિત વ્હિટનિ કહે છે કે હિંદુઓની જ્યોતિષી ગણત્રિ એટલી બધી અશુદ્ધ છે કે તે ઉપરથી કોઈ પણ સમય નક્કી કરવાનો પ્રયત્નજ મિથ્યા થાય છે. તે ગમે તેમ હોય પણ અમે બતાવીશું કે કુરૂક્ષેત્રના યુદ્ધનો કાળ તો નક્કી થઇજ શકે છે.

પ્રથમ આપણે પુરાણકાર ઋષિનું વાક્ય લઈએ. તેના કહેવા પ્રમાણે યુધિષ્ઠિરના સમયમાં સપ્તર્ષિમંડળ મઘામાં હતું, નન્દ મહાપદ્મના સમયમાં પૂર્વાષાઢામાં હતું.

**प्रयास्यन्ति यदा चैते [illegible]र्वाषाढां महर्षयः ।**
**तदा नन्दात् प्रभृत्येष कलिर्वृद्धिं गमिष्यति ॥**

૪, ૨૪, ૧૬.

પછી, વળી શ્રીમદ્ ભાગવતમાં નીચે પ્રમાણે છેઃ—

**यदा मघाभ्यो या[illegible]न्ति पूर्वाषाढां महर्षयः ।**
**तदा नन्दात् प्रभृत्येष कलि[illegible]द्धिं गमिष्यति ॥**

૧૨, ૨, ૩૨.

મઘાથી પૂર્વાષાઢા દશમું નક્ષત્ર છે; મઘા, પૂર્વ ફલ્ગુની, ઉત્તર ફલ્ગુની, હસ્તા, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલા,

પૂર્વાષાઢાઃ—આ ઉપરથી યુધિષ્ઠિર અને નન્દ વચ્ચેનો અંતર ૧૦×૧૦૦=એક હજાર વર્ષનો હોવો જોઈએ.

આ સિવાયની બીજી એક ગણત્રિ છે કે જે સૌ સમજી શકશે. વિષ્ણુપુરાણનો જે શ્લોક ઉપર ઉતારી લીધો છે તેની પહેલાંનો શ્લોક નીચે પ્રમાણે છેઃ—

**यावत् परिक्षितो जन्म यावन्नन्दाभिषेचनम् ।**
**एतद्वर्षसहस्रन्तु ज्ञेयं पञ्चदशोत्तरम् ॥**

૪, ૨૪, ૩૨.

નન્દનું પૂરૂં નામ નન્દ મહાપદ્મ. વિષ્ણુ પુરાણના એ ૪થા અંશના ૨૪મા અધ્યાયમાં કહ્યું છે કેઃ-

“ **महापद्मः तत्पुत्राश्च एकवर्षशतमवनीपतयो भविष्यन्ति ।**
**नवैव तान् नन्दान् कौटिल्यो ब्राह्मणः समुद्धरिष्यति ।**
**तेषामभावे मौर्य्याश्च पृथिवीं भोक्ष्यन्ति ।**
**कौटिल्य एव चन्द्रगुप्तं राज्येऽभिषेक्ष्यति ॥** ”

મહાપદ્મ અને તેના વંશજો એકસો વર્ષ સુધી રાજ કરશે. કૌટિલ્ય (પ્રખ્યાત ચાણક્ય) નામે બ્રાહ્મણ નંદના વંશજોનો નાશ કરશે, તેમના પછી મૌર્યો રાજ કરવા માંડશે. કૌટિલ્ય ચંદ્રગુપ્તને ગાદીએ બેસાડશે.

આ રીતે યુધિષ્ઠિર પછી ચંદ્રગુપ્ત ૧૧૧૫ વર્ષે થયો હોવો જોઈએ. ચંદ્રગુપ્ત મોટો પ્રખ્યાત રાજા હતો. ગ્રીસના શહેનશાહ સિકંદર અને સેલ્યુકસ લગભગ તેના સમકાલીન રાજાઓ હતા, એણે પોતાની સત્તાના જોરે મૅકીડોનીઅન યવનોને ભરતખંડમાંથી હાંકી કાઢ્યા હતા, અને બળવાન સેલ્યુકસને શિકસ્ત આપી તેની છોકરી જોડે લગ્ન કર્યાં હતાં. તે સમયમાં તેના જેવો સત્તાવાન બીજો કોઇ રાજા હતો નહિ. એવું કહેવાય છે કે વગર ભયે તે સિકંદરની છાવણીમાં દાખલ થઈ ગયો હતો. સિકંદરે ક્રાઇસ્ટની પૂર્વે ૩૨૫વર્ષપર હિંદુસ્થાનપર ચઢાઇ કરી હતી.

ઉપર જણાવેલા ૧૧૧૫ માં ૩૧૫–ખ્રિસ્તના જન્મની પૂર્વે જે

સાલમાં ચંદ્રગુપ્તને રાજ્ય મળ્યું છે તે—ઉમેરતાં યુધિષ્ઠિરનો સમય મળી આવે છે. ૩૧૫+૧૧૧૫=૧૪૩૦માં ખ્રિ. પૂ. મહાભારતનું યુદ્ધ થવું જોઇએ.

બીજાં પુરાણોમાં પણ એવીજ કથા છે. મત્સ્ય તથા વાયુ-પુરાણમાં ૧૧૧૫ ને બદલે ૧૧૫૦ લખ્યા છે તે પ્રમાણે ૧૪૭૫ની સાલ થાય.

કુરૂક્ષેત્રનું યુદ્ધ આ સાલ પૂર્વે ઘણા વખતપર થયું નહિ હોય બલ્કે તેથી સ્હેજ મોડું હશે તેનું એક બીજું બહુ મજબૂત પ્રમાણ છે, અને તે જ્યોતિષની ગણત્રિનું છે, કે જે ગણત્રિ કદી ખોટી પાડી શકાયજ નહિ. "**चंद्रार्कौ यत्र साक्षिणौ**"

વર્ષમાં બે દિવસ રાત તથા દિવસ સરખાં લાંબાં રહે છે તે સૌ જાણે છે, અને તે સમય છ છ મહિનાને અંતરે આવે છે. આને જ્યોતિષમાં "વિષુવ" કહે છે. આકાશમાં જે જે સ્થાને એ બે દિવસે સૂર્ય હોય છે તેને "ક્રાન્તિપાત" અથવા "ક્રાન્તિપાત બિંદુ" (Equinoctial point) કહે છે. એ દરેક બિંદુથી સૂર્ય ૯૦ અંશ (૯૦ ડિગ્રિ) છેટે જઈ પાછો ફરે છે, જેને (Solstice) કહે છે. મતલબ કે એટલા અંશ ફરી સૂર્ય દક્ષિણાયનમાંથી ઉત્તરા-યનમાં જાય છે, અને ઉત્તરાયનમાંથી દક્ષિણાયનમાં જાય છે.

ભીષ્મ જ્યારે મોત માગે ત્યારે તેનું મોત આવે એવું તેમને વરદાન હતું એવું મહાભારતમાં કહ્યું છે. બાણના બિછાનાપર પડયા પડયા તેમણે કહ્યું હતું કે હું દક્ષિણાયનનો સૂર્ય હશે તે વખત મરીશ નહિ (કારણ તેમ થવાથી અસદ્‌ગતિ થાય), અને તેથી એ શય્યાપર સૂતાં સૂતાં ઉત્તરાયનનો સૂર્ય થાય તેની તે રાહ જોયા કરતા હતા. માઘ માસમાં તેમ થતાં તેમણે પ્રાણ છોડયા. તેમ કરતાં પહેલાં તેમણે કહ્યું છે કે:—

**माघोऽयं समनुप्राप्तो मासः सौम्यो युधिष्ठिर ।**

મતલબ કે તે વખતે માઘ માસમાંજ ઉત્તરાયનનો સૂર્ય થએલો. પણ ઘણાઓ કહેશે કે હમણા પણ માઘ માસમાંજ એ પ્રમાણે સૂર્ય ઉત્તરાયનનો થાય છે. કારણ માઘ શુદિ પડવાને ઉત્તરાયનનો દિવસ

અને તેની પહેલાંના દિવસને મકરસંક્રાંતિ કહે છે. પણ તેમ હાલ થતું નથી. જ્યારે અશ્વિની નક્ષત્રના પહેલા અંશમાંજ ક્રાન્તિપાત થાય છે, ત્યારે અશ્વિનીજ પહેલા નક્ષત્ર તરીકે ગણાય છે, અને તેથી આશ્વિન (આસો) માસથી વર્ષની શરૂઆત ગણવી પડે છે, અને તેને લીધે માઘમાં ઉત્તરાયનના સૂર્ય થાય છે. હાલની ગણત્રિ પણ તે જ પ્રમાણે ચાલી આવે છે; ફસલી સન આશ્વિનથીજ શરૂ થાય છે, જો કે હાલમાં અશ્વિની નક્ષત્રમાં ક્રાન્તિપાત થતો નથી, અને તેને લીધે આગળની માફક માઘ માસમાં ઉત્તરાયન પણ થતું નથી. હાલમાં તો પોષ શુદિ સાતમ કે આઠમે (૨૧ મી ડીસેંબરે) ઉત્તરાયન થાય છે. આનો સબબ એ છે કે ક્રાન્તિપાત બિંદુને પણ એક પ્રકારની ગતિ છે, અને તેને લીધે ક્રાન્તિપાત અને તેથી અયનનું પરિવર્ત્તનસ્થાન પણ દરેક વર્ષે પાછું હઠતું જાય છે. આને અંગ્રેજીમાં Precession of the Equinoxes કહે છે, જેને આપણે "અયનચલન" કહીએ છીએ. એ સ્થાન કેટલું પાછું હઠતું જાય છે તેની પણ ગણત્રિ છે. હિંદુઓ કહે છે કે તે વર્ષની ૫૪ વિકલા છે, પરંતુ એ ભૂલ છે. ઈ. સ. પૂર્વે ૧૭૨ વર્ષપર હિપાર્કસ નામના એક યુનાની જ્યોતિષીએ ચિત્રા નક્ષત્રને ક્રાન્તિપાતથી ૧૭૪ અંશ જેટલે છેટે જોયું હતું. ઈ. સ. ૧૮૦૨ માં માસ્કેલાઇને એજ નક્ષત્રને ૨૦૧ અંશ, ૪ કલા અને ૪ વિકલા દૂર જોયું હતું. આ ઉપરથી સ્હેજ ગણત્રિ થઈ શકે કે ક્રાન્તિપાતની વાર્ષિક ગતિ સાડીપચાશ વિકલા હોવી જોઇએ. ફ્રાન્સના પ્રખ્યાત ખગોળશાસ્ત્રી લેવેરીઅર, એ ગતિ ૫૦.૨૮ વિકલાની કહે છે અને સ્ટૉકવેલ ૫૦.૪૩૮ કહે છે. આમાં અને ઉપલી ગણત્રિમાં બહુ ફેર નથી. તેથી એજ ગણત્રિ ખરી ગણાય તો હરકત નથી.

ભીષ્મના મોત વખતે પણ માઘ માસમાંજ ઉત્તરાયન હતું. પરંતુ સૌર* માઘને કયે દિવસે તે લખેલું નથી. પોષ અને માઘના હમેશાં ૨૮ કે ૨૯ દિવસ ગણાય છે. અને એ બંને મહિનાના દિવ-

* તે વખતે પણ સૌર માસ નામ જાણીતું હતું એમ સાબિત કરી શકાય. છ ઋતુનું વર્ણન મહાભારતમાં છે. બાર માસ ન હોય તો છ ઋતુ ન હોય.

સોનો સર્વાંળો ૫૭ કરતાં કોઈ વખત વધારે થતો નથી. પરંતુ તેથી એવું તો બની નજ શકે કે તે વર્ષમાં માઘ માસના પાછલા ભાગમાં ઉત્તરાયનના સૂર્ય થયા હોય. કારણુ તેમ હોય તો "**माघोऽयं समःमासः**" એવું કહેવાયજ નહિ. માઘને ૨૮ મે દિવસે ઉત્તરાયન હોય એમ લઈએ તો ૪૮ દિવસનો તફાવત પડે. એટલા દિવસમાં સૂર્યની ગતિ વધારેમાં વધારે ૪૮ અંશ ગણી શકાય. પણ તેમ ગણવું બરાબર નથી, કારણુ સૂર્યને શીઘ્ર તેમ મંદ બે જાતની ગતિ છે. બંગાળી પંચાંગ પ્રમાણે ગણતાં પોષ શુદિ ૭ થી તે માઘ માસના ૨૯ મા દિવસ સુધીમાં સૂર્ય માત્ર ૪૪ અંશ અને ૪ કલા ચાલી શકે. તેના ઉપરથી ઈ. સ. પૂર્વે ૧૨૬૩ નું વર્ષ મળી આવે છે. જો ૪૮ અંશ પૂરા લઈએ તો ૧૫૩૦ નું વર્ષ આવે છે અને તેથી એટલું તો કહી શકાય કે કોઇ રીતે પણ કુરૂક્ષેત્રનું યુદ્ધ એ વર્ષ પહેલાં થએલું તો ગણી શકાયજ નહિ. તેથી વિષ્ણુપુરાણમાંથી ઇ. સ. પૂર્વે ૧૪૩૦ નું વર્ષ મળી આવ્યું છે તેજ બરાબર લાગે છે.

આશા છે કે આ બધી ગણુત્રિ જોયા પછી કોઈ એમ કહેનાર નહિ નીકળે કે પાંચ હજાર વર્ષ ઉપર દ્વાપરયુગના પાછલા ભાગમાં મહાભારતનું યુદ્ધ થયું હતું, તેમ હોય તો સૌર ચૈત્રમાં ઉત્તરાયન હોય, અને કદિ ચાન્દ્ર માઘને સૌર ચૈત્ર હોઇ શકેજ નહિ.

---

# પ્રકરણ છઠ્ઠું.

## પાંડવોની ઐતિહાસિકતા.

### (યૂરોપીય મત.)

મહાભારતના યુદ્ધકાળ સંબંધે યૂરોપીઅન વિદ્વાનો જોડે આપણે બહુ મતભેદ નથી. ઇ. સ. પૂર્વે ચૌદમા સૈકામાં એ યુદ્ધ થયું હશે એમ કોલબ્રૂક કહે છે. વિલ્સન અને એલ્ફિન્સ્ટન પણ તેજ મત ગ્રહણ કરે છે. વિલફોર્ડ ૧૩૭૦, બુકેનન તેરમી સદી અને પ્રાટ બારમી સદીનો પાછલો ભાગ કહે છે. આ મત તોડવાનું કાંઈ બહુ પ્રયોજન

નથી. પરંતુ આગળ આપણે જોયું છે કે એ વિદ્વાનોનો એવો પણ અભિપ્રાય છે કે મહાભારતનું પુસ્તક તો ઈ. સ. પૂર્વે ચોથા કે પાંચમા સૈકામાં રચાએલું: આદિ ( અસલ ) મહાભારતમાં પાંડવોને લગતી લેશ માત્ર પણ વાત હતી નહિ; તેમની કથા તો પાછળથી કવિઓએ રચી દાખલ કરી દીધેલી.

જો આ પાછલી વાત સાચી હોય તો, પછી મહાભારત ક્યારે લખાયું તે વખતનો નિર્ણય કરવો એ કાંઈ જરૂરનું નથી. કારણ, મહાભારત ગમે ત્યારે લખાયું હોય તો પણ તેમાં કૃષ્ણને માટે લખેલું બધુંજ નકામું સમજવાનું સબબ કૃષ્ણને લગતી બધીજ વાતો પાંડવો જોડે સંબંધ રાખે છે, માટે આપણે જોઇએ કે એ મતમાં કાંઇ ખરાપણું છે કે નહિ.

પહેલ વહેલાં પ્રખ્યાત જર્મન વિદ્વાન લૅાસન સાહેબનો અભિપ્રાય તપાસીએ. મહાભારત ગમે ત્યારે રચાયું હોય પરંતુ તે એટલું તો કબૂલ કરે છે કે તેમાં કાંઇક તવારીખનો અંશ છે. પરંતુ તે અંશ એટલોજ કે મહાભારતમાં જે યુદ્ધ વર્ણવ્યું છે તે કુરૂ અને પાંચાલ વચ્ચેનું યુદ્ધ. મતલબ કે પાંડવોને તો માત્ર કવિકલ્પના ગણી તે ઉડાવીજ દે છે. વેબરનો પણ તેવોજ મત છે. સર મોનિઅર વિલિઅમ્સ, રમેશચંદ્ર દત્ત વગેરેનું પણ તેમજ કહેવું છે. એમનો મત ટૂંકામાં નીચે પ્રમાણે છે.

કુરૂ નામે એક રાજા થઈ ગયો. પુરાણ, ઇતિહાસ વગેરેમાં તેજ વંશના રાજાને કુરૂ અથવા કૌરવ કહેતા, એટલુંજ નહિ પણ તેમના અધિકાર નીચે રહેનાર રૈયત પણ એ નામે ઓળખાતી, અને તેથી કૌરવ એટલે કુરૂ રાજાના વંશજોના તાબામાં વસતી રૈયત કહીએ તો ચાલી શકે. તેજ પ્રમાણે પાંચાલ પણ એવીજ એક બીજી પ્રજા હતી. મહાભારતમાં પાંચાલ શબ્દ એજ અર્થમાં વપરાયો છે. એ બંને કોમ એક બીજાની પાસે વસતી હતી. વાયવ્ય ખૂણાપર જે સઘળી જાત વસતી હતી તેમાં મહાભારતના યુદ્ધ પહેલાં એ બે જાતો બહુ ઉંચી પંક્તિ ભોગવતી હતી. એમ લાગે છે કે કોઈ વખત એ

બંને જાત હળીમળીને રહેતી હશે, કારણ વેદના ગ્રંથોમાં કુરૂ–પાંચાલ એ નામ મળી આવે છે. પાછળથી તેમનામાં વિરોધ ઉત્પન્ન થયો હશે, અને તે વિરોધનું પરિણામ તે મહાભારતનું યુદ્ધ, જે યુદ્ધમાં કૌરવોને પાંચાલોએ હરાવ્યા.

આટલે સુધી એ અભિપ્રાયમાં કાંઇ વાંધો લેવા જેવું નથી. કારણ ખરૂં જોતાં કૌરવોના ખરા દુશ્મનો તો પાંચાલોજ હતા. કૌરવોની સામે લઢનાર સેના પાંચાલો અથવા તો પાંચાલ અને સૃંજયોનીજ* બનેલી હતી. પાંચાલ રાજપુત્ર ધૃષ્ટદ્યુમ્ન તેમનો સેનાપતિ હતો, પાંચાલ રાજપુત્ર શિખણ્ડિએજ કૌરવોના મોટામાં મોટા યોદ્ધા ભીષ્મને હરાવ્યો હતો. ધૃષ્ટદ્યુમ્ને કૌરવોના આચાર્ય દ્રોણને પોતાનો હાથ બતાવ્યો હતો. જો ખરેખરી રીતે એ યુદ્ધ પાંડવો અને કૌરવો વચ્ચેજ થયું હોત તો એને પાંડવ કૌરવનું યુદ્ધ કહેતજ નહિ, કારણ પાંડવો પોતે પણ કુરૂના વંશજો એટલે કૌરવોજ હતા અને તેથી એને ખરેખરૂં તો ધાર્તરાષ્ટ્ર અને પાંડવો વચ્ચેનું યુદ્ધ કહેત. ભીષ્મ, દ્રોણ, કૃપ, વગેરે જોડે ધૃતરાષ્ટ્રના વંશજોને જેટલો સંબંધ હતો તેટલોજ પાંડવોને હતો, તેમનો સ્નેહ પણ તેમનાપર સરખોજ હતો, અને તેથી જો એ યુદ્ધ વાસ્તવિક રીતે પાંડવો ને ધૃતરાષ્ટ્રના વંશજો વચ્ચે થયું હોત તો તેઓ કદી પણ દુર્યોધનનો પક્ષ પકડી પાંડવોનું બગાડવા તૈયાર થાત નહિ, કારણ તેઓ ન્યાયી અને ધર્માત્મા હતા. પાંડવો ઉમર લાયકના થયા પહેલાં તો કુરૂપાંચાલ વચ્ચે વિરોધ થઇ ગયો હતો એવું ખુદ મહાભારતમાંજ છે. વળી તેમાં એમ પણ જણાવેલું છે કે પાંડવો, ધૃતરાષ્ટ્રના વંશજો વગેરે સઘળા કૌરવોએ દ્રોણાચાર્યના રક્ષણ નીચે રહી પાંચાલના રાજ્ય પર હુમલો કર્યો હતો, અને ત્યાંના રાજાને હરાવી તેની બેઆબરૂ કરી હતી.

હવે એ યુદ્ધ તે કુરૂ અને પાંચાલ વચ્ચેનું યુદ્ધ એટલું આપણે કબૂલ કરીશું. પરંતુ તે ઉપરથી યૂરોપીઅન પંડિતો જે વાત કહેવા માગે છે તે સ્વીકારી શકાતી નથી. કારણ તેઓ તો એમજ કહે છે

---

* સૃંજયો તે પાંચાલોનો એક વિભાગ, તેમની એક જ્ઞાતિ.

કે, એ લઢાઇ માત્ર કૌરવો અને પાંચાલો વચ્ચે થએલી, પાંડવો એવે નામે કોઈ માણુસજ હતા નહિ. પાંડુ અને તેના પુત્ર પાંડવો, કદી થઈ ગયાજ નથી. આ ખોટું છે. કારણ પાંડવોના સસરા એટલે પાંચાલ દેશના રાજાએ ધૃતરાષ્ટ્રના પુત્રો પર ચઢાઈ આણી હોય અને પાંડવોએ તેમાં તેને મદદ આપી તેનો પક્ષ લઇ લઢાઇ પણ કરી હોય એવું બનવા જોગ છે. પાંડવોનો વૃત્તાન્ત નીચે પ્રમાણે છે. કૌરવાધિપતિ વિચિત્રવીર્યને બે પુત્ર હતાઃ ધૃતરાષ્ટ્ર અને પાંડુ ( વિદુર દાસીને પેટે જન્મ્યો હતો ). ધૃતરાષ્ટ્ર મોટો પણ આંધળો હોવાથી ગાદીએ બેસવાને અધિકારી નહતો અથવા શક્તિવાન નહતો, તેથી પાંડુ બાપની ગાદીએ બેઠો. પણ પરિણામે પાંડુ રાજ છોડી જંગલવાસી થઇ ગયો અને તેથી ધૃતરાષ્ટ્રનું રાજ્ય પાછું ધૃતરાષ્ટ્રનાજ હાથમાં ગયું. તેટલામાં પાંડુના પુત્રો ઉમર લાયક થયા, અને પોતાનું રાજ્ય પાછું પોતાના હાથમાં લેવા ઇચ્છા કરવા લાગ્યા, તેથી ધૃતરાષ્ટ્ર અને તેના છોકરાઓએ તેમને જંગલમાં કાઢી મૂક્યા. તેઓ વનવન રખડી અંતે પાંચાલ દેશના રાજાની છોકરી પરણ્યા અને તેની જોડે સંબંધ બાંધ્યો. પાંચાલ દેશના રાજાની તથા તેમના મામાના છોકરા અને પ્રતાપી જોરાવર યાદવોના નાયક કૃષ્ણની સહાયતાથી છેવટે ઇન્દ્રપ્રસ્થમાં તેમણે નવું રાજ્ય સ્થાપ્યું. પરંતુ આખરે તે રાજ્ય ધૃતરાષ્ટ્રના વંશજોના હાથમાંજ જઈ પડયું. તેમને તેથી પાછો વનવાસ લેવો પડયો. તે અવસ્થામાં વિરાટના રાજા જોડે તેમને દોસ્તી તથા સંબંધ બંધાયાં. ફરી પાછી પાંચાલ દેશના રાજાએ કૌરવો પર ચઢાઇ આણી. આનું કારણ આગળનું વેર વાળવાની કે પાંડવોને રાજ્ય પાછું અપાવવાની મતલબ હોય તે કહી શકાતું નથી. ગમે તેમ હોય પરંતુ પાંચાલોના એ યુદ્ધમાં પાંડવોએ તેમની જોડે રહી ધૃતરાષ્ટ્રના પુત્રો સામે લઢાઇ કરી હશે એ સંભવિત વાત છે.

યૂરોપીઅન પંડિતો પાંડવો નામે કોઇ થઇ ગયુંજ નથી એવું બતાવવા એક કારણ એવું જણાવે છે કે તે વખતના કોઇ પણ ગ્રંથમાં પાંડવ એવું નામ જણાતું નથી. એના જવાબમાં એટલુંજ કહેવાનું છે કે મહાભારત એજ તે વખતનો ગ્રંથ, એ સિવાય વળી

બીજો કયો ગ્રંથ જોઇએ ? તે સમયમાં ઇતિહાસ લખી રાખવાનો ચાલ હતો નહિ કે જેથી એક કરતાં વધારે પુસ્તકમાંથી એ નામ જડી આવે. બીજું તેઓ એમ કહે છે કે શતપથ બ્રાહ્મણ એ ગ્રંથ તેમના થઈ ગયા પછી થોડેજ વખતે લખાયલો હોવા છતાં તેમાં ધૃતરાષ્ટ્ર, પરિક્ષિત અને જનમેજયનાંજ નામ છે. પાંડવોના નામની ગંધ સરખી નથી, માટે પાંડવો થઈ ગયા હોવાજ ન જોઇએ.

આવા આવા સિદ્ધાંતો ભરતખંડના પ્રાચીન રાજાઓને સંબંધે લાવવા એ ભૂલ ભરેલું છે. ગ્રીસના પાદશાહ સિકંદરનું નામ કોઇ જૂના હિંદુ ગ્રંથમાં નથી, તેણે હિંદુસ્થાનપર ચઢાઇ કરી જે મોટું પરાક્રમ દર્શાવેલું તે કુરૂક્ષેત્રના યુદ્ધ જેવુંજ ભારે કામ હતું, પણ તેથી શું ઉપરના કારણને લીધે એમ કહી શકાશે કે સિકંદર નામનો કોઇ પાદશાહજ થઇ ગયો નથી, અને ગ્રીસના ઇતિહાસ લખનારાઓએ તેને માટે જે કાંઇ લખ્યું હોય તે માત્ર કલ્પનાજ છે? એજ પ્રમાણે ભારતવર્ષના કોઇ પણ પુસ્તકમાં મહમૂદ ગઝનવીનું નામ પણ નથી, તેથી શું કાંઇ એમ કહી શકાય કે એ માત્ર મુસલમાન તવારિખ લખનારાઓના મગજમાંથીજ પેદા કરેલો પાદશાહ છે? બંગાળના સાહિત્યમાં બખ્તયાર ખિલજીના નામનો ઇશારો સરખો પણ નથી, તેથી શું એમ કહેવાય કે એ માત્ર મિનહાજ–ઉદ્–દીનની કલ્પનાએ ઉભું કરેલું એક માણસ હતું? જો તેમ ન હોય તો પછી મિનહાજ–ઉદ્–દીન કહે તે વાત ખરી માનવી અને મહાભારત કહે તે ખોટી માનવી એનો સબબ શો ?

વેબર કહે છે કે શતપથ બ્રાહ્મણમાં અર્જુન શબ્દ વપરાયલો છે, પરંતુ તે ઇંદ્રના અર્થમાં, નહિ કે પાંડવોમાંના કોઈ એક અમુક જણને ઓળખાવવા માટે. આ ઉપરથી તેનું કહેવું એવું છે કે પાંડુ પુત્ર અર્જુન, એ માત્ર મિથ્યા કલ્પના છે, અને ખરૂં જોતાં તો એને ઇંદ્રને ઠેકાણે બેસાડી દીધો છે. અક્કલના આવા ઉપયોગને પહોંચી શકવું કઠણ છે. અર્જુન શબ્દ ઇંદ્રને સ્થાને વપરાયો છે, અને તેથી અર્જુન નામે કોઈ માણસજ થઇ ગયું નથી, એ સિદ્ધાંત મગજમાં ઉતરવો મુશ્કેલ થઇ પડે છે.

બીજો કોઇ આવી વાત કહે તો તેને હસી કાઢીએ. પણ વેબર મહા મોટો વિદ્વાન પંડિત ગણાય છે, તેથી તેને એમ ઉડાવાય નહિ. માટે એ અભિપ્રાય આપણે સપ્રમાણ તપાસીએ. જેમ શતપથ બ્રાહ્મણમાં અર્જુન એ નામ છે તેમ ફાલ્ગુન એ નામ પણ છે. જેમ અર્જુન એ ઇંદ્ર તથા પાંડવોમાંના વચલા ભાઇનું નામ છે તેમજ ફાલ્ગુન પણ ઇંદ્ર તથા પાંડવોમાંના વચલાનું નામ છે. ઇંદ્રનું નામ ફાલ્ગુન છે, કારણ કે તે ફલ્ગુની નક્ષત્રનો અધિષ્ઠાતા દેવ છે ( એ વાત અહીંના જોશીઓ કહેતા નથી, શતપથ બ્રાહ્મણમાં છે, જુઓ ૨ જો કાંડ, ૧ લો અધ્યાય, ૨ જું બ્રાહ્મણ, ૧૧ ), અર્જુનનું નામ ફાલ્ગુન હતું કારણ કે તે તે નક્ષત્રમાં જન્મેલો હતો. જે નક્ષત્રનો દેવ ઇંદ્ર છે તે નક્ષત્રમાં તેનો જન્મ થએલો હોવાથી એ ઇંદ્રપુત્ર તરીકે પણ ઓળખાય છે. ( કારણ ઇંદ્રનાથી તેનો જન્મ થએલો એ વાત કોઇ કેળવાએલો વાંચનાર ભાગ્યેજ કબૂલ કરશે. ) વળી અર્જુન શબ્દનો અર્થ સફેદ થાય છે. મેઘ દેવતા ઇંદ્ર જેમ સફેદ વર્ણનો નથી તેમ મેઘવર્ણ અર્જુન પણ સફેદ નહતો. છતાં બન્ને નિર્મળ કામ કરનારા, શુદ્ધ અને પવિત્ર હોવાને લીધે બંનેને અર્જુન કહ્યા છે. ઇંદ્રનું નામ અર્જુન કહ્યું છે, તે શતપથ બ્રાહ્મણમાં આ પ્રમાણે કહ્યું છે. **अर्ज्जुनो वै इन्द्रो यदस्य गुह्यं नाम ॥** અર્જુન, ઇંદ્ર: એ એનું ગુહ્ય નામ: આ ઉપરથી શું ઉલટું એમ સમજાતું નથી કે અર્જુન નામે કોઇ એક જુદુંજ માણસ હોવું જોઈએ. જેનો મહિમા વધારવા માટે જ ઇંદ્ર ને તે એક છે એમ બતાવવા અર્જુન તે ઇંદ્રનું છુપું (ગુહ્ય) નામ છે, એમ પ્રચલિત કર્યું હોય ? વેબર સાહેબે “ ગુહ્ય ” નો અર્થ “ Mystic ” કરી બધાને મૂર્ખ બનાવ્યા છે.

બીજી એક રહસ્યની વાત એ છે કે, અર્જુન એ એક ઝાડનું નામ છે ( Termanalia alata glabra ). તે ઝાડને ફાલ્ગુન પણ કહે છે. એને અર્જુન કહેવાનું કારણ કે તેનાં ફુલ ધોળાં હોય છે, અને ફાલ્ગુન કહેવાનું કારણ કે તે ફાગણ માસમાં ફુટે છે, ત્યારે શું આ ઉપરથી એમ ધારવું કે ઇંદ્રનું નામ અર્જુન અને ફાલ્ગુન છે, અને તેથી એ નામનું ઝાડ છેજ નહિ અને કદી હતું પણ નહિ ?

વળી એ સઘળા પંડિતોનું કહેવું એવું છે કે માત્ર બૌદ્ધ ગ્રંથ લલિતવિસ્તરમાં પાંડવોનું નામ મળી આવે છેઃ પણ તે પાંડવો તો પર્વત પર રહેનારા લૂટારા હતા. કદી એ વાત ખરી હોય તોપણ તે ઉપરથી એમ કહેવાય નહિ કે પાંડુના પાંચ પુત્રો આ દુનિઆપર કદી થઈ ગયાજ નથી. બંગાળી સાહિત્યની એક બે ચોપડીમાં “ ફી-રંગી ” એ શબ્દ જડી આવે છે તેનો અર્થ “ યૂરેશીઅન ” થાય છે, “ યૂરોપીઅન ” નહિ. “ ફ્રાંક ” ( Frank ) એ શબ્દ બિલકુલ જડતોજ નથી. તેમ તે ભાવમાં “ ફીરંગી ” શબ્દ વપરાયો પણ નથી. આ ઉપરથી જો આપણે એમ સાબિત કરવા માગીએ કે “ ફ્રાંક ” લોકોની જાત કદી હતીજ નહિ, તો પછી જે ભૂલ યૂરોપીઅન પંડિત તથા તેમના શિષ્યો કરે છે, તેજ ભૂલ કરવાના આપણે પણ દોષિત થઇએ. ‡

‡ બૌદ્ધ ગ્રંથકારોએ પોતાના પુસ્તકોમાં પાંડવ નામની એક પર્વતવાસી જાતનો ઇશારો કર્યો છે. તેઓ ઉજ્જન અને કોશલ દેશ તરફ વસનારા લોકોના શત્રુ હતા. (Weber's Hindu Literature, 1878, p. 185.) મહાભારતમાં જો કે પાંડવોને હસ્તિનાપુરના રહેવાશી તરીકે જણાવ્યા છે ખરા, પરંતુ તેમાં પણ એમ તો લખેલું છે કે તેઓ પહેલાં હિમાલય પર્વતપર વસતા અને ત્યાં રહેતા હતા.

एवं पाण्डोः सुताः पञ्च देवदत्ता महाबलाः ।
विवर्द्धमानास्ते तत्र पुण्ये हैमवते गिरौ ॥

आदिपर्व १२४–२३–२६.

આવી રીતે પાણ્ડુના મહા પ્રતાપવાન દેવના આપેલા પાંચ પુત્ર ...........પવિત્ર હિમાલય પર્વતપર ઉછરીને મોટા થતા હતા.

પ્લીની અને સેલીનસ નામના ગ્રીક ગ્રંથકારોએ ભરતખંડના વાયવ્ય ભાગપર આવેલા વાહ્લિક દેશની ઉત્તરે આવેલા સોગડીઆના ( હાલના સ્વાટ ) પ્રાંતના એક શહેરનું નામ પાંડયુ હતું એમ જણાવ્યું છે અને સિંધુ નદીના મુખ પાસે રહેનારી જાતીને પાંડય કહેતા હતા એમ જણાવેલું છે. ભૂગોળવેત્તા ટૉલમી પાંડય નામના લોકો વિતસ્તા (જેહલમ) નદી પાસે રહેતા હતા એમ લખી ગયો છે. પાણિનિના એક સૂત્રના વાર્તિકમાં કાત્યાયન પાણ્ડય શબ્દ પાંડુપરથી આવ્યો એમ કહે છે. ( पाण्डोर्ड्यण् वक्तव्यः—वार्तिक । )

લૉસૅન એમ કહે છે કે કુરૂપાંચાલ વચ્ચેનું યુદ્ધ એ ઐતિહાસિક બનાવ છે, માટે એટલે દરજ્જે મહાભારતમાં ઐતિહાસિકતા છે ખરી. પરંતુ પાંડવ, દ્રૌપદી વગેરે તેમાંનાં મુખ્ય નાયક નાયિકા હતાં એ વાત તે માનતો નથી. તે કહે છે કે અર્જુન વગેરે સઘળા માત્ર રૂપક તરીકે એ ગ્રંથમાં છે. જેમકે, અર્જુનનો અર્થ ધોળું, તેથી જે સઘળું તેજવાળું તે અર્જુન અને કાળું, તિમિરમય તે કૃષ્ણ. કૃષ્ણા, એટલે દ્રૌપદીનું પણ તેમજ. પાંડવો જ્યારે રઝળતા હતા ત્યારે

---

લક્ષ્મીધરે પોતાના ષડભાષાચંદ્રિકાના ગ્રંથમાં કેકય, વાહ્લિક વગેરે ઉત્તર દિશાના મુલકોનાં નામ કહ્યાં છે, તેમાં પાણ્ડય દેશનું નામ પણ છે, અને તે બધા મુલકોને પિશાચના એટલે અસભ્ય–નહિ સુધરેલા એવા લોકોના દેશ તરીકે ગણ્યા છે. ( पाण्ड्य केकय वाह्लिक : : : : : एते पैशाच-देशाः स्युः । ”

હરિવંશમાં દક્ષિણ દિશામાં આવેલા ચોલ, કેરલ વગેરે દેશની જોડે પાણ્ડય દેશનું નામ લખ્યું છે ( हरिवंश ૩૨ અ. ૧૨૪ શ્લોક ). તેથી એ દક્ષિણ તરફ આવેલો પાણ્ડય દેશ સમજવો. વિલ્સન સાહેબનું કહેવું એમ છે કે એ જાત પ્રથમ સોગડીઆનામાં વસતી હોવી જોઈએ, ત્યાંથી ધીમે ધીમે ભરતખંડપર ઉતરી આવી, પછી હસ્તિનાપુરમાં રહી, છેવટ દક્ષિણ તરફ જઇ ત્યાં પાણ્ડય રાજ્ય સ્થાપ્યું હશે ( Asiatic Researches Vol. XV. pp. 95–96. )

રાજતરંગિણી પ્રમાણે કાશ્મીરના રાજ્યના પહેલા રાજા કુરૂવંશના હતા, અને ત્યાંથી આવી પાંડવોએ હસ્તિનાપુરમાં રહેવા માંડ્યું હોય એ સંભવિત છે. તેઓ મચ્યદેશવાસી હોઇને પાંડવ એટલે પાણ્ડય દેશના રહેવાશી તરીકે શી રીતે ઓળખાય એ એક સમસ્યા છે. તેનો ખુલાસો કરવા માટે તો વખતે પાંડુના પુત્ર તેથી તેઓ પાંડવ, એવું તો લોકોમાં તેમનું ઓળખાણ નહિ ચાલ્યું હોય? તેમના જન્મવૃત્તાન્તને સંબંધે ઘોટાળો તો છેજ. તે વખતના લોકોને તે વિષે જે જે સંશય હતા તે જાણીતા છે. “ यदा चिरमृत्तः पाण्डुः कथं तस्येति चापरे । ”

आदिपर्व १–११७.

બીજાઓ એમ પણ કહેતા હતા કે, પાણ્ડુએ ઘણો વખત થયા પ્રાણ ત્યાગ કર્યો છે, ત્યારે આ લોકો શી રીતે એના પુત્ર હોઈ શકે?

જેણે રાજ્ય ધારણ કર્યું તે ધૃતરાષ્ટ્ર; પાંચ પાંડવ તે પાંચાલની પાંચ જાતો, અને પાંચાલી જોડે તેમનો વિવાહ તે એ પાંચ જાતોનું એક બીજા જોડે મિશ્રણ; જે ભદ્ર કહેતાં સારૂં કરે તે સુભદ્રા, અર્જુન વગેરે જોડે યાદવોનું મળી જવું તે સુભદ્રા, વગેરે.

હિંદુઓના દરેક શાસ્ત્રીય ગ્રંથમાં રૂપકનું બહુજ પ્રાબલ્ય છે એ આપણે કબૂલ કરવું પડશે. વેદ, ઇતિહાસ, પુરાણ, કાવ્ય એ સઘળામાં એ જોવામાં આવે છે, પરંતુ તેથી એમ ન કહી શકાય કે હિંદુ શાસ્ત્રમાં જે બધું કહેલું છે તે માત્ર રૂપકજ છે.

વળી એ પણ ખરૂં કે શાસ્ત્રમાં યા સંસ્કૃત સાહિત્યમાં જે કહેલું છે તે બધાને, પછી તે રૂપક હો વા ન હો, તોપણ તેને રૂપક તરીકે ગણી કાઢવું ઘણાઓને ગમે છે. રામના નામમાં "રમ્" ધાતુ અને સીતાના નામમાં "સિ" ધાતુ હોવાથી, રામાયણને ખેતીવાડીનું રૂપક અપાએલું છે. એજ પ્રમાણે કેટલાક જર્મન વિદ્વાનોએ બેચાર ધાતુનો આશ્રય લઈ ઋગ્વેદનાં બધાં સૂક્તોને સૂર્ય અને વાદળાંનાં રૂપક ગણી ઉડાવી દીધાં છે. જો એ પ્રમાણે જોવા જઇએ તો તો પૃથ્વીપર જે કાંઇ છે તે બધુંજ રૂપક તરીકે ગણી શકાય. આ પુસ્તક લખનારને સાંભરે છે કે નવદ્વીપના પ્રખ્યાત રાજા કૃષ્ણચંદ્રનું અસ્તિત્વ તેણે એક વખતે એવીજ રીતે રહસ્યછળથી ઉડાવી દીધું હતું. કોઈ કહેશે કે એમ કેમ બને, તે તો એક ખરેખરો આગળ થઇ ગએલો મનુષ્યજ છે; કારણ તેની રાજધાની, તેનો મહેલ, તેના વંશજો સઘળું આજે હયાત છે, તેની પોતાની કીર્તિ પણ ઇતિહાસમાં ગાજી રહી છે. તેનો જવાબ એવો આપી શકાય કે, કૃષ્ણ કહેતાં અંધકાર, એટલે તમોગુણનું રૂપ. કૃષ્ણનગર કહેતાં અંધારાથી ભરેલા સ્થાનમાં તેની રાજધાની, તેના ૭ છોકરા એટલે તમોગુણમાંથી ઉત્પન્ન થતા ૭ શત્રુઓ. વળી પ્લાસીની લડાઇ સંબંધે એક બાળકે પણ એવુંજ રૂપક લગાવ્યું હતું. એક પળમાત્ર ઝળકતી જે અસિ કહેતાં તરવાર તેને કલીબ (નપુંસક) ગુણયુક્ત ક્લેવ (Clive) તેણે ફેરવી, સુરાજા એટલે સારા રાજાનો પરાભવ કર્યો. આ પ્રમાણે રૂપકો તો જોઇએ તેટલાં જડી આવે છે. ખરૂં જોતાં એ બાળકે ઘટાવેલા રૂપકમાં અને

લૅાસનના રૂપકમાં કાંઇ ઘણો તફાવત હોય તેવું જણાતું નથી. જો ધારીએ તો, લૅાસન શબ્દનો "લસ" એટલે ક્રીડા કરવી એ ધાતુ-પરથી અર્થ કાઢી તેણે કરેલી ઐતિહાસિક શોધ એ માત્ર ક્રીડાકૌતુક છે, એમ સિદ્ધ કરી ઉડાવી દેવાય.

વળી ટાલબૅાયસ વ્હીલરનો એવો મત છે કે એ વાતમાં કાંઇક તવારીખી સચ્ચાઇ છે ખરી, પરંતુ તે ઘણાજ સાધારણ પ્રકારની.

**The adventures of the Pandavas in the jungle and their encounters with Asuras and Rakshasas are all palpable fictions, still they are valuable as traces which have been left in the minds of the people of the primitive wars of the Aryans against the Aborigines.**

વ્હીલરને સંસ્કૃત આવડતું નહતું અને તેણે મહાભારત કદી વાંચ્યું નહતું. કોઈ બાબુ અવિનાશચંદ્ર ઘોષ ઉપર તેનો બધો આધાર છે. એ બાબુએ તેના હુકમથી મૂળ મહાભારતનો તેને તરજુમો કરી આપેલો. અવિનાશચંદ્ર પણ કોઈ મશ્કરો માણસ જણાય છે, મહાભારતમાંથી તેણે કેટલું ભાષાંતર કર્યું છે તે કાંઇ કહી શકાતું નથી, પરંતુ ચંદ્રહાસ ને વિષયાની કથા પણ વ્હીલર સાહેબે તો મૂળ મહાભારતના અંશ તરીકેજ ગોઠવી દીધી છે! માટે એવા એવા લેખકોનો અભિપ્રાય ખોટો છે એવું બતાવવું તે વાંચનારાઓનો વખત મિથ્યા ગુમાવવા જેવું છે.

ટૂંકામાં એજ કે, મહાભારતનો અસલ ભાગ હસ્તિમાં છે, અને જે વૃત્તાન્ત લખેલો છે તે તથા પાંડવો વગેરેનું અસ્તિત્વ એ કેવળ કલ્પના વડે ઉભી થએલી વાતો છે એવું કહેવાનું હજુ સુધી યોગ્ય કારણ મળ્યું નથી. મહાભારતમાં ઘણો ભાગ પાછળથી ઉમેરાયો છે તે વાત અમારે કબુલ છે. પરંતુ પાંડવોને લગતી બધીજ બાબતો તેવી છે, એવું કહેવાનું કાંઈ કારણ નથી. એ વિષે આગળ જરા વધારે વિવેચન કરીશું.

# પ્રકરણ ૭ મું.

---

## પાંડવોની ઐતિહાસિકતા.

પાણિનિનું એક સૂત્ર એવું છે કેઃ—

**महान् [illegible]भारतहैलिहिलरौरवप्रवृद्धेषु.** ६-२-३८.

"**व्रीहि**" વગેરે શબ્દોની પૂર્વે "**महत्**" શબ્દ વપરાય છે. તેમાંનો એક શબ્દ "**भारत**" છે. મતલબ કે પાણિનિના ગ્રંથમાં પણ મહાભારત શબ્દ મળી આવે છે, અને આ પ્રખ્યાત ઇતિહાસના ગ્રંથ સિવાય બીજો કોઇ ગ્રંથ "મહાભારત" ને નામે જણાયો હોય એવી સાબિતી છે નહિ. વેબર કહે છે કે અહિં મહાભારતનો અર્થ "ભરતવંશ" એવો થાય છે. આને માટે તેના પોતાના અભિપ્રાય સિવાય બીજો કાંઇજ આધાર નથી.

વળી, પાણિનિના સૂત્રમાં છે કે, **गवियुधिभ्यां स्थिरः** ८-३-९५. "**गवि**" અને "**युधि**" શબ્દ પછી "**स्थिर**" શબ્દના "**स**" નો "**ष**" થાય છે. જેમ **गविष्ठिरः। युधिष्ठिरः।**

વળી, "**बहु च इञः प्राच्य भरतेषु**"। २-४-६६ ભરતગોત્રનું ઉદાહરણ "**युधिष्ठिराः**"। (ઉદાહરણ **सिद्धांतकौमुदी**નું છે.)

વળી "**स्त्रियामवन्तिकुन्तिकुरुभ्यश्च**"। ८—१—१७६ એમાંથી "**कुन्ती**" મળે છે.

વળી, "**वासुदेवाऽर्जुनाभ्यां वुन्।**" ४-३-९८ એટલે કે વાસુદેવ અને અર્જુન શબ્દ પછી છઠ્ઠીને અર્થે "**वुन्**" થાય છે

વળી, "**नभ्राण्नपान्नवेदानासत्यानमुचिनकुलनखनपुंसकनक्षत्रनक्रनाकेषु।**" ६—३—७५ આમાંથી "નકુળ" મળી આવે છે

"**द्रो[illegible]जीवन्तादन्यतरस्याम्**" ४-१-१०३.

આમાંથી "**द्रौणायन**" શબ્દ જડે છે, જેથી "અશ્વત્થામા" સિવાય બીજું કાંઈ સમજાતું નથી, આ પ્રમાણે પાંચે પાંડવો, કુન્તી,

દ્રોણ, અશ્વત્થામા વગેરેનાં નામ પણ પાણિનિનાં સૂત્રોમાંથી મળી આવે છે, તેથી એટલું તો કહી શકાય કે પાણિનિના વખતમાં પણ મહાભારત એ પાંડવોના ઇતિહાસ તરીકે લેખાતું હતું. હવે પાણિનિ ક્યારે થઈ ગયો તે જોઇએ.

ભારતદ્વેષી વેબરે પાણિનિને પણ હાલના સમયનોજ ઠેરવવા પ્રયત્ન કર્યો છે, પણ અહિ તેનું કાંઇ ચાલે તેમ નથી. ગોલ્ડ્સ્ટયુકરે પોતેજ તેના સમયનો નિર્ણય કર્યો છે. તે વિસ્તારથી અહિ જણાવવાનું પ્રયોજન નથી. તેણે એમ જણાવ્યું છે કે પાણિનિ બહુજ પ્રાચીન સમયમાં થઇ ગયો છે. વેબરે એ મતની સામે ઘણું લખ્યું છે, પણ તેનો મત કોઇ કબૂલ કરતું નથી.

ગોલ્ડ્સટયુકર કહે છે કે જ્યારે પાણિનિ થઈ ગયો ત્યારે *બુદ્ધદેવનો આવિર્ભાવ પણ થયો નહતો, એટલે કે ઇ. સ. પૂર્વે છઠ્ઠી સદીના અરસામાં એ થયો હોવો જોઇએ, પણ કેવળ તેમ પણ નથી. કારણ તે સમયે બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદ્ વગેરે વેદાંશ રચાએલા હતા નહિ. ઋક્, યજુઃ, સામ, સંહિતા સિવાય બીજું કાંઇજ હતું નહિ. આશ્વલાયન, સાંખ્યાયન વગેરેનો ઉદયજ થયો નહતો. મેક્સમ્યૂલરનું કહેવું છે કે બ્રાહ્મણ રચાવાનો સમય ઇ. સ. પૂર્વે હજાર વર્ષ પહેલાંથી શરૂ થયો હશે. ડા. માર્ટિન હૉગ કહે છે કે તે વખત એ પૂરૂં રચાઈ રહ્યું હશે, કારણ ઇ. સ. પૂર્વે ચૌદસ્હેં વર્ષ પહેલાં તેનો આરંભ થયલો તેથી પાણિનિનો સમય ઇ. સ. પૂર્વે એક હજારથી અગીઆરસ્હેં વર્ષપરનો કહીએ તો ખોટું કહેવાય નહિ.

આ ઉપરથી એમ સાબિત થાય છે કે ઈ. સ. પૂર્વે હજાર વર્ષ પહેલાં યુધિષ્ઠિર વગેરેના વૃત્તાન્તથી ભરેલો મહાભારત નામનો ગ્રંથ લોકોના જાણવામાં હતો, અને તે એટલે દરજ્જે જાણીતો હતો કે પાણિનિને મહાભારત, યુધિષ્ઠિર વગેરેની વ્યુત્પત્તિ આપવી પડી, એટલુંજ નહિ પણ તે વખત પહેલાં પણ ઘણાં વર્ષપર એ ગ્રંથ

---

* મહાભારતમાં "બૌદ્ધ" શબ્દ વપરાયો છે ખરો, પરંતુ પાછળથી જે ભાગ તેમાં દાખલ થઇ ગયો છે, તેમાં એ શબ્દ વપરાયો છે, એવું અનાયાસે સિદ્ધ કરાય એમ છે.

લખાયલો હોવો જોઇએ; કારણ "वासुदेवार्जुनाभ्यां वुन्" એ સૂત્રમાં "वासुदेवक" "अर्जुनक" નો અર્થ એજ થાય છે કે વાસુદેવનો ઉપાસક, અર્જુનને પૂજનાર મતલબ કે પાણિનિનાં સૂત્ર લખાયા પહેલાં પણ કૃષ્ણાર્જુન દેવતા તરીકે ગણાયલા. આથી કરીને મહાભારતમાં વર્ણવેલા યુદ્ધની પછી લાંબે વખતે આદિ મહાભારત લખાયલું એ વાત આગળ કહી છે તે ખોટી પાડવાનું કાંઇ કારણ રહેતું નથી.

વળી એટલુંજ નહિ પણ આશ્વલાયન અને સાંખ્યાયન ગૃહ્યસૂત્રમાં પણ મહાભારતના પ્રસંગ મળી આવે છે, તેથી મહાભારતની પ્રાચીનતા વિશે સવાલ ઉઠાવવાનો કોઇને બહુ અધિકાર રહ્યો નથી.

## પ્રકરણ ૮ મું.

### કૃષ્ણની ઐતિહાસિકતા.

કૃષ્ણનું નામ પાણિનિના સૂત્રમાં જડતું નથી.* પણ ઋગ્વેદ સંહિતામાં એ શબ્દ ઘણીવાર મળી આવે છે. પહેલા મંડળના ૧૧૬ મા સૂક્તની ૨૩મી ઋક્ તથા ૧૧૭મા સૂક્તની ૭મી ઋક્માં કોઇએક

* પાણિનિના આઠે અધ્યાય શોધતાં કૃષ્ણનું નામ જડતું નથી. પરંતુ પાણિનિના સમય પહેલાં પણ એ શબ્દ વપરાશમાં હતો તે વિશે કશો સંદેહ નથી. કારણ ઋગ્વેદસંહિતામાં એ શબ્દ વારે વારે મળી આવે છે. એ નામના વૈદિક ઋષિની કથા પણ પાછળ જણાવવામાં આવશે. તે સિવાય આઠમા મણ્ડલના ૯૬ મા સૂક્તમાં કૃષ્ણ નામના એક જંગલી–અનાર્ય રાજાની વાત કહેલી છે. તે અંશુમતી નદીને કિનારે રહેતો તેથી વાસુદેવ એટલે વસુદેવનો છોકરો કૃષ્ણ તો તે નહિજ એ પણ નક્કી છે. આથી વખતે પાણિનિના સૂત્રમાં કૃષ્ણ શબ્દ વપરાયલો માલમ પડી આવે તો તેથી કાંઇ વાસુદેવ કૃષ્ણની ઐતિહાસિકતા સાબિત થયલી ગણાય નહિ. પરંતુ જો વાસુદેવ શબ્દ એકલો મળી આવે તો તે સાબિતી તરીકે ગણાય ખરો અને છે પણ તેમજ.

કૃષ્ણનું નામ વપરાયલું છે: એ કૃષ્ણ ક્યો તે જાણી શકાતું નથી. પણ એટલું તો ખરૂં કે વસુદેવનંદન કૃષ્ણ તો તે નહિજ. વળી ઋગ્વેદ સંહિતાનાં ઘણાં સૂક્તોનો ઋષિ કોઇ એક કૃષ્ણ મળી આવે છે. અથર્વવેદ—તેની વાત પછી કરીશું—સંહિતામાં કૃષ્ણકેશી અસુરને સંહારનારનું નામ કૃષ્ણ કહેલું છે, અને તે તો વસુદેવનન્દન કૃષ્ણ હોવાજ જોઇએ એ નિઃસંશય છે. કેશીના સંહાર વિશે પણ હવે પછી બોલીશું.

પાણિનિના જે સૂત્રમા વાસુદેવનું નામ છે, તે આપણે ઉપર જોયું છે. કૃષ્ણ મહાભારતમાં જ્યાં ત્યાં વાસુદેવને નામે ઓળખાય છે. એ વસુદેવના પુત્ર હતા અને તેથીજ વાસુદેવ કહેવાતા હતા એમ નહતું તે આગળ ચાલતાં સમજાવીશું. વસુદેવનો જે પુત્ર ન હોય તે પણ વાસુદેવ કહેવાય. એ મહાભારતમાંજ છે કે પુણ્ડ્રાધિપતિનું નામ પણ વાસુદેવ હતું.

યુરોપીઅનોનો એવો મત છે કે આદિ મહાભારતમાં કૃષ્ણનું બિલ્કુલ નામજ હતું નહિ, તે પાછળથી તેમાં દાખલ કરી દીધેલું. આમ કહેવાને તેઓ જે સઘળાં કારણ બતાવે છે તે અત્યંત નજીવાં છે. કોઇ કહે છે કે કૃષ્ણને મહાભારતમાંથી તદનજ કાઢી નાંખીએ તો તેથી એ ગ્રંથને કંઇ નુકસાન કે હાનિ થતી નથી. હા, કહો એક લેખે નથી થતી. ફ્રાન્સ અને જર્મનીને જે મોટી લઢાઇ થઇ હતી તેમાંથી કાઉન્ટ મોલ્ટકીને લઇ લઇએ તો તેથી પણ એ લઢાઇના બનાવોને કોઇ રીતની હાનિ થતી નથી. ગ્રેવલોટ, વર્થ, મેટઝ, સેડન, પારીસ વગેરે જગાએ થએલી લઢાઇમાં જર્મનોએ મેળવેલી ફતેહમાં કોઇ રીતનું કમીપણું થતું નથી. કારણ એ સઘળામાં મોલ્ટકીએ પોતાના હાથમાં હથીઆર લઇ કાંઇ કર્યું ન હતું, સેનાપતિ તરીકેનું તેનું સઘળું કામ તો તાર અને ટપાલ કરતાં હતાં. મહાભારતમાંથી કૃષ્ણને બાદ કરીએ તો તેટલીજ હાનિ થાય. એ ઉપરાંત વિશેષ થાય કે નહિ તેનો તો આ ગ્રંથ પૂરો વાંચી વાચક પોતેજ વિચાર કરી શકશે.

વ્હીલર સાહેબની આગળ ઓળખાણ આપી છે તે જોતાં તેના મતનું ખંડન કરવાની જરૂર નથી. છતાં તેનો મત પણ થોડો ઘણો

લોકોમાં પ્રચાર પામ્યો છે, તેથી તે પણ તપાસીએ. તેનું કહેવું એવું છે કે દ્વારિકાં હસ્તિનાપુરથી સાતસેં કોશ દૂર હતું અને તેથીજ કૃષ્ણની જોડેનો પાંડવોનો જે ગાઢ સંબંધ મહાભારતમાં વર્ણવ્યો છે તે સંભવિત નથી. શા માટે સંભવિત નથી તે કાંઇ સમજી શકાતું નથી, તેથી તેનો જવાબ પણ શી રીતે અપાય? બંગાળામાં વસતા મુસલમાન રાજાઓ વગેરે જોડે દિલ્લીના મોગલ રાજાઓનો સંબંધ જેઓ ધ્યાનમાં રાખી એ વાતનો વિચાર કરશે તેઓ વ્હીલર સાહેબની આ ન સાંભળવા જેવી વાતને ભાગ્યેજ કાંઈ વજન આપશે.

ફ્રાન્સનો પ્રખ્યાત પંડિત બુરનુફ એમ કહે છે કે બૌદ્ધ શાસ્ત્રમાં કૃષ્ણનું નામ જડતું નથી, અને તેથી એ શાસ્ત્રનો પ્રચાર થયા પછી કૃષ્ણની ઉપાસના શરૂ થઇ હોવી જોઇએ, આ મત આપણે તપાસીએ. ખરૂં જોતાં બૌદ્ધગ્રંથ લલિતવિસ્તરમાં કૃષ્ણનું નામ છે. એ સાહિત્યમાં સૂત્રપિટક ગ્રંથ જૂનામાં જૂનો છે, તેમાં પણ કૃષ્ણનું નામ છે. તેમાં કૃષ્ણને અસુર કહ્યા છે. પરંતુ નાસ્તિક અને હિંદુધર્મવિરોધી બૌદ્ધો કૃષ્ણને રાક્ષસ કહે તેમાં નવાઇ નથી. વળી એ પણ યાદ રાખવાનું છે કે વેદાદિ ગ્રંથોમાં ઇંદ્ર વગેરે દેવતાઓને પણ કોઈ કોઈ વેળા અસુરો કહ્યા છે. ધર્મનો મોટામાં મોટો શત્રુ જે પ્રવૃત્તિ, તેને બૌદ્ધો "માર" કહે છે. કૃષ્ણે પ્રવર્તાવેલો અપૂર્વ નિષ્કામ ધર્મ, તેનાથી ઉદ્‌ભવેલા સનાતન ધર્મના અપૂર્વ સંસ્કાર અને કૃષ્ણની પોતાની ઉપાસના એ બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવામાં મુખ્ય મુશ્કેલીઓ હતી, એ સંદેહ રહિત છે, અને તેથી તેઓએ ખૂદ કૃષ્ણનેજ ઘણી વેળાએ "માર" કહી ઓળખાવવા પ્રયત્ન કર્યો છે.

એ સઘળું ગમે તેમ હોય, પણ છાંદોગ્ય ઉપનિષદ્‌માં એક કથા છે તે અત્રે જણાવીએ છીએ:

**"अथैतघोर आङ्गिरसः कृष्णाय देवकीपुत्राय उक्त्वा उवाच। अपिपास एव स बभूव। सोऽन्तवेलायामेतत्त्रयं प्रतिपद्येत अक्षितमासि अच्युतमासि प्राणसंशितमसीति।"**

એટલે—" આંગિરસ ગોત્રના ઘોર નામે ઋષિએ દેવકીપુત્ર

કૃષ્ણને એ ( પુરૂષયજ્ઞવિદ્યા ) સંભળાવીને ( જે સાંભળી કૃષ્ણને અન્ય વિદ્યા સાંભળવાની તૃષ્ણા રહી નહિ તેને ) કહ્યું-'તું અક્ષિત એટલે ક્ષીણતા વિનાનો છે, અચ્યુત એટલે સ્વરૂપથી ભિન્ન નથી, અને પ્રાણસંશિત એટલે સૂક્ષ્મ પ્રાણવાળો છે-એ ત્રણ મંત્રનો જપ મરણ સમયે કરજે "

એ ઘોર ઋષિના પુત્ર તે કણ્વ ( શકુંતલાના પાલક નહિ, તે કાશ્યપ, આ આંગિરસ ). એ કણ્વ ઋગ્વેદનાં કેટલાંક સૂક્તોના ઋષિ છે. જેમકે, પહેલા મંડળના ૩૬ થી ૪૩ સૂક્ત સુધીના. કણ્વપુત્ર મેધાતિથિ એ મંડળના ૧૨ થી ૨૩ શ્લોક સુધી, અને તેના બીજા પુત્ર પ્રષ્કણ્વ ૪૪ થી ૫૦ સૂક્ત સુધીના ઋષિ છે. હવે નિરૂક્તનો બનાવનાર યાસ્ક કહે છે કે "**यस्य वाक्यं स ऋषिः**" એટલે કે ઋષિઓ એ સૂક્તોના બનાવનાર હો કિંવા ન હો પરંતુ તેઓ તેના વક્તા તો ખરાજ, તેથી ઘોર અને તેના પુત્ર પૌત્રો ઋગ્વેદનાં કેટલાંક સૂક્તોના વક્તા તો ખરાજ, અને જો તેમ હોય તો ઘોર ઋષિના શિષ્ય કૃષ્ણ તે તેમના વખતમાં થઇ ગયલા હોવાજ જોઇએ એ નક્કી છે. હવે પહેલાં વેદના સૂક્તો થએલાં પછી વેદના વિભાગ થએલા એ વાતની કોઇથી ના કહેવાતી નથી, અને તેથી વેદ વિભાગ કર્તા વેદ વ્યાસના સમયમાં થઈ ગયેલ એક માણસ તે કૃષ્ણ, અને નહિ કે કોઈ કવિના મગજમાંથી ઉત્પન્ન થયલી માત્ર કલ્પના, એ વાત આપણે કબૂલ રાખવી પડે છે.

વળી ઋગ્વેદ સંહિતાના ૮મા મંડળના ૮૫-૮૬-૮૭મા સૂક્ત અને દશમા મંડળના ૪૨-૪૩-૪૪મા સૂક્તના ઋષિ કૃષ્ણ એ કૃષ્ણ તે દેવકીનન્દન કૃષ્ણ કે નહિ તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે. પરંતુ કૃષ્ણ માત્ર ક્ષત્રી હતા અને તેથી આ સૂક્તોના ઋષિ હોઈ શકે નહિ એમ કહેવાય નહિ. કારણ ત્રસદસ્યુ ત્ર્યરૂણ, પુરૂમીઢ, અજમીઢ, સિંધુદ્વીપ, સુદાસ, માન્ધાતા, શિબિ, પ્રતર્દન, કક્ષિવાન વગેરે રાજર્ષિઓ, જેઓ ક્ષત્રિય હતા તેઓ પણ ઋગ્વેદનાં સૂક્તોના ઋષિ તરીકેજ વર્ણવાયલા છે. એએક જગાએ તો શૂદ્રો પણ ઋષિ તરીકે ગણાયલા

જણાય છે. કવષ નામના એક દશમા મંડળમાંના ઋષિ શૂદ્ર જાતિના હતા; તેથી ક્ષત્રિય હોઇને કૃષ્ણ ઋષિ ન હોઇ શકે એવું માની શકાય નહિ, માટે ઋગ્વેદ સંહિતાની અનુક્રમણિકામાં શૌનક અને કૃષ્ણને આંગિરસ ઋષિઓ કહ્યા છે.

વેદનો સૌથી છેલ્લામાં છેલ્લો ભાગ ઉપનિષદ્ છે, તેથી તેને વેદાંત પણ કહે છે. વેદના જે ભાગને બ્રાહ્મણ કહે છે તે ઉપનિષદ્ કરતાં વધારે જૂનો છે, અને તેથી છાંદોગ્યોપનિષદ્ કરતાં કૌષીતકિ બ્રાહ્મણ વધારે પ્રાચીન ગણાય છે. તેમાં પણ એજ આંગિરસ ઘોર ઋષિનું નામ છે, અને તેની જોડે કૃષ્ણનું પણ છે. પરંતુ ત્યાં તેને દેવકીપુત્ર કહ્યા નથી, આંગિરસ કહ્યા છે. આ પ્રમાણે કેટલાએક ક્ષત્રિયોને પણ આંગિરસ કહેતા હતા. એને વિશે વિષ્ણુપુરાણમાં એક પ્રાચીન શ્લોક છે કેઃ—

**एते क्षत्रप्रसूता वै पुनश्चांगिरसाः स्मृताः ।**
**रथीतराणां प्रवराः क्षत्रोपेता द्विजातयः ॥**

**૪ अंश. २, २**

પરંતુ એ રથીતર રાજા સૂર્યવંશી હતો. કૃષ્ણના બાપદાદા, યયાતિના પુત્ર યદુ તે ચંદ્રવંશી હતા. આ વાત જો કે સઘળા પુરાણોમાં છે, તોપણ હરિવંશના વિષ્ણુપર્વમાં કહ્યું છે કે મથુરાના યાદવો ઇક્ષ્વાકુના વંશજો હતા.

**एवं इक्ष्वाकुवंशाच्च यदुवंशो विनिःसृतः ॥**

**९५ अध्याय ५२९ श्लोक.**

આ વાત સંભવિત છે. કારણ રામાયણમાં એમ છે કે ઇક્ષ્વાકુ વંશના રામના ન્હાના ભાઈ શત્રુઘ્ને મથુરા જીતી લીધું હતું. તે ગમે તેમ હો, પરંતુ આપણે "**वासुदेवार्जुनाभ्यां वुन्**" એ પાણિનિ સૂત્રપરથી એટલું તો કહી શકીએ છીએ કે તેટલા જૂના વખતમાં પણ કૃષ્ણ કોઇ એવા મોટા માણસ થઈ ગયા હોવા જોઇએ કે જેને તે સમયે પણ આર્ય લોકો પૂજતા હતા. એટલુંએ ઘણું છે.

## પ્રકરણ ૯ મું.

### મહાભારતમાં ઉમેરો.

ઉપર જે સઘળું જણાવ્યું છે તેની મતલબ એ છે કે મહાભારત એ તવારીખનું પુસ્તક છે અને તેમાં વર્ણવેલી કૃષ્ણ પાંડવ સંબંધી બાબતોનો ઐતિહાસિક પુરાવો મળી આવે છે પરંતુ જોડે જોડે આપણે એ પણ જોવું જોઇએ કે તેમાં પાંડવ કૃષ્ણને સંબંધે જે જે લખ્યું છે તે બધું સાચું છે કે કેમ ?

સદરહુ બાબતો વિશે યૂરોપીઅનો વિરૂદ્ધ પડે છે તેના કારણનું મૂળ એ છે કે તેઓ એમ કહે છે કે પ્રાચીન કાળમાં મહાભારત હતું ખરૂં, પણ તે આ મહાભારત નહિ. જો એનો અર્થ એવો થતો હોય કે હાલના મહાભારતમાં મૂળ મહાભારતનો કાંઇજ અંશ નથી, તો તે વાત આપણાથી કબૂલ રાખી શકાય તેમ નથી, અને તેથીજ પૂર્વે તે મતનું ખંડન કર્યું છે. પરંતુ જો તેમના કહેવાનો ભાવાર્થ એવો હોય કે એ પ્રાચીન મહાભારતમાં કથા વાર્તા વગેરેનો એટલો ઉમેરો થઈ ગયો છે કે તેમાં અસલ ગ્રંથ ડૂબી ગયો છે, તો તે વાત આપણે માન્ય રાખી શકીએ ખરા.

આગળ ઘણી વખત કહ્યું છે કે બીજા ત્રીજા લેખકોએ તેમાં ઉમેરો કરી અસલ મહાભારત ભરી નાંખ્યું છે. પરંતુ જે કાંઈ તવારીખ તરીકે સચ્ચાઇ એ ગ્રંથમાં છે તે આદિ ગ્રંથમાં છે. માટે હાલના ગ્રંથમાં એ આદિ તત્ત્વ કેટલું અને કયું છે તે આપણે જોવું જોઇએ, અને એ તત્ત્વમાં જે કાંઈ કૃષ્ણને સંબંધે જણાવવામાં આવ્યું હોય તેમાંજ કાંઈ ઐતિહાસિક સત્ય હોઈ શકે અને તેમાં જો કાંઈ ન હોય અને બીજા પુસ્તકમાં હોય, તો તે વાત બહુ કીમતી ગણાય નહિ, કારણ તે સર્વે ગ્રંથોમાં પ્રાચીન ગ્રંથ મહાભારતનોજ છે.

આપણા દેશના કેટલાક અસલી વિચારના માણસો કહે છે કે મહાભારતમાં પાછળથી ઉમેરો થયો છે તેની સાબિતી શી ? આ પ્રકરણમાં તે સાબિતીઓનો આપણે વિચાર કરીશું.

આદિ પર્વના બીજા અધ્યાયનું નામ પર્વસંગ્રહાધ્યાય. મહાભારતમાં જે જે બાબતોનું બ્યાન કરવામાં આવ્યું છે અથવા જેને વિશે લખવામાં આવ્યું છે તે સઘળાનો ટૂંકામાં ઇશારો એ અધ્યાયમાં કરેલો છે, તેને મહાભારતનું સૂચીપત્ર અથવા અનુક્રમણિકા (Table of Contents) કહીએ તો ચાલે, ન્હાનામાં ન્હાના વિષયની પણ એમાં ગણુત્રિ થયલી છે. માટે જો કોઇ મોટો મહત્વવાળો વિષય એમાં ગણાયા વગરનો રહી ગયલો માલમ પડે તો તે પાછળથી વધારાયલો એમ કહી શકાય. દાખલા તરીકે અશ્વમેધપર્વમાં અનુગીતા અને બ્રાહ્મણગીતા પર્વાધ્યાય છે. એ બંને ઘણી મહત્વની બાબતો છે, કારણ તેમાં છત્રીશ અધ્યાય ગયા છે. પરંતુ પર્વસંગ્રહાધ્યાયમાં તેને માટે જરા પણ ઇશારો નથી, માટે એવું કહી શકાય કે અનુગીતા અને બ્રાહ્મણગીતા એ બંને મૂળ ગ્રંથમાં નહતાં.

વળી બીજી, અનુક્રમણિકાધ્યાયમાં કહ્યું છે કે મહાભારતમાં એક લાખ શ્લોક છે, તેમ કયા પર્વમાં કેટલા શ્લોક છે તે પર્વસંગ્રહાધ્યાયમાં જણાવેલું છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| આદિ. | ૮૮૮૪ | ભીષ્મ. | ૫૮૮૪ | સ્ત્રી. | ૭૭૫ | મૌસલ. | ૩૨૦ |
| સભા. | ૨૫૧૧ | દ્રોણ. | ૮૫૦૯ | શાંતિ. | ૧૪૭૩૨ | મહાપ્રસ્થાનિક. | ૩૨૦ |
| વન. | ૧૧૬૬૮ | કર્ણ. | ૪૯૬૪ | અનુશાસન. | ૮૦૦૦ | સ્વર્ગારોહણ. | ૨૦૯ |
| વિરાટ. | ૨૦૫૦ | શલ્ય. | ૩૨૨૦ | આશ્વમેધિક. | ૩૩૨૦ | | |
| ઉદ્યોગ. | ૬૬૯૮ | સૌપ્તિક. | ૮૭૦ | આશ્રમવાસિક. | ૧૫૦૬ | | |

આનો સર્વાળો ૮૪,૮૩૬ થાય, લાખ શ્લોકનો થતો નથી. માટે બાકી પૂરી કરી આપવા સારૂ પર્વાધ્યાય સંગ્રહકાર જણાવે છે કે—

**अष्टादशैवमुक्तानि पर्व्वाण्येतान्यशेषतः**
**खिलेषु हरिवंशं च भविष्यं च प्रकीर्त्तितम्**
**दशश्लोकसहस्राणि विंशश्लोकशतानि च**
**खिलेषु हरिवंशे च संख्यातानि महर्षिणा.**

“ એ રીતે અઢાર પર્વ વિસ્તાર પૂર્વક થયાં ત્યાર પછી હરિવંશ ને ભવિષ્ય પર્વ થયાં. અને મહર્ષિએ હરિવંશના શ્લોકની ગણુત્રિ બાર હજારની કરી છે.”

પર્વસંગ્રહ અધ્યાયમાં આ સિવાય હરિવંશને લગતું બીજું કાંઇજ નથી. એ પ્રમાણે ગણતાં ૯૬,૮૩૬ શ્લોક થાય છે. હાલના મહાભારતમાં નીચે મુજબ સંખ્યા મળી આવે છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| આદિ. | ૮૪૭૯ | ભીષ્મ. | ૫૮૫૬ | સ્ત્રી. | ૮૨૭ાા | મૌસલ. | ૨૯૨ |
| સભા. | ૨૭૦૯ | દ્રોણ. | ૯૬૪૯ | શાંતિ. | ૧૩૯૪૩ | મહાપ્રસ્થાનિક | ૧૦૯ |
| વન. | ૧૭૪૭૮ | કર્ણ. | ૫૦૪૬ | અનુશાસન | ૭૭૯૬ | સ્વર્ગારોહણ | ૩૧૨ |
| વિરાટ. | ૨૩૭૬ | શલ્ય. | ૩૬૭૧ | આશ્વમધિક | ૨૯૦૦ | ખિલહરિવંશ | |
| ઉદ્યોગ. | ૭૬૫૬ાા | સૌપ્તિક. | ૮૧૧ | આશ્રમવાસિક | ૧૧૦૫ | | ૧૬૩૭૪ |

જુમલે ૧,૦૭,૩૯૦. આ ઉપરથી દેખાય છે કે મહાભારતમાં કદી પણ લાખ શ્લોક હતાજ નહિ. પર્વસંગ્રહમાં હરિવંશની સંખ્યા ઉમેરતાં પણ તે ઉપરાંત લગભગ અગ્યાર હજાર શ્લોકની સંખ્યા વધી ગઇ છે, એટલે કે તેટલો ભાગ પાછળથી ઉમેરાયો છે.

ત્રીજી—એવીજ રીતે અનુક્રમણિકાધ્યાયપરથી શ્લોકની સંખ્યાની કમીજાસ્તી પકડાઇ આવે છે. એ અધ્યાયના ૧૦૨જા શ્લોકમાં કહ્યું છે કે વ્યાસદેવે દોઢસો શ્લોકવાળી અનુક્રમણિકા લખી છે.

**ततोऽध्यर्द्धशतं भूयः संक्षेपं कृतवानृषिः**
**अनुक्रमणिकाध्यायं वृत्तान्तानां सपर्व्वणाम् ॥**

હાલના મહાભારતના એજ અધ્યાયમાં ૨૭૨ શ્લોક જોવામાં આવે છે. એટલે કે પર્વસંગ્રહાધ્યાય લખાયા પછી એ અનુક્રમણિકામાં ૧૨૨ શ્લોક વધારાના મળી આવે છે.

ચોથી–પર્વસંગ્રહાધ્યાયમાં ૮૪, ૮૩૬ શ્લોકની સંખ્યા લખી છે. પરંતુ સ્હેજ વિચાર કરતાં માલમ પડશે કે એ અધ્યાય આદિ મહાભારત લખનારનો રચેલો નહિ તેમજ એ ગ્રંથ રચાતી વખત તેમાં લખાયલો પણ નહિ. મહાભારતમાંજ કહ્યું છે કે વૈશંપાયને જનમેજય આગળ તે કહી સંભળાવેલું, તે ઉગ્રશ્રવાએ નૈમિષ્યારણ્યમાં શૌનકાદિ ઋષિઓને કહેલું પણ પર્વાધ્યાયસંગ્રહકાર એ સંગ્રહ ઉગ્રશ્રવાએ કહી સંભળાવ્યો હોય તેમ લખે છે, તેથી વૈશંપાયનનાં એ વચન નહિ માટે એ ભાગ આદિ એટલે વૈશંપાયનના મહાભારતનો પણ નહિ. અનુક્રમણિકાધ્યાયમાં છે કે, કોઇ ભારતનો આરંભ પહેલેથી, કોઇ

આસ્તિકપર્વથી, તો કોઇ ઉપરિચર રાજાના આખ્યાનથી કરે છે. માટે જ્યારે ઉગ્રશ્રવા એ ગ્રંથ ઋષિઓને સંભળાવતા હતા ત્યારે પર્વસંગ્રહાધ્યાય તો શું પણ પહેલા ૬૨* અધ્યાય સુદ્ધાં તેમાં નહિ હોય, અને તે સઘળાજ પાછળથી ઉમેરાયલા હોવા જોઇએ. એ અધ્યાય જોતાંજ એવો વિચાર આવે છે કે ભવિષ્યમાં ધીમે ધીમે મહાભારતમાં ઘણો ભાગ ઉમેરાતો જશે એમ ધારી તેનો અટકાવ કરવા માટેજ અનુક્રમણિકાધ્યાયના પછી કોઇએ પર્વસંગ્રહાધ્યાય રચી કાઢયો છે, અને તેથી એવું અનુમાન પણ થઇ શકે છે કે પર્વસંગ્રહાધ્યાય રચાયા પહેલાં પણ મહાભારતમાં નવી વાતો દાખલ થઇ ચૂકેલી.

પાંચમી—વળી એજ અનુક્રમણિકાધ્યાયમાં કહેલું છે કે મહાભારતનું શરૂઆતનું ઉપાખ્યાન છોડી દેતાં તેમાં ૨૪૦૦૦ શ્લોક છે. એ શ્લોક વેદવ્યાસે પોતાના પુત્ર શુકદેવને શીખવેલા.

**चतुर्विंशतिसाहस्रीं चक्रे भारतसंहिताम् ।**

વગેરે. આદિપર્વ. ૧૦૧—૧૦૩

"પ્રથમ આ ભારત રૂપી સંહિતા વ્યાસજીએ ચોવીશ હજાર શ્લોકોની કરી અને પછી મહાત્મા પુરૂષોનાં આખ્યાન લખ્યાં તેથી એ ભારત એક લાખ શ્લોકનું થયું. વળી પર્વ સહિત વૃત્તાંતોની અનુક્રમણિકા વાસ્તે દોઢસો શ્લોક બીજા કર્યા. એવી રીતે એ ભારતની રચના કરીને વ્યાસજીએ પોતાના પુત્ર શુકદેવજીને ભણાવ્યું ને બીજા કેટલાક યોગ્ય શિષ્યોને પણ શીખવ્યું."

વૈશંપાયન શુકદેવ પાસે મહાભારત શીખેલા, તેથી જનમેજયની પાસે પણ એજ ચોવીશ હજાર શ્લોકવાળા મહાભારતનીજ કથા થયેલી, માટે આદિ મહાભારતના શ્લોકની સંખ્યા એટલીજ હતી એમ કહેવાય. પછી તેમાં ઘણી જાતના લેખકોની કૃતિવડે ઉમેરો થતાં થતાં આજ તેનું કદ અસલના કરતાં ચારગણું વધી ગયું છે. એ ખરૂં છે કે અનુક્રમણિકામાં એમ કહેલું છે કે ત્યાર પછી વેદવ્યાસે સાઠ લાખ શ્લોકવાળું એક મહાભારત રચેલું, જેમાંનો કેટલોક ભાગ

* અનુક્રમણિકાધ્યાયના ૧૫૦ શ્લોક બાદ કરતાં.

દેવલોકમાં, કેટલોક પિતૃલોકમાં, કેટલોક ગંધર્વલોકમાં અને માત્ર એક લાખ શ્લોક જેટલો ભાગ મનુષ્ય લોકમાં વંચાય છે. આવી અસ્વાભાવિક વાત આદિ—અસલ—અનુક્રમણિકાધ્યાયમાં પાછળથી દાખલ થઇ ગએલી છે એમાં કોઈ રીતનો શક નથી. દેવલોક કે બીજા કોઇ લોકમાં મહાભારત વંચાય છે કે વેદવ્યાસ અગર કોઈ બીજાએ સાઠ લાખ શ્લોકનું મહાભારત બનાવ્યું, એ વાત સહજમાં મનાય તેવી નથી. આપણે આગળજ જોઈ ગયા કે ૨૭૨ શ્લોકવાળી ઉપક્રમણિકામાં ૧૨૨ શ્લોક નવા છે તેવીજ રીતે ઉપરની સાઠ લાખ શ્લોકની અને એક લાખ શ્લોકની—એ વાતો પણ તેમાં નવી દાખલ કરી દીધેલી તેમાં જરાએ સંશય નથી.

## પ્રકરણ ૧૦ મું.

### મહાભારતમાં ઉમેરો.

(ચાલુ)

ઉપર જણાવ્યું છે કે અસલ મહાભારતમાં ઉમેરો તો ઘણો થયલો છે તે નિઃસંદેહ છે; હવે તેમાંનો કયો ભાગ અસલ અને કયો નહિ તે શોધી કાઢવાનું કાંઈ સાધન છે કે નહિ તે આપણે જોઇશું.

આપણી જીંદગીમાં જે જે સઘળાં કામો આપણે કરીએ છીએ, તે સઘળાંનો આધાર કેટલાંક પ્રમાણોપર હમેશાં રહે છે, અને જેમ જેમ તે કામના વિષય જુદા જુદા, તેમ તેમ તેને સંબંધે જોઇતાં પ્રમાણોનું બળ ઓછું યા વધતું હોય છે. જે પ્રમાણોપર આધાર રાખી આપણે આપણાં હમેશના કામકાજને સંબંધે ખરાખોટાપણાનો વિચાર કરીએ છીએ, તેના કરતાં વધારે મજબૂત પ્રમાણો—વધારે વિશ્વાસ લાયક સાબિતી વગર અદાલતનો મુકદમો ચૂકી શકતો નથી અને જે સાબિતીઓપર આધાર રાખી ન્યાયાધીશ વગર અડચણે ચૂકાદો આપી શકે છે, તેના કરતાં વધારે બળવાન પ્રમાણો વિના વૈજ્ઞાનિક, વિજ્ઞાન શાસ્ત્રનો કોઇ સિદ્ધાંત સાબિત કરી શકાતો નથી.

આ સબબને લીધે જેમ વિષયમાં ભેદ તેમ તેને લગતાં પ્રમાણ શાસ્ત્રમાં પણ ઘણો તફાવત હોય છે, જેમ અદાલતના મુકદમા સંબંધે Law of Evidence શાહેદી પુરાવાનો કાયદો—વિજ્ઞાનને માટે અનુમાન-તત્ત્વ ( Logic યા Inductive Philosophy ), તેમ ઇતિહાસનું તત્ત્વ નક્કી કરવા માટે એવુંજ એક પ્રમાણશાસ્ત્ર રચાયલું છે અને તેને માટે કેટલાએક નિયમો પણ સંસ્થાપિત થયેલા છે. આપણે પણ મહાભારતમાંનું તે તત્ત્વ નક્કી કરવા માટે નીચેના નિયમો ઘડી કાઢીશું.

જેમકે (૧) પર્વસંગ્રહાધ્યાયને માટે આગળ જે વિવેચન કરેલું છે તે વાચકને યાદ હશે તેથી જે બાબતનો એ અધ્યાયમાં ઇશારો પણ કરેલો ન હોય તે બાબત નક્કી નવી ઉમેરેલી, એટલી તો વગર સંદેહની વાત—એ આપણો પહેલો નિયમ.

( ૨ ) અનુક્રમણિકાધ્યાયમાં જણાવ્યું છે કે વ્યાસદેવ અથવા જે કોઈ મહાભારતનો બનાવનાર હોય તેણે એ મહાભારત રચી દોઢસો શ્લોકવાળી એક અનુક્રમણિકામાં આખા ભારતનો સાર સમાવ્યો. એ અધ્યાયના ૯૩ થી ૨૫૧ શ્લોક સુધીમાં એ સાર વર્ણવ્યો છે. આ સંખ્યામાં દોઢસોના કરતાં ૯ શ્લોક વધારે છે. અને તેથી તે શ્લોક છોડી દઇએ તો ચાલે, અને પરિણામ એવું આવે કે એમાંના ૯ શ્લોક નવા ઉમેરાયલા ગણાય છતાં તે વધારો અંદર ગણતાં પણ તે શ્લોકોમાં વર્ણવેલા પ્રસંગો સિવાયની બીજી જે બાબત મહાભારત-માંથી મળી આવે તે નવી રચાયલી ગણાય ખરી.

( ૩ ) જે પરસ્પર વિરોધી વૃત્તાંત હોય તેમાંનું એક અવશ્યજ નવું ઉમેરેલું હોવું જોઇએ. વળી કોઇ વાત બે વાર અથવા ત્રણ ત્રણ વાર કહેવાયલી હોય, તેમાં બીજી વખત કહેલું તે પહેલી વખતના કહેવાથી જુદું અથવા તો ઉલટું હોય તો તેમાંથી એક વાત તો ખચીતજ નવી ઉમેરેલી હોવી જોઇએ. કારણ કોઇ પણ અકલમંદ લેખક નિરર્થક એક વાત ફરી ફરીને લખે નહિ અને વળી તેમ કરતાં પોતે પહેલાં કહ્યું હોય તેના કરતાં કાંઇ જુદું અથવા ઉલટું કહે નહિ, ભૂલ-

ચૂક અથવા બીજા કોઈ એવાજ કારણને લીધે પુનરૂક્તિ યા આત્મ-વિરોધ થાય તો તે જુદી વાત છે. તે અનાયાસે જણાઈ આવે છે.

(૪) સારા લેખકો તથા કવિઓની શૈલીનાં કેટલાંક ખાસ લક્ષણ હોય છે. મહાભારતમાં પણ કેટલીક એવી નિશાનીઓ છે કે જે જોતાં તેના અસલપણા વિશે કાંઇ શક રહે નહિ, કારણ તે જો બાદ કરીએ તો મહાભારતનું મહાભારતપણુંજ જતું રહે છે. હવે ઉપર કહેલી શૈલીનાં લક્ષણ જ્યાં જ્યાં મળે છે ત્યાં ત્યાં સઘળે એકજ પ્રકારનાં હોય છે માટે કોઇ ભાગની રચના એવી જણાય કે જેમાં એ લક્ષણો મળી ન આવે અથવા તે હોય તોપણ એવા રૂપમાં કે આગળ તેવાંજ લક્ષણ આવી ગયાં હોય તેની જોડે બરાબર બેસતાં ન આવે તો તે પાછલાં લક્ષણવાળો સઘળો ભાગ નવો ઉમેરેલો ગણી શકાય.

(૫) મહાભારત રચનાર કવિ એક શ્રેષ્ઠ કવિ હતો અને એવા કવિઓનાં રચેલાં ચરિત્રો સર્વાંશે એક બીજાની જોડે બરાબર બેસતાં આવે છે. તેમાં જો કોઇ જગાએ ફારફેર જોવામાં આવે તો તે ભાગ નવો ઉમેરેલો સમજવો. જેમકે, ધારો કે કોઈ મહાભારતની હાથે લખેલી નકલમાં કોઇ જગાએ ભીષ્મને વ્યભિચારી યા ભીમને બ્હીકણ કહેલા જણાય તો તે વાત નવી ઉમેરેલી ગણવાને કોઇ રીતનો બાધ આવે નહિ.

(૬) જે બાબત અપ્રાસંગિક હોય તે નવી પણ હોય અથવા તેમ ન પણ હોય, પરંતુ તેવા અપ્રાસંગિક વિષયમાં જો ઉપર કહેલાં પાંચ લક્ષણમાંનું એક પણ હોય તો તે જરૂર નવોજ સમજવો.

(૭) બે બાબતો જુદી જુદી રીતે કહેલી હોય તેમાંની એક ત્રીજા નિયમ પ્રમાણે નવી ઉમેરેલી જણાય તો તે બે માંથી જેને બીજો કોઈ નિયમ લાગુ પડતો હોય તેનેજ નવી ઉમેરાયલી ગણી રદ કરવી.

આ સઘળા નિયમોનો વિશેષ ખુલાસો નીચે કર્યો છે.



# પ્રકરણ ૧૧ મું.

## નિયમોનાં પરિણામ.

જો મહાભારત ઘણી વખત વાંચવામાં આવે અને ઉપર જણાવેલા નિયમોવડે તેનું અવલોકન કરવામાં આવે તો વાચકને એટલું તો સૂઝશે કે એ આખો ગ્રંથ ત્રણ જુદા જુદા થરનો બનેલો છે. પહેલો થર માત્ર હાડપિંજર કહીએ તો ચાલે; તેમાં પાંડવોની જીવન કથા તથા તેને લગતી થોડી કૃષ્ણસંબંધી વાત એ સિવાય બીજું કાંઇ નથી અને તે પણ બહુ ટૂંકાણમાં છે, તે ઉપરથી એમ લાગે છે કે ચોવીસ હજાર શ્લોકવાળી ભારતસંહિતા તે એજ હોવી જોઇએ. જે બીજો થર તેનાપર ગોઠવાયો છે તેનું લક્ષણ પહેલાના કરતાં જૂદું છે; પરંતુ તે થરવાળા ભાગમાં પહેલેથી છેલ્લે સુધી તેજ લક્ષણ જોવામાં આવે છે. મહાભારતના કેટલાક ભાગની રચના, વાચકને ખબર હશે કે ઘણી ઉદાર, વિકૃતિશૂન્ય, અને અતિ ઉત્તમ પ્રકારના કવિત્વથી ભરપૂર છે, તો બીજા કેટલાક ભાગની રચના અનુદાર (સાંકડા વલણની) પરંતુ પરમાર્થના દાર્શનિક તત્ત્વ જોડે ઘણો ગાઢ સંબંધ રાખનારી છે અને તેથી કરીને તેમાંનો કવિતાનો ભાગ કંઇક વિકૃતિથી ભરેલો છે. તેમાં કવિત્વ નથી એમ નહિ; પરંતુ તે કવિત્વનો મોટો ભાગ ન બને તેવા બનાવો બનાવવાની હિકમતથી અને તેને અંગે સૃષ્ટિચાતુર્યથી ભરપૂર દેખાઇ આવે છે. પહેલા થરમાં જે અમુક જાતનું લક્ષણ દેખાઇ આવે છે, તે ઉપરથી તે આખો ભાગ એકજ માણસે રચેલો હોવો જોઇએ. બીજા થરનાં લક્ષણ જોતાં તેને માટે પણ એવોજ વિચાર આવે છે કે તે બીજા કોઈ શખસનો રચેલો હોવો જોઇએ. પહેલો થર પ્રથમ અથવા આદિ અને બીજો થર પછીથી રચાઇ તેનાપર જોડવાયો હશે એમ લાગે છે. કારણ જો પહેલો થર ઉડાવી લઇએ તો અવશેષે કાંઇજ રહેતું નથી, મહાભારતનું અસ્તિત્વજ નાશ પામી જાય છે. જે રહે છે તે માત્ર હાડપિંજર વગરના માંસના પિંડોના જેવો બન્ધનશૂન્ય અને પ્રયોજનશૂન્ય નિરર્થક ભાગ

રહે છે. પરંતુ બીજા થરવાળો ભાગ જો કાઢી લઇએ તો તેથી મહાભારતને કાંઇ હાનિ થતી નથી. માત્ર કેટલાંક વિના પ્રયોજન દાખલ થયલાં ઘરેણાં—અલંકાર નીકળી જાય છે, પાંડવોનું જીવનવૃત્તાંત અખંડ રહે છે. આ સિવાય એ બે થરમાં એક બીજો પણ મોટો તફાવત છે. પ્રથમ ભાગમાં કૃષ્ણને વિષ્ણુના અથવા ઇશ્વરના અવતાર તરીકે ઓળખાવવામાં આવતા નથી; હું દેવ છું એમ પોતે કહેતા નથી, તેમ કંઈ પણ કામ તેમણે માનુષી શક્તિથી નહિ પણ દૈવી શક્તિથી કર્યું છે એમ પણ તેમાં નથી, તે પોતે બીજા ભાગમાં ખુલ્લી રીતે વિષ્ણુના અવતાર અથવા નારાયણ તરીકે ઓળખાય અને પૂજાય છે, પોતેજ પોતાનું ઇશ્વરત્વ કહી બતાવે છે અને કવિ પણ તે ઇશ્વરત્વ બતાવવા ખાસ યત્ન કરે છે.

આ બે સિવાય મહાભારતમાં વળી એક થર છે, તેને આપણે ત્રીજો થર કહીશું.

ત્રીજા થરમાં ઘણા સૈકાની મહેનતનો સમાવેશ થયેલો છે. જે કોઇએ કાંઈ લખ્યું ને તેના મનમાં સારૂં લાગ્યું તે તેણે મહાભારતમાં ભેળવી દીધું, એવું બન્યું છે. તેનું કારણ એ કે મહાભારત પાંચમો વેદ કહેવાય છે, અને તેમ હોવામાં મોટું તાત્પર્ય રહેલું છે. કારણ ચારે વેદ વાંચવા યા સાંભળવાનો સ્ત્રી કે શૂદ્રોને અધિકાર નહતો. હવે તે વર્ગને એટલે સાધારણ વર્ગને કેળવણી શી રીતે આપવી એ–( Mass Education ના )–વિષય પર તર્કવિતર્ક આજ અંગ્રેજના રાજમાંજ નવા થાય છે એમ નથી, પ્રાચીન ભરતખંડના ઋષિઓ અલૌકિક જ્ઞાનવાળા અને અસાધારણ બુદ્ધિશાળી હતા. તેઓ પણ જાણતા હતા કે વિદ્યા અને જ્ઞાન સંપાદન કરવાનો સ્ત્રી તેમજ સાધારણ વર્ગોને ઉચ્ચ પંક્તિના વર્ગ જેટલોજ અધિકાર છે. તેઓને ખબર હતી કે સાધારણ તેમજ હલકા વર્ગોના કેળવણી પામ્યા સિવાય સમાજની ઉન્નતિ થતી નથી. પરંતુ હાલના હિંદુઓની માફક તેમના પ્રતિભાશાલી પૂર્વજોની તેઓ અવગણના કરતા નહતા. તેઓ ભૂતકાળનો વર્તમાનકાળ જોડેનો સંબંધ તોડતાં ઘણું

ડરતા હતા. તેમના પૂર્વજો કહી ગયા હતા કે વેદ ભણવા માટે સ્ત્રી તથા શૂદ્રનો અધિકાર નથી, તેથી તેઓએ ધાર્યું કે ભલે, એ વાત કબૂલ રાખવી. તેઓએ વિચાર કર્યો કે જે જે તેમને શીખવવાનું છે, તે અગર જો કે સ્ત્રી તથા શૂદ્ર વેદનું અધ્યયન ન કરે તોપણ, તેમને એકજ જગામાંથી મળી આવે એવું બને તો પૂર્વજોનું વેણ કબૂલ રહે અને તેમની મતલબ પાર પડે. વળી બધાનેજ ગમે તેવી રીતે જો એવી કેળવણીનાં સાધન મળે તો તે રીતનું શિક્ષણ સૌને આદરણીય પણ થઈ પડે. હવે ત્રણ થરવાળું મહાભારત જે હાલમાં આપણે વાંચીએ છીએ તે એ બ્રાહ્મણોનું સાધારણ લોકોને શિક્ષણ આપવાના ઉદ્દેશથી રચેલું અક્ષયકીર્તિવાળું સાધન.* પરંતુ એજ સબબને લીધે સારી માઠી બધી વાતો એમાં દાખલ થઈ ગઇ છે. શાંતિપર્વ અને અનુશાસનપર્વનો ઘણો ભાગ, ભીષ્મપર્વનો શ્રીમદ્દભગવદ્દગીતાપર્વાધ્યાય, વનપર્વનો માર્કણ્ડેય સમસ્યાપર્વાધ્યાય, ઉદ્યોગપર્વનો પ્રજાગર પર્વાધ્યાય એ સઘળું આ સમયમાં રચાયલું લાગે છે. કથાન્તરે આદિપર્વમાં શકુંતલાની કથા પહેલાંનો જે ભાગ છે તે, વનપર્વનો તીર્થયાત્રાપર્વાધ્યાય ઇત્યાદિ અપકૃષ્ટ–ઉત્તરની પંક્તિના ભાગ, પણ એજ વખતમાં દાખલ થઈ ગયેલા.

એ ત્રણ થરમાંનો નીચેનો થર તેજ પ્રાચીન, અને એટલા માટેજ એ પહેલો ભાગ તે મહાભારતનું ખરેખરૂં મૂળ સમજવું, જે ત્યાં ન હોય તે માત્ર કવિના મગજની કલ્પના, અને ઐતિહાસિક વૃત્તાન્ત નહિ, એવું ગણી તેને છોડી દેવુંજ યોગ્ય છે.

---

* स्त्रीशूद्रद्विजबंधूनां त्रयी न श्रुतिगोचरा ।
कर्मश्रेयसि मूढानां श्रेय एवं भवेदिह ।
इति भारतमाख्यानं कृपया मुनिना कृतम् ॥
श्रीमद्भागवत १ स्क. ४ अ. २५

# પ્રકરણ ૧૨ મું.

## અનૈસર્ગિક વા અતિપ્રકૃત.

અત્યાર સુધી કરેલા વિવેચનની ટૂંકાણમાં મતલબ એ છે કે જે જે ગ્રંથોમાં કૃષ્ણને સંબંધે કથા લખેલી છે તેમાં સૌથી જૂનો મહાભારતનો ગ્રંથ છે; હાલ જે મહાભારત આપણે વાંચીએ છીએ તેના બરાબર ત્રણ ભાગ નવા એટલે પાછળથી ઉમેરાયલા છે, અને એકજ ભાગ માત્ર અસલ છે, અને તેમાંજ કાંઇક ઐતિહાસિકતા છે, પરંતુ તે કેટલે દરજ્જે છે તે એક સવાલ છે.

એ સવાલના જવાબ માટે કેટલાએક એમ કહે છે કે એનો વિચાર કરવાની જરૂરજ નથી, કારણ મહાભારત વ્યાસદેવેજ બનાવ્યું છે, અને તેમાં વર્ણવેલા યુદ્ધ વખતે વ્યાસદેવ થઈ ગયેલા, તેથી તેણે પોતાનાજ વખતનો ઇતિહાસ—Contemporary History—લખ્યો છે અને તેથી તેના અસલ અથવા મૂળ ભાગપર વિશ્વાસ નહિ રાખવાનું કાંઇ કારણ નથી.

હવે હાલ જે ગ્રંથ પ્રચલિત છે તેને સમસામયિક—વ્યાસદેવના પોતાના વખતનો ઈતિહાસ-ગ્રંથ બરોબર રીતે કહી શકાય નહિ. આદિ મહાભારત તેનું રચેલું હોઇ શકે ખરૂં, પરંતુ હાલ આપણી પાસે તે ગ્રંથ છે ખરો? એમાં નવો ઉમેરેલો ભાગ બાદ કર્યા પછી પણ જે રહે તે વ્યાસદેવનો રચેલો ભાગ કહી શકાય ખરો? હાલનું મહાભારત ઉગ્રશ્રવાસૌતિએ નૈમિષારણ્યમાં શૌનકાદિ ઋષિઓને કહી સંભળાવેલું, કારણ તે કહે છે કે જનમેજયના સર્પયજ્ઞમાં વૈશંપાયન પાસે મેં જે ભારત સાંભળેલું તે હું ઋષિઓને સંભળાવીશ. એક જગાએ એમ પણ જણાવેલું છે કે વૈશંપાયનવાળી સંહિતા ઉગ્રશ્રવા સૌતિ પોતાના પિતા પાસે શીખેલા. હવે વ્યાસના જન્મવૃત્તાન્ત પછી ૬૩મા અધ્યાયમાં વૈશંપાયનજ કહે છે કેઃ—

**वेदानध्यापयामास महाभारतपञ्चमान् ।**
**सुमन्तुं जैमिनिं पैलं शुकञ्चैव स्वमात्मजम् ॥**

**प्रभुर्वरिष्ठो वरदो [illegible] च ॥**
**[illegible]: [illegible]यक्त्वेन भारत च प्रकाशिताः ॥**
**आदिपर्व, ६३ अ. ८५–८६.**

વ્યાસદેવે ચાર વેદ અને પાંચમો વેદ મહાભારત તે સુમન્તુ, જૈમિનિ, પૈલ, પોતાના પુત્ર શુક અને વૈશંપાયનને શિખવ્યા. તેઓએ દરેક જુદી જુદી ભારતસંહિતા રચી પ્રસિદ્ધ કરી.*

આને લીધે પ્રચલિત મહાભારત તે વૈશંપાયનની રચેલી ભારત સંહિતા હોવી જોઇએ અને તે જનમેજયની સભામાં પહેલવહેલી વંચાયલી. એ જનમેજય પાંડવોનો પ્રપૌત્ર થતો હતો.

એ તો ગમે તેમ હો પણ આપણને હાલનું મહાભારત વૈશંપાયન પાસથી પણ મળ્યું નથી. ઉગ્રશ્રવા કહે છે કે મને તે વૈશંપાયન પાસેથી મળ્યું અથવા તો તેના પિતાને તે વૈશંપાયન પાસેથી મળ્યું અને તેને પોતાને તેના પિતા પાસેથી મળ્યું. ઉગ્રશ્રવા કહે છે તે વાત એક બીજા માણસ પાસેથી મળી આવે છે. તેજ માણસ હાલના મહાભારતના પ્રથમ અધ્યાયનો બનાવનારો, અને મહાભારતમાં ઘણે ઠેકાણે તેજ પોતે બોલતો હોય એમ લાગે છે.

તે કહે છે કે નૈમિષ્યારણ્યમાં શૌનકાદિ ઋષિઓ રહેતા હતા ત્યાં ઉગ્રશ્રવા આવ્યા; ત્યાં તેમની જોડે ભારત તથા બીજા વિષયો સંબંધે ઉગ્રશ્રવાને જે જે વાતચિત થઈ તે હું કહી બતાવું છું.

એથી એટલું નક્કી થાય છે કે (૧) હાલનું મહાભારત તે અસલ વ્યાસનો બનાવેલો ગ્રંથ નહિ. (૨) તે વૈશંપાયનસંહિતા તરીકે ઓળખાય છે. પરંતુ તે ખરેખરી તેજ સંહિતા છે કે નહિ તે પણ નક્કી

---

* જૈમિનિભારતનું નામ સાંભળવામાં આવ્યું છે. તેમાંનું અશ્વમેધ પર્વ વેબરે (Weber) જોયેલું. તે સિવાય બીજો બધો ભાગ નાશ પામ્યો છે. આશ્વલાયન ગૃહસૂત્રમાં છે કે "सुमन्[illegible]जैमिनिवैशम्पायनपैल सूत्रभारतमहाभारत-[illegible]ः।" તેમ હોય તો સુમન્તુ સૂત્ર રચનાર, જૈમિનિ ભારત રચનાર, વૈશંપાયન મહાભારત રચનાર અને પૈલ ધર્મ શાસ્ત્ર રચનાર કહેવાય.

કહી શકાતું નથી. ( ૩ ) અને એ ઉપરાંત એ ગ્રંથના લગભગ ત્રણ ભાગ પાછળથી વધારાયલા છે; માટે જો કૃષ્ણચરિત્રનો પાયો એ મહાભારતપરજ રચવો હોય તો ઘણી સાવચેતીથી કામ લેવું જરૂરનું છે, અને તેટલા માટે જે અસ્વાભાવિક, અથવા તો અતિપ્રકૃત હોય તેના પર વિશ્વાસ રાખવો નહિ.

આ ઉપરથી કહેવાની મતલબ એવી નથી કે જેને આપણે અસ્વાભાવિક કહીએ તે તેવુંજ એટલે ખોટું હોવું જોઇએ. ઘણાએ કુદરતી નિયમ એવા છે કે જે આપણે જાણતાજ નથી. જેમ કોઈ જંગલમાં રહેનાર માણસ ઘડીઆળ કે વિજળીના તારને અસ્વાભાવિક ગણે તેમ આપણે પણ ઘણી બાબતોને તેવી ગણતા હોઇશું. આવું આપણે જાણીએ છીએ છતાં પણ કોઇ અસાધારણ બનાવને ઘણી સબળ સાબિતી સિવાય આપણે માની શકતા નથી, કારણ આપણી અક્કલ બહારનો કોઇ ઇશ્વરી નિયમ યા બનાવ સાબિતી વગર માનવો એ આપણું કર્તવ્ય નથી. જેમકે કોઇ કહે કે "આંબાના ઝાડપર મેં તાડફળ થતાં જોયાં છે," તો તે વાત માનવી તે સામા માણસનું કર્તવ્ય નથી. તે એમ કહેશે કે, "કાંતો આંબે તાડફળ બતાવો નહિ તો મને સમજાવો કે એમ શી રીતે બની શકે." તેમ ન થાય તો તેથી સામા માણસને તે નહિ માનવાનું કારણ વધારે સબળ થતું જાય છે, સબબ કે તેને પ્રત્યક્ષ પ્રમાણ મળ્યું નહિ. મહાભારતમાં પણ તેમજ થાય છે. અતિપ્રકૃત બાબતનું પ્રત્યક્ષ પ્રમાણ મળતું નથી.

પ્રત્યક્ષ પ્રમાણ મળે છે તોપણ ઘણી વાતો એકદમ મનાતી નથીઃ નજરે દીઠેલી વાતપર પણ એકાએક વિશ્વાસ આવતો નથીઃ કેમકે વખતે આપણી જ્ઞાનેન્દ્રિયમાં ભૂલ થવાનો સંભવ રહે છે, પણ કુદરતના નિયમમાં કદી ચૂક થતી નથી, તેથી જેને આપણે અતિપ્રકૃત કહીએ છીએ તે જો કુદરતના નિયમ પ્રમાણેનીજ ઘટના છે એમ બતાવાય તો તે માની શકાય ખરી. જંગલી માણસને માત્ર ઘડીઆળ કે તાર બતાવીએ તો તે તેને કુદરતના નિયમથી ઉલટા બનાવો ગણી, ખરી માનવા લાયક બાબતો ગણશે નહિ.

હવે એટલું પણ કહેવાની જરૂર છે કે જો કૃષ્ણને ઇશ્વરનો અવતાર ગણીએ તો પછી તેમની ઇચ્છાવડે અનૈસર્ગિક બનાવો ન બને એમ કહી શકાય નહિ. પરંતુ જો કૃષ્ણને ઇશ્વરના અવતાર તરીકે માન્ય ન રાખીએ, યાતો કે તેમણે મનુષ્યનો દેહ ધારણ કરી પોતાની ઇશ્વરીશક્તિવડે પોતાનાં ધારેલાં કામ પાર પાડયાં એ કબૂલ કરીએ તો પછી અનૈસર્ગિક બનાવો તેમની મરજીથી બન્યા એમ આપણાથી કહેવાય પણ નહિ તેમ મનાય પણ નહિ. કારણ તેમણે એ શક્તિવડે અથવા તો પોતાનો ઇશ્વરાવતાર હોવાને લીધે સ્વેચ્છાથી ગેરકુદરતી બનાવો બનાવ્યા એમ કબૂલ રાખીએ તોપણ એટલેથી બસ થતું નથી. કારણ તેમની મારફત જેટલું થયું હોય તેને માટે એ ખુલાસો ચાલી શકે પણ જે બીજાની મારફતે થયું હોય તેનું કેમ? સાલ્વ નામના રાક્ષસે હવામાં—અંતરિક્ષે—સૌભનગર વસાવી યુદ્ધ કર્યું, બાણને હજાર હાથ હતા, અશ્વત્થામાએ બ્રહ્મશિરા અસ્ત્ર છોડી બ્રહ્માંડ સળગાવી મૂકયું અને છેવટે તેના હુકમ મુજબ ઉત્તરાના પેટમાંનો ગર્ભ હણ્યો, એવી એવી વાતો શી રીતે મનાય?

વળી તે ઉપરાંત કૃષ્ણનાં પોતાનાં પણ કેટલાંક અસાધારણ કામોપર અણવિશ્વાસ આવવાનું કારણ છે, અને તે પણ તેમને ઇશ્વરનો અવતાર ગણવા છતાં; કારણ મનુષ્યદેહ ધારણ કરી કાંઇક અસ્વાભાવિક કામ તે કરે તો તે પોતાની ઇશ્વરી યા દૈવી શક્તિ વડેજ કરી શકે, પણ જો તેમ હોય તો પછી માનવશરીર ધારણ કરવાનું તેમને પ્રયોજનજ શું રહે? જે સર્વના કર્ત્તા, સર્વશક્તિમાન, જેની ઇચ્છા પર આખા વિશ્વની સૃષ્ટિ અને નાશનો આધાર છે, તે શું મનુષ્યદેહ ધારણ કર્યા સિવાય માત્ર પોતાની ઇચ્છાદ્વારા, કોઇ અસુર અથવા માણસનો સંહાર કરવા અથવા કાંઇ બીજું કામ તેમણે ધાર્યું હોય તે સંપાદન કરવા શક્તિમાન નહતા? કારણ જો એ દૈવીશક્તિવડે તે સધળાં કામ કરી શકે તો પછી તેમને માણસનું શરીર ધારણ કરવાની અગત્ય રહે નહિ, અને જ્યારે પોતાની મરજીથીજ તેઓ માણસ દેહ ધારણ કરે તો પછી દૈવીશક્તિ મારફતે પ્રયોગ કરવા એ તેમનો

ઉદ્દેશ હોઇ શકેજ નહિ.

માટે એ દેહ ધારણ કરવાનું પ્રયોજન શું ? એવું કયું કામ છે કે જે જગદીશ્વર જો મનુષ્યદેહ ધારણ ન કરે તો તેનાથી થઇ શકે નહિ, પાર પડે નહિ ?

આના ઉત્તરમાં પહેલો એજ ખુલાસો કરવો પડશે કે જગદીશ્વર માણસનું રૂપ લે એ વાત સંભવિત છે ખરી?

---

## પ્રકરણ ૧૩ મું.

---

### ઇશ્વર પૃથ્વીપર અવતાર લઇ ઉતરે છે ખરો ?

આ પ્રશ્નના ઉત્તરમાં એ કહેવાનું છે કે આ દેશના ઘણા લોકોના મનમાં એવો દૃઢ વિશ્વાસ બેસી ગયો છે કે કૃષ્ણ તે ઇશ્વરનોજ અવતાર હતો. પરંતુ કેળવાયલો વર્ગ કહે છે કે એ વાત અવૈજ્ઞાનિક એટલે વિજ્ઞાનશાસ્ત્રથી ઉલટી છે, અને ખ્રિસ્તિ મિશનરીઓ (ઉપદેશકો) તો તેને હસીજ કાઢે છે.

અહિં આપણે બે પ્રશ્નોનો વિચાર કરવાનો છે, એક તો આ પ્રકરણને મથાળે લખ્યો છે તે અને બીજો એ કે તેમ હોય તો કૃષ્ણ ઇશ્વરનો અવતાર ખરો કે નહિ ? આ બીજા પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર આપવાનો હમારો વિચાર નથી.

પહેલા પ્રશ્નને માટે સારે નસીબે ખ્રિસ્તિ પંડિતો જોડે આપણે મતભેદમાં ઉતરવું પડે તેમ નથી કારણ તેઓ ઇશ્વર અવતાર લે છે એવું માનતા હોવા જોઇએ, નહિ તો ઇસુખ્રિસ્ત ટકી શકે નહિ. મતભેદ તો જે એ બે બાબતની સાબિતીઓ માગે છે તેમની જોડે— દાર્શનિક અને વૈજ્ઞાનિકોની જોડે—છે.

એમાંના ઘણા ખરાઓ તો એજ મુશ્કેલી ઉઠાવે છે કે શરૂઆતમાં ઇશ્વર છે• કે નહિ એજ બાબતની સાબિતીઓનો અભાવ છે

તો પછી તેના અવતારની તો વાતજ શી કરવી ? આ વર્ગના માણુસો જોડે આપણાથી અહિ તકરારમાં ઉતરી શકાય એવું નથી. જેઓ એનું અસ્તિત્વ કબૂલ રાખે છે, તેમની જોડેજ વિવાદમાં ઉતરીશું. હવે કેટલાએક એ વાત કબૂલ કરે છે, પણ એમ કહે છે કે ઈશ્વર તો નિર્ગુણ છે, અને જે સગુણ હોય તેજ અવતાર લે એવો સંભવ રહે છે, માટે તેણે અવતાર ધારણ કર્યો હોય એ વાત સંભવતી નથી. આનો જવાબ એજ છે કે નિર્ગુણ ઈશ્વર તે શું તે સમજી શકાતું નથી, તો પછી એ મુશ્કેલીનો રદીઓ તો ક્યાંથીજ આપી શકાય ? ઘણા મોટા પંડિતો અને વિદ્યાશીલ મનુષ્યો ઈશ્વરને નિર્ગુણ માને છે, તે આપણે જાણીએ છીએ, પરંતુ એમ ખાત્રીથી કહી શકાશે કે નિર્ગુણ ઈશ્વર તે કેવો તે તેઓ સમજી શકતા નથી, કારણ આપણી માણુસ જાતની કોઈ પણ એવી ચિત્તવૃત્તિ નથી કે જે વડે આપણે ઈશ્વરને નિર્ગુણ તરીકે ઓળખી શકીએ. ઈશ્વર નિર્ગુણ હોઈ શકે ખરો, પરંતુ તેને આપણે તેવે રૂપે જાણી શકતા નથી કારણ આપણામાં તે શક્તિ નથી.* મોઢે એમ બોલીએ તો ખરા કે ઈશ્વર નિર્ગુણ છે, તેના પર મોટું એક શાસ્ત્ર પણ ઘડી કઢાય ખરૂં કે ઈશ્વર નિર્ગુણ છે. પરંતુ જે મોઢે બોલીએ છીએ તે મનમાં બરાબર સમજી પણ શકીએ છીએ, એમ ખાતરીપૂર્વક કહેવાય નહિ. "ચોખંડો ગોળો" એ બોલતાં જીભ અટકતી નથી, પરંતુ એ કેવો હશે, તેના મનને ખ્યાલ આવી શકતો નથી, આજ કારણને લીધે હર્બટસ્પેનસર નિર્ગુણ ઈશ્વરની વાત છોડી સગુણના કરતાં પણ જે વિશેષ સગુણ ઈશ્વર—Something higher than personality—એટલે આવી અટક્યો છે; તેથી એની નિર્ગુણતાનો પ્રશ્ન આપણે પણ છોડી દઇશું. જો એમ નિર્ગુણ કહીએ તો પછી સ્રષ્ટા, વિધાતા, રક્ષક, ઉદ્ધારક તરીકે આપણાથી તેને ગણી શકાયજ નહિ.

---

* "Our conception of the Deity is then bounded by the conditions which bound all human knowledge and therefore we cannot represent the Deity as he is, but as he appears to us."–Mansel, Metaphysics, p. 384.

જેઓ ઇશ્વરને સગુણ માને છે તેઓ પણ તે અવતાર લે એવું સંભવે એ વાત માનવાવિષે અનેક વાંધા ઉભા કરે છે. એક તો એ કે જો કે ઇશ્વર સગુણ છે તો પણ નિરાકાર છે. જે નિરાકાર હોય તે આકાર શી રીતે ધારણ કરી શકે ?

એના ઉત્તરમાં એવો પ્રશ્ન થઈ શકે કે જે ઇચ્છામય તથા સર્વ-શક્તિમાન હોય તે જો ઇચ્છા કરે તો નિરાકારત્વ છોડી આકાર શા માટે ધારણ ન કરી શકે? તેના સર્વશક્તિમાનપણાઉપર આપણે એટલો અંકુશ શી રીતે મૂકી શકીએ? જો એમ થાય તો તેને સર્વશક્તિમાન કહી શકાયજ નહિ અને જેણે આ જડ જગતને આકાર બક્ષ્યો છે તે શું ઇચ્છા કરે તો પોતે સાકાર થઈ ન શકે?

જેઓને આ વાંધો નડતો નથી તેઓ કહે છે કે તે સર્વ-શક્તિમાન ખરો, પણ જે સર્વશક્તિમાન છે તેને વળી જગતને શિક્ષા કરવા અથવા જગતનું ભલું કરવા મનુષ્યનું કલેવર ધારણ કરવાની જરૂર શી? જે માત્ર પોતાની ઇચ્છાથી કરોડો સૃષ્ટિઓ પેદા કરે છે અને કરોડો સૃષ્ટિઓનો નાશ કરે છે તેને શું રાવણ, કુંભકર્ણ, કે કંસ, શિશુપાળનો વધ કરવા જન્મ લેવો પડે, બાળક રૂપે અવતરી પોતાની માતાનું ધાવણ ધાવવું પડે, ક, ખ, ગ, ઘ, શીખી શાસ્ત્રોનું અધ્યયન કરવું પડે, એક માણસ તરીકે લાંબી જીંદગીનાં અપાર દુઃખ અનુભવી છેવટ અસ્ત્ર લઇ, કાંતો કોઇ માર ઘવાઈ અથવા તો પરા-જિત થઇ, મોટો શ્રમ ઉઠાવી પાપીઓને હણવાનું સાધન યોજવું પડે, એ વાત માનવા લાયક છે ખરી?

આવી રીતે મુશ્કેલી ઉઠાવનારાઓના મનમાં એક એવી રીતનો વિચાર ઠસી ગયલો હોવો જોઇએ કે માણસની જીંદગીને અંગે રહેતાં સઘળાં દુઃખ—ગર્ભમાં રહેવું, જન્મ, સ્તનપાન, બાળશિક્ષણ, હારજીત, ઘડપણ, મરણ જેમ આપણને કષ્ટ રૂપે છે તેમ ઇશ્વરને પણ છે. પરંતુ તેમની સ્થૂલબુદ્ધિ એટલું સમજી શકતી નથી કે તે તો સુખદુઃખથી તદન વિરક્ત છે, તેને કશાથી દુઃખ થતું નથી, કષ્ટ થતું નથી. જગતને સરજાવવું, પાળવું, તેનો લય કરવો એ જેવી તેની લીલા

( Manifestation ) છે તેવી એ પણ તેની એક લીલા કાં ન હોઇ શકે? કોઇ એમ કહેશે કે જેનો નાશ કરવા તે એક ક્ષણ માત્રમાં સમર્થ છે તો પછી તેજ કામ કરવા માટે એક આખી મનુષ્યની જીંદગીને જેટલો વખત જોઇએ તેટલો બધો તેણે શા માટે કાઢવો જોઇએ ? પણ તેણે એટલું યાદ રાખવું જોઇએ કે ઇશ્વિરની પાસે અનન્ત કાળ તે માત્ર એક પલક જેવોજ છે, તો પછી એક ક્ષણ અને માણસની સાધારણ જીંદગી જેટલો કાળ એ બે વચ્ચે અંતર શું રહ્યું ?

પુરાણાદિ પુસ્તકોમાંથી આપણે અસુરવધ વિષેની વાતો, વિષ્ણુના અવતારની કથા વગેરે સાંભળીએ છીએ, અને તે એવી રીતે કહેવામાં આવે છે કે તે સાંભળી ઘણાઓને એ અવતાર વિષે અનાસ્થા ઉપજે, કારણ એકલા કંસ કે શિશુપાળને મારવા ઇશ્વિરને પોતાને પૃથ્વીપર માનવીનો જન્મ લેવો પડે એ અસંભવિત વાત છે. જે અનંત શક્તિમાન છે તેની પાસે શું કંસ કે શું શિશુપાળ કે શું પતંગીઉં, સૌ સરખાં છે. વાસ્તવિક રીતે જેઓ હિંદુધર્મનો ખરો મર્મ સમજી શકતા નથી તેઓજ એમ ધારે છે કે ઇશ્વિરને અવતાર લેવાની મતલબ અમુક દૈત્યો વા અમર દુરાત્માઓનો નાશ કરવાની હતી. પરંતુ જે ખરેખરી વાત છે તે તો ભગવદ્ગીતામાં ટૂંકામાં નીચેના શ્લોકમાં કહેલી છે:–

“ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंरक्षणार्थाय सम्भवामि युगे युगे ”

“ ધર્મસંરક્ષણ ” શું માત્ર એક કે બે અસુરોનો વધ કર્યાથીજ થાય છે કે ? ધર્મ તે શું ? તેનું સંરક્ષણ શી શી રીતે થઇ શકે ?

આપણી શારીરિક અને માનસિક બધી વૃત્તિમાં વ્યાપી રહેલાં સ્ફૂર્તિ અને પરિણતિ, સામંજસ્ય અને ચરિતાર્થતા–એ ધર્મ છે, એ ધર્મનો આધાર અનુશીલન–એટલે સતત અભ્યાસ–ઉપર રહેલો છે, અને અનુશીલનનો આધાર કર્મ ઉપર રહેલો છે. મતલબ કે કર્મજ

ધર્મનો મોટામાં મોટો ઉપાય છે*, અને એજ કર્મ સ્વધર્મપાલન ( Duty ) કહેવાય છે.

માણુસ કંઇક પોતાનું રક્ષણ કરવામાં અને કંઇક વૃત્તિમાત્રને તાબે થઈ કર્મ કરવામાં પોતેજ પ્રવૃત્ત થાય છે, પરંતુ જે કર્મદ્વારા સઘળી વૃત્તિઓના અંગમાં રહેલાં સ્ફૂર્તિ અને પરિણુતિ, સામંજસ્ય અને ચરિતાર્થતા પ્રવર્ત્તે છે તે કર્મ મુશ્કેલ છે, અને જે મુશ્કેલ હોય છે તે વાત માત્ર ઉપદેશથી શિખવાતી નથી. તેને માટે તો દાખલો—દૃષ્ટાંત—આદર્શ જોઈએ. સંપૂર્ણ ધર્મનું સંપૂર્ણ—ખોડ ખાંપણ વિનાનું—દૃષ્ટાંત—આદર્શ માત્ર એક ઈશ્વર સિવાય કોઇજ નથી, પરંતુ નિરાકાર ઈશ્વર આપણને આદર્શરૂપે ઉપયોગમાં આવી શકે નહિ, કારણ તે અશરીરી હોય એટલે શારીરિક વૃત્તિ તેનામાં હોય ક્યાંથી ? માણુસ જાત શરીરી છે, અને શારીરિક વૃત્તિઓ તો તેના ધર્મનું મોટામાં મોટું વિઘ્ન છે. વળી તે અનંત, અને માણુસ જાત સાન્ત—બહુ નજીવી, નાની—ક્ષુદ્ર પડી તેથી જો ઈશ્વર પોતે શરીર અને સાન્ત—અંતવાળો થઈ લોકોને દર્શન દે તો તેનો દાખલો લઈ, તે જોઈ તે પ્રમાણે ચાલવાથી યથાર્થ ધર્મની ઉન્નતિ થઇ શકે. આટલાજ માટે ઈશ્વરને અવતાર લેવાનું કારણ. માણુસ કર્મથી અજ્ઞાન છે, કેવી રીતે કર્મ કર્યાથી તે ધર્મરૂપ થઇ પડે છે તે પણ તેને ખબર નથી, તેથી ઈશ્વર પોતે જો અવતાર લે તો તે સારી રીતે શિખવી શકે એવો સંભવ ખરો, અને જો તેમ હોય તો જીવોના ઉપર દયા કરી ઈશ્વર શરીર ધારણ કરે તેમાં ન બની શકે તેવું શું છે ?

આ વાત કાંઈ બનાવી કાઢી અત્રે કહી નથી. ભગવદ્‌ગીતામાં ભગવાને જે વચન કહ્યાં છે તેનું તાત્પર્યજ એ છે.

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तोह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥**
**कर्मणैव हि संसिद्धिमास्थिता जनका यः ।**
**लोकसंग्रहमेवापि संपश्यन् क ्मर्हसि ॥ २० ॥**

---

* બાબુ બંકિમચંદ્રના "ધર્મતત્ત્વ" નામના પુસ્તકમાં આ વ્યાખ્યાનું વિશેષ સ્પષ્ટીકરણ છે.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत् प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥
न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ॥
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ॥
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहं ॥
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥

गीता ३ अ.

"માણસ આસક્તિ છોડી કર્મ કરે તો તેને મોક્ષ મળે, માટે આસક્તિ છોડી દઈ, તું કર્ત્તવ્ય કર્મ કર. જનક વગેરે મહાત્માઓએ કર્મ કરીનેજ સિદ્ધિ મેળવી છે. મોટાં માણુસ જે આચરણુ કરે છે, તે જોઇ બીજાં સાધારણુ માણુસો તેમને પગલે ચાલે છે, અને જે વાત તેઓ કબૂલ કરે, તે પ્રમાણે તેઓ કામ કરે છે. માટે લોકના ધર્મનું રક્ષણુ કરવા માટે તું કર્મ કર. જોકે, ત્રણે ભુવનમાં મને ન મળી શકે તેવું કાંઇજ નથી, તેથી મારે કોઇ પણુ પ્રકારનું કામ કરવાની જરૂર નથી, છતાં હું* કર્મ કરૂં છું. કારણુ આળસ છોડી જો હું કર્મ ન કરૂં તો બધા લોકો મારે પગલે ચાલે, તેથી જો હું કર્મ ન કરૂં તો એ બધા લોકો ભ્રષ્ટ થાય, અને હું વર્ણુસંકરનો કર્ત્તા ને પ્રજાને મલીન બનાવનાર ગણાઉં."

સેશ્વર એટલે ઈશ્વરનું અસ્તિત્વ માનનાર વિજ્ઞાનશાસ્ત્રવાળાઓની જે મોટી મુસ્કેલી છે તે નીચે મુજબ છે. તેઓ કહે છે કે ઈશ્વર છે ખરો, તે જગતને સરજાવનારો તથા તેનો નિયંતા છે એ પણુ ખરૂં પણુ તે ગાડી હાંકનાર ગાડીવાનની માફક અછોડા હાથમાં લઈ અથવા તો વહાણુના સુકાનીની માફક પોતાને હાથે સુકાન પકડી આ વિશ્વ સંસાર ચલાવતો નથી. તેણે તો કેટલાક અચળ નિયમોજ ઘડી રાખેલા છે, અને તેને અનુસરી જગત ચાલ્યું જાય છે. તે નિયમો ફરી શકે

* એટલે કૃષ્ણુ, દેહધારી ઈશ્વર આમ બોલે છે.

તેવા નથી, તેમજ જગતની સ્થિતિને જોઈએ તેવા છે, અને તેની વચમાં ઈશ્વરને હાથ ઘાલવાની જગાએ નથી તેમ જરૂરે નથી, તેથી ઈશ્વર માનવદેહ ધારણ કરી આ પૃથ્વીપર જન્મે એ વાત માની શકાય નહિ.

ઈશ્વરે કેટલાએક નિયમ ઘડી મુકેલા છે, અને તેને તાબે રહી જગત ચાલે છે, એ વાત ખરી છે. જગતની રક્ષા તથા જગતના પાલનને માટે એ નિયમો જેવા જોઇએ તેવા છે તે વાત પણ બરાબર છે. પરન્તુ એ ઉપરથી તેમાં હાથ ઘાલવા માટે ઈશ્વરને પોતાને સ્થાન નથી કે કારણ નથી, એમ કેમ સાબિત થઇ શકે? જગતમાં કોઇ વસ્તુ એટલી બધી મોટાઇ યા સંપૂર્ણતાને પામી નથી કે જો સર્વશક્તિમાન ઈશ્વર ઇચ્છા કરે તો તેની વધારે ઉન્નતિ ન કરી શકે. જગતના વ્યાપારો જોતાં અને વિજ્ઞાનશાસ્ત્રીની મદદ લઈ નિગાહ પહોંચાડતાં એટલું તો જણાય છે કે જગત ધીમે ધીમે અસંપૂર્ણ અને અપરિણત અવસ્થામાંથી સંપૂર્ણ અને પરિણત અવસ્થામાં આવતું જાય છે. જગતની આવીજ ગતિ છે અને જગતકર્ત્તાનો પણ એવોજ અભિપ્રાય હોવો જોઇએ એમ લાગે છે. વળી હાલની જગતની હાલતમાં કાંઈ એવું પણ દેખાતું નથી કે જેથી એમ માની શકાય કે તે સંપૂર્ણતાની ટોચે પહોંચી છે. હજુ તો માણસને ઘણું સુખ મેળવવાનું બાકી છે, તેમ ઉન્નતિ મેળવવાની પણ ઘણી રહેલી છે, અને જો એમ છે તો પછી ઈશ્વરને તેમાં હાથ ઘાલવાનો માર્ગ નથી કે તેમ કરવાનું પ્રયોજન નથી એમ કેમ કહી શકાય? સૃજવું, રક્ષણ કરવું, પાળવું અને નાશ કરવો, એ સિવાય પણ જગતને માટે એક બીજું નૈસર્ગિક કામ બાકી રહેલું છે, અને તે તેની ઉન્નતિ કરવાનું છે. માણુસની ઉન્નતિનું મૂળ ધર્મની ઉન્નતિમાં રહેલું છે. ઈશ્વરના ઘડેલા નિયમોને અનુસરી ધર્મની ઉન્નતિ પણ કરી શકાય, એમ માનીએ તો પણ માત્ર નિયમફળ વડે જેટલી તેની ઉન્નતિ કરી શકાય, તેના કરતાં કોઇ કાળે ઈશ્વર પોતેજ જગતમાં અવતાર લઇને આવે તો તેના કરતાં પણ વિશેષ ઉન્નતિ ન થઈ શકે એમ

કેમ કહેવાય ? અને એ પ્રમાણે વિશેષ ઉન્નતિ ન કરવી એવી તેની મરજી હશે એમ પણ કેમ કહેવાય ?

વળી આ વાંધો ઉઠાવનારા એમ પણ કહે છે કે સઘળા કુદરતી નિયમો ઇશ્વરના બનાવેલા છે અને તેનું ઉલ્લંઘન કરવાથી જગતમાં કોઈ કામ થઈ શકે એવું જોવામાં આવતું નથી, અને તે માટે આ બધા મોજેઝા ( Miracles )–કુદરતના નિયમોથી ઉલટા બનાવો–માની શકાતા નથી. એ વાત બરાબર છે, અને ઘણા ઇશ્વરાવતારને માટે એવુંજ કહેવાય છે કે તેમણે એ મોજેઝાઓ બતાવીનેજ પોતાનું કામ સિદ્ધ કર્યું છે. ક્રાઇસ્ટના અવતારને સંબંધે એવી ઘણી કથાઓ ચાલે છે. તેમજ મત્સ્ય, કૂર્મ, વરાહ, નરસિંહ વગેરે જાતના વિષ્ણુના અવતારોને માટે પણ એના સિવાય બીજું કાંઇ કારણ નથી. પરંતુ સ્હેજ બુદ્ધિવાળો માણસ પણ સમજી શકશે કે મત્સ્ય, કૂર્મ, વરાહ વગેરે વાર્ત્તા જેવી કથાઓના વિષયભૂત પશુગણને ઇશ્વિરાવતાર જોડે કાંઈ દાવો દાવીજ નથી. આગળ જતાં બતાવવામાં આવશે કે વિષ્ણુના દશે અવતારની કથાઓ ઘણાજ થોડા વખતપર રચાયલી છે–બહુ જૂની નથી–અને તદન ઉપન્યાસ–વાર્ત્તા જેવી છે. એ વાર્ત્તાઓ ક્યાંથી દાખલ થઇ છે તે પણ જણાશે. બધા પુરાણોમાં એ કથાઓ ગવાઈ છે એ ખરૂં છે, પરંતુ પુરાણમાં ઘણી નકામી વાતો દાખલ થઇ ગઇ છે, એ કહેવાની જરૂર નથી. હાલના વિષયસંબંધે તો શ્રીકૃષ્ણનેજ ઇશ્વરનો અવતાર ગણી આગળ ચાલવાનું છે, તેના સિવાય બીજા કોઇને નહિ.

કૃષ્ણનું જે મૂળ વૃત્તાન્ત છે, તેમાં કોઇ રીતના બિનકુદરતી બનાવો નથી. મહાભારત અને બધાં પુરાણોમાં હાલના નવરા બ્રાહ્મણોએ ઘણી નિરર્થક વાતો રચી ભરી દીધેલી છે, અને તેથી તેમાં ઘણી જગ્યાએ કૃષ્ણને પણ એવી અતિપ્રકૃત બાબતોની મદદ લેવી પડેલી એમ કહેલું છે, પરંતુ એ બધી બાબતોને માટે મૂળ પાયો કશો નથી. આગળ જતાં આપણે પ્રમાણ સાથે જોઇશું કે કૃષ્ણે કોઇ કુદરતી નિયમનું ઉલ્લંઘન કર્યું નથી, યા તો તેવાં અનૈસર્ગિક કાર્ય

વડે પોતાની મતલબ સાધી નથી. માટે ઉપર કહેલી મુશ્કેલી એના બાબમાં ઉભી થતીજ નથી.

હવે તેવોજ પુરાણકાર ઋષિઓનો પણ અભિપ્રાય છે. છતાં લોકોમાં ચાલતી વાયકાઓનું ખરાપણું ખોટાપણું તપાસવાની પદ્ધતિ તે વખત ન હોવાથી પુરાણોમાં ઘણી અનૈસર્ગિક વાતો દાખલ થઈ ગયલી છે.

વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે:—

**मनुष्यधर्मशीलस्य लीला सा जगतःपतेः ।**
**[illegible]णे यदरातिषु मुञ्चति ॥**
**मनसैव जगत्सृष्टिं संहारञ्च करोति यः ।**
**तस्यारिपक्षक्षपणे कोऽयमुद्यमविस्तरः ॥**
**तथापि यो म[illegible]ष्याणां धर्म्मस्तमनुवर्त्तते ।**
**कुर्व्वन् बलवता सन्धिं हीनैर्युद्धं करोत्यसौ ॥**
**साम चोपप्रदानञ्च तथा भेदं प्रदर्शय[illegible] ।**
**करोति दण्डपातञ्च क्वचिदेव पलायनम् ॥**
**मनुष्यदेहिनां चेष्टामित्येवमनुवर्त्ततः ।**
**लीला जगत्पतेस्तस्य छन्दतः संप्रवर्त्तते ॥**

५ अंश, २२ अध्याय, १४–१८.

જગત્પતિ હોવા છતાં પણ તેમણે પોતાના શત્રુ વગેરેપર અસ્ત્ર ફેંકેલાં એ મનુષ્યના ધર્મ પ્રમાણે પોતે ચાલતા હતા એવી તે તેમની લીલા કહેવાય, નહિ તો જે માત્ર પોતાના મનની ઇચ્છા વડે જગતને સરજાવે યા સંહારે, તેને પોતાના શત્રુઓને મારવા આટલો બધો શ્રમ શું કરવા લેવો પડે? તે મનુષ્યના ધર્મ પ્રમાણે ચાલતા હતા, તેથી બળવાન જોડે સલાહ, ને કમજોર જોડે લઢાઈ કરતા; સામ, દાન, ભેદ, દંડ વડે કામ સાધી લેતા, સામાને શિક્ષા કરતા યા પોતેજ નાસી જતા. મનુષ્યદેહ ધારણ કરનારાઓની ક્રિયાને અનુસરી એવી લીલા તેમની ઇચ્છાનુસારજ થતી હતી.

આ ઉપરથી કોઇ એમ તો નહિજ કહી શકે કે કૃષ્ણે માણસની

દેહ ધરી માણુસની શક્તિ ઉપરાંતની શક્તિ વાપરી પોતાનાં કામ કર્યાં હતાં.* આ ઉપરથી આગળ જણાવેલો ત્રીજો નિયમ સાબિત થાય છે.

* It is true that in the epic poems Rama and Krishna appear as incarnations of Vishnu, but they at the same time come before us as human heroes, and these two characters, (the divine and the human), are so far from being inseparably blended together, that both of these heroes are for the most part exhibited in no other light than other highly gifted men-acting according to human motives and taking no advantage of their divine superiority. It is only in certain sections which have been added for the purpose of enforcing their divine character that they take the character of Vishnu. It is impossible to read either of these two poems with attention, without being reminded of the later interpolation of such sections as ascribe a divine character to the heroes, and of the unskilful manner in which these passages are often introduced and without observing how loosely they are connected with the rest of the narrative, and how unnecessary they are for its progress."

Lassen's Indian Antiquities, quoted by Muir.

In other places (એટલે ભગવદ્ગીતાપર્વાધ્યાય સિવાય) the divine nature of Krishna is less decidedly affirmed; in some it is disputed or denied, and in most of the situations he is exhibited in action, as a prince and warrior, not as a divinity. He exercises no super-human faculties in defence of himself, or his friends, or in the defeat and destruction of his foes. The Mahabharata, however is the work of various periods and requires to be read through carefully and critically, before its weight as an authority can be accurately appreciated."

Wilson, Preface to the Vishnu Purana.

જે ત્રણ નિયમોપર આ વિષયનો પાયો રચાયલો છે, તે ફરીથી જણાવીશું.

( ૧ ) જે નવો ઉમેરેલો ભાગ હોય તે છોડી દેવો.

( ૨ ) જે કુદરતથી ઉલટું હોય તે છોડી દેવું.

( ૩ ) જે નવું યા અતિપ્રકૃત ન હોય પરંતુ જેમાં મિથ્યાપણાનાં કાંઇ બીજાં લક્ષણ હોય તો તે છોડી દેવું.

---

# પ્રકરણ ૧૪ મું.

## પુરાણ.

મહાભારતની ઐતિહાસિકતા સંબંધે ઉપર કહેલું છે, પરંતુ પુરાણો વિષે તેજ બાબત જોવાની બાકી રહી છે, તે હવે જોઇએ. પુરાણ વિષે પણ બે જાતના ભ્રમ ચાલે છે, દેશી ને વિલાયતી. દેશીઓ એમ કહે છે કે સઘળાં પુરાણો એકજ માણસે રચ્યાં છે. યૂરોપીઅનો એમ કહે છે કે દરેક પુરાણ જૂદા જૂદા માણસનું બનાવેલું છે.

દેશીઓનો અભિપ્રાય ખોટો છે તેનાં કેટલાંક કારણો છે:—

૧. એક કલમ એકજ રીતે લખી શકે; એક માણસ એકજ પ્રકારની રચના રચી શકે; જેમ એક માણસનો લેખ પાંચ જાતનો હોઈ શકે નહિ તેમ એક માણસની રચનાનું બંધારણ જૂદા જૂદા પ્રકારનું હોઈ શકે નહિ. પરંતુ આ અઢારે રચના જૂદી જૂદી જાતની—અઢાર જાતની—છે એમ કહીએ તો ચાલે. તેથી તે બધાં એક માણસે તો લખ્યાં નજ હોવાં જોઇએ. છતાં જે કોઇ—દાખલા તરીકે—વિષ્ણુપુરાણ અને ભાગવતપુરાણ વાંચીને તે એકજ માણસની કૃતિ છે એમ કહે તો પછી તેની જોડે વિવાદમાં ઉતરવુંજ નકામું છે.

૨. એક માણસ એકનેએક વિષય ઉપર ઘણા ગ્રંથ સાધારણ રીતે લખે નહિ. જો ઘણા ગ્રંથ લખે તો એકનેએક વિષય ફરી ફરીને પાછો એક નહિ તો બીજા ગ્રંથમાં વર્ણવવા માટે અથવા એક ગ્રંથમાંથી તે લઇ બીજા ગ્રંથમાં તેનો ઉતારો કરવા માટે પુસ્તકો

લખે નહિ, પરંતુ આ અઢારે પુરાણો જોતાં જણાય છે કે એકને એક વિષય જૂદાં જૂદાં પુરાણોમાં વારે ઘડીએ વિસ્તારપૂર્વક વર્ણવાયલો છે. આપણે આ કૃષ્ણચરિત્રનોજ દાખલો લઇએ; એ બ્રહ્મપુરાણના પૂર્વભાગમાં, વિષ્ણુપુરાણના પાંચમા ( ભાગમાં ) તેમજ વાયુપુરાણમાં, શ્રીમદ્ ભાગવતના દશમા તથા અગીઆરમા સ્કંધમાં, બ્રહ્મવૈવર્ત્તપુરાણના ત્રીજા ખંડમાં, અને પદ્મ, વામન તથા કૂર્મપુરાણમ સંક્ષેપ રૂપે છે, તેવીજ રીતે બીજા વિષયો પણ જૂદાં જૂદાં પુરાણોમ ફરી ફરીને આપણી દૃષ્ટિએ પડે છે. જો એકજ માણસે એ બધ પુસ્તકો લખ્યાં હોય તો આમ બને નહિ.

૩. વળી જો એકજ માણસની કલમથી એ લખાયલાં હોય તે તેમાં એક બીજાથી ઘણી ઉલટી હકીકત ઘણે મોટે ભાગે મળી આ નહિ, પણ અઢારે પુરાણોમાં વચમાં વચમાં, એવી રીતના ઘણા મોટ વિરોધ—તફાવત નજરે પડે છે. કૃષ્ણનું ચરિત્રજ જૂદાં જૂદાં પુરાણોમ જૂદી જૂદી રીતે વર્ણવાયલું છે, અને તે વર્ણન પરસ્પર મળત આવતાં નથી.

૪. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કેઃ—

**आख्यानैश्चाप्युपाख्यानैर्गाथाभिः कल्पशुद्धिभिः ।**
**पुराणसंहितां चक्रे पुराणार्थविशारदः ॥**
**प्रख्यातो व्यासशिष्योभूत् सूतो वै लोमहर्षणः ।**
**पुराणसंहितां तस्मै ददौ व्यासो महामुनिः ॥**
**सुमतिश्चाग्निवर्चाश्च मित्रयुः शांसपायनः ।**
**अकृतव्रणोऽथ सावर्णिः षट्शिष्यास्तस्य चाभवन् ॥**
**काश्यपः संहिताकर्त्ता सावर्णिः शांसपायनः ।**
**लौमहर्षणिका चान्या त्रिसृणां मूलसंहिता ॥**

विष्णुपुराण, ३ अंश, ६ अध्याय, १६–१९ श्लोक

પુરાણનો અર્થ જાણનાર વેદવ્યાસે આખ્યાન, ગાથા અં કલ્પશુદ્ધિદ્વારા પુરાણસંહિતા રચી છે. લોમહર્ષણ નામે સૂત પ્રખ્યા વેદવ્યાસનો શિષ્ય હતો. એ મહામુનિ વ્યાસે પુરાણસંહિતાનું તે

દાન કર્યું. તેને સુમતિ, અગ્નિવર્ચા, મિત્રયુ, શાંસપાયન, અકૃતવ્રણ, અને સાવર્ણિ નામે ૭ શિષ્યો હતા. તેમાંથી કાશ્યપ, સાવર્ણિ અને શાંસપાયને લોમહર્ષણવાળી મૂળ સંહિતામાંથી બીજી ત્રણ સંહિતા તૈયાર કરી.

હવે ભાગવતમાં છે કેઃ—

त्रय्यारुणिः कश्यपश्च सावर्णिरकृतव्रणः ।
शिंशपायनहारीतौ षड्वै पौराणिका इमे ॥
अधीयन्त व्यासशिष्यात् संहितां मत्पितुर्मुखात् ।*
एकैकामहमेतेषां शिष्यः सर्वाः समध्यगाम् ॥
काश्यपोऽहञ्च सावर्णी रामशिष्योऽकृतव्रणः ।
अधीमहि व्यासशिष्याच्चत्वारो मूलसंहिताः ॥

श्रीमद्भागवत, १२ स्कन्ध, ७ अध्याय, ४–७ श्लोक ।

એટલે ત્રય્યારુણિ, કાશ્યપ, સાવર્ણિ, અકૃતવ્રણ, શિંશપાયન, અને હારિત એ છ જણાએ પુરાણ લખ્યાં. વાયુપુરાણમાં વળી જુદાં નામ છે.

आत्रेयः सुमतिर्धीमान् काश्यपोऽहं कृतव्रणः ।

વળી અગ્નિપુરાણમાં—

प्राप्य व्यासात् पुराणादि सूतो वै लोमहर्षणः ।
सुमतिश्चाग्निवर्चाश्च मित्रायुः शांसपायनः ॥
कृतव्रतोऽथ सावर्णिः शिष्यास्तस्य चाभवन् ।
शांसपायनादयश्चक्रुः पुराणानां तु संहिताः ॥

આ સઘળા ઉપરથી સહેજ જણાશે કે એ અઢારે પુરાણ વેદવ્યાસનાં બનાવેલાં તો નહિજ. તેના શિષ્યો અને શિષ્યોના શિષ્યોએ પુરાણસંહિતા બનાવેલી, પરંતુ તે હાલમાં હાથ આવતી નથી. હાલ જે પુરાણસંહિતા પ્રચલિત છે તે કોણે બનાવી, ક્યારે રચાઇ, વગેરે કાંઇજ નક્કીપણે કહી શકાતું નથી.

હવે યૂરોપીઅન પંડિતોની ભૂલ ક્યાં છે તે આપણે જોઇએ.

---

* ભાગવતના વક્તા વ્યાસપુત્ર શુકદેવ; वैशम्पायन । रोमे એ પ્રમાણે પાઠાન્તર પણ છે.

એ લોકોનું સમજવું એમ છે કે દરેક પુરાણ એક એક માણસને હાથેજ લખાયલું, અને તેને લીધે તેઓ હાલનાં બધાં પુરાણો ક્યારે લખાયાં હશે તે વખત નક્કી કરવા બેસે છે. ખરી વાત તો એમ છે કે દરેક પુરાણની અંદરનો મજકૂર એકજ માણસને હાથે રચાયલો નથી, કારણ હાલનાં પુરાણો તો માત્ર એક જાતનો સંગ્રહ છે, અને તે સંગ્રહમાં જુદા જુદા વખતમાં રચાએલી વાતો ભેગી થયલી છે.

પુરાણનો મૂળ અર્થ જૂનું. પછી "જૂના પુરાતન–વખતમાં બનેલા બનાવોનું વર્ણન" એવો થયો. હવે દરેક સમયે તેના કરતાં આગળના સમયમાં બનેલા બનાવો પણ ખરા અને તેથી દરેક સમયે "પુરાણ" પણ હોવાં જોઇએજ. વેદમાં પણ "પુરાણ" છે. શતપથબ્રાહ્મણ, ગોપથબ્રાહ્મણ, આશ્વલાયનસૂત્ર, અથર્વસંહિતા, બૃહદારણ્યક, છાન્દોગ્યોપનિષદ્, મહાભારત, રામાયણ, માનવધર્મશાસ્ત્ર એ બધામાં પુરાણો હતાં એવું લખેલું છે. પરંતુ તેમાં હાલ જે પુરાણો ચાલુ છે તેમાંથી એકેનું નામ નથી. આપણે એટલું યાદ રાખવું જરૂરનું છે કે જો કે પ્રાચીન ભરતખંડના લોકોને લિપિવિદ્યાની એટલે લખવા વાંચવાની માહિતી હતી તો પણ તે વખત ગ્રંથો લખાતા નહતા, મોઢે મોઢે રચાતા, શિખવાતા અને પ્રસિદ્ધ થતા. એ પ્રમાણે પ્રાચીન પુરાણની વાતો એક મોઢેથી બીજે મોઢે જતાં લાંબે વખતે માત્ર એક જાતની દંતકથા–લોકવાયકાના–રૂપમાં બદલાઇ ગઇ અને પછી વખત જતાં એ બધી દંતકથાઓ તથા પ્રાચીન રચનાને એકઠી કરી તેમાંથી એક પુરાણ ઉભું કરવામાં આવ્યું. વેદનાં સૂત્રો પણ પહેલાં એ પ્રમાણે બધાં સામટાં ભેગાં થઇ પછી તેના ઋક્, યજુસ, સામ, એ ત્રણ સંહિતા રૂપે ત્રણ વિભાગ પડયા, તે વાત તો સૌ જાણે છે; અને જેણે વેદના એ પ્રમાણે વિભાગ કર્યા તેને તેટલા માટે "વ્યાસ" એવું ઉપનામ મળ્યું. કારણ "વ્યાસ" એ તેનું ઉપનામ–ઉપાધિ–છે, નામ નથી, તેનું નામ તો કૃષ્ણ હતું, અને દ્વીપમાં તેનો જન્મ થયલો હોવાથી તેને કૃષ્ણદ્વૈપાયન કહેતા. કેટલાએકોનું એમ કહેવું છે કે જેણે વેદના વિભાગ કર્યા તેજ માણસ પુરાણો ભેગાં

કરી લખનાર નહિ હોય એ બનવા જોગ છે. પરંતુ જેણે પુરાણો ભેગાં કરી લખ્યાં તેનું ઉપનામ "વ્યાસ" હોય એ સંભવિત છે. હાલનાં અઢારે પુરાણો એકજ માણસને હાથે લખાયાં હોય અથવા એકજ સમયે તેના જૂદા જૂદા વિભાગ થઇ જઇ રચાયાં હોય એમ લાગતું નથી. કારણ જૂદે જૂદે વખતે લખાયાં હોય એવી સાબિતિઓ તે બધાં પુરાણોમાંથીજ મળી આવે છે. તેથી જેણે થોડું ઘણું પૌરાણિક વૃત્તાંત પાઠે કરી તેનો એક સંગ્રહ બનાવી તૈયાર કર્યો હોય તે પણ "વ્યાસ" એ નામનો અધિકારી થયલો ગણાય. વખતે આમ હોવાને લીધેજ એવી વાયકા ચાલી હશે કે અઢારે પુરાણ વ્યાસનાંજ બનાવેલાં છે. પરંતુ એ વ્યાસ એ એક જણનું નામ નહિ પણ ઘણા જણાઓનું ઉપનામ હોવું જોઇએ એમ માનવાનાં ઘણાં કારણ છે. વેદના વિભાગ કર્યા તેનું નામ વ્યાસ, મહાભારત બનાવનારનું નામ વ્યાસ, અઢારેપુરાણ લખનારનું નામ વ્યાસ, વેદાન્તસૂત્રકારનું નામ વ્યાસ, અને છેવટ પાતંજલના દર્શન ઉપર ટીકા લખનારનું નામ પણ વ્યાસ હતું. આ સઘળાનો કર્ત્તા એક વ્યાસ હોઇ શકેજ નહિ. આગળના વખતમાં અને હાલમાં પણ ઘણા જણાએ વ્યાસ ઉપનામ ધારણ કર્યું છે એમાં કંઈ સંદેહ નથી, અને તેથી વેદ વિભાગકર્ત્તા વ્યાસ અને મહાભારત બનાવનાર વ્યાસ જેમ જૂદા જૂદા તેમ અઢારે પુરાણ બનાવનાર અઢાર જૂદા જૂદા વ્યાસ હશે એ બેશક છે.

કેટલાએકનો અભિપ્રાય એવો છે કે કૃષ્ણદ્વૈપાયનેજ પહેલવહેલાં પુરાણોનો સંગ્રહ કરેલો: જેમ તેણે વેદનાં સૂત્રો સંકલિત કરેલાં તેમ વિષ્ણુ, ભાગવત, અગ્નિ વગેરે પુરાણોના કેટલાક શ્લોક જોતાં પણ એમ લાગે છે કે તેણે પુરાણનો સંગ્રહ કરેલો, પરંતુ તે ઉપરથી એટલું નક્કી થાય છે કે વેદવ્યાસે એકજ પુરાણનો સંગ્રહ કરેલો, અઢારનો નહિ. તેના વિભાગ કરી તેના શિષ્યોએ ત્રણ પુરાણ બનાવ્યાં તેમ પણ થયું નથી; વખત જતાં, જૂદાં જૂદાં માણસોને હાથે ચઢતાં એકમાંથી અઢાર થઇ ગયાં.

આમાંથી ગમે તે અભિપ્રાય આપણે માન્ય રાખીએ તોપણ પુરાણો ક્યારે લખાયાં તે કાળ નક્કી કરવા માટે તો એટલુંજ ફળ તેમાંથી પ્રાપ્ત થઇ શકે કે અમુક પુરાણ ક્યારે અસ્તિત્વમાં આવ્યું

તે નક્કી કરી શકાય અને તે પણ થવું મુશ્કેલ છે, કારણ જૂનાં લખાણ પર નવાં લખાણ વધતાંજ ગયાં, અને દરેક પુરાણમાં એમ થયલું હોવાનું જણાય છે, ત્યારે પછી અમુક પુરાણનો કયો ભાગ લઇ તેનો સંકલનસમય નક્કી કરવો ?

દાખલા તરીકે, મત્સ્યપુરાણમાં બ્રહ્મવૈવર્તપુરાણ સંબંધે આ બે શ્લોક છે.

" रथन्तरस्य कल्पस्य वृ[illegible]धिकृत्य यत् ।
सावर्णिना नारदाय कृष्णमा[illegible]त्म्यसं[illegible]तम् ॥
यत्र ब्रह्मवराहस्य चरितं वर्ण्यते मुहुः ।
तदष्टादशसाहस्रं ब्रह्मवैवर्त्तमुच्यते ॥

એટલે જે પુરાણમાં રથંતરકલ્પના* વૃત્તાન્તના અધિકારી કૃષ્ણના માહાત્મ્યની કથા નારદને સાવર્ણિ મનુ કહે છે, તથા જેમાં વારંવાર બ્રહ્મવરાહના ચરિત્રની કથા વર્ણવેલી છે, તેવું અઢાર હજાર શ્લોકવાળું બ્રહ્મવૈવર્ત્તપુરાણ.

હવે હાલ જે બ્રહ્મવૈવર્તપુરાણ છે તે સાવર્ણિએ નારદને કહેલું નહિ, તે તો નારાયણ નામના એક બીજા ઋષિએ નારદને સંભળાવેલું, તેમાં રથન્તરકલ્પ અથવા બ્રહ્મવરાહચરિતનો પ્રસંગજ નથી; ઉલટું તેમાં પ્રકૃતિ અને ગણેશખંડ છે, કે જેનું નામ સરખું પણ સદરહુ બે શ્લોકોમાં નથી—મતલબ કે પ્રાચીન બ્રહ્મવૈવર્તપુરાણ હાલમાં વિદ્યમાન નથી. જે તે નામે ઓળખાય છે, તે બીજું નવીનજ પુરાણ છે. આમ હોવાથી બ્રહ્મવૈવર્ત્તપુરાણ ક્યારે લખાયું એ નક્કી કરવું એ મ્હોટી મુશ્કેલી છે.

વિલ્સને પુરાણો ક્યારે ક્યારે લખાયાં તે સમય નીચે પ્રમાણે નક્કી કર્યો છેઃ—

બ્રહ્મપુરાણ: ઈ. સ. ની ૧૩મી કે ૧૪મી સદીમાં.

પદ્મપુરાણ: ઈ. સ. ની ૧૩થી ૧૬મી સદી સુધીમાં.

વિષ્ણુપુરાણ: ઇ. સ. ની ૧૦મી સદી.

વાયુપુરાણ: વખત નક્કી થઇ શકતો નથી, ઘણું જૂનું છે.

---

* રથંતર એ સામવેદના એક ભાગ (કલ્પ)નું નામ છે.

**ભાગવતપુરાણ**: ઈ. સ. ની ૧૩મી સદી.

**નારદપુરાણ**: ઈ. સ. ની ૧૬ મી–૧૭મી સદી એટલે કે બસેં વરસનો ગ્રંથ.

માર્કંડેયપુરાણ: ઈ. સ. ની ૯મી કે ૧૦મી સદી.

અગ્નિપુરાણ: અનિશ્ચિત, ઘણું નવું.

ભવિષ્યપુરાણ: નક્કી નથી.

લિંગપુરાણ: ઈ. સ. ૮ મી કે ૯મી સદીની આ કે પેલે પાસે.

વરાહપુરાણ: ઇ. સ. ની ૧૨મી સદી.

સ્કંદપુરાણ: જૂદા જૂદા વખતનાં પાંચ પુરાણોનો સંગ્રહ.

વામનપુરાણ: ત્રણસેં ચારસેં વરસપર.

કૂર્મપુરાણ: પ્રાચીન નથી.

મત્સ્યપુરાણ: પદ્મપુરાણ પછી.

ગરૂડપુરાણ:<br>બ્રહ્મવૈવર્ત્તપુરાણ:<br>બ્રહ્માંડપુરાણ: } પ્રાચીન નથી, પ્રચલિત ગ્રંથ પુરાણ નથી.

હાલ સઘળા આ મતને માને છે; એ મત પ્રમાણે કોઇ પણ પુરાણ એક હજાર વરસ કરતાં જૂનું હોય તેમ જણાતું નથી. અંગ્રેજી શિખી પોતાની બુદ્ધિનો ઉપયોગ કરતાં જેઓ ભૂલી ગયા હોય તે સિવાય બીજો કોઇ હિંદુ ભાગ્યેજ એ સમયનિર્ધારણ કબૂલ રાખે. એ બરાબર નથી તે નીચેની એક બે વાતોપરથી સમજાશે.

આ દેશમાં સઘળાનું માનવું એવું હતું કે કાળીદાસ વિક્રમાદિત્યના વખતમાં થઈ ગયો અને વિક્રમાદિત્ય ઈ. સ. પૂર્વે ૫૬ વરસ પર થઈ ગયો, પરંતુ હાલ એ વાત કબૂલ રહી શકતી નથી, કારણ દાક્તર ભાઉ દાજીએ એવું સિદ્ધ કર્યું છે કે કાળીદાસ ઇ. સ. ની ૬ ઠ્ઠી સદીમાં થઈ ગયો, અને યૂરોપી પંડિતો અને તેમના દેશી શિષ્યો હવે તે વાત કબૂલ રાખે છે છતાં આપણે પણ તે મત કબૂલ રાખીએ, અને વિલ્સન સાહેબનો ઉપર જણાવેલો સમય પણ માન્ય રાખીએ તો પછી કાળીદાસ પછી ઘણે વર્ષે પુરાણો લખાયાં હોવાં જોઇએ એમ કબૂલ રાખવું જોઇએ. પરંતુ કાળીદાસે મેઘદૂતમાં કહ્યું છે કે:—

**येन श्यामं वपुरतितरां कान्तिमालम्बते ते।**
**बर्हेणेव स्फुरितरुचिना गोपवेशस्य विष्णोः ॥**

**૧૫ શ્લોક.**

આ શ્લોકના છેલ્લા ચરણમાં મોરપિચ્છથી સુશોભિત થયલા વિષ્ણુના ગોપવેશ સાથે મેઘધનુષ્યથી સુશોભિત થયલા આકાશની સરખામણી કરી છે. હવે વિષ્ણુએ કદી ગોપવેશ લીધેલો નહિ, પણ વિષ્ણુના અવતાર કૃષ્ણે ગોપવેશ લીધેલો ખરો. ઇંદ્રધનુષ્યની જોડે સરખામણી કૃષ્ણના માથાપર ખોસેલા મોરપિચ્છની કરી છે. હવે જ્યારે ઇ. સ. ની છઠ્ઠી સદી સુધી કોઇ પણ પુરાણ રચાયુંજ ન હોય તો પછી કૃષ્ણના માથાપરના મોરપિચ્છની આ શ્લોકમાં વાત આવી ક્યાંથી ? એ નથી વેદમાં કે નથી મહાભારતમાં કે નથી રામાયણમાં: પુરાણ અને તેને અનુસરી લખાયલાં ગીતગોવિંદ વગેરે કાવ્યો સિવાય બીજે કોઈ ઠેકાણે નથી. માત્ર હરિવંશમાં છે, પણ તે પણ વિલ્સનના મત પ્રમાણે વિષ્ણુપુરાણ પછીનો ગ્રંથ, તેથી એટલું નક્કી થાય છે કે, કાળીદાસની પૂર્વે એટલે ઓછામાં ઓછું ઈ. સ. ની છઠ્ઠી સદી પહેલાં હરિવંશ અથવા કોઇ પણ વિષ્ણુને લગતું પુરાણ રચાયલું ખરૂંજ.

વળી એક બીજી બાબતનો પણ અહિ નિકાલ કરીશું: હાલમાં જે બ્રહ્મવૈવર્તપુરાણ આપણી પાસે છે તે અસલ ગ્રંથ ન હોય તો પણ અગીઆરમા સૈકાની પૂર્વનો તો એ ગ્રંથ હોવો જોઇએ, કારણ ગીતગોવિન્દનો રચનાર જયદેવ ગૌડ દેશના રાજા લક્ષ્મણસેનની સભાનો પંડિત થઇ ગયો. લક્ષ્મણસેન બારમી સદીના પહેલા ભાગમાં થઈ ગયો. આગળ જતાં આપણે જોઇશું કે જો એ બ્રહ્મવૈવર્ત્તપુરાણ તે વખતે જાણમાં ન હોત અને સમ્માનિત ન હોત તો ગીતગોવિન્દ લખાતજ નહિ, અને હાલના પુરાણનો પંદરમો અધ્યાય—શ્રીકૃષ્ણ જન્મખંડનો—જો તે વખતે પ્રચલિત હોત નહિ તો ગીતગોવિન્દનો પહેલોશ્લોક "**मेघैर्मेदुरमम्बरम्**" ઈત્યાદિ લખાતજ નહિ તેથી એટલું પણ નિશ્ચિત થાય છે કે આ બ્રહ્મ વૈવર્ત્તપુરાણ પણ અગી-

આરમી સદીની પૂર્વે તો ખરૂંજ. અસલ પુરાણ તેથી પણ કેટલું વહેલું લખાયું હશે તે આપણે જાણતા નથી. છતાં વિલ્સન તો એમજ કહે છે કે માત્ર બસેં વર્ષપર એ પુરાણ રચાયલું.

---

## પ્રકરણ ૧૫ મું.

### પુરાણ.

અઢારે પુરાણ સરખાવી જોતાં ઘણી વખત એમ દેખાય છે કે ઘણા શ્લોકો કેટલાંક પુરાણોમાં એકના એકજ છે. કોઇ ઠેકાણે કાંઇકિ પાઠફેર હોય છે, અને કોઈ ઠેકાણે તે પણ બિલકુલ હોતો નથી. આગળ પાંચમાં પ્રકરણમાં નન્દ મહાપદ્મનો સમય નક્કી કરતી વખતે આપેલા શ્લોકો એ બાબતનું ઉદાહરણ છે. પણ તે ઉપરાંત બીજા પણ ઘણા દાખલા છે. બ્રહ્મપુરાણના પાછલા ભાગમાં કૃષ્ણચરિત્ર વિસ્તારીને આપેલું છે, તેમજ વિષ્ણુપુરાણના પાંચમા ભાગમાં પણ કૃષ્ણચરિત્રનું વિસ્તારથી વર્ણન આપ્યું છે. એ બેમાં જરાએ ફેર નથી. અક્ષરે અક્ષર સરખું છે. એ પાંચમા ભાગમાં ૬૮ અધ્યાય છે. વિષ્ણુપુરાણના એ બધાએ અધ્યાયમાંના શ્લોકો, બ્રહ્મપુરાણના કૃષ્ણ-ચરિત્રમાં છે, અને તેમજ બ્રહ્મપુરાણના બધા શ્લોકો વિષ્ણુપુરા-ણમાં છે. આ બાબતમાં એ બે પુરાણમાં કોઇ પણ જાતનો તફાવત યા ફેરફાર નથી. તેનું નીચે લખેલાં ત્રણ કારણોમાંથી એક કારણ હોવું જોઇએ.

( ૧ ) કાંતો બ્રહ્મપુરાણમાંથી વિષ્ણુપુરાણમાં ચોરી કરેલી હોવી જોઇએ.

( ૨ ) યાતો વિષ્ણુપુરાણમાંથી બ્રહ્મપુરાણમાં ચોરી કરેલી હોવી જોઇએ.

( ૩ ) અથવા તો કોઇએ કોઇનામાંથી ચોરી કરેલી હોવી જોઇએ નહિ, પરંતુ એ કૃષ્ણચરિત્ર તે અસલ વ્યાસની બનાવેલી પુરાણ

સંહિતાનોજ ભાગ હોવો જોઇએ, અને તે વિષ્ણુ અને બ્રહ્મપુરાણ બંનેમાં સંચકી રાખેલો હોવો જોઇએ.

હવે પહેલાં બંનેમાંથી એકે કારણ ખરૂં હોવું જોઇએ એમ લાગતું નથી. કારણ એવા જાણીતા ગ્રંથમાંથી ૬૮ અધ્યાયની એકદમ ચોરી કરવી એ નહિ બનવા જેવી વાત છે અને બીજી કોઇ જગાએ તેવું થયલું દેખાતું નથી. જે કોઇ એ પ્રમાણે ચોરી કરે તે કાંઇ નહિ તો તેમાં સ્હેજસ્હાજ ફેરફાર કરે અને વળી એ શ્લોકની રચના એવી નથી કે જેમાં ફેરફાર થઇ શકે નહિ. વળી માત્ર આ બે પુરાણમાંજ આ પ્રમાણે થયું છે એમ નથી પણ આગળ કહ્યું છે તેમ બીજાં ઘણાં પુરાણોમાં એ પ્રમાણે એકમાંના શ્લોક બીજામાં મળી આવે છે. તેમજ ઘણી બાબતોમાં પુરાણોમાં જેમ મળતાપણું છે તેમ વિરોધ પણ છે. આથી આગળ કહ્યું તેમ પૂર્વે અસલ એક પુરાણસંહિતા તો હશેજ. વખતે એમ હોય કે તે કૃષ્ણદ્વૈપાયને બનાવી ન હોય, પણ એટલું તો માનવું પડશેજ કે તે સંહિતા ઘણા પ્રાચીન સમયમાં રચાયલી, કારણ આગળ જતાં આપણે જોઇશું કે પુરાણમાં કહેલી ઘણી બાબતોની ન તોડી શકાય તેવી સાબિતિઓ મહાભારતમાં મળી આવે છે, પરંતુ તે બધાનું મહાભારતમાં સવિસ્તર વર્ણન કરેલું હોતું નથી અને તેથી એમ કહી શકાય નહિ કે પુરાણકારોએ તે બાબતો મહાભારતમાંથી ઉતારી લીધેલી.

હવે યુરોપીઅનોના અભિપ્રાય પ્રમાણે પુરાણસંગ્રહનો સમય ખરો માની લઇએ તો તેનું શું ફળ આવે છે તે જોઇએ. વિષ્ણુપુરાણના ૪થા ભાગના ૨૪મા અધ્યાયમાં મગધ દેશના રાજાઓની વંશાવળી આપેલી છે. વિષ્ણુપુરાણની એ વંશાવળીઓ ભવિષ્યમાં થનારા રાજાઓને સંબંધે છે એવા રૂપમાં અપાયલી છે, કારણ એ પુરાણ લખનાર શરૂજ એમ કહીને કરે છે કે વેદવ્યાસના પિતા પરાશર ઋષિએ કલિયુગના આરંભમાં એ ગ્રંથ કહી સંભળાવેલો તે વખતે નંદના વંશજો વગેરેનો તો જન્મ પણ નહતો. છતાં જ્યારે તેમનાં નામ તેમાં ગવાઇ ગયાં ત્યારે પછી જો ભવિષ્યવાણિનું રૂપ તેને

આપવામાં આવે નહિ તો પછી પરાશરકથિત ગ્રંથ તરીકે તે પસાર થઇ શકે નહિ; તેથી એ પુરાણનો જે સંગ્રહ કરનાર અથવા તો તેમાં પાછળથી વધારો કરનાર હશે તેણે એ બાબત લખતી વખતેજ એવું રૂપ તેને આપેલું કે જાણે તે ભવિષ્યમાં બનવાની વાત હોયઃ જેમ કે ફલાણો રાજા થશે, તેની પછી ફલાણો રાજા થશે, તેની પછી ફલાણો થશે. એ રાજાઓમાંથી ઘણાઓનાં નામ તવારિખમાં અમર થઇ ગયાં છે, અને તેમનાં રાજ્યસંબંધે બૌદ્ધ, યવન, અને સંસ્કૃત ગ્રંથોમાં, તેમજ મોટા મોટા ખડકોપર કોતરાયલા લેખોમાં વર્ણન મળી આવે છે.

જેમકે, નન્દમહાપદ્મ, મૌર્યચન્દ્રગુપ્ત, બિંદુસાર, અશોક, પુષ્પમિત્ર, પુલિમાન, શકરાજગણ, અંધ્રરાજગણ, વગેરે. વળી વિષ્ણુપુરાણમાં છે કે:—

**"नवनागा: पद्मावत्यां कान्तिपुर्यां मथुरायामनुगंगाप्रयागं मागधा गुप्ताश्च भोक्ष्यन्ति ।"** (विष्णुपुराण. ४ अंश. २३ अ. १८).

ગુપ્ત વંશજોનો સમય ફ્લીટ ( Fleet ) સાહેબે નક્કી કર્યો છે. એ વંશના પહેલા રાજાનું નામ મહારાજગુપ્ત હતું, તેના પછી ઘટોત્કચ, ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય ને સમુદ્રગુપ્ત ( ઇ. સ. ના ચોથા સૈકામાં ) થયા. પછી ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય બીજો, કુમારગુપ્ત, સ્કન્દગુપ્ત, બુદ્ધગુપ્ત (ઇ. સ.ની પાંચમી સદીમાં ) થયા. આ સઘળા ગુપ્ત નામના રાજા થઇ ગયા, અથવા રાજ્ય કરે છે, એ વાતની માહીતી હોવા સિવાય પુરાણકાર તે લખી શકે નહિ, મતલબ કે તેઓ ગુપ્ત સંજ્ઞક રાજાઓના સમયમાં યા તો તે પછી થઈ ગયા હોવા જોઇએ, અને તેથી એ પુરાણ ઈ. સ. ના ચોથા કે પાંચમા સૈકામાં લખાયું હોવું જોઇએ. વળી એમ પણ બની શકે ખરૂં કે વિષ્ણુપુરાણના ચોથા ભાગમાં પાછળથી એ ગુપ્ત સંજ્ઞક રાજાઓનાં નામ વધારી દેવામાં આવ્યાં હોય, અથવા એમ પણ હોય કે એ ચોથો ભાગ એક વખતે લખાયો હોય અને બાકીનો ભાગ બીજી વખતે લખાયો હોય, અને તે બધા ભાગ કોઈ એક વખતે એકઠા થઇ ગયા હોય અને તેનું નામ વિષ્ણુપુરાણ અપાયું હોય. આજે

પણ શું યુરોપમાં કે શું અહિં એવું ઘણી વખત બને છે કે, જૂદ જૂદા સમયમાં રચાયલી બાબતોનો એક ગ્રંથમાં સંગ્રહ થાય અ તે આખા સંગ્રહને એક નામ આપવામાં આવે. જેમકે "Perc Reliques" અથવા બંગાળીમાં રસિક મોહન ચટ્ટોપાધ્યાયનું સ ગ્રહ કરેલું "ફલિત જ્યોતિષ". અમને તો તેથી એમજ લાગે છે બધાં પુરાણો આ પ્રમાણેજ સંગૃહીત થયલાં. સદરહુ બે પુસ્તકો જે કે હાલના વખતનો સંગ્રહ છે, તોપણ તેમાં જે બાબતો ભેગી કર લખેલી છે તે જૂના વખતની છે, એટલે સંગ્રહ નવો થયો તેથ તેમાંની સંગૃહીત બાબતો કાંઇ નવી થઇ શકતી નથી.

એમ પણ બને છે કે સંગ્રહ કરનાર પોતે ઘણી નવી બાબત રચીને તેમાં દાખલ કરી દે છે, અથવા જૂની હકીકતોને નવીન કલ નાવડે કે અતિશયોક્તિ ભરેલા અલંકારવડે નવા જેવી બનાવી છે. વિષ્ણુપુરાણમાં તેવું થયું નથી, પણ ભાગવતમાં ઘણે ઠેરજ એમ થયું છે ખરૂં.

ભાગવતપુરાણ બોપદેવે લખેલું એમ કહેવાય છે. ઇ. સ. ના તેરમ સૈકામાં એ બોપદેવ દેવગિરિના રાજા હેમાદ્રિનો સભાસદ હતો. ઘણ હિંદુઓ એ ગ્રંથને બોપદેવે બનાવેલો એમ કબૂલ કરતા નથી. વૈષ્ણવ કહે છે કે તેમના શત્રુ શાકતોએ એ વાત ચલાવી છે.

ખરૂં જોતાં ભાગવત પુરાણ છે કે નહિ તે વિષેજ બહુ તકરા છે. શક્તિના ભક્ત શાકતો કહે છે કે એ ભાગવત પુરાણજ નથ દેવી ભાગવત તેજ ભાગવત પુરાણ છે. તેઓ કહે છે "**भगवत इ भागवतं**" એવો અર્થ ન કરતાં "**भगवत्या इदं भागवतं**" એ અર્થ કરવો જોઇએ.

ઉપર જણાવેલી શંકા કેટલાએકના મનમાં હોવાથી શ્રીધર સ્વા મીએ એ ગ્રંથના પહેલા શ્લોકની ટીકા કરતાંજ લખ્યું છે કે "**भागवत नामान्यदित्यापि नाशंकनीयम्**". આથી જણાશે કે એ પુરાણ નથી, પરંતુ દેવી ભાગવતજ ખરૂં પુરાણ છે એ શંકા શ્રીધર સ્વામીન વખત પહેલાંથી ચાલતી આવેલી, અને તે સંબંધે તકરાર પણ ચાલતી

આવેલી. એ વિવાદને અંગે જે સઘળાં પુસ્તકો લખાયાં છે તેના નામજ વાંચતાં એમ લાગશે કે તકરારે આકરૂં રૂપ પકડયું હતું. એકનું નામ "**दुर्जनमुखचपेटिका**"; તેના જવાબમાં લખાયલી ચોપડીનું નામ "**दुर्जनमुखमहाचपेटिका**"; અને વળી બીજીનું નામ "**दुर्जनमुखपद्मपादुका**" વળી "**भागवत-स्वरूप-विषय-शंकानिरासत्रयोदश**" વગેરે બીજા ઘણા ગ્રંથો એજ વિષયપર લખાયલા છે. બુરનૂફે ( Bournouf ) "**चपेटिका**", "**महाचपेटिका**" અને "**पादुका**" ના તરજુમા કર્યા છે, અને વિલ્સને વિષ્ણુપુરાણના તરજુમાની પ્રસ્તાવનામાં તેનો સાર આપ્યો છે. તે આપણે જોવાની કાંઇ જરૂર નથી, કારણ અત્રે તો સાબિત કરવાનું એજ છે કે ભાગવત પુરાણમાં પણ કેટલીએક પ્રાચીન બાબતો સમાયલી છે, તેમ ઘણી નવી બાબતો પણ તેમાં દાખલ થઇ ગયલી છે. વળી પ્રાચીન બાબતો પણ નાના પ્રકારના અલંકાર તથા અતિશયોક્તિવડે નવા રૂપમાં મૂકાઇ છે; એ પુરાણ બીજાં ઘણાં પુરાણો કરતાં નવું હોવું જોઇએ, કારણ તેમ ન હોય તો તેના પુરાણત્વ સંબંધે આટલો બધો વાદવિવાદ થાય શા માટે ?

જે પુરાણમાં કૃષ્ણના ચરિત્રની કાંઇ વાત નથી, તેને આ પુસ્તક જોડે કાંઇ સંબંધ નથી, માટે તેને વિષે અહિ કાંઇજ કહેવાની જરૂર નથી. કૃષ્ણચરિત્ર સંબંધી કાંઇ પણ જેમાં પ્રસંગ છે તેવાં પુરાણ બ્રહ્મ, વિષ્ણુ, ભાગવત અને બ્રહ્મવૈવર્ત્ત એ ચાર છે. તેમાં વિસ્તારથી તે પ્રસંગનાં વર્ણન કરેલાં છે; તેમાં બ્રહ્મ અને વિષ્ણુપુરાણની હકીકત એકજ છે, તેથી હવે આપણે વિષ્ણુ, ભાગવત અને બ્રહ્મવૈવર્ત્ત સિવાય બીજા ગ્રંથો જોવાની જરૂર નથી. એ ત્રણ પુરાણો માટે જે કાંઇ કહેવાનું હતું તે આગળ કહ્યું છે. બ્રહ્મવૈવર્ત્ત સંબંધે કાંઇક હજુ વિશેષ કહેવાનું છે તે હવે પછી કહીશું. હાલ તો હરિવંશ વિષે આગળ વિચાર કરીએ.



# પ્રકરણ ૧૬ મું.

## હરિવંશ.

હરિવંશમાંજ કહેલું છે કે મહાભારતની કથા પૂરી થયા પછી શૌનકાદિ ઋષિની વિનંતિ બહાલ રાખી ઉગ્રશ્રવાએ હરિવંશ કહી સંભળાવ્યો. આથી એ ગ્રંથ મહાભારત પછી થયો એટલું તો સિદ્ધ થાય છે, પણ મહાભારત પછી કેટલે કાળે એ ગ્રંથ રચાયો તે નક્કી કરવાની જરૂર છે. હરિવંશ વિશે ઇશારો મહાભારતના પર્વસંગ્રહાધ્યાયને છેડે છે, ને તે શ્લોકનો ઉતારો આપણે નવમા પ્રકરણમાં કરેલો છે; પરંતુ મહાભારતના અઢારે પર્વની અંદરના વિષયોનું સંક્ષેપ રૂપે એ અધ્યાયમાં વર્ણન કર્યું છે તેવું હરિવંશનું કાંઇજ વર્ણન કર્યું નથી. એ શ્લોક વાંચતાં એવું જણાય છે કે જ્યારે પ્રથમ પર્વસંગ્રહાધ્યાય રચાયો હશે ત્યારે તેમાં હરિવંશને સંબંધે કાંઇજ લખેલું નહિ હોય. એક લાખ શ્લોકનો મેળ કરી દેવાને માટે કોઇએ એ શ્લોક બનાવી દીધેલો લાગે છે. હાલમાં હરિવંશમાં ત્રણ પર્વ છે; હરિવંશપર્વ, વિષ્ણુપર્વ, ભવિષ્યપર્વ, સદરહુ મહાભારતના શ્લોકમાં માત્ર એજ પર્વ–હરિવંશ ને ભવિષ્યનાં–નામ છે, વિષ્ણુપર્વનું નામ સરખું પણ નથી, તેમજ એ બે પર્વના શ્લોકની સંખ્યા ૧૨,૦૦૦ ની છે એમ ણ કહ્યું છે. હાલનાં ત્રણે પર્વ મળી ૧૬,૦૦૦ ઉપર શ્લોક છે. માટે જરૂર મહાભ ારતમાં એ શ્લોક લખાયા પછીજ વિષ્ણુપર્વ હરિવંશમાં દાખલ થઇ ગયલું.

બાબુ કાળીપ્રસન્નસિંહે મહાભારતનો બંગાળી ભાષામાં તરજુમો કર્યો છે, પણ તે માત્ર અઢારજ પર્વનો. તેમાં હરિવંશનો સમાવેશ કર્યો નથી, તેનું કારણ તે નીચે પ્રમાણે જણાવે છેઃ “મહાભારતનાં અઢાર પર્વ સિવાય હરિવંશ નામના ગ્રંથને કેટલાક ભારતનું એક પર્વ ગણે છે, અને તેને આશ્ચર્યપર્વ અથવા ઓગણીસમું પર્વ કહે છે, પણ ખરૂં જોતાં હરિવંશ ભારતનું પર્વ નથી. મૂળ મહાભારત રચાયા પછી ઘણે વખતે પરિશિષ્ટ રૂપે તે ભારતમાં દાખલ થઇ ગયું છે. હરિ-

વંશની રચના, શૈલી, તાત્પર્ય વગેરે જોતાં વિચક્ષણ માણસને તરત જણાઇ આવશે કે તે સાંપ્રતકાળમાં લખાયલો ગ્રંથ હોવો જોઇએ. મહાભારતના સ્વર્ગારોહણપર્વમાં હરિવંશ સાંભળવાનાં ફળ વર્ણવ્યાં છે ખરાં, પણ તેથી કાંઈ એ ગ્રંથનું પ્રાચીનત્વ સાબિત થતું નથી, કારણ એ સાંભળવાના ફળનું વર્ણનજ પાછળથી તેમાં દાખલ થયું છે, તેથી જો મૂળ મહાભારતના ગ્રંથ જોડે હરિવંશનો તરજુમો કરવામાં આવે તો લોકોના મનમાં ઉપર જણાવેલો ભ્રમ વધારે ઠસી જાય, માટે તેનું ભાષાંતર કર્યું નથી."

વિલસન પણ હરિવંશ વિષે એમજ કહે છે: "The internal evidence is strongly indicative of a date considerably subsequent to that of the major portion of the Mahabharata." ( H. H. Wilson's Essays, Analytical, Critical and Philosophical on subjects connected with Sanskrit Literature. Vol. I. Dr. Reinhold Rost's Edition. )

આ વાત ખરી છે, અને મહાભારત લખાયા પછી ઘણે થોડે વખતે હરિવંશ રચાયો હશે એમ કબૂલ રાખીએ તોપણ વિષ્ણુપર્વ તો તેમાં ઘણુંજ મોડું ઉમેરાયલું. પણ એ બધા કાળનો નિર્ણય કરવાનું કામ બહુ મુશ્કેલ છે.

સુબંધુકૃત વાસવદત્તામાં હરિવંશના પુષ્કરપ્રાદુર્ભાવ નામના વૃત્તાંતનો લેખ છે. યુરોપીઅન પંડિતોએ એવું સાબિત કર્યું છે કે ઈ. સ. ના સાતમા સૈકામાં સુબંધુ થઇ ગયો, એટલે કે તે વખતે હરિવંશ હયાતીમાં હતો, એટલું માત્ર નક્કી થાય છે, પરંતુ અસલ તે ક્યારે રચાયલો તે નક્કી થઈ શકતું નથી. પરંતુ એટલું તો કહેવાય કે મહાભારત અને વિષ્ણુપુરાણ પછી, અને ભાગવત તથા બ્રહ્મવૈવર્તપુરાણોની પહેલાં તો તે લખાયલોજ.

આમ કહેવાનું કારણ તથા તેની સાબિતી એજ આ પુસ્તક—કૃષ્ણચરિત્ર—નું મૂળ સૂત્ર છે એમ કહીએ તો ચાલે. એ કારણ હવે પછીના પ્રકરણમાં જણાવ્યું છે.

# પ્રકરણ ૧૭ મું.

## ઐતિહાસિક પૌર્વાપર્ય.

જગદીશ્વર પોતે એક છતાં બહુ થવાની ઇચ્છા થવાથી તેણે જગત્ સરજાવ્યું. આ કારણ—જગતને સરજાવવાનું—ઉપનિષદ્‌માં કહ્યું છે.

[ **सोऽकामयत । बहु स्यां प्रजायेयेति**—तैत्तिरीयोपनिषद्, २ वल्ली, ६ अनुवाक. ]

અદ્વૈતવાદીઓ જ્યારે ત્યારે આજ વાત આગળ કરે છે. યૂરોપના વિજ્ઞાનશાસ્ત્રીઓ વગેરે પણ ઘણા પ્રયત્નો પછી એ અદ્વૈતવાદની ઘણી પાસે આવી પહોંચ્યા છે, તેઓ પણ એમજ કહે છે કે શરૂઆતમાં જગત્ સમસ્ત એકજ હતું, ધીમે ધીમે તે બહુતાને પામ્યું. જેને Evolution કહે છે તે મતને માનનારાઓનું આવું કહેવું છે. એકમાંથી બહુ કહ્યું એટલે કેવળ સંખ્યામાંજ તેમ થયું એમ નહિ પણ તેને એકપણું અને બહુપણું—એકાંગિત્વ અને બહ્વંગિત્વ—સમજવાં. જેમકે જે અભિન્ન—એક—હતું તે જૂદે જૂદે અંગે ઓળખાવા માંડ્યું. જે Homogeneous હતું તે પરિણતિ પામી Heterogeneous થયું. Uniform હતું તે Multifarious થયું. વળી એકલા જડ જગતમાંજ આ પ્રમાણે થયું એમ નથી. જડજગત્, જીવ જગત્, માનસ જગત્, સમાજ જગત્, બધેજ એ નિયમ લાગુ પડે છે. જગતની અંદર રહેલા દરેક વિષયમાં એમ થયું છે. જેમકે સાહિત્ય અને વિજ્ઞાન, જે એ સમાજ જગતની અંદરના વિષયો છે તેમાં તેમ થયું એટલુંજ નહિ પણ સાહિત્યના અંતર્ગત વિષયો જેવા કે ઉપન્યાસ અને આખ્યાનો તેમાં પણ એજ ક્રમ ચાલવા માંડયો, તે એટલે સુધી કે બજારમાંની ગપ તથા અફવાઓ પણ એજ નિયમને તાબે થઇ. એક જણે બીજાને કહ્યું કે "કાલે રાત્રે અંધારામાં હું સૂતો હતો, ત્યાં એક જાતનો અવાજ સાંભળી હું બૂમ બીધો." તે બીજો માણસ જરૂરજ ત્રીજાને મોઢે એમ કહેશે કે "અહોહો, પેલા ઘરમાં કાલે રાત્રે ભૂતે શું તોફાન કરી મૂક્યું હતું!" તે ત્રીજો વળી ચોથાને મોઢે કહેશે કે "કાલે રાત્રે ફલાણાએ ભૂત જોયું હતું," અને તે વળી પાંચમાને કહેશે કે "ફલાણાના ઘરમાં ભૂતનો ઉપદ્રવ બહુ વધી

પડયો છે," અને છેવટ લોકોમાં એવી વાત ચાલશે કે ભૂતના ઉ
દ્રવથી આખું કુટુંબ ત્રાહે ત્રાહે પોકારે છે.

બજારની ગપોમાં આવો ફારફેર થાય છે એમ નથી, પણ પ્રાચ
ઉપાખ્યાનોને સંબંધે પણ એમ થતું આવ્યું છે. પહેલ વહેલું તો તે
નામ પડે છે. જેમકે 'વિષ' ધાતુપરથી વિષ્ણુ, પછી તેનું રૂપક થાય
જેમકે વિષ્ણુને ત્રણ પગ છે. પછી કોઇ એમ કહે છે કે તેનો અર્થ સૂર્ય
ઉદય, મધ્યાહ્નની સ્થિતિ, અને અસ્ત એવો કરવો; કોઈ કહે છે
ઇશ્વરનું ત્રણે લોકમાં વ્યાપી રહેવું એવો કરવો; અને કોઇ કહે છે કે ભૂ
વર્તમાન અને ભવિષ્યની સંજ્ઞા એવો કરવો. પછી ત્રીજું પગલું તે ઇ
હાસ—જેમકે બળી રાજા અને વામનનો વૃત્તાંત. ચોથું પગલું, એ ઇ
હાસમાં મીઠું મરચું ઉમેરવું તે, જેનો દાખલો પુરાણોમાંથી મળી આવે

આ નિયમના ઉદાહરણ તરીકે ઉર્વશી પુરૂરવાનું આખ્યાન અ
પણે લઇએ. એ કથાની પહેલી અવસ્થા યજુર્વેદસંહિતામાંથી જ
આવે છે. ત્યાં ઉર્વશી ને પુરૂરવા એ માત્ર અરણિ નામના લાકડા
એ કટકાનાં નામ છે. વેદના સમયમાં દીવાસળી કે ચકમક હતાં ન
તેથી યજ્ઞનો અગ્નિ ચેતાવવામાં તે વપરાતાં નહિ. એક લાકડાના ક
કાને બીજા લાકડાના કટકા જોડે ઘસી તેમાંથી દેવતા પાડવા
આવતો હતો. આ ક્રિયાને "**अग्निचयन**" (દેવતા ભેગો કરવો
કહેતા હતા, અને તેમ કરવા માટે મંત્ર ભણવામાં આવતા. એ મ
યજુર્વેદસંહિતામાં ( માધ્યન્દિની શાખામાં ) પાંચમા અધ્યાયના બી
કાંડમાં છે. તેના ત્રીજા મંત્ર વડે એક કટકાને તથા પાંચમા વડે બીજા
પૂજવામાં આવતા. એ બંને મંત્રોનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

હે અરણિકાષ્ઠ ! અગ્નિની ઉત્પત્તિ કરવા માટે અમે તને સ્ત્રી રૂ
કલ્પીએ છીએ, આજથી તારૂં નામ ઉર્વશી. ૩.

[ હવે ઉત્પત્તિને માટે એકલી સ્ત્રી હોય તે ચાલે નહિ. પુ
પણ જોઇએ, તેથી ઉપર કહેલા કાષ્ઠના કટકાપર બીજો કટકો મૂ
નીચેનો મંત્ર ભણવામાં આવતો. ]

હે અરણિકાષ્ઠ ! અગ્નિની ઉત્પત્તિ કરવા માટે અમે તને પુ
રૂપે કલ્પીએ છીએ. આજથી તારૂં નામ પુરૂરવા. ૫.

અરણિ જેને અડકેલો તેવું ઘી તેનું નામ "આયુ" તર
ચોથા મંત્રમાં આપ્યું છે.

આ પહેલું પગલું. બીજું પગલું, ઋગ્વેદસંહિતાના ૧૦મા* મંત્રનું ૯૫મું સૂક્ત કે જ્યાં ઉર્વશી ને પુરૂરવા તે માત્ર લાકડાના કટકા નહિ પણ નાયક નાયિકા રૂપે દેખા દે છે. પુરૂરવાને ઉર્વશીનો વિરહ થશે એવી શંકા ઉભી થાય છે. આજ:રૂપક અવસ્થા: ઉર્વશી–રૂપકમાંજ પુરૂરવાને કહે છે "હે પુરૂરવા, તું દરરોજ ત્રણ વખત મારી સાથે ભોગ કરે છે:" યજ્ઞના ત્રણ અગ્નિ આ ઉપરથી સમજાય છે.‡ વળી ઉર્વશી પુરૂરવાને "ઇલા પુત્ર" કહી સંબોધે છે. "ઇલા"નો અર્થ પૃથ્વી, અને પૃથ્વીનો પુત્ર તે અરણિકાષ્ઠ.

હવે મહાભારતમાં એ બધું બદલાઈ જઇ પુરૂરવા તે ચંદ્રવંશનો રાજા થઈ જાય છે. ચંદ્રનો છોકરો બુધ, તેનો છોકરો ઇલા, ને તેનો છોકરો પુરૂરવા. ઉર્વશીથી એને છોકરો થયો તેનું નામ આયુ. ઉપરના મંત્રપરથી વાચકને જણાયું હશે કે જેને અરણિ અડકેલો એવું ઘી તે આયુ. મહાભારતમાં એ આયુના પુત્રનું નામ નહુષ છે, તેના પુત્રનું નામ યયાતિ. યયાતિના ઘણા પુત્રોમાંથી બેનાં નામ, યદુ અને પુરૂ હતાં, તેમાંથી યદુ તે જાદવોનો આદિ પુરૂપ અને પુરૂ તે કૌરવ પાંડવોના કુટુંબનો મૂળ પુરૂપ. આ ત્રીજી અવસ્થા–કે જેમાં અરણિનું લાકડું મોટા ઐતિહાસિક શહેનશાહની પદવીએ પહોંચી ગયું છે.

ચોથી અવસ્થા વિષ્ણુ, પદ્મ વગેરે પુરાણોમાં દેખાય છે, તેમાં ત્રીજી અવસ્થાનો સઘળો ઇતિહાસ અતિશયોક્તિથી ભરપૂર થઇ ગયો છે. તેના એક બે નમૂના અત્રે આપ્યા છે.

"ઉર્વશી ઇંદ્રની સભામાં નાચતાં નાચતાં પુરૂરવાને જોઈ એટલી મોહિત થઇ ગઇ કે તેના નાચની તાલ તૂટવા માંડી અને તેથી ઇંદ્રના શાપથી અઢીહજાર વર્ષ તેને સ્વર્ગ છોડી પૃથ્વીપર પુરૂરવા જોડે રહેવું પડયું."

---

* યૂરોપીઅનોનું કહેવું એમ છે કે બીજી બધી સંહિતા કરતાં ઋગ્વેદસંહિતા જૂની છે. પરંતુ ખરૂં જોતાં તેમ નથી. કારણ એક સંહિતા બીજીના કરતાં જૂની છે એમ નથી; પરંતુ તેમાંના કેટલાક મંત્રો વિષે એ વાત ખરી છે, એટલે કે ઋગ્વેદસંહિતાના કેટલાક મંત્રો યજુર્વેદના મંત્રો કરતાં જૂના છે, અને કેટલાએક તેના કરતાં આધુનિક છે.

‡ મેક્સમ્યૂલર આદિ આનો જૂદો અર્થ કરે છે. ઉર્વશી તે પરોઢ અને પુરૂરવા તે સૂર્ય. પરંતુ ઉપરના મંત્ર તથા ત્રણવારના સંસર્ગનો ખુલાસો અત્રે આપ્યો છે તેજ ખરો લાગે છે.

વળી એજ વાત બીજે રૂપે પણ કહેવાઇ છે.

"આગળના વખતમાં કોઈ એક કાળે ભગવાન વિષ્ણુ ધર્મપુત્ર થઇને ગંધમાદન પર્વતપર ભારે તપસ્યા માંડી બેઠા હતા. એ ઉગ્ર તપ જોઇ ઇંદ્રને બીક લાગી અને તેથી તેમાં ભંગાણુ પડાવવાને તેણે વસંત તથા કામદેવને અપ્સરા સાથે મોકલ્યા. પણ તેમનાથી કાંઇ વળ્યું નહિ ત્યારે તે અપ્સરાઓની જાંગ (ઊરૂ) માંથી કામદેવે એને (ઉર્વશીને) સરજાવી અને તેણે વિષ્ણુના તપમાં ભંગ પડાવ્યો. તેથી ઇંદ્રને બહુ સંતોષ થયો અને તેના રૂપથી મોહિત થઈ પોતે તેને ગ્રહણ કરવા ઇચ્છા બતાવી, તેની તેણે સમ્મતિ આપી. પછી મિત્ર અને વરૂણદેવે પણ તેના તરફ એવીજ ઇચ્છા બતાવી, જેને માટે તેણે હા કહી નહિ, તેથી તેઓએ તેને શાપ દીધો, અને તેટલા માટે ત મનુષ્યને પાલવે પડી—મતલબ કે પુરૂરવાની સ્ત્રી થઇ."

આ બધી હકીકત જોતાં સ્હેજ એમ લાગશે કે તેમાં યજુર્વેદ સંહિતાવાળો મંત્ર સૌથી પહેલો, પછી ઋગ્વેદસંહિતાવાળો મંત્ર, પછી મહાભારતની હકીકત, અને છેવટ પદ્માદિ પુરાણોમાંથી હકીકત, એવો એ ઉપાખ્યાનનો ક્રમ હોવો જોઇએ.

આગળ ચાલતાં કૃષ્ણચરિત્રની જે જે હકીકત જણાવવામાં આવશે તે સર્વે આજ નિયમને અનુસરી કહેવામાં આવશે. તેનાં એક બે ઉદાહરણ અત્રે આપીશું. દાખલા રૂપે પૂતનાનો વધ લઇએ.

આ બનાવની પહેલી અવસ્થા કોઈ જગાએ જોવામાં આવતી નથી. ઉપરના ઉદાહરણમાં જેમ "વિષ્" ધાતુપરથી વિષ્ણુ શબ્દ આવ્યો છે, એવું કોશમાંથી જણાય છે, તેમ એ શબ્દની પહેલી અવસ્થા માત્ર ભાષાના કોશ—Dictionary માંથીજ જડે છે. પછી એનો ખરેખરો અર્થ સૂવાવડમાં નાના બાળકને થતો રોગ (Atrophy) એવો થયો. પણ શકુનિ—ગીધ પક્ષીને પણ પૂતના કહે છે, તેથી મહાભારતમાં પૂતના તેજ શકુનિ એમ થયું. વળી વિષ્ણુપુરાણમાં તેથી પણ એક પગથીયું આગળ વધ્યું; તેને રૂપક આપવા માંડ્યું. પૂતના, "બાળઘાતિની," નાનાં છોકરાંનો નાશ કરનાર, બહુ બીહામણી, મોટા શરીરવાળી અને એવી કે જેને જોઈ નન્દ ડરી ગયા અને

અયંઓ પામ્યા, એ રૂપે વર્ણવાઇ. પરંતુ હજુ એટલે વિષ્ણુપુરાણમ
તો તે માનવી* રૂપે ગણાઇ છે. પણ હરિવંશમાં એ બંને બાબતોન
મિશ્રણ થઇ ગયું, પૂતના માનવી રૂપે રહી ખરી, કારણ તે કંસની
દાઇએણ હતી, પરંતુ તે મોહ પમાડે એવું પક્ષીરૂપ લઇ વ્રજમ
આવી. મતલબ કે હવે રૂપકત્વ નહિ પણ આખ્યાન અથવા ઇતિહા
સની અવસ્થા આવી, એટલે ત્રીજી અવસ્થાનો પહેલો પ્રવેશ અ
થયો. છેવટે ભાગવતમાં તેનો પૂરેપૂરો અંત આવ્યો, એટલે ત
પૂતના એ રોગનું નામ પણ નહિ, પક્ષિણી પણ નહિ, માનવી પ
નહિ, પરંતુ પૂતના તે ઘોર રૂપવાળી રાક્ષસી થઇ ગઇ, છ ગા
જેટલું લાંબું તો જેનું શરીર, એક એક દાંત હળના દાંતા જેવે
નાકનાં નસકોરાં તે પર્વતની ખીણ જેવાં ઉંડાં, સ્તન તે નાના સરખ
પહાડ, આંખ તે મોટા કૂવા, પેટ તે પાણી વગરના જલાશય જે
વગેરે વગેરે. આ તેના શરીરનું વર્ણન. જે અસલ માત્ર એક રોગન
નામ તે ધીમે ધીમે આવી મોટી રાક્ષસીનું રૂપ ધારણ કરે તે જો
જરૂર વાચકને આનંદ થશે. આ રાક્ષસી તે ચોથી અવસ્થા.

વળી આ ઉપરથી જણાય છે કે એમાં પહેલો મહાભારતન
પછી વિષ્ણુપુરાણ (પાંચમા અંશ) નો, પછી હરિવંશનો, પછ
ભાગવતનો વારો આવે છે.

એક બીજું ઉદાહરણ લઇએ. "કાલ" શબ્દમાં "ઇય
પ્રત્યય ઉમેરતાં "કાલિય" થાય છે. એ નામ મહાભારતમાં નથ
વિષ્ણુપુરાણમાં તેની હકીકત છે. તે વાંચતાં સમજાય છે કે કાળ
તથા કાળનો ભય નિવારણ કરનાર કૃષ્ણપાદપદ્મ સંબંધી તેમાં એક રૂપ
છે. સાપને જોકે માત્ર એકજ ફેણ હોય છે તો પણ વિષ્ણુપુરાણમ
"મધ્યમ ફેણ" ને વિષે લખેલું છે. મધ્યમ કહીએ એટલે ત્રણન
સંખ્યા તો હોયજ, તેથી એમ સમજાય છે કે ભૂત, વર્તમાન ને ભ
વિષ્ય સૂચવનારી "કાલિય" ને ત્રણ ફણા હતી. પરંતુ હરિવં
લખનાર કાંતો આ રૂપક સમજતો ન હોય કે પછી તેને કાંતો ન

* કોઈ અનુવાદ કર્ત્તાએ "રાક્ષસી" એવું અનુવાદમાં બેસાડી દીધું
વિષ્ણુપુરાણ મૂળમાં એવું નથી.

અર્થ આપવો હોય, ગમે તેમ હોય, પણ તેણે તેમાં બે ફેણ વધારી દીધી. ભાગવત લખનારને તેટલેથી સંતોષ ન થયો, તેણે તો એકદમ હજાર ફેણ કરી દીધી. આથી પણ સિદ્ધ થાય છે કે પહેલાં ભારત, પછી વિષ્ણુપુરાણ, પછી હરિવંશ, પછી ભાગવત.

આગળ ચાલતાં આવા ઘણા દાખલા મળી આવશે તેથી હાલ બીજા વધારે આપવાની જરૂર નથી. જે પુસ્તકમાં અમૌલિક, અનૈસર્ગિક અને ઉપન્યાસનો ભાગ જેમ વિશેષ તેમ તે વધારે તાજું, એ નિયમ પ્રમાણે જોતાં, કૃષ્ણચરિત્રના ગ્રંથોનો ક્રમ નીચે પ્રમાણે નક્કી થાય છે.

૧. મહાભારતનો પહેલો થર. ૨. વિષ્ણુપુરાણનો પાંચમો ભાગ.
૩. હરિવંશ. ૪. શ્રીમદ્ભાગવત.

આ સિવાય બીજા ગ્રંથો ઉપયોગી નથી. મહાભારતનો બીજો તથા ત્રીજો થર મૂળ નથી એમ ધારી તે ઉપયોગમાં લઇશું નહિ, પરંતુ તે ભાગ નવા અથવા તાજા છે તે બતાવવા કોઈ કોઇ જગાએ તેનો ઇશારો કરવો પડશે. બ્રહ્મપુરાણ તરફ જોવાની કાંઇ જરૂર નથી, કારણ વિષ્ણુ ને બ્રહ્મપુરાણનો મજકૂર એકજ છે. બ્રહ્મવૈવર્ત્તપુરાણ પણ દૂર રાખીશું, કારણ તેનું અસલ નાશ પામ્યું છે, છતાં શ્રીરાધાના વૃત્તાન્ત માટે એ પુસ્તકપર વિવેચન કરવું પડશે. બીજાં પુરાણોમાં કૃષ્ણચરિત્રનો અહવાલ બહુ ટૂંકામાં છે, એટલે તે આપણા કામને માટે નિરૂપયોગી છે. વિષ્ણુપુરાણના પાંચમા ઉપરાંત ચોથા ભાગની વખતે જરૂર પડશે, કારણ તેમાં સ્યમન્તકમણિ, સત્યભામા અને જાંબવતીનાં વૃત્તાન્તો છે.

બધાં પુરાણોમાં કયો કયો ભાગ નવો ઉમેરાયલો છે તે નક્કી કરવું અઘરૂં છે. મહાભારતમાં જે જે લક્ષણ જોયાં છે તે તે હરિવંશ તથા પુરાણમાં પણ જોવાં જોઇએ. છતાં મહાભારત માટે આપણે જે બે નિયમ બાંધ્યા છે, તે પુરાણો માટે પણ ચાલી શકશે; કે જે અસ્વાભાવિક તે નવું, અને જે સ્વાભાવિક લાગે છતાં તેમાં ખોટાપણાનાં લક્ષણ જણાઇ આવે તો તે પણ નવું, માટે તે બે છોડી દેવાં.

આ નિયમાનુસાર હવે આપણે કૃષ્ણનું ચરિત્ર તપાસીશું.

# ખંડ બીજો.



## વૃંદાવન.

यो मोहयति भूतानि स्नेहपाशानुबन्धनैः ।
सर्गस्य रक्षणार्थाय तस्मै मोहात्मने नमः ॥

शांतिपर्व, ४७ अध्याय.



# ખંડ બીજો.

## વૃંદાવન.

### પ્રકરણ ૧ લું.

#### જદુવંશ.

ઉપર પુરૂરવાના પુત્રનું નામ આયુ હતું એમ આપણે જોયું અને વળી જોયું કે યજુર્વેદમાં આયુ તે યજ્ઞનું ઘી. પરંતુ ઋગ્વેદસંહિતાના ૧૦ મા મંડળમાં તે ઐતિહાસિક રાજારૂપે દેખા દે છે. એ મંડળના ૪૯મા સૂક્તનો ઋષિ વૈકુંઠ ઈંદ્ર તે કહે છે કે "મેં આયુને વશીભૂત કરી દીધો છે."

આયુના પુત્ર નહુષ તથા તેના છોકરા યયાતિનાં નામ પણ ઋગ્વેદસંહિતામાં છે. તેના પાંચે છોકરાનો ઇતિહાસ પુરાણમાં છે. મોટાનું નામ યદુ, નાનાનું પુરૂ, અને બાકીના ત્રણનાં નામ તુર્વસુ, દ્રુહ્યુ, અને અનુ. એમાંના યદુ, તુર્વસુ તથા પુરૂનાં નામ ઋગ્વેદસંહિતામાં છે ( મંડળ ૧૦—સૂક્ત ૪૮–૪૯ ). પરંતુ તેઓ યયાતિના પુત્ર અથવા કે એક બીજાના ભાઇ છે તે ત્યાં કહ્યું નથી.

એમ કહેવાય છે કે યયાતિના ચારે પુત્રોએ તેમના બાપની આજ્ઞા ન પાળવાથી તેમને ચારેને તેણે શાપિત કરી, પોતાનું રાજપાટ નાના છોકરાને સોંપ્યું. તે પુરૂના વંશમાં દુષ્યંત, ભરત, કુરૂ, અજમીઢ વગેરે રાજાઓ થઈ ગયા. દુર્યોધન, યુધિષ્ઠિર વગેરે કૌરવો તે એજ પુરૂના વંશના; અને કૃષ્ણ વગેરે જાદવો તે જદુના વંશના.

પુરાણોમાં બધે એજ ઇતિહાસ મળી આવે છે કે યયાતિના પુત્ર યદુના વંશમાંથીજ મથુરાવાસી યાદવોની ઉત્પત્તિ થઈ.

હવે હરિવંશમાંની હકીકત તપાસીએ. હરિવંશના હરિવંશપર્વમાં યદુવંશની કથા છે, તેમાં તેને યયાતિનો પુત્રજ કહેલો છે. વિષ્ણુપર્વમાં જુદી વાત છે. તેમાં એમ કહેલું છે કે ઇક્ષ્વાકુ વંશનો હર્યશ્વ નામે એક અયોધ્યાનો રાજા હતો, તેનું લગ્ન મધુવન (મથુરા) ના રાજા મધુની કન્યા મધુમતી જોડે થયું હતું. હર્યશ્વને કાંઈ કારણને લીધે અયોધ્યા છોડવું પડયું તેથી તે પોતાના સસરાને ઘેર આવી રહ્યો. ત્યાં તેને યદુ નામે પુત્ર થયો, અને તે તેના બાપના મરી ગયા પછી રાજા થયો. એ યદુનો પુત્ર માધવ, માધવનો સત્વત, સત્વતનો ભીમ. મધુના છોકરા લવણને રામના ભાઈ શત્રુઘ્ને હરાવી તેનું રાજ્ય લઈ લઇ મથુરા નગર વસાવ્યું. હરિવંશમાં કહ્યું છે કે એ લોકો મથુરા છોડી ગયા પછી ભીમે તે પાછું લીધું અને તેથી મથુરાના યાદવો તે એ મૂળ પુરૂષ યદુના વંશજો.

ઋગ્વેદસંહિતામાં (મંડળ ૧૦ સૂક્ત ૬૨) યદુ ને તુર્વા (તુર્વસુ) નાં નામ છે (૧૦ ઋક્), પરંતુ તેઓને દાસ જાતિના રાજા કહ્યા છે.

હવે એ મંડળના ૪૯મા સૂક્તમાં ઇંદ્ર કહે છે કે "તુર્વસુ અને યદુ એ બંને બળવાન હોવાથી તેમને મેં કીર્ત્તિમાન કર્યા છે." છતાં એજ સૂક્તની ૩જી ઋક્માં કહ્યું છે કે "મેં દસ્યુ નામની જાતિને આર્ય જાતિમાં ગણી નથી." ત્યારે હવે દાસ જાતિના રાજાને એણે કીર્ત્તિમાન કર્યો એનો અર્થ શો? એ યદુને આર્ય કે અનાર્ય કહેવો તે સમજાતું નથી.

વળી પહેલા મંડળના ૩૬મા સૂક્તની ૧૮મી ઋક્નો અર્થ એવો છે કે, "અગ્નિદ્વારા તુર્વસુ, યદુ અને ઉગ્રદેવને અમે દૂરથી બોલાવીએ છીએ." અનાર્ય–જંગલી રાજાઓને આર્ય ઋષિઓ આ પ્રમાણે કહે ખરા?

તે ગમે તેમ હો, પણ આપણને ત્રણ યદુ વિષે વાત મળે છે.

(૧) યયાતિ પુત્ર, (૨) ઇક્ષ્વાકુવંશજ, (૩) જંગલી રાજા.

આમાંથી ક્યા યદુના વંશમાં કૃષ્ણનો જન્મ થયલો તેનો નિર્ણય કરવો મુસ્કેલ છે. એ યાદવો મથુરા સિવાય બીજે કાંઇ રહેલા જણાતા નથી, અને ઇક્ષ્વાકુ વંશના રાજાઓ મથુરામાંજ થઇ ગયા, તેથી આપણાથી ખાત્રીપૂર્વક કહી શકાય નહિ કે યાદવો ઇક્ષ્વાકુ વંશના નહિજ હોય.

જે યદુવંશમાં કૃષ્ણનો જન્મ થયલો તેજ વંશમાં મધુ, સત્વત, વૃષ્ણિ, અંધક, કુકુર અને ભોજ વગેરે રાજાઓ જન્મ્યા હતા. એ વૃષ્ણિ, અંધક, કુકુર અને ભોજ વંશજો મથુરામાંજ વસતા હતા. કૃષ્ણ વૃષ્ણિના કુટુંબના અને કંસ અને દેવકી ભોજના કુટુંબનાં. કંસ અને દેવકીનો પિતામહ એકજ.

# પ્રકરણ ૨ જું.

## કૃષ્ણનો જન્મ.

કંસના બાપ ઉગ્રસેન યાદવોનો અધિપતિ હતા, અને કૃષ્ણના પિતા વસુદેવ, તે દેવકીના સ્વામી થાય.

જ્યારે દેવકીનાં લગ્ન પછી વસુદેવે તેને પોતાને ઘેર આણી ત્યારે કંસને તેના પર એટલું બધું હેત હતું કે તેણે તેમનો રથ પોતાને હાથે હાંક્યો હતો. એ રથ હાંકતો હતો તેવામાં એવી આકાશવાણી થઇ કે એ દેવકીના ગર્ભમાં પાકેલો આઠમો બાળક તેનો વધ કરશે. એ સાંભળી પોતાનું રક્ષણ કરવા માટે કંસ ત્યાં ને ત્યાંજ દેવકીને મારી નાંખવા તૈયાર થયો. પણ વસુદેવે તેને શાંત પાડી કહ્યું કે એને પેટે જેટલા છોકરા થશે તે બધા હું મારી જાતે આવી તને સોંપી જઇશ. આને લીધે જો કે તે સમયે દેવકીનો જીવ બચ્યો છતાં કંસે વસુદેવ દેવકીને ઘણાં હેરાન કરવા માંડયાં, અને તેમનાં પહેલાં છએ છોકરાંને મારી નંખાવ્યાં. સાતમું છોકરૂં તો ગર્ભમાંજ મરી ગયું. જો કે પુરાણમાં તો એવી કથા છે કે વિષ્ણુની આજ્ઞા પ્રમાણે

યોગનિદ્રાએ તે ગર્ભનું આકર્ષણ કરી વસુદેવની બીજી સ્ત્રીના ગર્ભમાં તે મૂકી દીધું હતું.

એ સ્ત્રીનું નામ રોહિણી હતું. મથુરા પાસે ઘોષપલ્લી નામના ભરવાડના ગામમાં નન્દ નામનો એક ભરવાડ (ગોપ) રહેતો હતો, અને તેને ને વસુદેવને સારો બનાવ હતો, તેથી પોતાની સ્ત્રી રોહિણીને તેણે ત્યાંજ રાખેલી, અને ત્યાં તેને છોકરો જન્મ્યો; એ છોકરો તે બળરામ.

દેવકીનો આઠમો ગર્ભ તે શ્રીકૃષ્ણ પોતે. એ બાળકનો જન્મ થયો કે તરતજ વસુદેવ તેને નન્દને ઘેર રાત્રે ને રાત્રે લઈ ગયા. તેજ રાત્રે નન્દની સ્ત્રી જસોદાને એક છોકરી પ્રસવી હતી. પુરાણમાં એવું કહ્યું છે કે એ છોકરી તે ઉપર જણાવેલી યોગનિદ્રાદેવી કે જેણે યશોદાને થોડોક વખત બેહોશ (મુગ્ધ) કરી દીધેલી, જેનો લાભ લઈ વસુદેવ પોતાના છોકરાને તેની પાસે મૂકી છોકરીને લઇ પોતાના ઘર તરફ પાછા આવતા રહ્યા. એ કન્યાને પોતાની છોકરી છે એમ કહી તેણે કંસને સોંપી દીધી. કંસ તેને મારી નાંખી શક્યો નહિ કારણ તે આકાશ તરફ ઉડી ગઇ, અને આકાશ તરફ જતાં જતાં યોગનિદ્રા કંસને કહેતી ગઇ કે તારો નાશ કરનાર જન્મી ચૂક્યો છે. એ બનાવ બન્યા પછી કંસે પોતાની બેનને કેદખાનામાંથી છૂટી કરી, અને કૃષ્ણ નન્દને ત્યાં ઉછરવા લાગ્યા.

આ બધી વાત અનૈસર્ગિક—બની ન શકે તેવી—લાગે છે; અને તેથી આગળ નક્કી કરેલા નિયમ પ્રમાણે તે આપણે માની શકતા નથી. છતાં એમાં થોડું ઇતિહાસનું તત્ત્વ પણ મળી આવે છે, કે કૃષ્ણ મથુરામાં, યદુવંશમાં, દેવકીને પેટે, વસુદેવનાથીજ જન્મેલા. બહુજ બચપણમાં તેમના પિતા તેમને નન્દને ત્યાં મૂકી આવેલા પરંતુ તેમ કરવાનું—કૃષ્ણને નન્દને ઘેર છુપાવી રાખવાનું—કારણ કંસનો નાશ કરનાર મનુષ્ય જન્મ્યો છે એવી દેવવાણી અથવા કે કંસને પોતાના જીવની બ્હીક લાગતી હતી, તે નહિ. ભાગવત, પુરાણ, મહાભારત વગેરેમાં જણાવેલું છે કે એ અરસામાં કંસે બહુ દુરાચરણ કરવાં શરૂ કર્યાં હતાં. ઔરંગઝેબની માફક, તેણે પણ તેના પિતા ઉગ્રસેનને

આહીરોથી ભાડી મૂકી રાજ્યની લગામ પોતાના હાથમાં લઇ લીધી હતી, અને ચાલવો જર એવો જુલમ કરવા માંડયો હતો કે તેમાંના ઘણુંખરા મથુરા છોડી બીજે ગામ જઇ વસેલા. વસુદેવે પણ પોતાની બીજી સ્ત્રી રોહિણી તથા તેના પુત્રને નન્દને ત્યાં મોકલી દીધેલાં, અને તેથી કંસની બીકથી કૃષ્ણને પણ ત્યાં છુપાવી રાખ્યા હોય એ સંભવિત છે, અને ઇતિહાસની નજરે જોતાં બની શકે તેવું છે.

---

## પ્રકરણ ૩ જું.

---

### કૃષ્ણનું બાળપણ.

કૃષ્ણના બાળપણ વિષે પુરાણમાં ઘણી અસ્વાભાવિક વાતો લખી છે. તેમાંની એક પછી એક કેટલીક નીચે આપી છે.

(૧) પૂતનાવધ–પૂતના તે કંસે મોકલેલી રાક્ષસી, તે બહુ રૂપવતી સ્ત્રીનો વેશ લઈ કૃષ્ણને મારી નાંખવા નન્દને ઘેર આવેલી. તેણે પોતાના થાનને ઝેર લગાડેલું અને જેવા કૃષ્ણને તેણે ધવડાવવા માંડ્યા કે તેમણે તેને એવી હેરાન કરી કે તેના પ્રાણ બ્હાર નીકળી પડ્યા અને તેથી તેણે પોતાનું અસલ રૂપ પકડયું અને જમીનપર પડી ૭ ગાઉ સુધીની લાંબી જગા રોકી લીધી.

શિશુપાળવધપર્વાધ્યાયમાં મહાભારતમાં પણ પૂતનાવધનો પ્રસંગ લીધેલો છે. પૂતનાને શિશુપાળ શકુનિનું નામ આપે છે, અને તેનો અર્થ ગીધ, સમડી, શ્યામા પક્ષી (કોયલ) વગેરે થાય છે, અને તેથી એક બળવાન છોકરે એવું એક નાનું પક્ષી મારી નાંખે તેમાં કાંઈ નવાઈ જેવું નથી.

આ સિવાય પૂતનાનો એક બીજો અર્થ છે.* આપણે જેને

---

* पूतना, Yellow myrobalan. 2 Name of a female demon killed by कृष्ण. 3 A disease, atrophy and wasting in a child, ascribed to the malignant operations of the female fiend पूतना ( पूत् to be pure. ) Also पूत् an imitative word expressive of hard breathing or blowing.

આંકડી આવવી, (સૂકતાન થવું) એવો રોગ કહીએ છીએ તે રોગ નાના બાળકને થાય છે ત્યારે "પૂતના" કહેવાય છે. જો છોકરૂં જોરથી ધાવવા માંડે છે તો એ રોગ રહેતો નથી, તેથી વખતે તેનેજ પૂતનાવધ કહ્યો હોય.

(૨) ગાડાનું ઉલટાઇ જવું—જસોદા કૃષ્ણને એક ગાડા નીચે સુવાડીને એક વખત કાંઇ ગયલી અને તેટલામાં કૃષ્ણનો પગ લાગવાથી તે ગાડું ઉલટાઇ ગયું. ઋગ્વેદસંહિતામાં ઇંદ્રને હાથે ઉષાનું ગાડું ભાંગી જવાની એક વાત છે. આ કૃષ્ણે ઉલટાવી નાંખેલા ગાડાની કથા વખતે તે અસલ રૂપકનો નવો સંસ્કાર હોય તેમ બની શકે. કૃષ્ણની લીલામાં વેદનાં ઘણાં ઉપાખ્યાનો દાખલ થઇ ગયાં છે, એવું માનવાને ઘણાં કારણો છે.

(૩) કૃષ્ણે પોતાની માતાના ખોળામાં પડ્યા પડ્યા વિશ્વંભરનું રૂપ ધારણ કરેલું, અને પોતાના ખુલ્લા મોઢામાં યશોદાને આખું વિશ્વ બતાવેલું. આ વાત પહેલ વહેલી ભાગવતમાંજ મળી આવે છે, અને તેથી વખતે ભાગવતકારની બનાવી કાઢેલી કથા હશે.

(૪) તૃણાવર્ત—તૃણાવર્ત નામનો અસુર એક વખત કૃષ્ણને આકાશમાં ઉપાડી લઇ ગયલો. આ કથાનું વર્ણન જોતાં તે વંટોળીઆને સંબંધે લખાયલી લાગે છે. કારણ ભાગવતમાં કહ્યું છે કે એ રાક્ષસ વંટોળીઆનું રૂપ ધારણ કરીને આવેલો. એ વાત પણ પહેલી ભાગવતમાંથીજ જડી આવે છે, અને તેથી તે પણ બનાવટીજ લાગે છે. તેમ વળી નાનાં છોકરાંને વંટોળીઆ ઉપાડી જાય તેમાં કાંઇ વિચિત્રપણું પણ નથી.

(૫) કૃષ્ણે એક વખત માટી ખાધેલી અને તે વાત નાકબૂલ કરવાથી જસોદાએ તેનું મોઢું ઉઘાડી જોવા માંડયું, કૃષ્ણે મોઢું ઉઘાડયું તો તેમાં આખું બ્રહ્માંડ જસોદાને જણાયું. આ પણ કેવળ ભાગવતકારની બનાવી કાઢેલી વાત છે.

(૬) ભાગવતમાં એમ પણ કહેલું છે કે કૃષ્ણને ચાલતાં આવડયું એટલે તેણે ગોપીઓને ઘેર જઇને બહુ તોફાન કરવા માંડયું,

અને બીજાં તોફાનોમાં દહિ માખણ ચોરી ખાવાનું મુખ્ય હતું. એ વાતો નથી વિષ્ણુપુરાણમાં કે નથી મહાભારતમાં.

હરિવંશમાં એ વાતનો થોડો પ્રસંગ છે ખરો, પરંતુ ભાગવતમાં તે બહુજ વિસ્તારથી લખેલો છે. જે નાનાં બચ્ચાંને જન્મતી વખત ધર્મ કે અધર્મ શું તેનું જ્ઞાન હોય નહિ તે ખાવાના પદાર્થ ચોરી ખાય તેમાં કાંઇ દોષ ગણાય નહિ. પરંતુ જે કૃષ્ણને તમે ઇશ્વરના અવતાર તરીકે ગણતા હો તેને નાનપણમાં કે મોટપણમાં કોઈ પણ જાતનું જ્ઞાન ન હોય એવું માની શકાય નહિ. આનો જવાબ કૃષ્ણના ભક્તો એવી રીતે આપે છે કે જે ઇશ્વર કરે તે ચોરી કહેવાય નહિ, જે આખા જગતનો માલિક છે, આખી પૃથ્વીપરનું ઘી, માખણ, દહિ જેણે પોતે બનાવ્યું છે, તે વળી કોઇનો માલ લઇ લે તે ચોરી કહેવાય ? ન કહેવાય, કારણ સર્વસ્વ તેનુંજ છે. જો તેને મનુષ્યના ધર્મ પ્રમાણે ચાલનાર ગણો તો પછી માનવ ધર્મ પ્રમાણે ચોરી કરવી તે પાપ ગણાય. પરંતુ તેનો રદીઓ તેઓ એવો આપે છે કે એવાં નાનાં છોકરાં જે કાંઇ કરે છે તે પાપ કહેવાય નહિ, કારણ તેઓને ધર્માધર્મનું જ્ઞાન હોતું નથી. પરંતુ એ બધી વાતોનો વિચાર કરવાની આપણને જરૂર નથી, કારણ એ સઘળી વાતો વગર પાયાની છે. માત્ર ભાગવતમાંજ તેનું મૂળ છે, અગર જોકે ભાગવત લખનારે બહુ મનોહર ભાવે એ કથાઓ કહી છે.

કારણ તે એમ કહે છે કે દહિ, માખણની ચોરી કૃષ્ણ પોતાને સારૂ કરતા નહોતા. ચોરી કરીને વાંદરાઓને ખવડાવી દેતા અને જો વાંદરાઓને ખવડાવવાનું તેમને ન મળતું તો તે પડયા પડયા રડયા કરતા. ભાગવતકાર કહે છે કે કૃષ્ણની બધાંઓ પર સરખી દૃષ્ટિ હતી. ગોપીઓ મરજી માફક દુધ માખણ ખાય, અને વાંદરાઓને કંઇ મળે નહિ તેથી ગોપી પાસેથી લઇ તે વાનરોને આપતા, કારણ આખી દુનિયાના ઇશ્વર પાસે ગોપી અને વાંદરા બંને દહિ માખણ ખાવા સરખાંજ અધિકારી હતાં.

એ બાળક સૌનું દુઃખ તોડવાને અને સૌને મદદ કરવાને હમેશ

તત્પર રહેતું. તિર્યક જાતના વાનર સારૂ જે ચિંતા એણે બતાવેલી તે એજ ગુણને લીધે. તેમજ એક ગરીબ દુઃખી ફળ વેચનારી બાઇ જેને કૃષ્ણે ખોબો ભરી રત્ન આપી દીધેલાં તે પણ એજ સબબને લીધે. આ વાત પણ ભાગવત સિવાય બીજે જડતી નથી. છતાં આપણે આગળ જતાં જોઇશું કે પારકાનું ભલું કરવું એજ કૃષ્ણના જીવનનું વ્રત હતું.

(૭) યમલાર્જુન નામનાં ઝાડનો નાશ.—એક વખતે કૃષ્ણે બહુ તોફાન કર્યાથી જસોદાએ તેમને પેટે દોરડું બાંધી એક લાકડાના ખાંડણીઆ જોડે તેમને બાંધી રાખેલા. કૃષ્ણ ખાંડણીઆને તાણતા તાણતા આગળ ચાલ્યા. રસ્તામાં ચાલતાં ચાલતાં યમાલાર્જુન નામનાં બે ઝાડ આવ્યાં, અને ખાંડણીઓ તેની વચમાં ભરાઇ ગયો. પણ કૃષ્ણના જોરે તે બંને ઝાડ ભાગી ગયાં–મૂળથી ઉખડી ગયાં, અને કૃષ્ણે આગળ ચાલવા માંડયું.

આ વાત વિષ્ણુપુરાણમાં છે તેમ મહાભારતમાં શિશુપાળના તિરસ્કારયુક્ત ભાષણમાં પણ છે. પરંતુ આપણે આગળ જોયું છે કે અર્જુન એક જાતના ઝાડનું નામ છે, યમલાર્જુન એટલે એવાં ઝાડની જોડ, એ ઝાડ બહુ મોટાં ઉગતાં નથી, નાનાં ને નાનાં રહે છે. બે તો શું પણ એવાં ચાર ઝાડ હોય તો તે એવા સંજોગોમાં બળવાન બાળકને હાથે ઉખડી જઇ શકે.

પરંતુ આપણે જોયું છે કે ભાગવત લખનાર અસલ વાર્ત્તાઓ પર મરી મસાલો ભભરાવવામાં બિલ્કુલ ઉણું રાખતો નથી. એ બંને ઝાડને તે કુબેરના પુત્ર કહે છે; શાપને માટે તેઓને ઝાડનું રૂપ લેવું પડેલું, તેઓને કૃષ્ણનો સ્પર્શ થવાથી તેઓ શાપમુક્ત થઇ પોતાને ધામે પાછા જતા રહ્યા. કૃષ્ણને બાંધવા આખા ગોકુળનાં દોરડાં ભેગાં કર્યાં તો પણ તેનું પેટ બાંધી શકાયું નહિ. છેવટ તેણે દયા કરી જસોદાને પોતાનું પેટ બાંધવા દીધું!

વિષ્ણુનું એક નામ દામોદર છે. બાહ્યેંદ્રિયોને તાબામાં રાખવી તેને "દમ" કહે છે, ઉત્–ઉદ એટલે ઉપર અને ઋ એટલે "જવું" તે

ઉપરથી ઉદર, એટલે સપાટાબંધ જવું અથવા ઉત્કૃષ્ટ ગતિઃ મતલબ કે "દમ" મારફતે જેણે ઉચ્ચસ્થાન પ્રાપ્ત કરેલું તેનું નામ દામોદર. વેદમાં છે કે વિષ્ણુએ તપસ્યા કરી વિષ્ણુત્વ મેળવેલું, બાકી ખરૂં જોતાં તો તે ઇંદ્રથી પણ નીચી પંક્તિના હતા. શંકરાચાર્યે દામોદર શબ્દનો એજ અર્થ કર્યો છે. "**दमादिसाधनेन उदरा उत्कृष्टा गतिर्या तया गम्यत इति दामोदरः**" મહાભારતમાં પણ કહ્યું છે કેઃ–**दमाद्दमोदरं विदुः**"

પરંતુ દામન્ એટલે ગાય બાંધવાનું દોરડું પણ કહેવાય છે. જેનું ઉદર એટલે પેટ ગાયના દોરડાથી બંધાયું હોય તે પણ દામોદર કહેવાય. ગાયના દોરડાથી બાંધવાની વાત ભાગવતમાં લખાયા પહેલાં પણ દામોદર નામ પ્રચલિત હતું, માટે એ નામ લઇ તેના ઉપર ભાગવત લખનારે આ કથા રચી કેમ ન હોય ?

એ વખતે નન્દ વગેરે બીજા બધા ગોપ પોતાનું અસલ ગામ છોડી વૃન્દાવનમાં આવી રહેલા. કૃષ્ણને ઘણી જાતની વિપત્તિઓ પડવાથી તે લોકોને ગોકુળ છોડી વૃન્દાવન જવું પડયું, એમ પુરાણમાં છે, તેથી એમ સમજાય છે કે વૃન્દાવન વધારે સારી ને સુખની જગા હશે. વળી હરિવંશમાં જણાવ્યું છે કે તે વખતમાં ભરવાડોને રહેવાની જગામાં વરૂનો ભય ઘણો પથરાઇ ગયો હતો, તેથી વખતે તે કારણને લીધે પણ તેમણે પોતાની અસલ જગા છોડી દીધી હોય.

## પ્રકરણ ૪ થું.

### કિશોર અવસ્થામાં કરેલી લીલા.

એ વૃન્દાવનને કવિની કલ્પનાએ એક અતુલ્ય સૃષ્ટિ જેવું બનાવી દીધું છે. તાજાં લીલાં ફૂલોથી શોભતા કિનારાવાળી, કલકલ સ્વરે વહેતી, કાલિન્દી ( જમના ) ના તીરપર આવી રહેલું, મોર અને કોયલના અવાજથી ગાજી રહેલાં કુંજવનોથી ભરેલું, ગોપબાળ-

કોની મધુર વાંસળીના ગાયનથી ગાજી રહેલું, હજારો કુસુમની સુવાસથી મધમધતું, નાના પ્રકારનાં ઘરેણાંગાંઠાં પહેરેલી વિશાળ આંખોવાળી વ્રજની ગોપીઓથી શોભી રહેલું વૃન્દાવન, જેનું નામ સાંભળતાંજ હૃદય પ્રફુલ્લિત થઇ જાય છે, તે વૃન્દાવન માત્ર કવિની કલ્પનાજ છે. પરંતુ એ કાવ્યરસનો સ્વાદ ન લેતાં આપણે વધારે અગત્યનું તત્ત્વ જે તેમાં છે તે જોઇએ.

ભાગવતમાં કહ્યું છે કે વૃન્દાવન આવ્યા પછી કૃષ્ણે ત્રણ અસુરોનો વધ કર્યો.

(૧) વત્સાસુર (૨) બકાસુર (૩) અઘાસુર. પહેલો વાછરડાને રૂપે, બીજો પક્ષી અને ત્રીજો સાપને રૂપે આવ્યો હતો. એ ત્રણે પ્રાણીઓ ભરવાડનાં બાળકોને હેરાનગતી કરનારાં હોવાથી કૃષ્ણ જેવો બળવાન છોકરો તેને મારી નાંખે એ બનવા જોગ છે. પરંતુ એ ત્રણેમાંથી એકે બનાવનું વર્ણન વિષ્ણુપુરાણ કે ભારતમાં છે નહિ, તેમજ હરિવંશમાં પણ નથી, તેથી તેને બીનપાયાદાર ગણી આપણે છોડી દઇશું.

છતાં એ ત્રણે કથાઓમાંથી જો આપણે કાંઇ પણ તત્ત્વ કાઢવું હોય તો તે મળી શકે છે. વદ્ ધાતુપરથી વત્સ, બક્પરથી બક, અને અઘ્પરથી અઘ થયા છે. વદ્નો અર્થ પ્રકાશ કરવો, બક્નો વક્ર હોવું, અને અઘ્નો પાપ કરવું છે. જેઓ ખુલ્લી રીતે નિંદા કરે તે વત્સ, મિંઢા લુચ્ચા શત્રુઓ તે બક, અને પાપીઓ તે અઘ. કૃષ્ણને કિશોર વય પ્રાપ્ત થતાંજ તેમણે એ ત્રણ શત્રુઓને વશ કર્યા એવું એ કથાપરથી સમજી શકાય. યજુર્વેદની માધ્યંદિની શાખાના અગીઆરમા અધ્યાયમાં અગ્નિચયન મંત્રની ૮૦મી કંડિકામાં જે મંત્ર છે તેમાં પણ એવીજ રીતની શત્રુના પરાભવ વિશેની પ્રાર્થના છે. એ મંત્રનો અર્થ એવો છે કે, “હે અગ્નિ! જેઓ અમારા શત્રુ, અમારાપર અદેખાઇ રાખનાર, અમારી નિંદા કરનાર તથા અમારો વધ કરવાની ઇચ્છા રાખનાર હોય તે ચારેને બાળી ભસ્મ કરી નાખ.” એ મંત્રનો મોટો ભાગ, અરાતિ એટલે જેઓ પૈસા આપતા નથી તેવા, લુચ્ચા લફંગાઓને લાગુ પડે છે, અને તેમાં તેમના નાશ માટે

પ્રાર્થના કરેલી છે. છતાં ઉપલી વાતો લખતી વખતે ભાગવતકારને એ મંત્ર યાદ આવ્યો હોવો જોઇએ, અથવા તો એમ કહીએ તોપણ ચાલશે કે એ ત્રણે રૂપકોનું મૂળ એ મંત્રજ છે.

પછી વળી ભાગવતમાં બીજી વાત છે કે એક વખત બ્રહ્મા કૃષ્ણની પરીક્ષા કરવા માટે માયાના પ્રભાવથી ભરવાડના છોકરા તથા ગાયો વગેરેને ઉપાડી ગયા. કૃષ્ણે તે ઉપરથી તેવોજ એક બીજો ભરવાડ તથા ગાયોનો સમૂહ બનાવી આગળના જેવોજ વિહાર કરવો શરૂ રાખ્યો. એ વાતનું તાત્પર્ય એ છે કે બ્રહ્મા પણ કૃષ્ણના મહિમાનો પાર પામી શક્યા નહિ. પછી વળી એક દહાડો કૃષ્ણ આખો દાવાનળ પી ગયા એવી વાત છે. શિવ ઝેર પી ગયા એવી વાત છે, તેના જવાબમાં વૈષ્ણવોનો મોટો દેવ દાવાનળ પી ગયો એ કથા કહેવાયલી હોવી જોઇએ.

કાળીનાગને નાથવાની કથા મહાભારતમાં નથી. હરિવંશ ને વિષ્ણુપુરાણમાં છે, ભાગવતમાં બહુ વિસ્તારથી છે. એ માત્ર એક વાર્ત્તા જેવીજ લાગે છે અને અસ્વાભાવિક બનાવોથી પરિપૂર્ણ છે. છતાં કેવળ તેમ નથી, એમાં રૂપક સમાયેલું છે, અને તે પણ બહુ મનોહર રૂપક છે.

એ કથા નીચે પ્રમાણે છે. જમનાનાં વમળવાળાં, ઉંડા પાણીમાં એક જગાએ કાળી નામનો એક ઝેરી નાગ પોતાના પરિવાર સાથે રહેતો હતો. તેને બહુ ફેણો હતી. વિષ્ણુપુરાણમાં ત્રણ, હરિવંશમાં પાંચ, અને ભાગવતમાં હજાર ફેણ કહી છે. તેને સ્ત્રી, છોકરાં, છોકરાનાં છોકરાં પણ ઘણાં હતાં. તેના ઝેરવડે નદીનો એ સઘળો ભાગ એટલો તો ભરપૂર થઇ ગયો હતો કે ત્યાં કોઇપણ ઉભું સરખું રહી શકતું નહતું. ઘણા ભરવાડ તથા ઢોર તે પાણી પીને મરણ પામતાં હતાં. એ વિષની જ્વાળાથી કિનારાપર ઝાડનું તરણું પણ ઉગી શકતું નહતું. ત્યાં થઇને પક્ષી પણ જો ઉડતું તો તે ઝેરની અસરથી એકદમ પછડાઇ નીચે પાણીમાં પડતું. માટે જો એ નાગનું કોઇ રીતે દમન થાય તોજ વૃંદાવનમાં રહેનારાઓના જીવનું રક્ષણ થાય, એવું કૃષ્ણના મનમાં આવ્યું, તેથી તે ભૂસ્કો મારી નદીમાં

પડયા અને ત્યાં કાળીનાગે તેમનાપર હુમલો કર્યો. તેની ફેણુપર ચઢી જઇ, એ ગોપબાળે વાંસળી વગાડતાં વગાડતાં નૃત્ય કરવા માંડયું. તે નૃત્યના ભારથી નાગ પીડા પામી લોહી ઓકવા લાગ્યો તથા મરણ તોલ થઈ ગયો. ત્યારે તેની સ્ત્રીઓએ મનુષ્યની ભાષામાં કૃષ્ણની પ્રાર્થના કરવા માંડી. એ નાગણીઓના મોઢામાં ભાગવતકારે જે ભાષા મૂકી છે તે વાંચતાં દર્શનશાસ્ત્રમાં એ સ્ત્રીઓ ઘણી માહેર હોય તેમ લાગે છે. વિષ્ણુપુરાણમાં તેમને મોઢે જે પ્રાર્થના કરાવી છે તે પણ બહુ મધુર છે. તે જોતાં એમ લાગે છે કે વખતે આપણી માનુષી સ્ત્રીઓના મોઢામાંથી ઝેરી–વિષમય ભાષા નીકળે છે ખરી, પરંતુ એ ઝેરી નાગપત્નિઓના મોંઢામાંથી તો અમૃતજ વહેતું. છેવટે કાળી-નાગે પોતે કૃષ્ણની સ્તુતિ કરવા માંડી, તેથી શ્રીકૃષ્ણે સંતોષ પામી તેને છોડી દીધો અને જમના નદી છોડી સમુદ્રમાં જઇ રહેવાની આજ્ઞા કરી. તે પ્રમાણે તેણે કર્યું અને જમના નદીનું જળ નિર્મળ થઇ ગયું.

આ કથામાં નીચે જણાવેલું રૂપક સમાયલું છે. કલકલરવે વહેતી, કૃષ્ણ–કાળા રંગવાળી કાલિંદી–જમના–તે અંધકારમય, ઘોર નાદવાળી, કાળની નદી–વખતનો પ્રવાહઃ તેમાં બહુ મોટા વમળો રહેલા છે. આપણે જેને દુઃખનો સમય યા આપત્તિનો વખત કહીએ છીએ તેજ એ કાળરૂપી સ્રોતના વમળ; માણસના ઘણાજ ભયંકર અને વિપમય શત્રુઓ ત્યાં છૂપાઇ રહેલા છે. નાગના દર જેવોજ તેમનો વાસ છૂપાયલો છે, નાગના જેવીજ તેઓની વાંકીચૂકી ગતિ છે, અને નાગના જેવુંજ તેમનામાં અમોઘ વિપ સમાયલું છે. એ નાગની ત્રણ ફેણુ તે આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એ ત્રણ પ્રકારનાં દુઃખ. જો આપણા બધા અનર્થનું મૂળ આપણે આપણી ઇંદ્રિયોને ગણતા હોઇએ તો તે પાંચે ઇંદ્રિયો તે એ નાગની પાંચ ફેણો, અને આપણી વિપત્તિઓનાં જે બીજાં હજારો કારણો છે, તે બધાં નજર-માં રાખીએ તો એ નાગની સહસ્ત્ર ફેણો કહી શકાય. ઘોર આપત્તિમાં આવી પડી જ્યારે આપણે એ નાગને વશ થઇ જઇએ છીએ ત્યારે ઇશ્વરના પાદપદ્મ સિવાય આપણા ઉદ્ધારનો બીજો ઉપાય રહેતો નથી.

જો તેની કૃપા હોય છે તો એ નાગને પગ તળે કચરી નાંખી, પોતાની મનોહર મૂર્તિ બતાવી, અભયદાનની વાંસળી વગાડી, જીવને આશાથી ભરપૂર કરી સુખે તે સંસારની યાત્રા કરાવે છે. તેના વડે ભયંકર નાદવાળી કાળરૂપી નદી સુખમય થઇ જાય છે. કાળાં નીરવાળી, ઘોર અવાજવાળી કાળરૂપી નદીના વમળમાં દુઃખરૂપી નાગના મસ્તક ઉપર આસન લીધેલી, અભયદાનની બંસી બજાવતી મૂર્ત્તિ, એ પુરાણકારોની અપૂર્વ કૃતિ છે. એ મૂર્ત્તિની પ્રતિમા બનાવી–ઘડી કોઇ તેની પૂજા કરે તો તેમાં હાંસી કરવા જેવું શું છે ?

ધેનુકાસુર (ગર્ધવ) અને પ્રલંબાસુરના વધનું વૃત્તાન્ત અત્રે કહેવાની જરૂર નથી, કારણ તે વધ બળરામને હાથે થયલા, કૃષ્ણને હાથે નહિ. વસ્ત્રહરણનો પ્રસંગ એક જુદાજ પ્રકરણમાં વર્ણવેલો છે, તેથી માત્ર ગોવર્દ્ધનપર્વતની કથા કહી આ પ્રકરણ પૂરૂં કરીશું.

વૃંદાવનમાં ગોવર્દ્ધન નામનો પવત હતો અને હજુ પણ છે. હાલ જ્યાં સાધુ, ગોંસાઇ વગેરેઓએ વૃંદાવન ઠરાવી દીધું છે તે એક જગાએ છે, અને ગોવર્દ્ધનપર્વત બીજી જગાએ છે. પરંતુ પુરાણો વગેરેમાં તેનું સ્થાન વૃંદાવનની હદ બહાર–જ્યાં હદ પૂરી થાય છે ત્યાં બતાવેલું છે. હાલ જે સ્થિતિમાં એ પર્વત જોવામાં આવે છે તે ઉપરથી એમ જણાય છે કે કોઇ કાળે કોઇ કુદરતી તોફાનને લીધે ઉખડી જઇ ફરી પાછો તે ગોઠવાયલો છે. એ પર્વત ઘણાં વર્ષો થયાં એવી હાલતમાં હોય એમ જણાય છે, અને તેથીજ તેને વિશે એવી વાર્ત્તા રચાઇ હશે કે કૃષ્ણે તેને ઉપાડી એક અઠવાડીઉં સુધી ઉંચો ને ઉંચો ધરી રાખી પછી પાછો જમીનપર ગોઠવી દીધો.

એ વાર્ત્તા નીચે મુજબ છે. દરેક વર્ષની આખરે નંદ વગેરે સૌ ગોપલોકો એક ઇંદ્રયજ્ઞ કરતા હતા. તેવા એક યજ્ઞની તૈયારી થતી જોઇ શ્રી કૃષ્ણે પૂછ્યું કે એ યજ્ઞ શા માટે કરવો પડે છે ? નંદે કહ્યું કે એટલા માટે કે એ યજ્ઞથી સંતુષ્ટ થઇ ઇંદ્ર પૃથ્વીપર વૃષ્ટિ કરે, તે વરસાદથી ધાન્ય ઉગે, અને તે ધાન્યવડે અમારૂં સઘળાનું પોષણ થાય, ગાયોને ચારો મળે ને તેઓ દુધ દે. તે સાંભળી કૃષ્ણે કહ્યું કે

આપણે કાંઇ ખેડુત નથી, આપણો આધાર તો ગાયોપર છે, તેથી આપણે તો તેની પૂજા કરવી જોઇએ, મતલબ કે તેને સારૂં સારૂં ખવડાવવું જોઇએ. વળી આપણે આ પર્વતના આશ્રિત છીએ, માટે તેની પણ પૂજા કરવી જોઇએ. વળી બ્રાહ્મણો તથા ભૂખ્યાઓને ભોજન કરાવીશું તો પણ એજ પરિણામ આવશે, તેથી નન્દે તેમ કર્યું અને ઘણા બ્રાહ્મણોને તથા ગરીબ માણસોને ભોજન કરાવ્યું. ગાયોએ ખૂબ ખાધું, ગોવર્દ્ધનપર્વતે પણ મૂર્ત્તિમાન થઈ ઢગલાબંધ અન્ન ઉપાડયું. એમ કહેવાય છે કે કૃષ્ણે પોતેજ એ પર્વતનું મૂર્ત્તિમાનરૂપ ધારણ કરી ભોજન લીધું હતું.

આથી ઇંદ્રયજ્ઞ થયો નહિ. પુરાણો વગેરે આપણા ગ્રંથોમાં વર્ણવેલા દેવતા તથા બ્રાહ્મણો બહુ તુંદ મિઝાજી હતા તે સૌ જાણે છે. ઇંદ્ર પણ તેવોજ હતો તેથી ઇંદ્રનો બહુ મિઝાજ ગયો અને તેથી તેણે વરસાદને એકદમ હુકમ કર્યો કે તું વૃષ્ટિ કરી આખું વૃંદાવન ડૂબાડી દે. તેવી વૃષ્ટિ થઇ અને વૃંદાવન ડૂબવા માંડયું. ગાયો અને ભરવાડોના દુઃખની સીમા રહી નહિ. આથી શ્રી કૃષ્ણે ગોવર્દ્ધન પર્વત ઉપાડી વૃંદાવનપર ધરી રાખ્યો. એક આખું અઠવાડીઉં એવો સખત વરસાદ વરસ્યો અને એક આખું અઠવાડીઉં એકજ હાથે તેમણે તે પર્વત ઝાલી રાખ્યો. વૃંદાવન બચ્યું, અને ઇંદ્રે હાર ખાઇ કૃષ્ણની સાથે સંધિ કરી.

આ ગિરિયજ્ઞને લગતી સ્હેજ વાત મહાભારતમાં પણ છે. શિશુપાળ એક જગાએ કહે છે કે કૃષ્ણે કીડીઓના રાફડા જેટલો ગોવર્દ્ધનપર્વત ઉંચો કર્યો તેમાં શી મોટી નવાઇ કરી? આ સિવાય ઉપર કહેલા પર્વતને ધરાવેલો પ્રસાદ કૃષ્ણ ખાઇ ગયા તેને માટે પણ તેમની મશ્કરી કરેલી છે. પરંતુ તે સિવાય બીજું કાંઇ મહાભારતમાં નથી. ગોવર્દ્ધનપર્વત આજે પણ હયાત છે, તે કીડીના રાફડા જેટલો નથી, પરંતુ પહાડ છે. ત્યારે શું કૃષ્ણે એ પર્વત સાત દિવસ સુધી એ પ્રમાણે ઉંચકી રાખ્યો હશે? જેઓ તેને ઇશ્વરનો અવતાર માને છે તેઓ કહે છે કે એમાં ન બની શકે તેવું શું છે? એ વાત કબૂલ

રાખીએ તો પણ સ્વાભાવિક રીતે સવાલ ઉભો થાય છે કે જે ઇશ્વર-નો અવતાર હોય તેને પર્વત ધારણ કરવાની જરૂર શી? જેના હુકમ વગર એક ફોરૂં પણ વરસી શકે નહિ, તેને એક આખું અઠવાડીઉં વૃંદાવનપર પર્વત ધરી રાખી મૂશળધાર વૃષ્ટિમાંથી તેનો બચાવ કરવો પડયો તેનું કારણ શું? જેની માત્ર ઇચ્છાવડે બધાં વાદળાં દૂર થઇ જાય, વરસાદ બંધ પડી જાય, અને આકાશ સુદ્ધાં નિર્મળ થઇ જાય, તેને પર્વત ધરી રહી સાત દિવસ ઉભા થઇ રહેવું પડયું તેનો સબબ શો?

આના જવાબમાં કોઇ કહેશે કે એ તો ભગવાનની લીલા હતી. એવા મોટાની ઇચ્છાનું પ્રયોજન આપણી અલ્પ મતિ શી રીતે જાણી શકે? એ વાત પણ ખરી; પણ એમને જ્યારે આપણે ભગવાનરૂપે કબૂલ રાખીએ ત્યારેજ એમની ઇચ્છા વડે એ અમુક લીલા અમલમાં આવી એમ કહી શકાય. પરંતુ એ ભગવાન છે તે જાણવું શી રીતે? એમનાં કામ જોઇને? જે કોઇ કામનું કારણ યા સબબ આપણાથી સમજી શકાય નહિ તેનો કર્ત્તા ઇશ્વર, એવો સિદ્ધાંત નક્કી કરી શકાય ખરો? તેમ ન થાય તો પછી કોઇ પણ બીજો સિદ્ધાંત ઉપસ્થિત કરાય ખરો? અને તે જ્યારે ન કરાય ત્યારે જે વાત અનૈસર્ગિક હોય તે છોડી દેવી એ નિયમ પ્રમાણે આ ગિરિ ધારણ કરવાની કથા પણ માત્ર વાર્ત્તારૂપે ગણાય. છતાં તેમાંથી માત્ર એટલું સત્ય ખેંચી કઢાય કે કૃષ્ણે ગોપલોકને ઇંદ્રયજ્ઞ કરતાં અટકાવી ગિરિયજ્ઞ કરતા કરી દીધા. માત્ર એટલા પાયા ઉપર પછી ગોવર્દ્ધનપર્વત ઉંચકીને તેને પાછો મૂકેવાની વાત રચાઇ હોવી જોઇએ.

આ કથાનો બીજો ગૂઢ અર્થ પણ છે, જે મારી સમજ મુજબ અત્રે સમજાવ્યો છે. જગતમાં ઇશ્વર એકજ છે; ઇશ્વર સિવાય બીજો કોઇ દેવ નથી. ઇંદ્ર નામનો પણ કોઇ દેવ નથી, "ઇદ્" એટલે વર-સવું. એ ધાતુને "રક્" પ્રત્યય લગાડયાથી "ઇંદ્ર" શબ્દ બન્યો છે, અને તેનો અર્થ "જે વરસે વરસાદ લાવે તે" એવો થાય છે. વરસાદ કોણ લાવે? જે સર્વકર્ત્તા, સર્વનો વિધાતા તેજ વરસાદ લાવી શકે; વૃષ્ટિ આણવા માટેજ માત્ર કોઇ જૂદો કર્ત્તા હોય એવું ધારી શકાય

નહિ. તે સમયમાં ઈંદ્રને માટે યજ્ઞ કરવાની અથવા સાધારણ યજ્ઞમાં ઈંદ્રનો થોડો ભાગ રાખવાની રીત ચાલુ હશે ખરી, પણ તેનું પણ કારણ છે. ઇશ્વિર અનંત પ્રકૃતિવાળો છે, તેના ગુણ અનંત, તેનાં કાર્ય અનંત, તેની શક્તિ અનંત છે. એવા અનંત (ઇશ્વિર)ની ઉપાસના શી રીતે કરવી ? એવા અનંત ઉપર ધ્યાન શી રીતે ચોંટાડવું ? હવે જેમનાથી એમ ને એમ તેમ બની શકતું નથી તેઓ તે કારણસર તેની જૂદી જૂદી શક્તિની જૂદી જૂદી રીતે પૂજા કરે છે. જડ જગત્‌માં એ તેની શક્તિ બહુ જાજવલ્યમાન થઇ રહી છે. બધા જડ પદાર્થમાં તેની શક્તિનો પરિચય મળી આવે છે, તેથી તેની મદદથી અનંત ઉપર ધ્યાન સ્હેલથી ચોંટાડી શકાય છે, અને તેથીજ અસલના આર્ય લોકો જગત્‌ને હયાતીમાં લાવનારી શક્તિનું સ્મરણ કરી સૂર્યની, સર્વ વસ્તુને ઢાંકી દેનારી શક્તિનું સ્મરણ કરી વરૂણની, સઘળા તેજના આધારભૂત તરીકેનું સ્મરણ કરી અગ્નિની, જગત્‌ના પ્રાણ તરીકેનું સ્મરણ કરી વાયુની, અને એવા એવા બીજા જડ પદાર્થોની આરાધના કરતા હતા.* તેજ પ્રમાણે તેની વરસાદ લાવવાની શક્તિનું સ્મરણ કરી તેઓ ઈંદ્રને પૂજતા હતા. વખત જતાં લોકો એવી ઉપાસનાનો અર્થ ભૂલી ગયા, પણ તે ઉપાસનાનો આકાર રહી ગયો. કાળની ગતિજ એવી છે. બ્રાહ્મણોની ત્રિકાળસંધ્યાને સંબંધે પણ એવુંજ બન્યું છે. ભગવદ્‌ગીતા તથા મહાભારતમાં પણ કેટલેક ઠેકાણે જોવામાં આવે છે કે ધર્મના એ મૃતદેહની ઉત્તરક્રિયા કરવામાં કૃષ્ણ પ્રવૃત્ત હતા, અને તેને બદલે ઘણા ઉંચા પ્રકારની ઇશ્વિરોપાસના કરવા માટે લોકને પ્રવૃત્ત કરવા મથતા હતા. પાકી ઉમરે જે વાત એમણે પ્રચારિત કરી તેનો આ ગિરિયજ્ઞ પહેલો દાખલો યા નમૂનો કહીએ તો ચાલે. દરેક ચીજમાં ઇશ્વિર છે; જેવો તે વાદળામાં છે તેવોજ તે પર્વત યા

---

* નિરૂક્તકાર યાસ્કનો પણ એજ મત છે.

माहात्म्याद् देवताया एक आत्मा बहुधा स्तूयते । एकस्यात्मनोऽन्ये देवाः प्रत्यङ्गानि भवन्ति । * * * आत्मा एव एषां रथो भवति, आत्मा अश्वाः, आत्मा आयुधं, आत्मा इषवः आत्मा सर्वदेवस्य ।

ગોવત્સમાં પણ રહેલો છે. તેથી જો આકાશ કે મેઘની પૂજા કર્યાથી તેની આરાધના થઇ શકતી હોય તો પછી પર્વત યા ગાયની પૂજા કર્યાથી પણ તેની પૂજા થઇ શકે; તેથી આકાશ વગેરે જડ પદાર્થોની પૂજા કરવા કરતાં ગરીબ માણુસોને અને ગાય જેવાં પશુને ભોજન વગેરથી સંતોષવાં તે વધારે ધર્મનું કામ છે, એવું એ ગિરિયજ્ઞના બનાવમાંથી તાત્પર્ય નીકળી શકે.

# પ્રકરણ ૫ મું.

## વ્રજગોપી—વિષ્ણુપુરાણ.

કૃષ્ણુની નિંદા કરનારાઓ તેમની જીંદગીનું જે મોટામાં મોટું કલંક, અને હાલના તેમના ઉપાસકો તેમની ભક્તિના કેંદ્ર તરીકે જેને ગણે છે તે વિષયપર આપણે હવે આવીએ. કૃષ્ણુચરિત્રના વિચારમાં તેમનો વ્રજની ગોપીઓ જોડેનો વ્યવહાર એ મુખ્ય બાબત છે, અને તેથી તેને વિષે વિસ્તારપૂર્વક વિવેચન કરીશું.

ગોપીઓને લગતો એક શબ્દ પણ મહાભારતમાં નથી. સભાપર્વના શિશુપાળવધપર્વાધ્યાયમાં શિશુપાળે કૃષ્ણુની બહુ નિંદા કરી છેઃ તેથી જે વખતે મહાભારત રચાયું તે વખતે જો કૃષ્ણુનો ગોપીઓ જોડે એવો કલંકિત સંબંધ જાણુમાં હોત તો શિશુપાળે પોતે અથવા જેણે શિશુપાળના વધની હકીકત લખી તે માણુસે કૃષ્ણુનો એ દોષ એમને એમ જવા દીધો હોતજ નહિ, તેથી એટલું તો નક્કી છે કે આદિ મહાભારત રચાયું હશે તે વખતે એ હકીકત પ્રચલિત નહિ હોય, ત્યાર પછી યોજાઇ હશે.

સભાપર્વમાં દ્રૌપદીનાં વસ્ત્રહરણ વખતે દ્રૌપદી કૃષ્ણુનું જે સ્તવન કરે છે તેમાં "ગોપીજનપ્રિય" એટલો શબ્દ છેઃ

**आकृष्यमाणे वसने द्रौपद्या चिन्तितो हरिः ।**
**गोविन्द द्वारकावासिन् कृष्ण गोपीजनप्रिय ॥**

[ દ્રૌપદીનું વસ્ત્ર ખેંચાવા માંડયું તે વખતે તેણે પોતે ભગવાનનું સ્મરણ કરી ( કહ્યું ), હે ગોવિન્દ, હે દ્વારકાવાસી, હે ગોપીઓને પ્રિય કૃષ્ણ! ]

વૃંદાવનમાં ગોપ–ભરવાડો રહેતા હતા. જ્યાં ગોપ હોય ત્યાં ગોપીઓ પણ હોવીજ જોઇએ. હવે કૃષ્ણ બહુ સુંદર, મધુર, તથા રમતીઆળ બાળક હતા, અને ગોપીઓને તે બહુ પ્રિય હતા. હરિવંશમાં પણ કહ્યું છે કે શ્રી કૃષ્ણના ઉપર નાની છોકરીઓ, યુવાન સ્ત્રીઓ અને ઘરડી ડોશીઓ સૌનો પ્રેમ હતો. તેમ યમલાર્જુન ઝાડો ઉખડીને પડયાં તે વખતે, તેમજ તેમનાપર પડેલાં બીજાં તેવાં દુઃખો વખતે ગોપની સ્ત્રીઓ તેમને જોઇ રડતી હતી, એવો પણ લેખ છે, એટલે કે સુંદર બાળકપર સ્ત્રીઓનો જે સહજ પ્રેમ ઉતરે છે તે સ્નેહ દર્શાવવા સિવાય બીજો કાંઇ આશય "ગોપીજનપ્રિય" એ શબ્દનો માલમ પડતો નથી.

આપણા નિયમ પ્રમાણે આપણે મહાભારત પછી વિષ્ણુપુરાણ તપાસવું જોઇએ, અને તેમ કરતાં માલમ પડશે કે આગળની માફક વિષ્ણુપુરાણ, હરિવંશ અને ભાગવતમાં કથાવાર્ત્તાના પ્રસંગમાં ઉત્તરોત્તર વધારો થતો જાય છે. મહાભારતમાં ગોપી સંબંધે બિલકુલ ઇશારોજ નથી, વિષ્ણુપુરાણમાં છે તે પવિત્ર ભાવે છે, હરિવંશમાં થોડો વિલાસભાવ દાખલ થયો છે. પછી ભાગવતમાં એ ભાવનો વિસ્તાર વધી ગયો છે, ને બ્રહ્મવૈવર્ત્તપુરાણમાં તો તેની નદીઓ વહે છે.

વિષ્ણુપુરાણમાં એ બાબતને વિષે જે કહ્યું છે તે સદંતર અત્રે ઉતારી લીધું છે, તે પછી તેનું ભાષાન્તર આપ્યું છે.

**कृष्णस्तु विमलं व्योम शरच्चन्द्रस्य चन्द्रिकाम् ।**
**तथा कुमुदिनीं फुल्लामामोदितदिगन्तराम् ॥ १४ ॥**
**वनराजिं तथा कूजद्भृङ्गमालां मनोरमाम् ।**
**विलोक्य सह गोपीभिर्मनश्चक्रे रतिं प्रति ॥ १५ ॥**
**सह रामेण मधुरमतीव वनिताप्रियम् ।**
**जगौ कलपदं शौरिर्नानातन्त्रीकृतव्रतम् ॥ १६ ॥**

रम्यं गीतध्वनिं श्रुत्वा सन्त्यज्यावसथांस्तदा ।
आजग्मुस्त्वरिता गोप्यो यत्रास्ते मधुसूदनः ॥ १७ ॥
शनैः शनैर्जगौ गोपी काचित् तस्य लयानुगम् ।
दत्तावधाना काचित्तु तमेव मनसाऽस्मरत् ॥ १८ ॥
काचित् कृष्णेति कृष्णेति प्रोक्त्वा लज्जामुपागता ।
ययौ च काचित् प्रेमान्धा तत्पार्श्वमविलज्जिता ॥ १९ ॥
काचिदावसथस्यान्तःस्थिता दृष्ट्वा बहिर्गुरुन् ।
तन्मयत्वेन गोविन्दं दध्यौ मीलितलोचना ॥ २० ॥
तच्चिन्ताविपुलाह्लादक्षीणपुण्यचया तथा ।
तदप्राप्तिमहादुःखविलीनाशेषपातका ॥ २१ ॥
चिन्तयन्ती जगत्सूतिं परब्रह्मस्वरूपिणम् ।
निरुच्छ्वासतया मुक्तिं गतान्या गोपकन्यका ॥ २२
गोपीपरिवृतो रात्रिं शरच्चन्द्रमनोरमाम् ।
मानयामास गोविन्दो रासारम्भरसोत्सुकः ॥ २३ ॥
गोप्यश्च वृन्दशः कृष्णचेष्टास्वायत्तमूर्तयः ।
अन्यदेशं गते कृष्णे चेरुर्वृन्दावनान्तरम् ॥ २४ ॥
कृष्णे निरुद्धहृदया इदमूचुः परस्परम् ।
कृष्णोऽहमेतल्ललितं व्रजाम्यालोक्यतां गतिः ।
अन्या ब्रवीति कृष्णस्य मम गीतिर्निशाम्यताम् ॥२५॥
दुष्ट कालिय तिष्ठात्र कृष्णोऽहमिति चापरा ।
बाहुमास्फोट्य कृष्णस्य लीलासर्वस्वमाददे ॥ २६ ॥
अन्या ब्रवीति भो गोपा निःशङ्कैः स्थीयतामिह ।
अलं वृष्टिभयेनात्र धृतो गोवर्द्धनो मया ॥ २७ ॥
धेनुकोऽयं मया क्षिप्तो विचरन्तु यथेच्छया ।
गोपी ब्रवीति वै चान्या कृष्णलीलानुकारिणी ॥ २८ ॥
एवं नानाप्रकारासु कृष्णचेष्टासु तास्तदा ।
गोप्यो व्यग्राः समं चेरू रम्यं वृन्दावनं वनम् ॥ २९ ॥
विलोक्यैका भुवं प्राह गोपी गोपवराङ्गना ।

पुलकाञ्चितसर्वाङ्गी विकासिनयनोत्पला ॥ ३० ॥
ध्वजवज्राङ्कुशाब्जाङ्करेखावन्त्यालि पश्यत ।
पदान्येतानि कृष्णस्य लीलालंकृतगामिनः ॥ ३१ ॥
कापि तेन समं याता कृतपुण्या मदालसा ।
पदानि तस्याश्चैतानि घनान्यल्पतनूनि च ॥ ३२ ॥
पुष्पावचयमत्रोच्चैश्चक्रे दामोदरो ध्रुवम् ।
येनाग्राक्रान्तिमात्राणि पदान्यत्र महात्मनः ॥ ३३ ॥
अत्रोपविश्य सा तेन कापि पुष्पैरलङ्कृता ।
अन्यजन्मनि सर्वात्मा विष्णुरभ्यर्चितो यया ॥ ३४ ॥
पुष्पबन्धनसम्मानकृतमानामपास्य ताम् ।
नन्दगोपसुतो यातो मार्गेणानेन पश्यत ॥ ३५ ॥
अनुयानेऽसमर्थान्या नितम्बभारमन्थरा ।
या गन्तव्ये द्रुतं याति निम्नपादाग्रसंस्थितिः ॥ ३६ ॥
हस्तन्यस्ताग्रहस्तेयं तेन याति तथा सखि ।
अनायत्तपदन्यासा लक्ष्यते पदपद्धतिः ॥ ३७ ॥
हस्तसंस्पर्शमात्रेण धूर्तेनैषा विमानिता ।
नैराश्यमन्दगामिन्या निवृत्तं लक्ष्यते पदम् ॥ ३८ ॥
नूनमुक्त्वा त्वरामीति पुनरेष्यामि तेऽन्तिकम् ।
तेन कृष्णेन येनैषा त्वरिता पदपद्धतिः ॥ ३९ ॥
प्रविष्टो गहनं कृष्णः पदमत्र न लक्ष्यते ।
निवर्तध्वं शशाङ्कस्य नैतद्दीधितिगोचरे ॥ ४० ॥
निवृत्तास्तास्ततो गोप्यो निराशाः कृष्णदर्शने ।
यमुनातीरमागत्य जगुस्तच्चरितं तदा ॥ ४१ ॥
ततो ददृशुरायान्तं विकाशिमुखपङ्कजम् ।
गोप्यस्त्रैलोक्यगोप्तारं कृष्णमक्लिष्टचेष्टितम् ॥ ४२ ॥
काचिदालोक्य गोविन्दमायान्तमतिहर्षिता ।
कृष्ण कृष्णेति कृष्णेति प्राह नान्यदुदैरयत् ॥ ४३ ॥
काचिद्भ्रूभङ्गुरं कृत्वा ललाटफलकं हरिम् ।

विलोक्य नेत्रभृङ्गाभ्यां पपौ तन्मुखपङ्कजम् ॥ ४४ ॥
काचिदालोक्य गोविन्दं निमीलितविलोचन ।
तस्यैव रूपं ध्यायन्ती योगारूढ चाबभौ ॥ ४५ ॥
ततः काश्चित् प्रियालापैः काश्चिद् भ्रूभङ्गवीक्षणैः ।
निन्येऽनयन्याश्च करस्पर्शेन माधवः ॥ ४६ ॥
ताभिःप्रसन्नचित्ताभिर्गोपीभिः सह सादरम् ।
रराम रासगोष्ठीभिरु रचीरता हरिः ॥ ४७ ॥
रासमण्डलबन्धोऽपि कृष्णपार्श्वमनुज्झता ।
गोपीजनेन नैवाभूदेकस्थानस्थिरात्मना ॥ ४८ ॥
हस्ते प्रगृह्य चैकैकां गोपिकां रासमण्डलीम् ।
चकार तत्करस्पर्शनिमीलितदृशां हरिः ॥ ४९ ॥
ततः स ववृते रासश्चलद्वलयनिस्वनः ।
अनुयातशरत्काव्यगेयगीतिरनुक्रमात् ॥ ५० ॥
कृष्णः शरच्चन्द्रमसं कौमुदीं कुमुदाकरम् ।
जगौ गोपीजनस्त्वेकं कृष्णनाम पुनः पुनः ॥ ५१ ॥
परिवर्तश्रमेणैका चलद्वलयलापिनीम् ।
ददौ बाहुलतां स्कन्धे गोपी मधुनिघातिनः ॥ ५२ ॥
काचित्प्रविलसद्बाहुः परिरभ्य चुचुम्ब तम् ।
गोपी गीतस्तुतिव्याजनिपुणा मधुसूदनम् ॥ ५३ ॥
गोपी-कपोलसंश्लेषमभिपत्य हरेर्भुजौ ।
पुलकोद्गमशस्याय स्वेदाम्बुघनतां गतौ ॥ ५४ ॥
रासगेयं जगौ कृष्णो यावत् तारतरध्वनिः ।
साधु कृष्णेति कृष्णेति तावत्ता द्विगुणं जगुः ॥ ५५ ॥
गते तु गमनं चक्रुर्वलने सम्मुखं ययुः ।
प्रतिलोमानुलोमाभ्यां भेजुर्गोपाङ्गना हरिं ॥ ५६ ॥
स तथा सह गोपीभी रराम मधुसूदनः ।
यथाब्दकोटिप्रमितः क्षणस्तेन विनाऽभवत् ॥ ५७ ॥
ता वार्यमाणाः पतिभिः पितृभिर्भ्रातृभिस्तथा ।
कृष्णं गोपाङ्गना रात्रौ रमयन्ति रतिप्रियाः ॥ ५८ ॥

**सोऽपि कैशोरकवयो मानयन् मधुसूदनः ।**
**रेमे ताभिरमेयात्मा क्षपासु क्षपिताहितः ॥ ५९ ॥**

**विष्णुपुराणम् । पञ्चमांशः । १३ अ. ॥**

"સ્વચ્છ આકાશ, શરદ્ ઋતુના ચંદ્રની ચાંદરણી, આસપાસ સઘળે સુગંધ પ્રસારતાં ખીલેલાં કમળ, ભ્રમરના ગુંજારવથી ગાજી રહેલું મનોહર વન જોઇ કૃષ્ણને ગોપીઓ સાથે ક્રીડા કરવાનું મન થઇ આવ્યું. બળરામની જોડે સ્ત્રીઓને પ્રિય એવું નાના પ્રકારના સાજ સાથે ઘણું ધીમું પણ અતિ મધુર ગાયન ગાવા માંડયું. રમણીય ગીતનો અવાજ સાંભળી પોતાનાં ઘરબાર છોડી જ્યાં મધુસૂદન હતા ત્યાં ગોપીઓ ઉતાવળી આવી પ્હોંચી. કોઇ ગોપી તેના લય (તાલ) ને અનુવર્ત્તી ધીરે ધીરે ગાવા લાગી. કોઇએ તેનાપરજ ચિત્ત ચોંટાડી મનમાં કૃષ્ણનું સ્મરણ કર્યું. કોઇ કૃષ્ણ કૃષ્ણ કહી લજ્જા પામવા લાગી. કોઇ લાજ છોડી પ્રેમાન્ધ બની તેની પાસે આવી ઉભી. કોઇ ઘરમાં હતી તે બહાર પોતાના મોટેરાઓને જોઈ આંખો મીંચી ગોવિંદમાં તન્મય થઇ જઇ તેનું ધ્યાન ધરવા લાગી. બીજી ગોપકન્યાએ કૃષ્ણચિંતનથી ઉત્પન્ન થતા અતિશય હર્ષથી પોતાનું આગળનું સંચિત કરેલું પુણ્ય ભોગવી લીધું અને કૃષ્ણને ન મળવાથી થતા મહાદુઃખને ભોગવી પોતાનાં સઘળાં પાપ ખુટાડી દીધાં, પછી પરબ્રહ્મસ્વરૂપ જગત્કારણનું ચિંતવન કરતાં કરતાં શ્વાસોચ્છ્વાસ ભૂલી જઇ મુક્તિ મેળવી. ગોપીઓથી ઘેરાયલા અને રાસ* આરંભ કરવાને—રમવાને—ઉત્સુક થયલા ગોવિંદને રાત્રિ શરદ્ચંદ્રથી મનોહર થયલી લાગી, પણ કૃષ્ણ બીજે કાંઇ જતા રહ્યા તેથી ગોપીઓ કૃષ્ણના જેવીજ ચેષ્ટા કરતી કરતી જૂદી જૂદી ટોળીઓ બંધાઈ વૃંદાવનમાં ફરવા લાગી, અને કૃષ્ણમાંજ નિરૂદ્ધહૃદય બની જવાથી એક બીજાને કહેવા લાગી કે "હું કૃષ્ણ છું, જુઓ હું કેવી લલિત ગતિથી ચાલું છું. તમે મારી

---

* "રાસ" એટલે નાચ, નાચવું તે. શ્રીધર કહે છે કેઃ "अन्योन्यव्यातिषक्तहस्तानां स्त्रीपुंसां गायतां मण्डलीरूपेण भ्रमतां नृत्यविनोदः रासो नाम ।"

ચાલ તરફ નજર નાંખો." બીજી કહે, "હું જ કૃષ્ણ છું; હું ગીત ગાઉં છું, તે તો સાંભળો." ત્રીજી કહે, "દુષ્ટ કાળીનાગ, અહિંજ રહે; હું કૃષ્ણ છું." એવું કહી (મલ્લની પેઠે) હાથપર હાથ ઠોકી કૃષ્ણ-લીલાનું અનુકરણ કરવા લાગી. વળી કોઇ બીજી કહે કે, "હે ગોપગણો, તમે બેધડક અહિં રહો, નકામા વરસાદના ભયથી ડરો નહિ, મેં અહિ ગોવર્દ્ધન ધરી રાખ્યો છે." વળી કૃષ્ણની લીલાનું અનુકરણ કરનારી ત્રીજી કોઇ ગોપી કહે કે "આ ધેનુકને મેં મારી નાંખ્યો છે. હવે તમારી મરજી હોય તેમ ફરો હરો." એ પ્રમાણે સઘળી ગોપીઓ કૃષ્ણની નાના પ્રકારની ચેષ્ટાનું અનુસરણ કરતી કરતી ઉંચે મને વૃંદાવનના રમણીય વનમાં ફરવા લાગી. તેમાંની એક ગોપવરાંગના—ગોપીનાં તો જમીન જોતાંજ શરીરનાં રૂંવે રૂંવાં ઉભાં થઇ આવ્યાં, અને આંખો ફાડી તે કહેવા લાગી, "હે સખી, જો તો ખરી, આ ધ્વજ, વજ્ર, તથા અંકુશની રેખાવાળાં પગલાં તે લીલા કરતા કરતા જતા કૃષ્ણનાંજ હોવાં જોઇએ; તેની જોડે કોઇ મદથી મન્દ ગમન કરનારી પુણ્યવતી (ગોપી) ગઇ લાગે છે; કારણ આ નાનાં નાનાં ને પાસે પાસે પડેલાં પગલાં તેનાંજ છે. એ મહાત્માનાં પગલાંનો આગલો ભાગજ માત્ર અત્રે દેખાય છે, તેથી જરૂર દામોદરે અહિં ઉભા રહી ઉંચે ઉગેલાં ફૂલ તોડયાં હશે. જેણે પૂર્વ જન્મમાં સર્વાત્મા વિષ્ણુને પૂજ્યા હશે તેવી કોઇ ગોપીને અહિં બેસી જરૂર તેણે ફૂલથી શણગારી હશે; તેને ફૂલથી શણગારેલી તેથી તે ગર્વિત થઇ હશે, અને તેથી તેને છોડી નન્દ ગોપનો સુત આ રસ્તે ગયો હશે; જો, અહિ વળી પગલાંનો આગલો ભાગ જમીનમાં બહુ ઉંડો પડેલો હોવાથી, એમ લાગે છે કે કોઇ મોટા નિતંબવાળી ગોપી તેની જોડે ચાલવાને અશક્ત થઇ પડેલી હશે અને તેથી પોતે તેની જોડે રહી શકે તેથી તેણે ઉતાવળથી ચાલવાનો પ્રયત્ન કર્યો લાગે છે. હે સખી, મને અહિંની પગલી જોતાં જણાય છે કે તે ટૂંકાં ટૂંકાં પગલાં ભરીને ચાલતી હશે અને તે ગોપીનો હાથ કૃષ્ણે પોતાના હાથમાં રાખ્યો હશે. એનો હાથ પકડયા પછી એને છોડી દીધી હશે, કારણ નિરાશ થઇ ધીમી ચાલનારી (ગોપી)નાં પગલાં નિવૃત્ત

થઇ ગયાં લાગે છે, અને કૃષ્ણે જરૂર તેને કહ્યું હશે કે હમણાં જઇને તરતજ હું તારી પાસે પાછો ફરૂં છું, તેથી કરીને એની ચાલ ત્વરિત થઇ છે, અને પછી તે ઝાડીમાં દાખલ થઇ ગયો લાગે છે કારણ પગલાં દેખાતાં નથી. અહિં હવે ચંદ્રનાં કિરણ પ્રવેશ કરી શકતાં નથી તેથી ચાલો, આપણે પાછાં ફરીએ. પછી કૃષ્ણનો મેળાપ નહિ થાય એમ જાણી નિરાશ થઇને ગોપીઓ પાછી ફરી અને યમુનાને કાંઠે જઇ કૃષ્ણચરિત ગાવા લાગી. એટલામાં ગોપીઓએ જોયું કે વિકસિત મુખકમળવાળા ત્રિલોકની રક્ષા કરનાર શુદ્ધ કર્મવાળા કૃષ્ણ તેમની તરફ આવે છે. ગોવિંદને આવેલા જોઇ કોઇ ગોપી પુષ્કળ હર્ષિત થઇ કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ, બોલવા લાગી. તે સિવાય તે બીજું કશું બોલતીજ નહતી. કોઇ ગોપીએ કપાળપરનાં ભવાં ચઢાવી હરિને જોઇને, ઉંચી આંખોએ તેના મુખકમળનું પાન બંને આંખો રૂપી ભમરાવડે કરવા માંડયું. કોઇ ગોપીએ ગોવિંદને જોઇ નીચી નજરે યોગસાધનારની માફક શોભી રહી તેના રૂપનું ધ્યાન ધરવા માંડયું. પછી માધવે કોઇને હેતનાં વચન કહી, કોઇને આંખના અણસારાથી તો કોઇને કરસ્પર્શ કરી મનાવી. મોટા મનના હરિએ પ્રસન્ન ચિત્તવાળી ગોપીઓ સાથે માન આદરથી રાસમંડળની ક્રીડા કરવા માંડી. પરંતુ તેમાંની કોઇ કૃષ્ણની પાસથી ખસતી નહતી, અને એકજ જગાએ સ્થિર થઈ ઉભી રહેતી હતી, તેથી એ ગોપીઓથી રાસનું કુંડાળું બંધાયું નહિ. (કૃષ્ણનો) કરસ્પર્શ થતાં જેણે પોતાની આંખો મીંચી દીધી હતી તેવી એક એક ગોપીનો હાથ ઝાલી કૃષ્ણે રાસમંડળ તૈયાર કર્યું. પછી છેવટે ગોપીઓના હાથનાં ઉંચાં નીચાં થતાં આભૂષણના અવાજ તથા તેમને મોઢેથી શરદ્‌ની શોભાના નીકળતા ગાન સાથે રાસ રમાવા માંડયો. કૃષ્ણે શરદ્‌ના ચંદ્રનું કૌમુદીનું તથા કુમુદનું ગાયન ગાવા માંડયું, (પણ) ગોપીઓ તો ફરી ફરી કૃષ્ણના નામનુંજ ગાયન કરતી હતી. નાચતાં નાચતાં એક ગોપી થાકી ગઇ તેણે ખણખણતા આભૂષણથી શોભિત પોતાના હાથ મધુસૂદન કૃષ્ણની ખાંધપર નાંખી દીધા. સુશોભિત હાથવાળી એક બીજી ગોપીએ કૃષ્ણના ગાયનની સ્તુતિ કરવાને બ્હાને તેને ભેટી પડી ચુંબન કરી દીધું.

કૃષ્ણના હાથ જો કોઇ ગોપીને કપાળે અડકતા તો તેથી શરીરનાં રૂવેરૂવાં ઉભાં થવાં રૂપ ધાન્યની ઉત્પત્તિ માટે કૃષ્ણના હાથ ઉપરના પરસેવાનાં ટીપાં વરસાદની બરાબરી પ્રાપ્ત કરતાં. ઘણા ઉંચા સૂર સાથે જ્યાં સુધી કૃષ્ણે રાસગીત ગાવાનું ચાલુ રાખ્યું ત્યાં સુધી ગોપીઓએ પણ "સાધુ! કૃષ્ણ, સાધુ! કૃષ્ણ" બોલવું ચાલુ રાખ્યું. કૃષ્ણ આગળ ધસતા તો તેઓ પાછળ જતી અને કૃષ્ણ પાછા ફરતા એટલે તેમને સામી મળતી. એ પ્રમાણે સામા જતાં અને પાછળ જતાં ગોપીઓએ હરિને ભજ્યા. ગોપીઓ સાથે મધુસૂદને એવી રીતે ક્રીડા કરી, કે તેમના વગરની એક ક્ષણ તે તેમને એક કરોડ વર્ષ જેવી જણાઇ. ક્રીડા જેને પ્રિય હતી તેવી ગોપીઓએ, પતિ, પિતા, ભાઇ, સૌએ મના કર્યા છતાં પણ રાત્રે કૃષ્ણ જોડે ક્રીડા કરી. શત્રુનો નાશ કરનાર, અમેયાત્મા, મધુસૂદને પણ પોતાની કિશોરવય જાણી રાત્રે તેમની જોડે ક્રીડા કરી."

ઉપરના ભાષાંતરમાં "રમ્" ધાતુપરથી આવેલા શબ્દોનો અર્થ ક્રીડા એવો કર્યો છે. જેમ કે, "**रतिप्रिया**" એટલે ક્રીડા જેને પ્રિય છેઃ કારણ પૂર્વે "રમ્" ધાતુનો ક્રીડાના અર્થમાંજ ઉપયોગ થતો હતો. તેનો જે પાછળથી અર્થ થયો છે તે ક્રીડાનો અર્થ થયા પછીજ થયો છે. કૃષ્ણલીલાના સંબંધમાં "**रति**" અને "**रतिप्रिय**" એજ અર્થમાં વપરાયા છે તેના ઘણા દાખલા છે. હરિવંશના ૬૭ તથા ૬૮ મા અધ્યાયમાં એજ પ્રમાણે ઉપયોગ થએલો દેખાય છે.* ત્યાં ક્રીડાશીલ

---

* "स तत्र वयसा तुल्यैर्वत्सपालैः सहानघः ।
रेमे वै दिवसं कृष्णः पुरा स्वर्गगतो यथा ॥
तं क्रीडमानं गोपालाः कृष्णं भाण्डीरवासिनम् ।
रमयन्ति स्म बहवो वन्यैः क्रीडनकैस्तदा ॥
अन्ये स्म परिगायन्ति गोपा मुदितमानसाः ।
गोपालाः कृष्णमेवान्ये गायन्ति स्म रतिप्रियाः ॥"

એ શ્લોકમાં "रम्" ધાતુપરથી બનેલા શબ્દો ત્રણ વખત વપરાયા છે. "रेमे, रमयन्ति, रतिप्रियाः" તેનો અર્થ ક્રીડા સિવાય બીજો થતો નથી, કારણ ત્યાં ગોપગણ-ભરવાડો વિશેની વાત છે.

રમતીઆળ ભરવાડોને "રતિપ્રિય" ગોપાળ કહ્યા છે અને તેજ અર્થ અહિં પણ લાગુ પડે છે. કારણ "રાસ" એ એક જાતની રમત—ક્રીડાજ છે. હજુ સુધી હિંદુસ્તાનના કેટલાક ભાગમાં એવી રમત રમાય છે. રાસનો અર્થ શ્રીધર સ્વામીએ પણ એવોજ કર્યો છે:— "अन्योन्यव्यतिषक्त तानां स्त्रीपुंसां गायतां मण्डलीरूपेण भ्रमतां नृत्यविनोदः रासो नाम" એટલે કે સ્ત્રી પુરૂષ એક બીજાના હાથ પકડી ગાતાં ગાતાં કુંડાળામાં ફરતાં ફરતાં જે નાચ કરે તેનું નામ રાસ. નાના છોકરા ને છોકરીઓને એ પ્રમાણે નાચતાં ઘણાં માણસોએ જોયાં હશે અને મોટી ઉમરે પહોંચેલાં માણસો પણ બીજા ઘણા દેશોમાં એ પ્રમાણે કરે છે. એ નૃત્યમાં આદિરસ એટલે સૃંગારનું ન નથી.

"રાસ" એટલે રમત અને "રતિ" એટલે પણ રમત, અને તેથી રાસ વર્ણવવામાં "રતિ" શબ્દનો ઉપયોગ થયો, અને તેથી અનુવાદ કરવામાં તેને બદલે "ક્રીડા" શબ્દ પણ વપરાવા માંડયો.

આ રાસલીલા વૃત્તાન્તમાં જે ગૂઢ અર્થ રહેલો છે તે સ્પષ્ટ કરવા "ધર્મતત્ત્વ" નામના ગ્રંથમાં જે કહ્યું છે તે ફરી કહેવાની જરૂર છે.

તેમાં કહ્યું છે કે મનુષ્યત્વ એજ માણસનો ધર્મ, એ મનુષ્યત્વના ધર્મનું ઉપાદાન તે આપણી વૃત્તિઓનું અનુશીલન, પ્રસ્ફુરણ તથા ચરિતાર્થતા. એ વૃત્તિઓના ચાર વિભાગ થઇ શકે છેઃ શારીરિકી, જ્ઞાનાર્જની, કાર્યકારિણી તથા ચિત્તરંજિનીઃ જે વૃત્તિઓ દ્વારા આપણે સૌંદર્યાદિનું અવલોકન કરી નિર્મળ અને અતુલ આનંદ ભોગવીએ છીએ, તેનું નામ ચિત્તરંજન કરનારી વૃત્તિ, તેનું પૂરેપૂરૂં અનુશીલન થાય તો સચ્ચિદાનંદમય જગત્ તથા જગન્મય સચ્ચિદાનંદના સ્વરૂપનો સંપૂર્ણ અનુભવ થાય, એ વૃત્તિનું અનુશીલન ન થાય તો ધર્મની હાનિ થવાનો સંભવ છે. જે આદર્શ પુરૂષ, જે નમૂનારૂપ માણસ છે, તેની કોઈ પણ વૃત્તિ અનુશીલન વગરની વા સ્ફુર્તિહીન હોય એવો સંભવજ નથી. આ રાસલીલા તે કૃષ્ણ અને ગોપીઓદ્વારા ચિત્તરંજિની વૃત્તિના થએલા અનુશીલનનું ઉદાહરણ.

કૃષ્ણને તો એ એક ઉપભોગ માત્ર હતો, પણ ગોપીઓને મન તો તે ઇશ્વરોપાસનાસમ હતું. એક તરફથી અનંતસુંદર કૃષ્ણના સૌંદર્યનો વિકાશ, અને બીજી તરફ તે અનંતસુંદરની ઉપાસના હતાં. ચિત્તરંજન કરનારી વૃત્તિનું છેક છેવટમાં છેલ્લું અનુશીલન તે તે વૃત્તિને ઇશ્વરમુખી-ઇશ્વર તરફ દોરનારી-કરે છે. પ્રાચીન ભરતખંડમાં સ્ત્રીઓને જ્ઞાનમાર્ગે જતાં અટકાવેલી હતીઃ કારણ વેદ વગેરેનો અભ્યાસ કરવાની તેમને રજા નહતી. કર્મમાર્ગ પણ તેમને મહાકષ્ટે પ્રાપ્ત થાય એમ હતું, પરંતુ ભક્તિ સંબંધે તેમનો વિશેષ અધિકાર હતો. એવું કહેલું છે કે ભક્તિ એટલે પરા-નુરક્તિરીશ્વરે, અર્થાત્ ઇશ્વરઉપર પરમ પ્રીતિ અથવા અનુરાગ તે ભક્તિ. અનુરાગ (પ્રેમ) ઘણાં કારણોથી જન્મ પામે છે, પરંતુ સૌંદર્યના મોહને લીધે જે અનુરાગ જન્મ પામે છે, તે માણસ જાતમાં બીજા બધા કરતાં ઘણીજ સત્તા ભોગવે છે, અને તેથી અનંતસુંદર જે કૃષ્ણ તેના સૌંદર્યનો વિકાશ, અને તેની આરાધના તેજ સ્ત્રી જાતની જીવનસાર્થકતાનો મુખ્ય ઉપાય, અને રાસલીલા તે એ તત્ત્વના આત્માનું રૂપક, બીજું કાંઇ નહિ. જડ પ્રકૃતિનું-કુદરતનું-સૌંદર્ય સમસ્ત તેમાં હાઝર હતુંઃ શરદ ઋતુની પુનમનો ચંદ્ર, શરદના પ્રવાહથી પરિપૂર્ણ, શ્યામ જલવાળી જમના, ખીલતાં ફુલોના સુવાસથી મઘમઘતા કુંજમાં કલ્લોલ કરતાં પક્ષીઓના ગાયનથી ગાજી રહેલી વૃંદાવનની વનસ્થલી, અને તેમાં અનન્તસુંદર કૃષ્ણના શરીરનો વિકાશ ( ખીલવું ), તેમાં ઉમેરો કરવાવાળી વળી કૃષ્ણની વિશ્વમોહિની વાંસળી અને તેની જોડે ગવાતાં ગીત; આવી રીતનાં સર્વ પ્રકારનાં ચિત્ત રંજન કરનારાં સાધનો મારફતે ગોપીઓની ભક્તિમાં વધારો થયો, તેઓ કૃષ્ણની અનુરાગિણી થઇ અને તેથી પોતાનેજ કૃષ્ણ તરીકે જાણવા લાગી, કૃષ્ણે બોલવાનું પોતે બોલવા લાગી અને માત્ર જગદીશ્વરના સૌંદર્યને વિશેજ અનુરાગિણી થઈ જીવાત્મા પરમાત્માના અભેદનું જે જ્ઞાન, જે યોગીના યોગનો અને જ્ઞાનીના જ્ઞાનનો છેવટમાં છેલ્લો ઉદ્દેશ છે, તે તેમણે પ્રાપ્ત કર્યો અને ઇશ્વરમાં લીન-એક-થઇ ગઇ.

આપણા હાલના સંસારની આંખે જોતાં, જુવાન પુરૂષ ને જુવાન સ્ત્રીઓ એકઠાં થઈ નાચે ને ગાયન કરે તે અયોગ્ય લાગે છે

ખરૂં, પણ યૂરોપની તથા બીજી પ્રજાઓમાં તેમ નથી.* વખતે એમ બન્યું હશે કે જ્યારે વિષ્ણુપુરાણ રચાયું હશે ત્યારે પણ એવીજ સ્થિતિ હશે, અને પુરાણ લખનારના મનમાં એવું હશે કે એ વાત નિન્દનીય છે, માટેજ તેણે લખ્યું હશે કે,

"**ता वार्यमाणाः पतिभिः पितृभिर्भ्रातृभिस्तथा**" એટલે "પતિએ, પિતાએ, તેમજ ભાઇઓએ વારેલી." વળી તેથીજ એ અધ્યાયને અંતે કૃષ્ણના દોષ ધોઇ નાંખવાને લખ્યું છે કેઃ—

"**तद्भर्तृषु तथा तासु सर्वभूतेषु चेश्वरः ।**
**आत्म स्वरूपरूपोऽसौ व्याप्य वायुरिव स्थितः ॥**
**यथा समस्तभूतेषु नभोऽग्निः पृथिवी जलम् ।**
**वायुश्चात्मा तथैवासौ व्याप्य सर्वमवस्थितः**" ॥

"તેમના પતિઓમાં તેમના પોતાનામાં અને સર્વ ભૂતવસ્તુઓમાં બધે ઇશ્વર આત્મસ્વરૂપે વાયુની માફક વ્યાપી રહેલો છે. જેમ ભૂત માત્રમાં આકાશ, અગ્નિ, પૃથ્વી, જળ ને વાયુ છે તેમ તે પણ સઘળી જગાએ વ્યાપીને રહેલો છે."

આ પ્રમાણે કૃષ્ણના દોષ ધોઇ નાંખવાનું કાંઇ પ્રયોજન હતું નહિ. યુવાન પુરૂષ અને યુવાન સ્ત્રીઓ એકઠાં થઇ નાચ ગાયન કરે તેમાં ધર્મનો ભંગ થતો નથી, માત્ર સામાજિક દોષ થાય છે એમ કહીએ તો ચાલે, અને કૃષ્ણના સમયમાં તો લોકો તેને દોષ સરખો પણ ગણતા નહતા, એમ જણાય છે, તો પછી ઉપર કહેલા ખુલાસા સિવાય એ શ્લોક બીજી રીતે સમજાવી શકાતો નથી.



* હજી પણ સુરત જીલ્લામાં ચોધરા, નાયકા, દુબળા વગેરે જાતિમાં એ રિવાજ ચાલે છે.

# પ્રકરણ ૬ ઠું.

## વ્રજગોપી–હરિવંશ.

આગલા પ્રકરણમાં વિષ્ણુપુરાણમાંથી જે ઉતારો કર્યો છે તે તેના પાંચમા અંશના તેરમા અધ્યાયમાંથી છે. એ અધ્યાય સિવાય વ્રજગોપીની બાબત વિષ્ણુપુરાણમાં બીજી કોઇ જગાએ નથી. માત્ર કૃષ્ણ જ્યારે મથુરા ગયા ત્યારે તેમને જે દિલગીરી થએલી તે વર્ણવી છે. એજ પ્રમાણે હરિવંશમાં ગોપીઓની કથા વિષ્ણુપર્વના ૭૭મા અધ્યાય અને ગ્રંથની છેવટે ૭૯મા અધ્યાય સિવાય બીજે ક્યાંઈ નથી. એનો ઉતારો નીચે આપ્યો છે, પરંતુ તેને સંબંધે એટલુ કહેવું જોઇએ કે હરિવંશમાં "રાસ" શબ્દ કોઈ જગાએ વપરાયો નથી. તેને બદલે "હલ્લીષ" શબ્દ વપરાએલો છે. એ અધ્યાયનું નામજ "હલ્લીષક્રીડા." (જેમકે **इति श्रीमहाभारते खिलेषु हरिवंशे विष्णुपर्वणि हल्लीषक्रीडने सप्तसप्ततोऽध्यायः**) હેમચંદ્રના કોશમાં હલ્લીષનો અર્થ નીચે પ્રમાણે આપ્યો છે.

**मण्डलेन तु यन्नृत्यं स्त्रीणां हल्लीषकं तु तत् ।**

વાચસ્પત્યમાં તારાનાથે કહ્યું છે કે "**स्त्रीणां मण्डलीकाकारनृत्ये**" મતલબ કે રાસ અને હલ્લીષનો અર્થ એકજ છે એટલે નૃત્ય વિશેષ–એક જાતનો નાચ. હરિવંશમાં કહ્યું છે કેઃ—

**कृष्णस्तु यौवनं दृष्ट्वा निशि चन्द्रमसो नवम् ।**
**शारदीं च निशां रम्यां मनश्चक्रे रतिं प्रति ॥**
**स करीषाङ्गरागासु व्रजरथ्यासु वीर्य्यवान् ।**
**वृषाणां जातदर्पाणां युद्धानि समयोजयत् ॥**
**गोपालांश्च बलोदग्रान् योधयामास वीर्यवान् ।**
**वने स वीरो गाश्चैव जग्राह ग्राहवद्विभुः ॥**
**युवतीर्गोपकन्याश्च रात्रौ सङ्काल्य कालवित् ।**
**कैशोरकं मानयन् वै सह ताभिर्मुमोद ह ॥**

तास्तं च वदनं कान्तं कान्ता गोपस्त्रियो निशि ।
पिबन्ति नयनाक्षेपैर्गां गतं शशिनं यथा ॥
हरितालार्द्रपीतेन स चक्रौयेन वाससा ।
वसानो भद्रवसनं कृष्णः कान्ततरोऽभवत् ॥
स बद्धाङ्गदनिर्व्यूहश्चित्रया वनमालया ।
शोभमानो हि गोविन्दः शोभयामास तं व्रजम् ॥
नाम्ना दामोदरेत्येवं गोपकन्यास्तदाऽब्रुवन् ।
विचित्रं चरितं घोषे दृष्ट्वा तत्तस्य भाषतः ॥
तास्तं पयोधरोत्तानैरुरोभिः समपीडयन् ।
भ्रामिताक्षैश्च वदनैर्निरैक्षन्त वराङ्गनाः ॥
ता वार्यमाणाः पितृभिर्भ्रातृभिर्मातृभिस्तथा ।
कृष्णं गोपाङ्गना रात्रौ मृगयन्ते रतिप्रियाः ॥
तास्तु पंक्तीकृताः सर्वा रमयन्ति मनोरमम् ।
गायन्त्यः कृष्णचरितं द्वन्द्वशो गोपकन्यकाः ॥
कृष्णलीलानुकारिण्यः कृष्णप्रणिहितेक्षणाः ।
कृष्णस्य गतिगामिन्यस्तरुण्यस्ता वराङ्गनाः ॥
वनेषु तालहस्ताग्रैः कुट्टयन्त्यस्तथापराः ।
चेरुर्वै चरितं तस्य कृष्णस्य व्रजयोषितः ॥
तास्तस्य नृत्यं गीतं च विलासस्मितवीक्षितम् ।
मुदिताश्चानुकुर्वन्त्यः क्रीडन्त्यो व्रजयोषितः ॥
भावनिस्यन्दमधुरं गायन्त्यस्ता वराङ्गनाः ।
व्रजं गता सुखं चेरुर्दामोदरपरायणाः ॥
करीषपांशुदिग्धाङ्गास्ताः कृष्णमनुवव्रिरे ।
रमयन्त्यो यथा नागं संप्रमत्तं करेणवः ॥
तमन्या भावविकचैर्नेत्रैः प्रहसिताननाः ।
पिबन्त्यतृप्ता वनिताः कृष्णं कृष्णमृगेक्षणाः ॥
मुखमस्याब्जसङ्काशं तृषिता गोपकन्यकाः ।
रत्यन्तरगता रात्रौ पिबन्ति रतिलालसाः ॥
हा हेति कुर्वतस्तस्य प्रहृष्टास्ता वराङ्गनाः ।

[illegible]ऽस्तुवा मार्गी साम्न दामोदरेरिता: ॥
तासां प्रविलसन्त्या रतिभास्या [illegible]कृताः ।
चारु विस्रंसिरे केशाः कुचाग्रे गोपयोषिताम् ॥
एवं स कृष्णो गोपीनां चक्रवालैरलं[illegible]तः ।
शारदीषु सचन्द्रा[illegible] निशासु मुमुदे सुखि ॥

हरिवंशे ७७ अध्याय ।

"રાત્રે ચંદ્રનું નવયૌવન અને શરદ્ ઋતુની રમણીય ચાંદની જોઇ કૃષ્ણને ક્રીડા કરવાની ઇચ્છા થઇ, તેથી વ્રજના સૂકા ગોમયવાળા રાજમાર્ગ પર બળવાન કૃષ્ણ માતેલા સાંઢની કોઈ વાર સાઠમારી કરાવતા તો કોઇવાર બળવાન ગોવાળીઆઓ વચ્ચે લઢાઇઓ કરાવતા અને મગરની પેઠે ગાયોને તે વનમાં ખેંચી જતા. જેને કાળનું ગ્નાન છે એવા કૃષ્ણ પોતાની કિશોર વયના સમ્માનાર્થે જુવાન ગોપીઓને માટે વખત કાઢી રાત્રે તેમના સંગમાં આનંદ અનુભવતા. પૃથ્વીપર ઉતરી આવેલો મૂર્તિમાન ચંદ્ર જાણે તે હોય નહિ તેમ તેમના સુંદર ચહેરાનું પોતાની આંખો વડે તે ગોપ સુન્દરીઓ પાન કરતી. સુંદર વસ્ત્રવાળા કૃષ્ણ હરતાળ જેવાં પીળાં હીરાગળ વસ્ત્ર સંહિત વધારે સુંદર લાગતા. બાજૂબંધ અને મુગટ ધારણ કરી વિચિત્ર વનમાળાથી શોભતા ગોવિંદે વ્રજને શોભાવ્યું. ગોવાળીઆઓના રહેઠાણ મધ્યે વાકયાલાપી કૃષ્ણનાં વિચિત્ર ચરિત્ર જોઇને ગોપકન્યાઓ તેને દામોદર કહેતી. પયોધરને લીધે ઉન્નત થયેલી છાતી સરસા તેમને ખૂબ દબાવી ભ્રમણ કરતાં ચક્ષુઓ વડે તેમને ગોપીઓ નિરખતી. પિતા, ભાઈ તેમજ માતાએ વારેલી છતાં ક્રીડાનુરાગિણી ગોપસ્ત્રીઓ રાત્રે કૃષ્ણ પાસે ગઇ. તે બધીઓએ હારબંધ ગોઠવાઇ મનોહર ક્રીડા કરી, અને બબ્બે બબ્બે ગોપ કન્યાઓએ કૃષ્ણચરિત્ર ગાયું. કૃષ્ણની લીલાના અનુકરણવાળી અને કૃષ્ણને વિષેજ દૃષ્ટિ સ્થિર કરેલી એવી તે તરૂણ સ્ત્રીઓએ કૃષ્ણની ચાલનું અનુકરણ કર્યું. કોઇ કોઇ વ્રજબાળાઓ હાથમાં તાળી આપી કૃષ્ણનું આચરણ આચરવા લાગી. તે વ્રજબાળાઓ કૃષ્ણના નૃત્યનું, ગાયનનું તથા તેમના મન્દ હાસ્ય

સહિત જોવાનું અનુકરણ કરી હર્ષથી ક્રીડા કરવા લાગી. કૃષ્ણમાં અત્યંત આસક્ત થઇ તે સુંદર સ્ત્રીઓ ભાવસહિત ગાયન કરતી વ્રજમાં સુખે વિચરવા લાગી. જેમ મદોન્મત્ત હાથીને હાથણી રમાડે છે તેમ શરીરે શુષ્ક ગોમયના થએલા લેપ સહિત તે સ્ત્રીઓ ગમત કરતી કૃષ્ણની પાછળ ગઇ. કૃષ્ણમૃગની આંખ જેવી આંખવાળી તથા હસતા ચહેરાવાળી બીજી સ્ત્રીઓ ભાવથી વિકાસ પામેલા નેત્ર વડે કૃષ્ણનું પાન કરતાં ધરાઇ નહિ. ક્રીડા સંબંધે અત્યંત ઇચ્છાની તૃષ્ણા રાખનારી ગોપકન્યાઓ અનન્ય ક્રીડામગ્ન થઈ રાત્રે કૃષ્ણના કમળ જેવા મુખનું પાન કરવા લાગી. હા, હા, એવો શબ્દ કરી કૃષ્ણ ગાન કરતા અને એ પ્રમાણે કૃષ્ણ મુખમાંથી નીકળેલી વાણી હર્ષસહિત વરાંગનાઓ ગ્રહણ કરતી. ક્રીડાના પરિશ્રમથી ગોપબાળાઓના કેશની સીમન્તરચના વીખરાઈ જવાથી તેમના કેશ સ્તન ઉપર લટકતા પડેલા મનોહર લાગતા હતા. ગોપીઓનાં કુંડાળામાં શોભતા કૃષ્ણે એ પ્રમાણે શરદ્ ઋતુની ચાંદનીવાળી રાત્રિઓમાં સુખે આનંદ ભોગવવા માંડયો."

વિષ્ણુપુરાણના ઉતારાના ભાષાંતરમાં "રમ્" ધાતુ પરથી બનેલા શબ્દોનું ક્રીડાના અર્થમાં જે પ્રમાણે ભાષાંતર કર્યું છે તેજ પ્રમાણે અને તેજ કારણોને લઇને અહિં પણ તે બધા શબ્દના પર્યાય તરીકે ક્રીડા શબ્દ વાપરી ભાષાંતર કર્યું છે, એ શબ્દ બીજા અર્થમાં કોઈ વખતે વપરાતો નથી; જેમકે,

**"तास्तु पंक्तीकृता: सर्वा रमयन्ति मनोरमम्"**

અહીં **रति** અર્થવાળો **रमयन्ति** શબ્દ ક્રીડાના અર્થ સિવાય બીજા કોઇ પણ અર્થમાં વપરાએલો લાગતો નથી. જેમણે બીજો અર્થ કર્યો છે, તેમણે તેમના પૂર્વના કુત્સિત સંસ્કારને લીધેજ કર્યો છે.

હવે આ "હલીષક્રીડા" નું વર્ણન વિષ્ણુપુરાણની રાસલીલાના વર્ણનને પગલેજ ચાલે છે, એટલુંજ નહિ પણ એકનો એક શ્લોક બંને ગ્રંથમાંથી મળી આવે છે, જેમકે વિષ્ણુપુરાણમાં

**ता वार्यमाणाः पतिभिः पितृभिर्भ्रातृभिस्तथा ।
कृष्णं गोपाङ्गना रात्रौ मृगयन्ते रतिप्रियाः ॥**

તેમજ હરિવંશમાં પણ છે કે,

**ता वार्यमाणाः पितृभिः भ्रातृभिर्मातृभिस्तथा ।
कृष्णं गोपाङ्गना रात्रौ रमयन्ति रतिप्रियाः ॥**

જો કે વિષ્ણુપુરાણ કરતાં હરિવંશનું વર્ણન ટૂંકું છે તોપણ બીજી દરેક બાબતમાં તેવું નથી. ઉલટું તેમાં તો એમ જણાય છે કે વિષ્ણુપુરાણમાં જે સંક્ષેપ રૂપે છે, તે હરિવંશમાં વિસ્તારીને જણાવેલું છે અને વળી તેને અંગે નાના પ્રકારના અલંકારો ને વાર્તાઓનો વધારો કરેલો છે. પરંતુ રાસલીલાનું હરિવંશમાં જે ટૂંકું વર્ણન કર્યું છે, તેનું એક કારણ છે. બંને ગ્રંથનો મુકાબલો કરતાં જણાશે કે હરિવંશકાર કવિત્વ, ગાંભીર્ય, પાંડિત્ય અને ઔદાર્યમાં વિષ્ણુપુરાણના લખનાર કરતાં બહુ ઉતરતો છે. વિષ્ણુપુરાણના રાસવર્ણનનું ગૂઢ તાત્પર્ય અને ગોપીઓના ભક્તિયોગ દ્વારા કૃષ્ણની જોડે તેમની થએલી એકાત્મતાનો વિષય તે સમજી શક્યો નથી, અને તેમ ન થઈ શકવાથીજ જ્યાં વિષ્ણુપુરાણવાળાએ લખ્યું છે કે **काचित् प्रविलसद्बाहुः परिरभ्य चुचुम्ब तम्** । ત્યાં હરિવંશવાળાએ લખ્યું છે કે **तास्तं पयोधरोत्तानैरुरोभिः समपीडयन्** .

એટલે કે બંનેમાં ફેર એટલોજ કે વિષ્ણુપુરાણની ચપળ બાલિકાઓ આનન્દથી ચંચળ બની રહેલી હતી, અને હરિવંશની તેજ ગોપીઓ વિલાસી સ્ત્રીઓના ભાવથી ભરપૂર હતી. એ ગ્રંથમાં ઘણી જગાએ માત્ર વિલાસપ્રિયતાજ અધિકતા ભોગવતી દેખાય છે.

એ સિવાય તો વિષ્ણુપુરાણની રાસલીલાને માટે જે જે કહ્યું છે તે તે હરિવંશની હલ્લીષક્રીડાને પણ લાગુ પડે છે.

ઉપરના શ્લોકો સિવાય હરિવંશમાં ગોપીઓ સંબંધે બીજું કાંઈ નથી.

# પ્રકરણ ૭ મું.

## વ્રજગોપી—ભાગવત.

### વસ્ત્રહરણ.

શ્રીમદ્‌ભાગવતમાં કૃષ્ણનો ગોપીઓ જોડેનો સંબંધ કેવળ રાસ લીલામાંજ આવી રહેતો નથી, ભાગવતકારે એ સંબંધ વધારે વિસ્તાર્યો છે; અને કેટલીક જગાએ તો હાલ લોકો જે જે વાતો પસંદ કરે છે તેનાથી ઉલટોજ છે. એ સઘળાં વર્ણનો ઉપર બહારથી—ઉપર ઉપરની—નજર નાંખતાં તે હાલના વખતને અરૂચિકર લાગે છે ખરાં, પણ તેમાં અંદરખાનેથી ઘણું પવિત્ર ભક્તિતત્ત્વ સમાએલું છે. હરિવંશકારની માફક ભાગવત લખનારને માથે વિલાસપ્રિયતાનો દોષ ચ્હોંટતો નથી. તેના અભિપ્રાય તો સઘળા ઘણાજ નિગૂઢ અને વિશુદ્ધ છે.

દશમા સ્કંધના ૨૧મા અધ્યાયમાં સૌથી પહેલાં તે ગોપીઓનો પૂર્વરાગ વર્ણવે છે; તેઓ કૃષ્ણની વાંસળીનો સ્વર સાંભળી મોહિત થઈ પરસ્પર કૃષ્ણઉપરના પોતાના પ્રેમની વાતો કરે છે. આ પૂર્વાનુરાગના વર્ણનમાં એ કવિ પોતાનું અસાધારણ કવિત્વ બતાવે છે અને પછી તે વધારે સ્પષ્ટ કરવા માટે એક ઉપકથા કહે છે; તે ઉપકથા " વસ્ત્રહરણ " ને નામે પ્રસિદ્ધ છે. એ વસ્ત્રહરણનો ઇશારો મહાભારત, વિષ્ણુપુરાણ, કે હરિવંશમાં નથી તેથી તે માત્ર ભાગવતકારની કલ્પનાજ હોવી જોઇએ, એમ કહી શકાય. એ વિષય હાલના લોકોની રૂચિ ( Taste ) વિરૂદ્ધ છે—તેમને બિલકુલ ગમતો નથી, પણ તેટલા માટે તે સંબંધે જે કાંઈ કહેવાનું છે તે અત્રે મૂકી દેવાય નહિ, કારણ ભાગવતમાં જે રાસલીલા વર્ણવી છે તે આપણે તપાસવાની છે અને તેજ રાસલીલા જોડે એ પ્રસંગને ઘણો સંબંધ છે.

કૃષ્ણના હેતથી ગાંડી બની ગએલી ગોપીઓએ ધણીરૂપે તેમને મેળવવા માટે કાત્યાયનીનું વ્રત આદર્યું હતું, એ વ્રત એક માસ ચાલે તેવું હતું, અને તે દરમ્યાન તે બધીઓ ટોળે મળી પરોઢીએ દરરોજ જમના નદીપર નહાવા જતી હતી. સ્ત્રીઓને નહાતી વખતનો એક ઘણોજ ખરાબ ચાલ હજુ પણ હિંદુસ્તાનના અનેક ભાગમાં ચાલુ છેઃ તેઓ કપડાં કાઢી નદીને કિનારે મૂકી વિના વસ્ત્રે પાણીમાં નહાય છેઃ તેજ પ્રમાણે એ ગોપીઓ નદી કિનારે વસ્ત્ર મૂકી પાણીમાં ઉતરી નહાતી હતી. મહીનાની આખરે જે દિવસે એ વ્રત સંપૂર્ણ થવાનું હતું, તે દિવસે પણ તેઓની એજ સ્થિતિ—નહાતી વખતે હતી; તેમને તેમના કર્મનું ફળ ( બંને અર્થમાં—વ્રતનું ફળ, તથા કપડાં કિનારે મૂકી નહાવાનું ફળ ) આપવા શ્રીકૃષ્ણ તે દિવસે ત્યાં આવી લાગ્યા, અને કિનારે પડેલાં કપડાંની પોટલી બાંધી તે લઇ પાસેના કદમના ઝાડપર ચઢી ગયા.

ગોપીઓને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે તેઓ બહુ ગભરાઇ ગઇ; વગર વસ્ત્રે તેઓથી બહાર નીકળી શકાતું નહતું, તેમ શિયાળાના સવારના પવનથી તેમને ટાઢ પણ પુષ્કળ વાતી હતી, તેથી ગળા સુધી પાણીમાં ઢંકાઈ રહી, ટાઢથી ધ્રુજતી ધ્રુજતી, તેઓ કૃષ્ણની પાસે કપડાં માગવા લાગી. કૃષ્ણ સહજમાં કપડાં આપે તેવા હતા નહિઃ ગોપીઓને તેમના " કર્મનું ફળ " તેમને આપવું હતું. ત્યાર પછી જે થયું તે નીચે જણાવ્યું છેઃ—

+माऽनयं भोः कृथास्त्वां तु नन्दगोपसुतं प्रियम् ।
जानीमोऽङ्ग व्रजश्लाघ्यं देहि वासांसि वेपिताः ॥
श्यामसुन्दर ते दास्यः करवाम तवोदितम् ।
देहि वासांसि धर्मज्ञ नोचेद्राज्ञे ब्रुवामहे ॥

श्रीभगवानुवाच ।

भवत्यो यदि मे दास्यो मयोक्तं वा करिष्यथ ।
अत्रागत्य स्ववासांसि प्रतीच्छत शुचिस्मिताः ।

---

+ ગુજરાતીમાં અનુવાદ આપવો યોગ્ય ન લાગવાથી માત્ર મૂળજ આપ્યું છે.

नोचेन्नाहं प्रदास्ये किं क्रुद्धो राजा करिष्यति ॥
ततो जलाशयात् सर्वा दारिकाः शीतवेपिताः ।
पाणिभ्यां * * आच्छाद्य प्रोत्तेरुः शीतकर्शिताः ॥
भगवानाह ता वीक्ष्य शुद्धभावप्रसादितः ।
स्कन्धे निधाय वासांसि प्रीतः प्रोवाच सस्मितम् ॥
यूयं विवस्त्रा यदपो धृतव्रता व्यगाहतैतत्तदु देवहेलनम् ।
बद्ध्वांजलिं मूर्ध्न्यपनुत्तयेऽहंसःकृत्वा नमो* वसनं प्रगृह्यताम्॥
इत्यच्युतेनाभिहितं व्रजाबला मत्वा विवस्त्राप्लवनं व्रतच्युतिम्।
तत्पूर्तिकामास्तदशेषकर्मणां साक्षात्कृतं नेमुरवद्यमृग् यतः॥
तास्तथावनता दृष्ट्वा भगवान् देवकीसुतः ।
वासांसि ताभ्यः प्रायच्छत् करुणस्तेन तोषितः ॥

श्रीमद्भागवतम् १०मस्कंधः २२ अध्यायः ॥

આમાં રહેલું ખરેખરૂં ભક્તિનું તત્ત્વ એજ કે જે ગોપીઓએ કરી બતાવ્યું:—ભક્તિદ્વારા ઇશ્વરને પ્રાપ્ત કરવાનું સાધન–ઇશ્વરને સર્વાર્પણ કરવું તે.

ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે:—

यत् करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत् कुरुष्व मदर्पणम् ॥

અર્થ—તું જે કરે, જે ભોગવે, જે હોમે, જે દાન કરે, જે તપ કરે, તે બધું, હે કૌન્તેય, મને અર્પણ કર.

ગોપીઓએ શ્રીકૃષ્ણને બધું સમર્પી દીધું, એનો અર્થ શો? સ્ત્રીઓ સઘળું છોડી શકે, પણ લજ્જા છોડી શકતી નથી. ધન, ધર્મ, કર્મ, સૌભાગ્ય, સર્વ જાય તોપણ સ્ત્રીઓ લજ્જાશીલતા છોડતી નથી. લજ્જા એ સ્ત્રીનું મોટામાં મોટું રત્ન છે, તેથી જે સ્ત્રીએ બીજાને માટે લાજ છોડી, તે સ્ત્રીએ તેને બધું આપી દીધું એમ ગણીએ તો ચાલે. એ ગોપીઓએ શ્રીકૃષ્ણને ખોળે લજ્જા અર્પણ કરી દીધી, પરંતુ કામાતુરની લજ્જાનું એ અર્પણ નહતું. જેનો લજ્જા પરથી અંકુશ ખશી ગએલો, એવી લજ્જાવિવશા સ્ત્રીની લજ્જાનું એ

અર્પણ હતું; અને તેથીજ તેમણે ઇશ્વરને સર્વસ્વ અર્પણ કરી દીધું એમ આપણે કહીએ છીએ. કૃષ્ણે પણ તેને પોતાના ભક્તો તરફનો ઉપહાર, પ્રસાદ ગણી કબૂલ રાખ્યું. તેમણે કહ્યું કે "મારામાં જેનું મન આવેશ પામેલું (લાગેલું) છે તેની કામના માત્ર કામને લીધેજ છે, એમ કહેવાય નહિ. જવને શેકીએ અને ઉકાળીએ, તો પછી તે બી તરીકે વપરાતો નથી." વળી તેમણે કહ્યું કે "તમે જે માટે વ્રત કર્યું છે, તે હું રાત્રે સિદ્ધ–પરિપૂર્ણ કરીશ." ગોપીઓએ કૃષ્ણને પતિ તરીકે મેળવવાનું વ્રત લીધું હતું અને કૃષ્ણે તેમની ઇચ્છા પૂરી પાડવાની કબૂલત આપી તેમના ધણીની જગા સ્વીકારી હતી. આ કારણથીજ તેમને બહુ અનીતિમાન કહેવામાં આવે છે. એ ગોપીઓ પારકાની સ્ત્રીઓ હતી, અને તેમનું પતિત્વ કબૂલ કર્યાથી પારકી સ્ત્રી જોડે ખરાબ ચાલ ચલાવવાનું કૃષ્ણે માથે લીધું. કૃષ્ણે એવું પાપનું કામ શા માટે કર્યું હશે ?

આનો જવાબ બહુ સ્હેલો છે, કારણ આગળ ઘણી વખત બતાવેલું છે કે એ બધી કથાઓમાં સત્યતાનો જરા પણ અંશ નથી, કારણ એ સઘળી બાબતો માત્ર પુરાણ લખનારાઓની કલ્પનાએ ઉપજાવી કાઢેલી છે. પુરાણકારોએ એજ બાબતનો જૂદી રીતે પરીક્ષિત્ રાજાના પ્રશ્નના ઉત્તરમાં શુકદેવને મોઢે જવાબ અપાવેલો છે. તે શું છે તે યોગ્ય સ્થળે જણાવીશું. પરંતુ એટલું તો અત્રે કહી શકાય કે હિંદુધર્મના ભક્તિવાદને અનુસરી કૃષ્ણને એ ગોપીઓનું પતિત્વ સ્વીકાર્યા સિવાય છૂટકો નહતો. કૃષ્ણે પોતેજ ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ–

**"ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् "**

"જે મને જે ભાવે ભજે છે, તેનો હું તે ભાવે અનુગ્રહ કરૂં છું." મતલબ કે જે મારી પાસે વષય રાખે છે, તેને હું તે આપું છું, અને જે મોક્ષ માગે છે તેને મોક્ષ પણ આપું છું. વિષ્ણુપુરાણમાં છે કે દેવમાતા દિતિએ કૃષ્ણ (વિષ્ણુ)ને કહેલું છે કે મેં તમારી પુત્રભાવે કામના કરી હતી, તેથી તમે મને પુત્રભાવે મળ્યા. વળી ભાગવતમાં પણ છે કે વસુદેવ દેવકીએ કૃષ્ણને પુત્રભાવે

માગેલા, અને તેને તે પુત્રભાવે મળ્યા. તેમ ગોપીઓએ કૃષ્ણને ધવ કરી પતિભાવે માગ્યા તો તેમને તે પતિભાવે મળ્યા.

અને જો તેમ હોય તો તેમાં અધર્મ શો થયો કહેવાય? ઈશ્વર-પ્રાપ્તિ માટે અધર્મ થઇ શકે ખરો? પાપદ્વારા પુણ્યમય, પુણ્યનું આદિભૂત સ્વરૂપ જગદીશ્વર મળી શકે ખરો? ખરી રીતે જોતાં પાપ શું અને પુણ્ય શું તે આપણે જોઇએ. જે દ્વારા જગદીશ્વરની સન્નિધિ પ્રાપ્ત થઇ શકે તેજ પુણ્ય, તેજ ધર્મ. તથી જે વિપરીત, તે બધું પાપ, તે બધો અધર્મ.

આ વાત ચોખ્ખી કરવા માટે પુરાણ લખનારાએ કૃષ્ણને પાપનો સ્પર્શ થઇ શકે એવો માર્ગજ ખુલ્લો રાખ્યો નથી. ૨૯મા અધ્યા-યમાં તેણે કહ્યું છે કે જેમણે કૃષ્ણની કામના પતિભાવે નહિં પણ ઉપપતિભાવે માત્ર જાર કર્મને માટેજ—કરેલી તેમને તે સશરીર પ્રાપ્ત થયા નહિ, તેમના ધણીઓએ તેમને જવાજ દીધી નહિ. તેઓએ માત્ર કૃષ્ણનો વિચાર કરતાંજ પ્રાણ છોડયો.

**तमेव परमात्मानं जारबुद्ध्यापि सङ्गताः ।**
**जहुर्गुणमयं देहं सद्यः प्रक्षीणबन्धनाः ॥**

१०, २९, ११.

કૃષ્ણ સિવાય બીજો પતિ જેમના સ્મરણ માત્રમાં પણ હતો તેમણેજ કૃષ્ણની ઉપપતિ તરીકે ભાવના કરી. જેમના ધ્યાનમાં બીજો પતિ હોય તેઓ અનન્ય ભાવે કૃષ્ણની ભક્તિ કરી શકે નહિ, અને તેઓ ઇશ્વર પ્રાપ્તિની અધિકારિણી પણ થઇ શકે નહિ. જેટલો સમય તેમનામાં જારબુદ્ધિ વાસો કરે તેટલો સમય તેમનામાં પાપબુદ્ધિ પણ વાસો કરતી સમજવી, કારણ જારકર્મને માટે અનુરાગ હોવો એ પણ એક પાપ છે. જ્યાં સુધી જારબુદ્ધિ રહે, ત્યાં સુધી કૃષ્ણનું ઇશ્વિર તરીકે જ્ઞાન થાય નહિ, ત્યાં સુધી તો કૃષ્ણ મેળવવાની કામના માત્ર કામકામનાજ. એ ગોપીઓ કૃષ્ણનાપર હેત રાખતી હતી, (ઇશ્વિરને નહિ પણ) કૃષ્ણને માગતી હતી તેથી સશરીર કૃષ્ણને મેળવવા અયોગ્ય હતી.

એ પ્રમાણે જો કૃષ્ણની પતિભાવે ગોપીઓએ ભાવના કરી હોય તો તેમાં કાંઇ પાપ જેવું નથી, એ ખરૂં, પરંતુ કૃષ્ણને માટે કેમ? એના જવાબમાં વિષ્ણુપુરાણ લખનારનો જે જવાબ છે તેજ ભાગવત લખનારનો છે કે ઇશ્વરને વળી પાપ પુણ્ય કેવું? તે આપણા જેવો શરીરવાળો નથી, અને જે શરીર વિનાનો હોય તેનામાં ઇંદ્રિયપરતા અને તેના સંબંધી દોષ પણ હોય નહિ; તે તો સઘળી વસ્તુમાં છે, ગોપીઓમાં પણ વ્યાપી રહેલો છે, તેમના સ્વામીઓમાં પણ રહેલો છે. એવાથી વ્યભિચાર રૂપી પાપ થવું સંભવેજ નહિ.

આ ઉત્તરમાં એક મુસ્કેલી છે. ઇશ્વરને અહિં શરીરી અને ઇંદ્રિયોવાળો કલ્પ્યો છેઃ જ્યારે ઇશ્વરે પોતાની ઇચ્છાને અનુસરી માનવ શરીર લીધું છે ત્યારે તેણે મનુષ્યમાં રહી, માનવ ધર્મોને અનુસરી કાર્યો કરવા માટેજ તે લીધું છે. આપણા એટલે મનુષ્યના સંસારી કાયદાની દૃષ્ટિએ જોતાં ગોપીઓ પરસ્ત્રી હતી, અને તેમની જોડેનો સંબંધ તે અલબત પાપજ કહેવાય. કૃષ્ણેજ ગીતામાં કહ્યું છે કે હું જે કામ કરૂં છું તે લોકોને શીખવવા માટેજ કરૂંછું. લોકશિક્ષક જો વ્યભિચારી હોય તો તે લોકોને પાપાચરણજ શીખવે, અને તેથી પુરાણકારનો આપેલો ખુલાસો બરાબર બંધ બેસતો નથી. પણ ખરૂં જોતાં એનો ખુલાસો આપવાનું કાંઇ કારણજ નથી. ભાગવતકારે પોતેજ એ રાસમંડળમાં કૃષ્ણને જિતેંદ્રિયનું સંબોધન આપ્યું છેઃ—

**एवं शशाङ्कांशुविराजिता निशाःस सत्यकामोऽनुरताबलागणः।**
**सिषेव आत्मन्यवरुद्धसौरतः सर्वाः शरत्काव्यकथारसाश्रयाः॥**

એથી એવું જણાય છે કે વિષ્ણુપુરાણ લખનારના કરતાં ભાગવત લખનાર પ્રગાઢતામાં અને ભક્તિતત્ત્વનું પારદર્શિપણું બતાવવામાં વધારે શ્રેષ્ઠ છે. આખા જગતમાં સ્ત્રીજાત પોતાના પતિનેજ વ્હાલામાં વ્હાલો ગણે છે. જે સ્ત્રી જગદીશ્વરની પરમ ભક્તિ કરતી હતી તે સ્ત્રી તેજ પતિભાવે તેને મેળવવા આકાંક્ષિત હતી; એ પ્રસંગ વડે એ પુસ્તક લખનાર માણસના હૃદયની લાગણીઓનું કેટલું બધું

જ્ઞાન તથા ભગવદ્‌ભક્તિનું સૌંદર્યગ્રાહીપણું બતાવે છે. વળી એટલુંજ નહિ પણ જેણે પતિભાવે તેમની ભાવના કરેલી તેનેજ તે મળ્યા, જેની જારબુદ્ધિ હતી, તેને ન મળ્યા, એ ઉદાહરણથી પણ ભક્તિની ઐકાંતિકતા ( સંપૂર્ણતા ) કેટલી બધી સમજાય છે? પરંતુ એક બાબતમાં પુરાણકારે ગફલત ખાધી છે. પતિત્વ એ એક ઇંદ્રિય સંબંધ છે, અને તેથીજ એ ઇંદ્રિયસંબંધ ઉપર જણાવેલા ભાગવતમાં વર્ણવેલા રાસમંડળમાં દાખલ થઇ ગયો છે. એ રાસ, વિષ્ણુપુરાણ ને હરિવંશના રાસ માફક માત્ર નૃત્ય અને ગીત નથી. તેમાં તો કૈલાસના શિખરપર તપસ્વી શિવના કોપાગ્નિથી જે બળી ખાક થઈ ગએલો, અનંગ-કામ દેવતા—તે પાછો સજીવન થવાની આશાએ વૃંદાવનના કિશોર રાસવિહારીના પગ આગળ દાખલ થઇ ગયો છે. પુરાણકારનો અભિપ્રાય-ઉદ્દેશ-વખોડી કાઢવા જેવો નથી. કારણ ઇશ્વરપ્રાપ્તિ થવાથી મુક્ત થએલા જીવને જે આનંદ થાય છે, તે, "**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहं**" વગેરે ધ્યાનમાં રાખી તેણે સ્ફુટ કરી દર્શાવવા પ્રયત્ન કર્યો છે. પરંતુ લોકો તે સમજ્યા નહિ. તેનું રોપેલું ભગવદ્‌ભક્તિરૂપી કમળનું મૂળ, અતલ ઉંડા જળમાં ડૂબી ગયું-ડૂબેલું રહ્યું, અને તેના ઉપર માત્ર કામરૂપી કુસુમનાં ઝાંખરાં તરવા લાગ્યાં. જેઓ સપાટીપર તર્યા અને તળીએ ગયા નહિ, તેમણે માત્ર એજ કુસુમની માળા ગુંથી, ઇંદ્રિય સુખોથી ભરપૂર એવો વૈષ્ણવ ધર્મ ચલાવ્યો. ભાગવતમાં જે ખરેખરૂં નિગૂઢ ભક્તિ તત્ત્વ છે, તે જયદેવ સ્વામીના હાથમાં મદન-કામદેવના ધર્મનો ઉત્સવ થઇ પડયો, અને હજુ સુધી બંગાળાની ભૂમિ તો તેજ મદનધર્મોત્સવના ભારથી દબાઇ ગએલી રહી ગઇ છે, અને તેટલા માટેજ કૃષ્ણચરિત્ર નવેસરથી સમજાવવાની જરૂર પડી છે.



# પ્રકરણ ૮મું.

## વ્રજગોપી—ભાગવત.

### બ્રાહ્મણુ કન્યા.

વસ્ત્રહરણનું નિગૂઢ તત્ત્વ ઉપર કહ્યું તેમાં એક વાત કહેવાની બાકી રહી ગઇ છે.

**यत् करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥**

અર્થ—તું જે કરે, જે ભોગવે, જે હોમે, જે દાન કરે, જે તપ કરે, તે બધું, હે કૌન્તેય, મને અર્પણ કર.

એ શ્લોકને અનુસરી જેઓ જગદીશ્વરને સઘળુંજ અર્પણ કરી શકે છે તેઓજ તેને મેળવવા લાયક થાય છે. વસ્ત્રહરણ વખતે ગોપીઓએ કૃષ્ણુને સર્વસ્વ આપી દીધું માટે તેઓ તેને મેળવવા અધિકારિણી થઇ. એવુંજ એક બીજું ઉદાહરણ આપી ભાગવતકાર એ તત્ત્વને વધારે ખુલ્લી રીતે સમજ પડે તેવું કરે છે.

એ ઉદાહરણ એવું છે કે એક વખતે વનમાં ગાયો ચારતાં ચારતાં ગોવાળીઆઓ બહુ ભૂખ્યા થયા અને કૃષ્ણુ પાસે તેમણે ખાવાનું માગ્યું. ત્યાંથી થોડે છેટે કેટલાએક બ્રાહ્મણો યજ્ઞ કરતા હતા, તેથી કૃષ્ણે તેમને કહ્યું કે ત્યાં જઇ મારૂં નામ દઇ થોડું ખાવાનું માગી લાવો. ગોવાળીઆઓએ તેમ કર્યું પણ બ્રાહ્મણોએ તેનાપર ધ્યાન ન આપતાં તેમને હાંકી કાઢયા. તેમણે પાછા આવી બધી વાત કૃષ્ણુને જણાવી. કૃષ્ણે કહ્યું તમે પાછા જાઓ અને અંદરના ભાગમાં જે બ્રાહ્મણીઓ બેઠી હોય તેમની પાસે મારે નામે ભિક્ષા માગજો. તેમણે તેમ કર્યું. બ્રાહ્મણીઓએ કૃષ્ણુનું નામ સાંભળી તૈયાર હતું તે બધું ખાવાનું તેમને આપી દીધું એટલુંજ નહિ પણ કૃષ્ણુ પાસે છે એમ સાંભળી તરત તેમનાં દર્શન કરવા ત્યાં આવી,

કારણ તેઓ તેમને ઇશ્વર તરીકે જાણતી હતી. કૃષ્ણનાં દર્શન કર્યા પછી તેમણે તેમને કહ્યું કે હવે તમને તમારે ઘેર જવાની રજા છે. બ્રાહ્મણ-કન્યાઓએ કહ્યું કે "અમે તો તમારાંજ ભક્ત છીએ. અમે પિતા, માતા, ભ્રાતા, પુત્રાદિનો ત્યાગ કરી તમારી પાસે આવ્યાં છીએ, તેઓ પાછા અમને ગ્રહણ કરશે નહિ, અમે તો તમારેજ પગે પડીએ છીએ, તમો ચાહો તે ગતિ અમારી કરો." કૃષ્ણે તેમને ગ્રહણ કરી નહિ, અને કહ્યું કે, "જુઓ, માત્ર શરીરસંબંધ કંઇ અનુરાગ (પ્રેમ) નું કારણ નથી, તમે મારામાં તમારૂં ચિત્ત પરોવો, તો હું જલદી તમને પ્રાપ્ત થઇશ. મારૂં શ્રવણ, મારાં દર્શન, ધ્યાન અને અનુકીર્ત્તન કરવાથી જેવો હું મળી શકીશ તેવો તમારી પાસે રહ્યાથી મળી શકીશ નહિ, માટે તમે તમારાં ઘર તરફ પાછાં ફરો." આ સાંભળી તેઓ પાછી ઘેર ગઇ.

હવે, કૃષ્ણને મેળવવા યોગ્ય કર્મ એ બ્રાહ્મણકન્યાઓએ કયું કરેલું ? પોતાનાં સઘળાં સ્વજન, માબાપ વગેરેને છોડી તેઓ કૃષ્ણ પાસે આવી હતી. કુલટા સ્ત્રીઓ માત્ર વ્યભિચાર માટે પણ એવું કરે છે, પરંતુ તેઓ ભગવાનને સર્વસ્વ અર્પણ કરી શકતી નથી, તેથી તેઓ તેની પ્રાપ્તની અધિકારિણી પણ થઈ શકતી નથી; તેટલા માટે એ સીડીનું પહેલું પગથીઉં શ્રવણ, મનન, ધ્યાન આદિ વડે ચઢવા તેમને ઉપદેશ આપી કૃષ્ણે તેમને પાછી મોકલી. પવિત્ર કુળમાં જન્મેલી બ્રાહ્મણકન્યાઓ સાધનને અભાવે જે ઇશ્વરપ્રાપ્તિને માટે અધિકારિણી થઇ શકી નહતી તેજ ઇશ્વરપ્રાપ્તિ માટે માત્ર સાધનના પ્રભાવે ગોવાળની સ્ત્રીઓ યોગ્ય થઇ હતી, એ ગોપીઓનાં શ્રવણ, મનન વગેરેની હકીકત ભાગવતમાં આગળના ભાગમાં—જયાં પૂર્વરાગનું વર્ણન કર્યું છે ત્યાં—આપેલી છે.



# પ્રકરણ ૯મું.

## વ્રજગોપી—ભાગવત.

### રાસલીલા.

ભાગવતના દશમા સ્કંધના ૨૦, ૩૦, ૩૧, ૩૨, ૩૩, એ પાંચ અધ્યાય તે રાસપંચાધ્યાય કહેવાય છે. ૨૯મા અધ્યાયમાં શરદ્પુનમની રાતે કૃષ્ણે મધુર વેણુ વગાડેલી તેનું વર્ણન છે. વાંચનારને યાદ હશે કે વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે તેણે કલપદ એટલે અસ્પષ્ટ પણ મધુર સ્વરે ગાયન કરેલું. ભાગવતકારે પણ એ શબ્દ રાખ્યો છે. જેમકે "जगौ कलम्". એના પર ટીકા કરનાર શાસ્ત્રી વિશ્વનાથ ચક્રવર્ત્તીએ "कल" શબ્દમાંથી કૃષ્ણ મંત્રનો બીજ શબ્દ "क्लिं" સિદ્ધ કર્યો છે. તેણે તો એ ગીતને કામગીતજ કહ્યું છે, એ પણ ટીકાકારનો મહિમા છે. પુરાણકારે પોતે તેને "अनंगवर्धनम्" કહ્યું છે.

વાંસળીનો ધ્વનિ સાંભળી ગોપીઓ કૃષ્ણનાં દર્શન માટે દોડવા લાગી. પુરાણમાં તેમની ત્વરા અને વિભ્રમ-પ્રેમને લીધે ભાન ભૂલી જવાપણું-વર્ણવ્યાં છે, તે વાંચતાં પુરસ્ત્રી (ગૃહિણી) નાં ત્વરા ને વિભ્રમનું કાલિદાસે કરેલું વર્ણન યાદ આવે છે. કોણે કોનું અનુકરણ કર્યું હશે તે કહેવાતું નથી.

બધી ગોપીઓ ભેગી થયા પછી જાણે કૃષ્ણ કાંઇ જાણતા ન હોય તેમ અજાણ ભાવે તેમને પૂછે છે કે, "ખુશીમાં છો કેની? કહો તમને શું ગમે છે, તે આપણે કરીએ. વ્રજમાં સઘળાં કુશળ છે કેની? તમે અહિં કેમ આવ્યાં છો?" એમ કહી વળી ફરી કહ્યું કે, "આ રાત બહુ ઘોર છે; વળી અહિં ભયંકર પશુઓ છે, તેથી સ્ત્રીઓને થોભવા લાયક આ જગા નથી. માટે તમે પાછાં વ્રજ જતાં રહો. તમારાં માબાપ, ભાઇ, છોકરાં, ધણી તમને ન જોવાથી ચિંતામાં પડી ગયાં હશે અને તમને શોધતાં હશે. આપણાં સગાંને ચિંતા થાય તેવું આપણે કોઇ દહાડો કરવું નહિ. પૂર્ણ ચંદ્રથી વિરાજિત, જમનાના

તીરપરથી આવતી લહેરોથી ડોલતું, ઝાડપાનથી સુશોભિત, ફૂલોથી મઘમઘતું આ વન તો તમે જોયું. માટે હે સતીઓ, હવે વગર વિલંબે પાછાં ફરો, અને જાઓ પતિની સેવા કરો. તમારાં બાળક ને વાછરડાં રડે છે, તેમને દુધ પાઓ, અથવા—પ્રાણી માત્ર પ્રીતિવશ થઇ મારી ભણી આકર્ષાય છે તેમ—સ્નેહને લીધે, સ્નેહને તાબે થઇ, અહિં ખેંચાઇ આવ્યાં હો તોપણ હે કલ્યાણી સ્ત્રીઓ, મારૂં તો તમને કહેવુંજ એ છે કે સ્ત્રીઓનો મોટામાં મોટો ધર્મ તો નિષ્કપટ મનથી પતિસેવા, તથા સગાંવહાલાં અને છોકરાંઓનું પોષણ કરવું એજ છે, પોતાનો ધણી ખરાબ સ્વભાવનો હોય, દુર્ભાગ્ય હોય, જડ હોય, રોગી હોય, ગરીબ હોય, તોપણ જે સ્ત્રી આ લોક ને પરલોકમાં પોતાનું ભલું ચહાય છે, તે સ્ત્રી તેનો પરિત્યાગ કરતી નથી. કુળવતી સ્ત્રીઓ તો ઔપપત્ય—વ્યભિચારીપણું—નરકમાં લઈ જનારૂં, ગેરઆબરૂ કરનારૂં, ઘણું તુચ્છ, ભય ઉત્પન્ન કરનારૂં અને સર્વ વાતે નિંદિત ગણે છે. મારે માટેના ભાવનો ઉદય શ્રવણ, દર્શન, કીર્તન, ધ્યાન વગેરેથી થાય છે, પણ મારી પાસે રહ્યાથી તો નથીજ થતો. માટે તમે ઘરતરફ પાછાં ફરો.”

કૃષ્ણને મોઢે આવાં વચન કહેવડાવી પુરાણકાર એમ દેખાડવા માગે છે કે પતિવ્રતપણાના માહાત્મ્યથી પોતે અજાણ હોવાથી અથવા તો તેની અવજ્ઞા કરી કૃષ્ણગોપીના ઇંદ્રિય સંબંધનું વર્ણન તેણે કર્યું નથી. એનો એ બાબતનો ખુલાસો પણ આગળ આવી ગયો છે. કૃષ્ણે એવોજ ઉપદેશ બ્રાહ્મણકન્યાઓને કર્યો હતો, તે સાંભળી તેઓ પાછી ફરી હતી, પરંતુ ગોપીઓએ તેમ કર્યું નહિ. તેમણે રડવા માંડયું. તેઓએ કહ્યું “એવી વાત કરશો નહિ, તમારી સેવા કરવા માટે તો અમે સઘળી બાબતનો ત્યાગ કર્યો છે. આદિપુરૂષ દેવ જેમ મુમુક્ષુનો ત્યાગ કરતા નથી તેમ તમે અમારો ત્યાગ કરશો નહિ. તમે ધર્મ જાણનારા છો. તમે પતિ, છોકરાં, ભાઇ વગેરેની પરવરશી કરવી એ સ્ત્રીઓની ફરજ છે એમ કહોછો તે ખરૂં છે, પણ તે પ્રમાણે તમે પોતેજ વર્તો. કારણ તમે ઇશ્વર છો. તમે દેહધારી મનુષ્યના પ્રિયબંધુ તથા આત્મા છો. હે આત્મા, જે લોકો સુખી છે, તેને નિત્ય

પ્રિય એવા જે તમે તેની જોડે તેઓ રતિ (આત્મરતિ) કરે છે. દુઃખદાયક ધણી છોકરાંઓ વડે શું થવાનું છે?" વગેરે. આ ઉપરથી પુરાણકાર એમ બતાવે છે કે ગોપીઓએ કૃષ્ણનું ઇશ્વર તરીકે ભજન કરી, ઇશ્વરને માટેજ પતિનો ત્યાગ કર્યો હતો. આ સિવાય બીજા ઘણા પ્રસંગો છે કે જેના વડે એવું જણાય છે કે કૃષ્ણનું અનન્ત સૌંદર્ય જોઈ ગોપીઓ મુગ્ધ બની ગઇ અને તેથી કૃષ્ણાનુસારિણી થઇ. પછી વળી તે એમ પણ કહે છે કે શ્રીકૃષ્ણ પોતેજ આત્મારામ છે, એટલે કે પોતાના સિવાય તે કોઇ જોડે રતિ વિરતિ કરતાજ નથી; છતાં એ ગોપીઓની વાતથી સંતુષ્ટ થઇ તેમણે તેમની જોડે ક્રીડા કરી, અને ગાયન કરતાં કરતાં જમનાને તીરે તેમની જોડે ફરવા માંડયું.

કેટલાએક એમ કહે છે કે ભાગવતમાં કહેલી રાસલીલામાં ઇંદ્રિયસંબંધ કોઇ જાતનો નથી. જો એ વાત ખરી હોય તો રાસલીલાનો ખુલાસો ઉપર આપ્યો છે તે બરાબર કહેવાય નહિ. પરંતુ એ વાત ખરી નથી, તે એક બે ઉદાહરણ પરથી જણાશે. આજ પ્રસંગનો એક શ્લોક એવો છે કેઃ—

**बाहुप्रसारपरिरम्भकरालकोरुनीवीस्तनालभननर्मनखाग्रपातैः।**
**क्ष्वेल्यावलोकहसितैर्व्रजसुन्दरीणामुत्तम्भयन् रतिपतिं**
**रमयाञ्चकार ॥ ४६ ॥**

છેવટે કૃષ્ણનો સંગ થવાથી વ્રજની ગોપીઓ બહુ મગરૂર થઇ ગઇઃ તેમનો મદ ઉતારવા શ્રીકૃષ્ણ અંતર્ધાન થઇ ગયા.

ત્રીશમા અધ્યાયમાં ગોપીઓએ કૃષ્ણમાટે બતાવેલી ચિંતા તથા ખેદ વર્ણવ્યાં છે, તે વિષ્ણુપુરાણનું મોટુંજોટું અનુકરણ છે, અને તેમાં ભાગવતકારે કવિતા તો તદ્દન બગાડી મૂકી છે.

એકત્રીશમા અધ્યાયમાં ગોપીઓ કૃષ્ણસંબંધી ગાયન ગાતી ગાતી તેમને બોલાવે છે. તેમાં ભક્તિરસ તથા આદિરસ (શૃંગાર) છે, પણ કાંઇ બીજું જાણવા જેવું નથી.

બત્રીશમા અધ્યાયમાં કૃષ્ણ પાછા તેમને મળે છે. ગોપીઓનો ઇંદ્રિયપ્રણોદિત વ્યવહાર સપ્રમાણ કરવા એ અધ્યાયમાંથી એક શ્લોક લીધો છે.

**काचिदञ्जलिना गृह्णात् तन्वी ताम्बूलचर्वितम् ।**
**एका तदंघ्रिकमलं सन्तप्ता स्तनयोरधात् ॥**

એ અધ્યાયને છેડે કૃષ્ણુ તથા ગોપીઓ વચ્ચે કેટલુંક આધ્યાત્મિક કથોપકથન–ઉક્તિપ્રત્યુક્તિ–થાય છે.

તેત્રીશમા અધ્યાયમાં રાસક્રીડા ને વિહારનું વર્ણન છે. એમાંથી રાસક્રીડા તે તો વિષ્ણુપુરાણુમાંની રાસક્રીડાની માફક માત્ર નૃત્ય ગીતજ છે. છતાં ગોપીઓએ અહિંઆં કૃષ્ણુને પતિભાવે પ્રાપ્ત કરેલા હોવાથી જરા સરખો ઇંદ્રિયસંબંધ પણુ તેમાં દેખાય છે ખરો. જેમકેઃ—

**कस्याश्चिन्नाट्यविक्षिप्तकुण्डलत्विषमण्डितम् ।**
**गण्डं गण्डे संदधत्याः प्रादात्ताम्बूलचर्वितम् ॥ १३ ॥**
**नृत्यन्ती गायती काचित् कूजन्नूपुरमेखला ।**
**पार्श्वस्थाच्युतहस्ताब्जं श्रान्ताऽधात् स्तनयोः शिवम् ॥ १४ ॥**

*  *  *  *  *  *

**तदङ्गसंगप्रमुदाकुलेन्द्रियाः केशान् दुकूलं कुचपट्टिकां वा ।**
**नाञ्जः प्रतिव्योढुमलं व्रजस्त्रियो विस्रस्तमालाभरणाः कुरूद्वह १८**

આ સિવાય ભાગવતમાં બીજું કાંઇ નથી. પુરાણુકારે કૃષ્ણુને પોતાને તો જીતેન્દ્રિય કહ્યા છે તે આગળ આપણે સપ્રમાણુ કહી ગયા છીએ.

## પ્રકરણુ ૧૦મું.

### શ્રી રાધા.

ભાગવતના એ રાસપંચાધ્યાયમાં રાધાનું નામ કોઇ જગાએ જડતું નથી. પરંતુ વૈષ્ણુવ આચાર્યોની નસેનસમાં એ નામ વ્યાપી રહ્યું છે. તેમની ટીકા ને તેમની ટીપણીઓમાં રાધાનું નામ ડગલે ડગલે મળી આવે છે, પણુ મૂળમાં ક્યાંઇએ એ નામ જડતું નથી. ગોપીઓના અતિશય અનુરાગને લીધેજ જન્મેલી ઇર્ષ્યાનું સ્વરૂપ બતા-

વા કવિએ એક જગાએ કહ્યું છે કે, કૃષ્ણનાં પગલાં જોઇ તેઓએ તેવું અનુમાન કર્યું હતું કે કોઇ એક ગોપીને લઇ કૃષ્ણ કોઇ એકાંત સ્થાનમાં જતા રહ્યા છે; જો કે આ વાત પણ માત્ર ગોપીઓની અદેખાઇને લીધે જન્મેલો ભ્રમજ હતો. શ્રીકૃષ્ણ અંતર્ધાન થઇ ગયા એવું આપણે જાણીએ છીએ, પણ કોઇને જોડે લઇ તે પ્રમાણે જતા રહ્યા એવું નથી, અને રાધાના નામની તો તેમાં ગંધ સરખી પણ આવતી નથી.

રાસપંચાધ્યાય તો શું પણ ભાગવતમાં પણ કોઇ જગાએ રાધાનું નામ નથી, તેમજ વિષ્ણુપુરાણ, હરિવંશ, મહાભારતમાં પણ તેનું નામ નથી. છતાં હાલ આપણે જોઇએ છીએ કે કૃષ્ણની ઉપાસનાનું મુખ્ય અંગ રાધા છે, રાધા સિવાય કૃષ્ણનું નામ લેવાતું નથી, રાધાવિનાની કૃષ્ણની મૂર્ત્તિ હોતી નથી કે રાધાવગરનું કૃષ્ણનું મંદિર જડતું નથી. વૈષ્ણવના કેટલાક આચારોમાં તો કૃષ્ણ કરતાં રાધાની વિશેષ પૂજા થાય છે, તો એ રાધા આવી ક્યાંથી?

રાધાનું નામ પહેલવહેલું બ્રહ્મવૈવર્ત્તપુરાણમાં આવે છે. એ પુરાણને વિશે વિલસનસાહેબનો એવો મત છે કે સર્વે પુરાણો કરતાં એ કનિષ્ઠમાં કનિષ્ઠ છે, તેની રચના જોતાં તે આજકાલના કોઇ ભટ્ટાચાર્યે લખ્યું લાગે છે. આદિ બ્રહ્મવૈવર્ત્તપુરાણ નાશ પામ્યું છે એમ આપણે આગળ પ્રમાણસહિત કહી ગયા. હાલ જે હયાત છે તેમાં એક નવું દેવતત્ત્વ સંસ્થાપિત થયું છે. અસલથી એ વાત તો જાણીતી છે કે કૃષ્ણ એ વિષ્ણુનો અવતાર છે. પરંતુ આ પુરાણમાં તો ઉલટું એવું કહ્યું છે કે કૃષ્ણે વિષ્ણુને સરજાવ્યા છે. વિષ્ણુ વૈકુંઠમાં રહે છે, અને કૃષ્ણ ગોલોકમાં રાસમંડળમાં રહે છે, વૈકુંઠ ગોલોકથી ઘણે નીચે આવેલું છે. કૃષ્ણે માત્ર વિષ્ણુને નહિ પણ બ્રહ્મા, રૂદ્ર, લક્ષ્મી, દુર્ગા વગેરે દેવદેવીને તથા જીવમાત્રને સરજાવ્યાં છે. જે ગોલોકમાં એ વાસ કરે છે ત્યાં ગાય ગોવાળીઆ અને ગોપીઓ પણ રહે છે, અને તેથી તેઓ દેવદેવીના કરતાં પણ શ્રેષ્ઠ છે. એ ગોલોકના ધામની અધિષ્ઠાતા દેવી તે કૃષ્ણજોડે વિલાસકરનારી રાધા; રાધાની પહેલાં

કૃષ્ણે રાસમંડળને, અને પછી રાસમંડળમાં રાધાને પેદા કરેલી. કારણ "રાસ" નો "રા" અને "ધાવ્" ધાતુનો "ધા" મળી રાધા નામ નીકળ્યુંછે.* એ ગોપ ગોપીના વાસનું થાનક, એ રાધાદેવીનું ગોલોક ધામ તે આગળના કવિઓએ વર્ણવેલા વૃંદાવનની આબેહુબ નકલ છે. રાસધારીઓના રાસમાં વૃન્દાવનમાં જેમ કૃષ્ણના જીવનમાં ચંદ્રાવળી નામની એક ગોપી રાધાની ભાગીએણ થાય છે, તેમ ગોલોકમાં બિરજા નામની ગોપી રાધાની હરીફ નીવડે છે. કૃષ્ણના રાસનો ખેલ બતાવતાં રાસધારીઓ, રાધાના માનભંગનો પ્રયોગ કરતાં જેમ કૃષ્ણને ચંદ્રાવળીના કુંજમાં લઇ જાય છે તેમ પુરાણકાર ગોલોકધામમાં કૃષ્ણને બિરજાના કુંજમાં લઈ જાય છે. વળી જેમ રાસધારીઓની રાધા ઇર્ષ્યા ને કોપથી રાતીપીળી થઇ જાય છે, તેમ બ્રહ્મવૈવર્ત્તની રાધા પણ ઇર્ષ્યાને લીધે ગુસ્સે થઇ જાય છે. તેમાં વળી એક બીજી ગડબડાટ પણ થાય છે, રાધા કૃષ્ણને બિરજાને ઘેર પકડવા રથમાં બેસી તેના ઘર આગળ આવી ઉભી રહે છે. તે ઘરનો દ્વારપાળ શ્રીદામા–સુદામા–રાધિકાને બારણાથી આગળ જવા દેતો નથીઃ આણી તરફ રાધિકાના ભયથી બિરજા પાણી પાણી થઇ જઇ નદીરૂપ બની જાય છે, તે જોઇ કૃષ્ણને બહુ ખોટું લાગે છે, અને પોતે તરત તેને પાછું પુનર્જીવન અને આગલું રૂપ આપે છે, તેથી તે કૃષ્ણજોડે અવિરત આનંદ ભોગવવા માંડે છે, જેનાથી તેને એક પછી એક એવા

---

* रासे सम्भूय गोलोके सा दधाव हरेः पुरः ।
तेन राधा समाख्याता पुराविद्भिर्द्विजोत्तम ॥

ब्रह्मखंडे ५ अध्यायः

અર્થ—રાસમાં ઉત્પન્ન થઇ હરિની પહેલાં ગોલોકમાં દોડી ગઇ તેથી પુરાણ જાણનારાઓએ તેને "રાધા" કહી. વળી બીજે ઠેકાણે કહ્યુ છે કેઃ–

*  *  *  राकारो दानवाचकः ।
धा निर्वाणं च तद्दात्री तेन राधा प्रकीर्त्तिता ॥

श्रीकृष्णजन्मखंडे १३ अध्यायः

અર્થ—"રા" નો અર્થ દાન, તથા "ધા" નો મુક્તિ, તે બે આપવાવાળી માટે "રાધા" કહેવાઇ.

સાત પુત્ર પેદા થાય છે. પરંતુ એ પુત્રને તેમની માતા પોતાના આનંદ ભોગવવામાં વિઘ્નરૂપે ગણી શાપ દે છે જેથી તેઓ સાત સમુદ્ર થઇ જાય છે. બીજી તરફ રાધા, કૃષ્ણવિરજાની હકીકત સાંભળી, કૃષ્ણને ખૂબ ધધડાવી નાંખે છે અને શાપ દે છે કે તમે પૃથ્વીપર જઇ વાસો કરશો. તે જોઇ કૃષ્ણના નોકર સુદામાને બહુ રોષ આવે છે, અને તે રાધાને આડી ને ઉભી લેવા માંડે છે, તે સાંભળી રાધા સુદામાનો તિરસ્કાર કરી તેને શાપ દે છે કે તું અસુર રૂપે જન્મશે. સુદામા રાધાને શાપ દે છે કે તું પણ પૃથ્વીપર માનવીનો જન્મ લઇ રાયાણની સ્ત્રી થશે, અને કલંકિણી તરીકે ઓળખાશે.

છેવટ બંને જણ કૃષ્ણની પાસે આવી રડી પડે છે. કૃષ્ણ સુદામાને વરદાન આપે છે કે તું અસુરોનો રાજા થઇશ, અને તને કોઇ મારી શકશે નહિ, અને છેવટ શંકરના ત્રિશૂલના સ્પર્શથી તારો મોક્ષ થશે. રાધાને પણ દિલાસો આપી કહે છે કે "તું જા, હું પણ આવું છું." અને છેલ્લે પૃથ્વીનો ભાર ઉતારવા પોતે મનુષ્યનો અવતાર લઇ આ દુનીઆમાં આવે છે.

આ બધી વાત નવી હતી અને સૌથી છેલ્લે પ્રચારિત થઇ, તેથી બ્રહ્મવૈવર્ત્તપુરાણે બંગાળાના વૈષ્ણવધર્મ ઉપર તો ઘણી સત્તા બેસાડી દીધી છે. જયદેવાદિ બંગાળી કવિઓની કવિતાનું, બંગાળાના સંગીતનું, બંગાળાના રાસ વગેરે મોટા મોટા ઉત્સવોનું મૂળ બ્રહ્મવૈવર્ત્તજ છે. પરંતુ એ પુરાણમાંની એક મૂળ વાત બંગાળાના વૈષ્ણવો ગ્રહણ કરતા નથી, અને તેથી તે બંગાળી વૈષ્ણવધર્મના ફાંટામાં આબેહુબ પરિસ્ફુટ થઈ નથી. રાધિકાને રાયાણપત્ની તરીકે સૌ ઓળખે છે. પરંતુ બ્રહ્મવૈવર્ત્ત પ્રમાણે તો તે વિધિસર કૃષ્ણને પરણી તેની સ્ત્રી થઇ હતી. એ વિવાહની હકીકત આપતાં જયદેવે પોતાના ગીતગોવિંદમાં પહેલો શ્લોક લખ્યો છે, તે જોઇએ:—

मेघैर्मेदुरमम्बरं वनभुवः श्यामास्तमालद्रुमैर्
नक्तं भीरुरयं त्वमेव तदिमं राधे गृहं प्रापय ।
इत्थं नन्दनिदेशतश्चलितयोः प्रत्यध्वकुंजद्रुमं
राधामाधवयोर्जयंति यमुनाकूले रहःकेलयः ॥

"હે રાધા ! આકાશ વાદળાંથી છવાઇ ગયું છે. તમાલનાં ઝાડોએ આખા વનમાં અંધકાર કરી મૂક્યો છે, તેથી તમેજ આને ઘેર લઇ જાઓ, આ પ્રમાણે નંદે કહ્યું. રસ્તામાં આવેલાં ઝાડોના કુંજમાં થઇ ચાલતા રાધામાધવના યુગ્મે યમુનાના કિનારાપર કરેલી એકાંત કેલિ (ક્રીડાઓ) જય પામે છે."

આનો અર્થ શો ? નથી ટીકાકાર કે નથી ભાષાન્તરકાર તે બરાબર સમજાવતા. એક ભાષાંતરકર્ત્તા કહે છે કે "ગીતગોવિંદનો પહેલો શ્લોક જરા અસ્પષ્ટ છે. કવિએ નાયક નાયિકાની કઇ અવસ્થા ધ્યાનમાં રાખી એ શ્લોક લખ્યો છે તે કહેવાતું નથી. ટીકાકારો એમ કહે છે કે રાધાની કોઇ સખીએ એવું કહ્યું હોવું જોઇએ. એ ઉક્તિનો ભાવ ઘણો મધુર છે, પણ શબ્દાર્થમાં અસંગતિદોષ આવે છે." ખરૂં જોતાં એ રાધિકાની સખીની ઉક્તિ નથી. જયદેવે બ્રહ્મવૈવર્ત્તમાં લખેલી ઉપર જણાવેલી કૃષ્ણ રાધાના વિવાહની વાત ધ્યાનમાં રાખી એ શ્લોક લખ્યો છે. એ બાબતને લગતો ઉતારો બ્રહ્મવૈવર્ત્તમાંથી નીચે આપ્યો છે. છતાં એટલું કહેવું જોઇએ કે સુદામાના શાપને અનુસરી કૃષ્ણના કરતાં રાધા કેટલાંક વર્ષ અગાઉ પૃથ્વીપર આવી હોવી જોઇએ, અને તેથી કૃષ્ણ કરતાં ઉમરમાં ઘણી મોટી હોવી જોઇએ. જ્યારે તે જુવાન થઇ હશે ત્યારે કૃષ્ણ બાળક હશે.

एकदा कृष्णसहितो नन्दो वृन्दावनं ययौ ।
तत्रोपवनभांडीरे चारयामास गोकुलम् ॥ १ ॥
सरस्सु स्वादुतोयं च पाययामास तत् पपौ ।
उवास वटमूलं च बालं कृत्वा स्ववक्षसि ॥ २ ॥
एतस्मिन्नन्तरे कृष्णो मायाबालकविग्रहः ।
चकार माययाऽकस्मान्मेघाच्छन्नं नभो मुने ॥ ३ ॥
मेघावृतं नभो दृष्ट्वा श्यामलं काननान्तरम् ।
झंझावातं मेघशब्दं वज्रशब्दं च दारुणम् ॥ ४ ॥
वृष्टिधारामतिस्थूलां कंपमानांश्च पादपान् ।
दृष्ट्वैवं पतितस्कन्धान् नन्दो भयमवाप ह ॥ ५ ॥

कथं यामि गोवत्सं विहाय स्वाश्रमं प्रति ।
गृहं यदि न यास्यामि भविता बालकस्य किम् ॥ ६ ॥
एवं नन्दे प्रवदति रुरोद श्रीहरिस्तदा ।
मायाभिया भयेभ्यश्च पितुः कंठं दधार सः ॥ ७ ॥
एतस्मिन्नन्तरे राधा जगाम कृष्णसंनिधिम् ।

ब्रह्मवैवर्त्तपुराण । श्री कृष्णजन्मखंड १५ अध्यायः ।

"એક વખત કૃષ્ણને સાથે લઇ નંદ વૃંદાવનમાં ગયા ને ત્યાં ભાંડીર વનમાં ગાયો ચરાવવા ગાંડી તથા સરોવરનું મીઠું જળ ગાયોનો પાઇ, પોતે પી બાળક કૃષ્ણને ખોળામાં લઇ વડની છાયા નીચે બેઠા. હે મુનિ, ત્યાર પછી માયા વડે બાળકનું શરીર ધારણ કરનાર કૃષ્ણે અકસ્માત્ માયાદ્વારા આકાશ વાદળાંથી ઘેરી નાંખ્યું. આકાશ વાદળાંથી છવાઇ ગયું અને વનમાં અંધકાર વ્યાપી રહ્યો. ઝંઝાવાત, ગડગડાટ, દારૂણ અવાજ, પુષ્કળ વરસાદ, અને સઘળાં વૃક્ષ હાલી ઉઠી પડું પડું થઇ રહેલાં જોઇ, નન્દ બ્હી ગયા, અને તેમણે બોલવા માંડયું કે 'ગાય વાછરડાંને છોડી ઘેર કેમ જવાય, અને ઘેર ન જાઉં તો આ બાળકનું શું થાય?' એટલામાં કૃષ્ણે પણ રડવા માંડયું. ભય રૂપી માયાથી બ્હી જઇ પોતે બાપને ગળે બાઝી પડયા. એ વખતે રાધા કૃષ્ણની પાસે આવી ઉભી રહી."

રાધાનું અપૂર્વ લાવણ્ય જોઇ નન્દ અજબ થયા. તેણે રાધાને કહ્યું કે "મેં ગર્ગને મોઢે સાંભળ્યું છે કે તું પદ્મા કરતાં હરિને વધારે વહાલી છે અને આ બાળક પરમ નિર્ગુણ અચ્યુત મહાવિષ્ણુજ છે; છતાં હું માનવ છું, અને વિષ્ણુની માયામાં મોહિત થઈ ગયલો છું. હે ભદ્રે, તેટલા માટે તમારા પ્રાણનાથને તમે લઇ લો, અને જ્યાં તમે સુખી થાઓ ત્યાં લઇ જાઓ અને પછી મનોરથપૂર્ણ કરી મારો છોકરો મને પાછો આપી દેજો."

એમ કહી નન્દે રાધાને કૃષ્ણ આપી દીધા. રાધા પણ કૃષ્ણને હાથમાં–કેડમાં લઇ ચાલી ગઇ. થોડે આઘે ગઇ એટલે તેને રાસ મંડળ સાંભર્યું, તેથી ત્યાંજ મનોહર વિહારભૂમી ઉપજાવી કાઢી અને

કૃષ્ણે પણ રાધાના હાથમાંથી–કેડમાંથી નીચે ઉતરી પડી કિશોરાવસ્થા ધારણ કરી, અને રાધાને કહ્યું કે, "જ્યારે ગોલોકની વાત યાદજ આવી છે ત્યારે જે મેં કબૂલ કર્યું છે તે હું પૂરૂં કરીશ". આવી પ્રેમની વાત એ બંને જણ કરતાં હતાં એટલામાં બ્રહ્મા ત્યાં આવી પહોંચ્યા, અને તેમણે રાધાની બહુ પ્રાર્થના કરી. છેવટે પોતે કન્યાદાન દાતા થઇ, યથાવિધિ વેદ પ્રમાણે લગ્ન કરી, રાધિકાને કૃષ્ણ જોડે પરણાવી. તેમની એ પ્રમાણે લગ્નગાંઠ બાંધી બ્રહ્મા અંતર્ધાન થયા. રાયાણ જોડે રાધિકાના લગ્ન શાસ્ત્રાનુસાર થયલાં કે નહિ અને જો થયલાં તો તે પહેલાં કે પછી તે એ પુરાણમાંથી જડતું નથી. આ વિવાહ પછી તેમના વિહારનું વર્ણન છે, અને એ પુરાણમાંની રાસલીલા પણ એવીજ છે.

એ બધું ગમે તેમ હોય તો પણ વાંચનારને એટલું તો જણાયું હશે જ કે બ્રહ્મવૈવર્તપુરાણે એક નવોજ વૈષ્ણવ ધર્મ સરજાવ્યો છે, કે જેનું નામ સરખું પણ ભાગવત કે બીજા કોઇ પુરાણમાં છે નહિ. રાધાજ એ નવા ધર્મનું કેંદ્ર છે. જયદેવ કવિએ ગીતગોવિંદકાવ્યમાં એજ ધર્મનું અવલંબન કરી ગોવિંદનાં ગીતો લખ્યાં છે. વિદ્યાપતિ, ચંડિદાસ વગેરે બંગાળાના કવિઓએ પણ તેનો દાખલો લઇ કૃષ્ણસંગીતો રચ્યાં છે. એજ ધર્મનો આધાર લઇ શ્રીચૈતન્યદેવે એક નવો ભક્તિવાદ પ્રચારિત કર્યો છે. ઉપર કહ્યું છે કે સઘળા કવિ, ઋષિ, પુરાણ, શાસ્ત્ર વગેરેનાં કરતાં પણ વિશેષ બ્રહ્મવૈવર્તકારે બંગાળાના લોકોનાં મન ઉપર અસર કરી દીધી છે, માટે એ નવા ધર્મનું તાત્પર્ય અને તેનું મૂળ શું છે તે આપણે તપાસીએ.

ભરતખંડનાં બધાં દર્શનોમાં છ દર્શન પ્રાધાન્ય ભોગવે છે. તે છતાં પણ બે–વેદાંત ને સાંખ્ય–બહુ મોટાં ગણાય છે. સામાન્યતઃ ઘણાઓનું એવું માનવું છે કે બ્રહ્મસૂત્રમાંથી વેદાન્તદર્શન હયાતીમાં આવ્યું છે. ખરૂં જોતાં વેદાંતદર્શનનું મૂળ બ્રહ્મસૂત્ર નહિ પણ ઉપનિષદો છે. ઉપનિષદ્‌ને પણ વેદાંત કહે છે. ઉપનિષદ્‌માં કહેલું બ્રહ્મતત્વ તે ટૂંકામાં કહીએ તો ઈશ્વર સિવાય બીજું કાંઇ નથી. આ જગત્ અને આ જગતના જીવો તે ઈશ્વરનોજ અંશ છે. તે એકજ

હતો, પણ સૃષ્ટિ ઉપજાવવાની ઇચ્છા વડે તે બહુ થઇ ગયો. તે પરમાત્મા છે અને જીવાત્મા તે પરમાત્માનો અંશ છે. ઇશ્વરની માયા વડે જીવાત્મા પ્રાપ્ત થાય છે અને તે માયામાંથી મુક્ત થયા કે પાછા ઇશ્વરમાં વિલીન થઇ જવાય છે, એટલામાંજ અદ્વૈતવાદ પરિપૂર્ણ થાયછે.

પહેલ વહેલાં વૈષ્ણવધર્મનો પાયો એ વેદાંતિક ઇશ્વરવાદપરજ રચાયલો હતો. વિષ્ણુ અને વિષ્ણુનો અવતાર કૃષ્ણ તે વેદાંતનો ઇશ્વર, વિષ્ણુપુરાણ, ભાગવત અને એવાજ બીજા ગ્રંથોમાં જે વિષ્ણુસ્તોત્ર વા કૃષ્ણુસ્તોત્ર છે, તે સંપૂર્ણ અથવા અસંપૂર્ણ રીતે અદ્વૈતવાદને અનુસરતાંજ છે. પરંતુ એ વિષયનું મોટું ઉદાહરણ શાંતિપર્વમાં ભીષ્મે કરેલી કૃષ્ણની સ્તુતિ છે.

પરંતુ દ્વૈત ને અદ્વૈતવાદ પણ ઘણા પ્રકારના હોઇ શકે છે. હાલ શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય અને વલ્લભાચાર્ય એ ચાર જણાએ અદ્વૈતવાદની ચાર જૂદીજૂદી વ્યાખ્યાઓ આપી, અદ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ, દ્વૈતાદ્વૈતવાદ, અને વિશુદ્ધાદ્વૈતવાદ સ્થાપ્યા છે, પણ અસલ એવું કાંઇ હતું નહિ. તે વખતે તો ઇશ્વર, અને ઇશ્વરસ્થિત જગત્ એ બેને સંબધેજ વ્યાખ્યા મળી આવે છે. પ્રથમ તો એજ કે ઇશ્વર સિવાય બીજું કાંઇજ નથી. ઇશ્વરજ જગત્ છે. તેનાથી ભિન્ન જગતમાં બીજો કાંઇ પદાર્થ નથી. બીજો મત એ કે, જગત્ ઇશ્વર નથી કે ઇશ્વર જગત્ નથી. પરંતુ ઇશ્વરમાં જગત્ છે.– " **सूत्रे मणिगणा इव.** " સૂતરમાં મણકા પોરવેલા હોય તેમ સર્વ જગતના પદાર્થમાં ઇશ્વર છે પરંતુ ઇશ્વર તેનાથી વિરક્ત છે. પ્રાચીન વૈષ્ણવ ધર્મ આ પાછલા મત ઉપર રચાયલો છે.

બીજું મોટું દર્શનશાસ્ત્ર સાંખ્યનું છે. કપિલનું સાંખ્ય ઇશ્વરને કબૂલ કરતું નથી. પરંતુ ત્યાર પછીના સાંખ્યમાં ઇશ્વરનો સ્વીકાર થયલો છે. સાંખ્યનો મત એવો છે કે, જડ જગત્ અથવા જડ જગન્મયી શક્તિ તે પરમાત્માથી સંપૂર્ણ રીતે જૂદી છે. પરમાત્મા અથવા પુરૂષ તદન સંગશૂન્ય છે. તે કાંઇજ કરતો નથી, અને જગતની સાથે તેને કોઈ પ્રકારનો સંબંધ નથી. જડ જગત્ અથવા જગન્મયી શક્તિને એ મત ધરાવનારા "પ્રકૃતિ" કહે છે. એ પ્રકૃતિજ બધું

સરજાવે છે, ચલાવે, રક્ષે છે, અને સંહારે છે. એ પ્રકૃતિ–પુરૂષ–તત્ત્વમાંથી જે તાંત્રિકધર્મ–શક્તિનો ધર્મ–કહેવાય છે, અને જેમાં પ્રકૃતિ મુખ્ય સ્થાન ભોગવે છે, તે નીકળ્યો છે. પ્રકૃતિ–પુરૂષનાં એકત્વ અથવા ગાઢ સંબંધને લીધે પ્રકૃતિ પ્રધાનપણું ભોગવતી હોવાથી એ ધર્મ લોકોને ઘણો રૂચતો આવ્યો. જેઓ વૈષ્ણવોના અદ્વૈતવાદથી અસંતુષ્ટ થયા હતા તેમણે તાંત્રિકધર્મનો આશ્રય લીધો, એ તાંત્રિક ધર્મનો સારાંશ વૈષ્ણવધર્મમાં ભેળવી દઈ વૈષ્ણવધર્મને પાછી જલેહ આપવા માટે બ્રહ્મવૈવર્ત્તપુરાણકારે આ નવા વૈષ્ણવધર્મનો પુનઃસંસ્કાર કર્યો છે; તેની સરજાવેલી રાધા તે સાંખ્યવાળાઓની મૂળપ્રકૃતિની જગા લેનારી શક્તિ. બ્રહ્મવૈવર્ત્તના બ્રહ્મખંડમાં એવું કહ્યું છે કે કૃષ્ણે મૂળપ્રકૃતિને સરજાવી, પછી રાધાને સરજાવી, પણ શ્રીકૃષ્ણજન્મખંડપરથી એવું દેખાય છે કે કૃષ્ણ પોતેજ રાધાને વારંવાર મૂળપ્રકૃતિ કહી બોલાવે છે. જેમકેઃ—

**ममार्द्धांशस्वरूपा त्वं मूलप्रकृतिरीश्वरी ।**

श्रीकृष्णजन्मखण्डे १५ अध्यायः ६७ श्लोकः ।

"મારો અરધો અંશ જેનું સ્વરૂપ છે એવી તું ઈશ્વરી મૂળપ્રકૃતિ છે."

પરમાત્મા જોડે પ્રકૃતિને અથવા રાધા જોડે કૃષ્ણને શો સંબંધ છે, તે પુરાણકાર નીચે પ્રમાણે કહે છે. કૃષ્ણોક્તિઃ

**यथा त्वं च तथाहं च भेदो हि नावयोर्ध्रुवम् ॥ ५७ ॥**
**यथा क्षीरे च धावल्यं यथाग्नौ दाहिका सति ।**
**यथा पृथिव्यां गन्धश्च तथाहं त्वयि सन्ततम् ॥ ५८ ॥**
**विना मृदा घटं कर्त्तुं विना स्वर्णेन कुण्डलम् ।**
**कुलालः स्वर्णकारश्च न हि शक्तः कदाचन ॥ ५९ ॥**
**तथा त्वया विना सृष्टिं न च कर्त्तुमहं क्षमः ।**
**सृष्टेराधारभूता त्वं बीजरूपोऽहमच्युतः ॥ ६० ॥**

* * * * *

**कृष्णं वदन्ति मां लोकास्त्वयैव रहितं यदा ।**
**श्रीकृष्णं च तदा ते हि त्वयैव सहितं परम् ॥ ६२ ॥**

त्वं च श्रीस्त्वं च सम्पत्तिस्त्वमाधार-रूपिणा ।
सर्वशक्तिस्वरूपासि सर्वेषां च ममापि च ॥ ६३ ॥
त्वं स्त्री पुमानहं राधे नेति वेदेषु निर्णयः ।
त्वं च सर्वस्वरूपासि सर्वरूपोऽहमक्षरे ॥ ६४ ॥
यदा तेजःस्वरूपोऽहं तेजरूपासि त्वं तदा ।
न शरीरी यदाहं च तदा त्वमशरीरिणी ॥ ६५ ॥
सर्वबीजस्वरूपोऽहं यथा योगेन सुन्दरि ।
त्वं च शक्तिस्वरूपासि सर्वस्त्रीरूपधारिणी ॥ ६६ ॥
श्री कृष्णजन्मखण्डे १५ अध्याय ।

"જ્યાં તું ત્યાં હું છું, આપણા વચ્ચે જરૂર કાંઇ ભેદ નથી. દુધમાં જેમ સફેતાઇ, અગ્નિમાં જેમ બાળવાપણું, પૃથ્વીમાં જેમ ગન્ધ, તેમ હું સર્વદા તારામાંજ છું. કુંભાર માટીવિના વાસણ બનાવી શકતો નથી, સોની સોના વિના કુંડળ ઘડી શકતો નથી, તેમ હું તારા સિવાય કાંઇ સરજાવી શકતો નથી. તું સૃષ્ટિની આધારભૂત છે. હું અચ્યુત—અવિનાશી તેના બીજરૂપે છું * * જ્યારે હું તારા વિના હોઉં છું ત્યારે લોકો મને 'કૃષ્ણ' કહે છે, અને તારી સાથે હોઉં ત્યારે શ્રીકૃષ્ણ કહે છે. તું શ્રી (લક્ષ્મી), તું સંપત્તિ, તું આધારસ્વરૂપ, બધાની તથા મારી શક્તિનું સ્વરૂપ તું છે. હે રાધા! તું સ્ત્રી ને હું પુરૂષ છું. વેદ એનો નિર્ણય કરવા પાર પામતો નથી. હે અક્ષરા (જેનો કદી નાશ નથી એવી) તું સર્વસ્વરૂપ છે, હું સર્વરૂપ છું. હું જ્યારે તેજસ્વરૂપ હોઉં છું, ત્યારે તું તેજોરૂપ હોય છે. જ્યારે હું શરીરવિનાનો હોઉં છું ત્યારે તું પણ અશરીરિણી હોય છે. હે સુંદરી, જ્યારે હું યોગદ્વારા સર્વબીજ છું ત્યારે તું શક્તિસ્વરૂપ હોઇ સર્વ સ્ત્રીરૂપધારિણી છે."

વળી—

यथाहं च तथा त्वं च यथा धावल्य-दुग्धयोः ।
भेदः कदापि न भवेन्निश्चितं च तयावयोः ॥ ६६ ॥

* * * * *

त्वत्कलांशांशकलया विश्वेषु सर्वयोषितः ।
या योषित् सा च भवती यः पुमान् सोऽहमेव च ॥६८॥

अहं च कलया वह्निस्त्वं स्वाहा दाहिका प्रिया ।
त्वया सह समर्थोऽहं नालं दग्धुं च त्वां विना ॥ ६९ ॥
अहं दीप्तिमतां सूर्यः कलया त्वं प्रभात्मिका ।
संगतश्च त्वया भासे त्वां विनाहं न दीप्तिमान् ॥ ७० ॥
अहं च कलया चन्द्रस्त्वं च शोभा च रोहिणी ।
मनोहरस्त्वया सार्द्धं त्वां विना न च सुन्दरि ॥ ७१ ॥
अहमिन्द्रश्च कलया स्वर्गलक्ष्मीश्च त्वं सति ।
त्वया सार्द्धं देवराजो हतश्रीश्च त्वया विना ॥ ७२ ॥
अहं धर्मश्च कलया त्वं च मूर्त्तिश्च धर्मिणी ।
नाहं शक्तो धर्मकृत्ये त्वां च धर्मक्रियं विना ॥ ७३ ॥
अहं यज्ञश्च कलया त्वं च स्वांशेन दक्षिणा ।
त्वया सार्द्धं च फलदोऽप्यसमर्थस्त्वया विना ॥ ७४ ॥
कलया पितृलोकोऽहं स्वांशेन त्वं स्वधा सति ।
त्वयालं कव्यदाने च सदा नालं त्वया विना ॥ ७५ ॥
त्वं च सम्पत्स्वरूपाहमीश्वरश्च त्वया सह ।
लक्ष्मीयुक्तस्त्वया लक्ष्म्यां निःश्रीकश्चापि त्वां विना ॥७६॥
अहं पुमांस्त्वं प्रकृतिर्न स्रष्टाहं त्वया विना ।
यथा नालं कुलालश्च घटं कर्त्तुं मृदा विना ॥ ७७ ॥
अहं शेषश्च कलया स्वांशेन त्वं वसुन्धरा ।
त्वां शस्यरत्नाधारां च बिभर्मि मूर्ध्नि सुन्दरि ॥ ७८ ॥
त्वं च शान्तिश्च कान्तिश्च मूर्त्तिर्मूर्त्तिमती सति ।
तुष्टिः पुष्टिः क्षमा लज्जा क्षुत्तृष्णा च परा दया ॥७९॥
निद्रा शुद्धा च तन्द्रा च मूर्च्छा च सन्ततिः क्रियाः ।
मुक्तिरूपा भक्तिरूपा देहिनां दुःखरूपिणी ॥ ८० ॥
ममाधारा सदा त्वं च तवात्माहं परस्परम् ।
यथा त्वं च तथाहं च समौ प्रकृतिपूरुषौ ।
न हि सृष्टिर्भवेद्देवि द्वयोरेकतरं विना ॥ ८१ ॥

श्रीकृष्णजन्मखंडे ६७ अध्यायः ॥

"જેમ દૂધ હોય ત્યાં સફેતાઇ હોય છે, તેમ જ્યાં હું ત્યાં તું હોય છે. તારામાં ને મારામાં કાંઇ અંતર છેજ નહિ એ નક્કી છે. આ દુનીઆની બધી સ્ત્રીઓ તારા કળાંશની અંશકળા છે. જે જે સ્ત્રી છે તે તું છે, જે જે પુરૂષ છે તે હું છું. કળાદ્વારા હું અગ્નિ છું, તું દાહ કરનારી મારી પ્રિયા સ્વાહા. તું જોડે હોય તો મારાથી કોઇને બાળી શકાય. તું ન હોય તો તેમ થઇ શકે નહિ. હું દીપ્તિમાન (વસ્તુ) મધ્યે સૂર્ય છું, તું કળાંશ વડે પ્રભા છે. તું જોડે હોય તો મારાથી દીપ્તિમાન થવાય, તું ન હોય તો થવાય નહિ. કળાદ્વારા હું ચંદ્ર છું, તું શોભા ને રોહિણી છે. હે સુંદરી, તું જોડે હોય તો હું મનોહર જણાઉં, હે સતિ, કળાદ્વારા હું ઇંદ્ર છું, તું સ્વર્ગલક્ષ્મી છે. તું જોડે હોય તો હું દેવરાજ, ન હોય તો હું રાજલક્ષ્મી વિનાનો. કળાદ્વારા હું ધર્મ, તું ધર્મિણી મૂર્ત્તિ છે. ધર્મક્રિયાના સ્વરૂપ જેવી જે તું તે તારા સિવાય મારાથી ધર્મકાર્ય થઇ શકેજ નહિ. કળાદ્વારા હું યજ્ઞ છું, તું પોતે દક્ષિણા છે. તું જોડે હોય તો હું ફળદાતા થાઉં, તું ન હોય તો તેમ થવાય નહિ. કળાદ્વારા હું પિતૃલોક છું. હે સતિ, તું સ્વધા. તારા સિવાય પિંડદાન વૃથા છે. તું સંપત્તિનું સ્વ-રૂપ છે. તું જોડે હોય તો હું પ્રભુ થઇ શકું. તું લક્ષ્મી છે, તારી સાથે હોઉં ત્યારે હુ લક્ષ્મીયુક્ત કહેવાઉં છું, તારા વિના લક્ષ્મી વિ-નાનો થાઉં છું. હું પુરૂષ, તું પ્રકૃતિ. તારા સિવાય મારાથી સ્રષ્ટા થવાય નહિ. માટી સિવાય જેમ કુંભાર વાસણ ઘડી શકતો નથી તેમ તારા સિવાય મારાથી સૃષ્ટિ પેદા થઇ શકે નહિ. હું કળાદ્વારા શેષ છું, તું વસુંધરા છે. હે સુંદરિ, ધાન્ય તથા રત્નના આધારનું તું સ્વરૂપ તે હું તને માથાપર લઇ ફરૂં છું. હે સતિ, તું શાંતિ, કાંતિ, મૂર્ત્તિ, મૂર્ત્તિમતી, તુષ્ટિ, પુષ્ટિ, ક્ષમા, લજ્જા, ક્ષુધા, તૃષ્ણા છે. તું પરમ દયા, શુદ્ધનિદ્રા, તંદ્રા, મૂર્છા, સંતતિ, ક્રિયા, મૂર્ત્તિરૂપ, ભક્તિ-રૂપ અને જીવને દુઃખરૂપ છે. તું સદા મારો આધાર છે, હું તારો આત્મા છું. જ્યાં તું ત્યાં હું, પ્રકૃતિ પુરૂષ સરખાં છે. હે દેવિ, બેમાંથી એકને અભાવે સૃષ્ટિ પેદા થાય નહિ."

આવા બીજા ઘણા ઉતારા આપી શકાય તેમ છે, પરંતુ તેમાં

જે હકીકત છે તે બરાબર સાંખ્યવાદની પ્રકૃતિને મળતી આવતી નથી તાંત્રિક ધર્મમાં સાંખ્યની પ્રકૃતિ શક્તિ રૂપે બદલાઇ ગઇ છે. પ્રકૃતિ વાદ અને શક્તિવાદ વચ્ચે ફેર એટલો છે કે પ્રકૃતિ પુરૂષથી તદ્દન અલગ છે. સાંખ્યવાદીના કહેવા પ્રમાણે પ્રકૃતિ સાથે પુરૂષનો સંબંધ તે સ્ફાટિકપાત્રમાં પુષ્પની છાયા જેવો છે. જો કે એ સ્ફાટિકપાત્ર તથા જપાપુષ્પ એક બીજાંથી તદ્દન જૂદાં છે તો પણ પુષ્પની છાયા સ્ફાટિકપર પડે છે એટલોજ સંબંધ એ બેને છે. પરંતુ આત્માને શક્તિનો સંબંધ તો એવો છે કે આત્માજ શક્તિનો આધાર છે જેમ આધારથી આધેય વસ્તુ ભિન્ન હોઇ શકે નહિ તેમ આત્મા અને શક્તિ વચ્ચે પાર્થક્ય ( પૃથક્પણું ) નથી. આ શક્તિવાદ માત્ર તાંત્રિકોમાં છે એમ નથી. વૈષ્ણવ પુરાણકારોએ સાંખ્યની પ્રકૃતિને વૈષ્ણવ શક્તિમાં ફેરવી નાંખી છે, જેમકે વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે—

नित्यैव सा जगन्माता विष्णोः श्रीरनपायिनी ।
यथा सर्वगतो विष्णुस्तथैवेयं द्विजोत्तम ॥ १५ ॥
अर्थो विष्णुरियं वाणी नीतिरेषा नयो हरिः ।
बोधो विष्णुरियं बुद्धिर्धर्म्मोऽसौ सत्क्रिया त्वियम् ॥ १६ ॥
स्रष्टा विष्णुरियं सृष्टिः श्रीर्भूमिर्भूधरो हरिः ।
सन्तोषो भगवान् लक्ष्मीस्तुष्टिर्मैत्रेय शाश्वती ॥ १७ ॥
इच्छा श्रीर्भगवान् कामो यज्ञोऽसौ दक्षिणा तु सा ।
आद्याहुतिरसा देवी पुरोडाशो जनार्दनः ॥ १८ ॥
पत्नीशाला मुने लक्ष्मीः प्राग्वंशो मधुसूदनः ।
चितिर्लक्ष्मीर्हरिर्यूप इध्मा श्रीर्भगवान् कुशः ॥ १९ ॥
सामस्वरूपो भगवान् उद्गीतिः कमलालया ।
स्वाहा लक्ष्मीर्जगन्नाथो वासुदेवो हुताशनः ॥ २० ॥
शंकरो भगवान् शौरिर्भूतिर्गौरी द्विजोत्तम ।
मैत्रेय केशवः सूर्यस्तत्प्रभा कमलालया ॥ २१ ॥
विष्णुः पितृगणः पद्मा स्वधा शाश्वत्पुष्टिदा ।
द्यौः श्रीः सर्वात्मको विष्णुरवकाशोऽतिविस्तरः ॥ २२ ॥

शशाङ्कः श्रीधरः कान्तिः श्रीस्तस्यैवानपायिनी ।
धृतिर्लक्ष्मीर्जगच्चेष्टा वायुः सर्वत्रगो हरिः ॥ २३ ॥
जलधिर्द्विज गोविन्दस्तद्वेला श्रीर्महामते ।
लक्ष्मीस्वरूपमिन्द्राणी देवेन्द्रो मधुसूदनः ॥ २४ ॥
यमश्चक्रधरः साक्षाद् धूमोर्णा कमलालया ।
ऋद्धिः श्रीः श्रीधरो देवः स्वयमेव धनेश्वरः ॥ २५ ॥
गौरी लक्ष्मीर्महाभागा केशवो वरुणः स्वयम् ।
श्रीर्देवसेना विप्रेन्द्र देवसेनापतिर्हरिः ॥ २६ ॥
अवष्टम्भो गदापाणिः शक्तिर्लक्ष्मीर्द्विजोत्तम ।
काष्ठा लक्ष्मीर्निमेषोऽसौ मुहूर्त्तोऽसौ कला तु सा ॥ २७ ॥
ज्योत्स्ना लक्ष्मीः प्रदीपोऽसौ सर्वः सर्वेश्वरो हरिः ।
लताभूता जगन्माता श्रीर्विष्णुर्द्रुमसंस्थितः ॥ २८ ॥
विभावरी श्रीर्दिवसो देवश्चक्रगदाधरः ।
वरप्रदो वरो विष्णुर्वधूः पद्मवनालया ॥ २९ ॥
नदस्वरूपो भगवान् श्रीर्नदीरूपसंस्थितिः ।
ध्वजश्च पुण्डरीकाक्षः पताका कमलालया ॥ ३० ॥
तृष्णा लक्ष्मीर्जगत्स्वामी लोभो नारायणः परः ।
रतिरागौ च धर्मज्ञ लक्ष्मीर्गोविन्द एव च ॥ ३१ ॥
किं चातिबहुनोक्तेन संक्षेपेणेदमुच्यते ।
देवतिर्यङ्मनुष्यादौ पुंनाम्नि भगवान् हरिः ।
स्त्रीनाम्नि लक्ष्मीर्मैत्रेय नानयोर्विद्यते परम् ॥ ३२ ॥

श्रीविष्णुपुराणे १ अंशे ८ अध्यायः ॥

"વિષ્ણુની શ્રી તેજ અક્ષય અને નિત્ય એવી જગતની માતા છે. હે દ્વિજોમાં ઉત્તમ, વિષ્ણુ જેવા સર્વગત છે, તેવીજ તે છે. એ વાણી, વિષ્ણુ અર્થ છે. એ નીતિ, વિષ્ણુ નય છે. એ બુદ્ધિ, વિષ્ણુ બોધ. એ ધર્મ આ સત્ક્રિયા. વિષ્ણુ સ્રષ્ટા, એ સૃષ્ટિ. હરિ ભૂધર, શ્રી ભૂમી. હે મૈત્રેય, ભગવાન સંતોષ છે, આ લક્ષ્મી શાશ્વતી તુષ્ટિ છે. શ્રી ઇચ્છા, ભગવાન કામ. તે યજ્ઞ, આ દક્ષિણા છે. જનાર્દન

પુરોડાશ, દેવી આધા આહુતિ છે. હે મુનિ, લક્ષ્મી પત્નીશાલા, મધુસૂદન પ્રાગ્વંશ. હરિ યૂપ, લક્ષ્મી ચિતિ. ભગવાન કુશ, શ્રી ઇધ્યા. ભગવાન સામ, કમળા ઉદ્દગીતિ. લક્ષ્મી સ્વાહા, જગન્નાથ વાસુદેવ અગ્નિ. હે દ્વિજોત્તમ, ભગવાન શંકર, લક્ષ્મી ગૌરી. હે મૈત્રેય, કેશવ સૂર્ય, કમળા તેની પ્રભા છે. વિષ્ણુ પિતૃગણ, અને પદ્મા, નિત્ય તુષ્ટિની આપનારી સ્વધા છે. શ્રી સ્વર્ગ, અને સર્વાત્મક વિષ્ણુ અતિ મોટા વિસ્તારવાળા આકાશ રૂપે છે. શ્રીધર ચંદ્ર અને લક્ષ્મી તેની અક્ષયકાંતિ. લક્ષ્મી જગત્ચેષ્ટા ધૃતિ અને વિષ્ણુ બધે ફરનારો વાયુ છે; હે દ્વિજ, ગોવિંદ જલધિ અને શ્રી તેમાં આવનારી ભરતી છે. લક્ષ્મી ઇંદ્રાણી સ્વરૂપ અને મધુસૂદન દેવેંદ્ર છે. ચક્રધર પોતે યમ છે અને લક્ષ્મી ધૂમોર્ણા છે. શ્રી ઋદ્ધિ છે, શ્રીધર પોતે દેવ ધનેશ્વર છે. કેશવ પોતે વરૂણ ને મહા ભાગ્યવાન લક્ષ્મી ગૌરી છે. હે વિપ્રેંદ્ર! શ્રી દેવસેના, હરિ દેવસેનાપતિ છે. ગદાધર, પુરૂષકાર અને હે દ્વિજોત્તમ, લક્ષ્મી શક્તિ છે. લક્ષ્મી કાષ્ઠા, ભગવાન નિમેષ. એ મૂહૂર્ત્ત, તે કળા. લક્ષ્મી દીપપ્રભા અને સર્વેશ્વર હરિ દીપ છે. આખા જગતની માતા લક્ષ્મી લતા અને વિષ્ણુ ઝાડ. શ્રી વિભાવરી (રાત્રિ), અને ચક્રગદાધર દિવસ. વિષ્ણુ કલ્યાણકર્ત્તા વર અને પદ્મા કન્યા. ભગવાન નદસ્વરૂપ અને સ્ત્રી નદી રૂપે. પુંડરીકાક્ષ ધ્વજા અને કમળા પતાકા. લક્ષ્મી તૃષ્ણા, અને જગતસ્વામી નારાયણ પરમ લોભ. હે ધર્મજ્ઞ! લક્ષ્મી રતિ, ગોવિંદ રાગ છે. વધારે કહેવાની જરૂર નથી, પણ ટૂંકામાં એટલુંજ કહું છું કે દેવ, તિર્યક્, મનુષ્ય વગેરેમાં જે પુંનામવાળો (પુંલિંગ) છે તે હરિ અને સ્ત્રીનામવાળી (સ્ત્રીલિંગ) લક્ષ્મી, એ બે સિવાય, હે મૈત્રેય, બીજું કાંઇજ (જગતમાં) નથી."

વેદાંતમાં જે માયાવાદ તે સાંખ્યમાં પ્રકૃતિવાદ કહેવાય છે. પ્રકૃતિમાંથી શક્તિવાદ થયો; ઉપરના કેટલાક શ્લોકોમાં શક્તિવાદ અને અદ્વૈતવાદ ભેળાઇ ગયા છે, અને એવું જણાય છે કે એ વાત ધ્યાનમાં રાખી બ્રહ્મવૈવર્ત્તકારે કૃષ્ણ પાસે રાધાને કહેવડાવ્યું હશે કે જો તું ન હોય તો હું "કૃષ્ણ" અને જો તું મારી સાથે હોય તો હું

"શ્રીકૃષ્ણ" કહેવાઉં. વિષ્ણુપુરાણમાં કહેલી શ્રીને લીધેજ તે શ્રીકૃષ્ણ થયા. વાચકે જોયું હશે કે વિષ્ણુપુરાણમાં શ્રી સંબંધે જે જે કહ્યું છે, તે તે ઘણું ખરૂં બ્રહ્મવૈવર્ત્તમાં રાધાને સંબંધે કહ્યું છે, માટે રાધા એજ શ્રી.

આ પ્રકરણનું નામ શ્રીરાધા આપ્યું છે. રાધા તેજ ઇશ્વરી શક્તિ. વિધિપૂર્વક થયેલું બંનેનું લગ્ન તે શક્તિમાન ઇશ્વરની શક્તિની સ્ફૂર્તિ, અને શક્તિનો વિકાશ તે બંનેનો વિહાર.

હાલના બ્રહ્મવૈવર્ત્તમાં જે "રાધાતત્ત્વ" છે તેનો ખુલાસો હવે વાચકને મળી શકયો હશે, પરંતુ આદિ બ્રહ્મવૈવર્ત્તમાં "રાધાતત્ત્વ" હતું કે નહિ? વખતે હશેઃ પરંતુ આ પ્રકારનું નહિ હોય. "રાધા" શબ્દની વ્યુત્પત્તિ હાલના વૈવર્ત્તમાં ઘણી રીતની જોવામાં આવે છે તેમાંની એક બે આગળ આપી છે અને ત્રીજી નીચે પ્રમાણે છે;—

**रेफो हि कोटिजन्माघं कर्मभोगं शुभाशुभम् ।**
**आकारो गर्भवासं च मृत्युं च रोगमुत्सृजेत् ॥ १०६ ॥**
**धकार आयुषो हानिमाकारो भवबन्धनम् ।**
**श्रवणस्मरणोक्तिभ्यः प्रणश्यति न संशयः ॥ १०७ ॥**
**राकारो निश्चलां भक्तिं दास्यं कृष्णपदाम्बुजे ।**
**सर्वेप्सितं सदानन्दं सर्वसिद्धयोघमीश्वरम् ॥ १०८ ॥**
**धकारः सहवासं च तत्तुल्यकालमेव च ।**
**ददाति सार्ष्टिं सारूप्यं तत्त्वज्ञानं हरेः समम् ॥ १०९ ॥**

ब्रह्मवैवर्त्तपुराणम्, श्रीकृष्णजन्मखंडे १३ अध्यायः ॥

"શ્રવણ, સ્મરણ, ઉચ્ચાર કર્યાથી રેફ એટલે રકાર કોટિજન્મનાં પાપ અને શુભ તથા અશુભ કર્મનાં ફળને ટાળે છે તથા આકાર ગર્ભવાસ, મૃત્યુ અને રોગને ટાળે છે; (તેમ) ધકાર આયુષ્યની હાનિનો, તથા આકાર ભવનાં બંધનનો નિઃસંશય નાશ કરે છે. રાકાર કૃષ્ણનાં પદકમળની નિશ્ચળ ભક્તિ તથા સેવા અને સઘળા જેની ઇચ્છા કરે તેવા આનંદને તથા સર્વ સિદ્ધિઓના સમૂહરૂપ ઇશ્વરને આપવાવાળો છે. ધકાર તેનો સહવાસ તથા સમકાલીનપણું

અને ઇશ્વરતુલ્ય શક્તિ, તત્ત્વજ્ઞાન તથા તેની સમાનતારૂપ મુક્તિ આપે છે. ”

ખરૂં જોતાં આ રાધા શબ્દની ખરી વ્યુત્પત્તિ નથી; “ **राध्** ” ધાતુ આરાધના, પૂજાને અર્થે વપરાય છે; જે કૃષ્ણની આરાધિકા તે રાધા અથવા રાધિકા; હાલના બ્રહ્મવૈવર્ત્તમાં એ વ્યુત્પત્તિ નથી. જે રાધા શબ્દની ખરી વ્યુત્પત્તિ છૂપાવી રાખી, અવૈયાકરણિક કળકુશળ બતાવી લોકોને ભ્રાંતિમાં નાખવા પ્રયત્ન કરે, અને તે ભ્રાંતિના પ્રતિ-પોષણાર્થે સામવેદની સત્તા આગળ કરે,* તે માણસ કદી એ શબ્દને બનાવનાર હોય નહિ; જે “રાધા” શબ્દની ખરી વ્યુત્પત્તિને અનુસરી તે શબ્દનાં રૂપકો રચે નહિ તેના મગજમાંથી કદી પણ એ શબ્દ નીકળ્યો હોય નહિ, તેથી એમ લાગે છે કે અસલ બ્રહ્મવૈવર્ત્તમાં એ શબ્દ પહેલવહેલો વપરાયો હશે, અને ત્યાં રાધા તે કૃષ્ણને આરાધ-નારી કોઇ આદર્શરૂપી ગોપી હશે એમાં સંદેહ નથી.

રાધા શબ્દનો એક બીજો પણ અર્થ છે. વિશાખા નક્ષત્રનું એક નામ રાધા છે+, કૃત્તિકાથી વિશાખા ચૌદમું નક્ષત્ર. પહેલાં કૃત્તિકા નક્ષત્રથી વર્ષ ગણાતું હતું. કૃત્તિકાથી રાશિઓ ગણીએ તો વિશાખા મધ્યમાં આવે છે, તેથી રાસમંડળમાં રાધા મધ્યમાં હો કિંવા ન હો પરંતુ રાશિમંડળ યા રાશમંડળમાં તો રાધા વચમાં છેજ. આ “ રાશમંડળ મધ્યવર્ત્તિની ” રાધા જોડે “ રાસમંડળ ”ની મધ્યવર્ત્તિની રાધાને કાંઇ સંબંધ છે કે નહિ તે મૂળ બ્રહ્મવૈવર્ત્તની ગેરહાજરીમાં નક્કી કરી શકાતું નથી.



---

* राधाशब्दस्य व्युत्पत्तिः सामवेदे निरूपिता ।—१३ अ. १५३

+ राधाविशाखापुष्ये तु सिद्धतिष्यौ प्रविष्टया । अमरकोष.

# પ્રકરણ ૧૧મું.

---

## વૃંદાવનલીલાની સમાપ્તિ.

**વૃંદાવનની લીલા સંબંધી ભાગવતમાં બીજી થોડી વાતો છેઃ**

૧. એક દિવસ ન્હાતાં ન્હાતાં નન્દ જમનામાં પડી ગયા. વરૂણનાં માણસો આવી તેને પકડી વરૂણની પાસે તેડી ગયા. ત્યાં જઇ કૃષ્ણ તેમને લઇ આવ્યા; ખરી વાત એટલીજ હશે કે નંદ કોઇ દહાડો નદીમાં પડી ગયા હશે અને કૃષ્ણે તેમને બહાર ખેંચી કાઢયા હશે.

૨. એક દિવસે એક સાપે નન્દને પકડયા હતા. કૃષ્ણે તેના મોઢામાંથી તેમને છોડાવી સાપને મારી નાંખ્યો. એ સાપ તે વિદ્યાધર; કૃષ્ણને હાથે મોક્ષ મળ્યાથી તે પાછો પોતાને ઠેકાણે ગયો. ખરી વાત એ હશે કે સાપના મોઢામાંથી કૃષ્ણે નન્દને બચાવી લીધા હશે.

૩. શંખચૂડ નામનો એક અસુર આવીને વ્રજની સ્ત્રીઓને પકડી જતો હતો. કૃષ્ણ ને બળરામે તેની પૂઠે લાગી સ્ત્રીઓને છોડવી શંખચૂડનો વધ કર્યો. બ્રહ્મવૈવર્તપુરાણમાં આ વાત જૂદી રીતે આપી છે, અને તેને માટે કાંઇક આગળ કહ્યું છે.

૪. આ ત્રણે વાત વિષ્ણુપુરાણ, હરિવંશ કે મહાભારતમાં નથી; પરંતુ કૃષ્ણને હાથે અરિષ્ટાસુર તથા કેશી અસુરના વધની હકીકત હરિવંશ તથા વિષ્ણુપુરાણમાં છે, અને મહાભારતમાં જ્યાં શિશુપાળ કૃષ્ણની નિંદા કરે છે ત્યાં પણ તેનો ઇશારો કરેલો છે. અરિષ્ટ બળદરૂપે અને કેશી ઘોડા રૂપે હતો, અને શિશુપાળ તેઓને બળદ અને ઘોડોજ કહે છે, તેથી જેમ ઉપરની ત્રણ વાતો પુરાણકારરચિત ઉપન્યાસ કહી કાઢી નાંખીએ તેમ અરિષ્ટ અને કેશીવધની હકીકત કાઢી નંખાય તેમ નથી. વળી કેશીવધની હકીકત અથર્વસંહિતામાં છે એમ પણ કહ્યું છે; ત્યાં કેશીને કૃષ્ણકેશી કહ્યો છે. જેના કાળા વાળ તે કૃષ્ણકેશી. ઋગ્વેદસંહિતામાં પણ એક કેશીસૂક્ત છે (દશમા મંડળનું ૧૩૬મું સૂક્ત). એ કેશી દેવ હતો કે નહિ તે નક્કી નથી. એ સંહિતાની ચોથી તથા પાંચમી ઋક્પરથી એમ સમજાય છે કે એ

કોઇ મુનિ હશે; કારણ મુનિઓ લાંબા વાળ રાખતા હતા, અને એ બંને ઋકૂમાં મુનિઓનીજ પ્રશંસા છે. મ્યૂર ( Muir ) સાહેબ પણ એમજ કહે છે. પણ પહેલી ઋકૂમાં વળી જૂદું કહ્યું છે.

"કેશી નામનો જે દેવ, તે અગ્નિ, જળ, ભૂલોક અને દ્યૂલોકને ધારણ કરે છે. આખા સંસારને કેશી તેજવડે જોવા યોગ્ય કરે છે. એ જે તેજ, તેનું નામ કેશી".

જો એમ હોય તો જગદ્વ્યંજક–જગતને દેખાડનાર જે જ્યોતિ–તેજ–તે કેશી, અને જગતને ઢાંકી દેનાર તે કૃષ્ણકેશી. કૃષ્ણે તેનો વધ કર્યો, મતલબ કે જગતને ઢાંકી દેનાર જે તમ–અંધારૂં તેનો કૃષ્ણે નાશ કર્યો.

અહિં હવે વૃંદાવનલીલાની સમાપ્તિ થાય છે તેથી એ હકીકત-માંથી આપણને શું હાથ લાગ્યું તે જોઇએ. એમાંથી કાંઇ ઐતિહાસિક કથા મળી નથી, એટલું તો નક્કી છે. જે સઘળી પૌરાણિક હકીકત છે, તે અસ્વાભાવિક વાતોથી ભરપૂર છે, અને તેમાં ઇતિહાસનું તત્ત્વ ઘણું દુર્લભ છે, પણ એટલું નક્કી છે, કે કૃષ્ણને માથે ચોરી અને વ્યભિચારના જે આરોપ મૂકાયા છે તે મૂળ પાયાવગરના બનાવટી છે, અને જો ઐતિહાસિક કોઇ પણ વાત હાથ લાગી હોય તો તે એટલીજ છે કે જુલ્મી કંસની બ્હીકથી વસુદેવે પોતાની પત્ની રોહિ-ણી તથા બે પુત્ર બળરામ અને કૃષ્ણને નંદને ઘેર છૂપાવી રાખ્યા, અને કૃષ્ણે બાળપણ અને કિશોરવય ત્યાંજ કાઢ્યાં. બાળપણમાં પોતાનાં રૂપ તથા લાવણ્ય અને બીજા સારા ગુણોથી તે સૌને પ્રિય થઇ પડયા. કિશોરવયમાં બહુ બળવાન હોવાથી વૃંદાવનને પીડા કરનાર પશુ વગેરેનો વધ કરી તે ગોવાળીઆ વગેરેનું હમેશાં રક્ષણ કરતા. ન્હાનપણથીજ તે બધાના ઉપર દયા રાખતા અને બધાપર ઉપકાર કરતા, ગોવાળીઆઓના છોકરા છોકરીઓપર તેમને ઘણું હેત હતું, બધાંની જોડે હસી બોલી આનંદ કરતા, બધાને સંતુષ્ટ રાખવા પ્રયત્ન કરતા અને ન્હાનપણથીજ ખરા ધર્મતત્ત્વનો ભાવ તેના હૃદ-યમાં ઉદ્ભવ્યો હતો; આટલું પણ ઐતિહાસિક તત્ત્વ ખરેખરૂં હશે એમ છાતી ઠોકી કહેવાતું નથી, પણ એટલું તો નક્કી છે કે એ ઉપરાંત બીજું કાંઇ તો નથીજ.

# ખંડ ત્રીજો.



## મથુરા–દ્વારકા.



यस्तनोति सतां सेतुमृतेनामृतयोनिना ।
धर्मार्थव्यवहाराङ्गैस्तस्मै सत्यात्मने नमः ॥

शांतिपर्वणि, ४७ अध्यायः ।

# ખંડ ત્રીજો.

## મથુરા-દ્વારકા.

## પ્રકરણ ૧લું.

### કંસનો વધ.

કંસને ખબર પહોંચી ગઇ હતી કે કૃષ્ણ ને બળરામ વૃંદાવનમાં બહુ જોરાવર થઇ પડયા છે. પૂતનાથી માંડીને અરિષ્ટ સુધીના કંસ તરફથી આવેલા દરેક અનુચરનો તેમણે વધ કર્યો છે. દેવર્ષિ નારદે પણ કંસને જઇને કહ્યું કે કૃષ્ણ ને બળરામ તે વસુદેવનાજ પુત્ર છે, દેવકીની છોકરી ગણી કંસે જેની હત્યા કરેલી તે નન્દ જસોદાની છોકરી હતી; વસુદેવે છોકરાંઓની અદલાબદલી કરી કૃષ્ણને છૂપાવી નંદને ઘેર રાખ્યા છે; આ બધા સમાચાર જાણતાંજ ભયભીત કંસના ક્રોધની હદ રહી નહિ અને વસુદેવનો ઘાત કરવા તે તૈયાર થયો; અને કૃષ્ણ બળરામને પોતાની પાસે પકડી લાવવા અક્રૂર નામના એક મોટા યાદવને તેણે વૃંદાવન તરફ મોકલ્યો. તે ઉપરાંત પોતાના પ્રખ્યાત મલ્લ વગેરે મારફતે એ બંને ભાઇઓનો પ્રાણ લેવાના વિચારથી ધનુર્મહ નામનો યજ્ઞ પણ પોતે શરૂ કરાવ્યો. અક્રૂર* જેવા

* કેટલીએક જગાએ એમ કહ્યું છે કે કુબ્જા એ લોકોને પોતાને ઘેર લઇ ગઇ. વિષ્ણુપુરાણમાં નિંદનીય વાત જરાએ નથી. કુબ્જાએ પોતે પોતાને સુંદર સ્ત્રી થઇ ગયેલી જોઇ કૃષ્ણને પોતાને ઘેર આવવાનો આગ્રહ કર્યો, તે હસી અસ્થિર થઇ ઉભા રહ્યા. વિષ્ણુપુરાણમાં એટલુંજ છે, અને એમાં ગેરરીતભરેલું કાંઈ નથી. પરંતુ ભાગવત અને બ્રહ્મવૈવર્ત્તપુરાણ લખનારાઓને એટલેથી સંતોષ વળ્યો નહિ કુબ્જાની ભક્તિનો બદલો તેને તરતજ તે લોકો અપાવે છે અને રાસધારીઓ તો તેથી પણ આગળ જઇ કુબ્જાને કૃષ્ણની પટ્ટરાણી બનાવે છે. ભાગવતમાં ઐતિહાસિક તત્ત્વ બિલકુલ ન હોવાથી હવે પછી માત્ર વિષ્ણુપુરાણપરજ આધાર રાખ્યો છે.

બળરામ તથા કૃષ્ણને લઇ આવ્યા અને તેઓ દરબારમાં દાખલ થયા કે તરતજ કંસના કેળવાયલા હાથી કુવલયાપીડને તથા તેના મલ્લ ચાણૂર તથા મુષ્ટિકને તેમણે રામશરણ કરી દીધા. એ જોઇ કંસે નન્દને પગે લોઢાની બેડીઓ પહેરાવવા, વસુદેવને મારી નાંખવા, તથા કૃષ્ણ બળરામને હાંકી કાઢવાની આજ્ઞા કરી. તે સાંભળી, જે ઉંચા આસનપર મલ્લની સાઠમારી જોવા કંસ બેઠો હતો, તે માચડાપર કૂદકો મારી ચઢી જઇ, કંસને પકડી, તેના માથાના વાળ ઝાલી તેને અગડમાં નીચે નાંખી દઇ, તેના કૃષ્ણે તરતજ પ્રાણ લીધા; અને પછી પોતાનાં માતાપિતા, વસુદેવ દેવકી વગેરે મ્હોટેરાંઓને પગે લાગી, કંસના બાપ ઉગ્રસેનને તેમણે રાજગાદી આપીઃ કૃષ્ણ પોતે રાજા થયા નહિ.

હરિવંશ અને સઘળાં પુરાણોમાં કંસના વધનું ઉપર પ્રમાણે વૃત્તાંત આપેલું છે. કંસનો વધ એ વાત ખરી છે, પરંતુ તેના સંબંધી આ બધું વર્ણન ઐતિહાસિક સચ્ચાઇ વગરનું છેઃ કારણ એ હકીકત જો માનીએ તો આપણે ઘણી અસ્વાભાવિક વાતો કબૂલ રાખવી પડે. પહેલું તો દેવર્ષિ નારદનું અસ્તિત્વજ માનવું પડે, ત્યારપછી દેવવાણી કબૂલ કરવી પડે, કારણ કંસના મનમાં જે ભય ઉત્પન્ન થયેલો તે એ દેવવાણીની સ્મૃતિને લીધેજ. તે સિવાય વળી બે ભરવાડના છોકરાઓ આવી, વગર યુદ્ધે, સભામાં બેઠેલા મથુરાધિપતિને મારી નાંખે એ વાત પણ સહજ માની શકાય નહિ. માટે સર્વેથી જૂના ગ્રંથ મહાભારતમાં એ વિશે શી હકીકત છે તે આપણે જોઇએ. સભાપર્વના જરાસંધપર્વાધ્યાયમાં કૃષ્ણ પોતે યુધિષ્ઠિરને પોતાનું વૃત્તાંત સંભળાવતાં કહે છે કે—

"કેટલાક વખત પછી, કંસે યાદવોનો પરાભવ કરી, સહદેવા અને અનુજા નામની બૃહદ્રથના પુત્ર જરાસંધની બે કન્યા જોડે લગ્ન કર્યાં. એ દુરાત્માએ પોતાના બાહુબળથી પોતાનાં સગાંવહાલાંઓનો પરાજય કર્યો અને પોતે સર્વ કરતાં મોટો થયો. ભોજવંશના વૃદ્ધ ક્ષત્રિયો મૂઢમતિ કંસના જુલમથી બહુ કંટાળી ગયા

અને પોતાના જ્ઞાતિવર્ગને મુક્ત કરવા મને કહેવા લાગ્યા. મેં તેથી આહૂકની છોકરી અક્રૂર વેરે આપી, જ્ઞાતિવર્ગનું હિત કરવાના વિચારથી બળભદ્રની મદદથી કંસ ને સુનામાનો સંહાર કર્યો.”

આમાં કૃષ્ણ તથા બળરામને વૃંદાવનમાંથી લઇ આવવા વિશેની હકીકત જરા પણ નથી, ઉલટું એમ જણાય છે કે કંસનો વધ કર્યા પહેલાંનાજ તે લોકો મથુરામાં રહેતા હતા. કૃષ્ણ કહે છે કે ઘરડા ઘરડા ક્ષત્રિયોએ તેને એવી સલ્લાહ આપી કે તારે મથુરા છોડી જતાં રહેવું, અને પોતાનો જીવ બચાવવો. કૃષ્ણે તેમ ન કરતાં સૌના ભલ્લાંની ખાતર કંસનોજ વધ કર્યો. તેમાં બળરામ સિવાય બીજા કોઇની તેમને મદદ હતી કે નહિ તે કહેવાતું નથી. પરંતુ એટલું તો નક્કી છે કે બીજા યાદવોએ જો કે એમ ઉઘાડી રીતે મદદ નહિ આપી હોય તોપણ કંસને બચાવવાને તેઓએ પ્રયત્ન કરેલો નાહજ. કંસ તે બધાના પર જુલમ કરતો હતો તે જોતાં એમ જણાય છે કે વખતે બળરામ અને કૃષ્ણને શક્તિશાલી જોઇ તેમણેજ તેમને પોતાના નેતા—નાયક—તરીકે કબૂલ રાખી કંસનો વધ કરાવ્યો હશે. માટે આટલીજ હકીકત એ વાતમાં ઐતિહાસિક ગણી શકાય.

એ ઉપરાંત બીજી માનવા જેવી હકીકત એ છે કે કૃષ્ણે કંસનો વધ કરી કંસના પિતા ઉગ્રસેનનેજ યાદવોનો અધિપતિ બનાવ્યો, કારણ મહાભારતમાં પણ તેને એવીજ રીતે વર્ણવ્યો છે. આપણા દેશની રીત એવી છે કે જે રાજાનો વધ કરે તેજ તેની ગાદીએ તેના પછી બેસે છે, અને તેમજ કંસને જીતનાર કૃષ્ણ વગરમહેનતે મથુરાના સિંહાસનપર બેસી શકત. તેમણે તેમ કર્યું નહિ તેનું એજ કારણ કે ખરી રીતે, એ રાજ ઉગ્રસેનનું હતું. ઉગ્રસેનને ગાદીએથી ઉઠાડી મૂકી કંસ રાજ્યાસનપર બેઠો હતો. સત્ય અને ધર્મ એજ કૃષ્ણને મન મોટી વાત હતી; તે ન્હાનપણથીજ ધર્માત્મા હતા, અને તેથીજ જેનું એ રાજ હતું તેને તેમણે તે પાછું સોંપી દીધું. ધર્મને લીધેજ તેમણે કંસનો ઘાત કર્યો હતો અને આપણે આગળ જતાં જોઇશું કે તે પોતે પણ ખુલ્લી રીતે કહે છે કે, પરહિત—પારકાનું ભલું કરવું તેજ ખરો ધર્મ છે. જુલ્મી, અત્યાચારી કંસનો વધ કર્યાથી આખી યાદવ કોમ-

નું ભલું થતું હતું અને તેથી માત્ર ધર્મને ખાતરજ તેમણે કંસને મારી નાંખ્યો. એ કરૂણહૃદય આદર્શ પુરૂષે કંસને માથી પછી વિલાપ કર્યો હતો એવું પણ કેટલીક જગાએ લખેલું છે. આ કંસવધ એ ખરેખરી ઐતિહાસિક વાત છે, અને તેનો પરથી પણ જણાય છે કે કૃષ્ણ પરમ બળવાન, પરમ કાર્યદક્ષ, કુશળઆર, પરમ ન્યાયી, પરમ ધર્માત્મા, પરહિત કરવામાંજ મચેલા અને પારકાને ખાતર લાગણીવાળા હતા; અને અહિંથીજ એક આદર્શ પુરૂષ તરીકે તેઓ દેખા દેવા માંડે છે.

## પ્રકરણ રજુ.

### શિક્ષણ–કેળવણી.

પુરાણમાં કહ્યું છે કે કંસના વધ પછી કૃષ્ણ બળરામ કાશીમાં સાન્દીપનિ ઋષિ પાસે અભ્યાસ કરવા ગયા, અને ત્યાં ચોસઠ દિવસમાં બધી શસ્ત્રવિદ્યા શીખી લઇ ગુરૂદક્ષિણા આપી પાછા મથુરા આવતા રહ્યા.

આ સિવાય કૃષ્ણની કેળવણી વિશે પુરાણોમાં બીજો કાંઇ ઇશારો નથી, તેમ નન્દને ઘેર પણ તેમણે કાંઇ શિક્ષણ લીધું હોય તેવો પણ દાખલો મળતો નથી. નંદ જાતે વૈશ્ય હતા અને વૈશ્યને વેદનો અધિકાર છે, છતાં વાણીઆને ઘેર રહીને કૃષ્ણ કોઇ પ્રકારની કેળવણી પામ્યા નહિ એ અજબ જેવું છેઃ વખતે એમ બન્યું હોય કે શીખવા લાયક ઉમર થતાં પહેલાંજ તેમને મથુરા આવતું રહેવું પડયું હોય. આગલા પ્રકરણમાં જે શબ્દો મહાભારતમાંથી કૃષ્ણને મોઢે ઉચ્ચારાયલા ટાંકી લીધા છે તે જોતાં કંસના વધ પહેલાં ઘણા વખત ઉપર તે મથુરામાં આવી રહેલા જણાય છે, અને સભાપર્વમાં શિશુપાળ કૃષ્ણની જે નિંદા કરે છે તેમાં તને કંસનું અન્ન ખાનાર કહે છેઃ

**यस्य चानेन धर्मज्ञ भुक्तमन्नं बलीयसः ।**
**स चानेन हतः कंस इत्येतन्न महाद्भुतं ॥**

महाभारत–सभापर्व, ४० अध्याय.

"વળી આ કૃષ્ણે જે બળવાન કંસનું અન્ન ખાધું હતું, તેજ કંસનો ત્હેણે નાશ કર્યો છે, આમાં કાંઇ મહાશ્ચર્ય જેવું નથી."

આ ઉપરથી એમ જણાય છે કે શીખવાનો સમય થતા ન થતામાં એમને મથુરા લઇ આવ્યા હશે. વૃંદાવનમાં ગોપીઓ વગેરે સાથે કીશોર વયમાં તેમણે જે લીલા કરેલી તે માત્ર કલ્પિત વાતજ હોવી જોઇએ; તે પણ આ ઉપરથી સિદ્ધ થાય છે.

મથુરામાં રહીને પણ કેવા પ્રકારની કેળવણી પામ્યા હશે તેનું તફ્સીલવાર વૃત્તાંત કોઇ ઠેકાણે નથી! માત્ર સાન્દીપનિ ઋષિ પાસથી ચોસઠ દિવસમાં અસ્ત્રવિદ્યા શિખવાનો ઇશારો છે. જે લોકો કૃષ્ણને ઇશ્વર તરીકે માને છે તે લોકો તો એમજ કહે છે કે જે સર્વજ્ઞ છે તેને શિક્ષાની જરૂર શી? તેને માત્ર એટલોજ જવાબ આપવો બસ છે કે એવા મહાત્માને વળી ચોસઠ દિવસ સાન્દીપનિ ઋષિ પાસે કેળવણી શું કામ લેવી પડે? આગળ કહ્યું છે કે જો કે કૃષ્ણ ઇશ્વરનો અવતાર હતા તોપણ મનુષ્ય દેહ ધારણ કરી મનુષ્યોના ધર્મને અનુસરી માનુષી શક્તિદ્વારાજ સઘળાં કામ કરતા, એ વાતની સાબિતી અહિં પણ મળે છે. માનુષી શક્તિદ્વારા કર્મ કરનારને તે શક્તિ અનુશીલિત અને સ્ફુરિત કરવી પડે છે. જો એ શક્તિનું પોતાની મેળેજ સ્ફુરણ થાય અને તે બધાંજ કાર્ય તેવી રીતે કરી શકે તો પછી તે માનુષી નહિ પણ ઇશ્વરી શક્તિ કહેવાય. કૃષ્ણે પણ આપણી મનુષ્યોની માફક કેળવણી લીધેલી તેનો સાન્દીપનિ ઋષિ સિવાય બીજો પણ આધાર છે. તેમણે આખા વેદનું અધ્યયન કર્યું હતું. મહાભારતના સભાપર્વમાં અર્ઘાભિહરણ અધ્યાયમાં કૃષ્ણની પૂજ્યતા સંબંધે ભીષ્મે એક હેતુ એવો કહેલો છે કે કૃષ્ણ નિખિલ વેદવેદાંગપારદર્શી છે. એવુંજ વેદવેદાંગનું જ્ઞાન હોય તેવો બીજો માણસ મળવો દુર્લભ છે.

**वेदवेदांगविज्ञानं बलं चाप्यधिकं तथा ।**
**नृणां लोके हि कोऽन्योस्ति विशिष्टः केशवादृते ॥**

महाभारतम्–सभापर्व, ३८ अध्यायः

"કૃષ્ણ વેદ અને વેદાંગો જાણે છે, બીજું એમનામાં સર્વ કરતાં બળ અધિક છે. વળી આ જગત્ વિશે મનુષ્યમાં શ્રીકૃષ્ણ કરતાં બીજો કોણ શ્રેષ્ઠ છે?"

એ સિવાય પણ કૃષ્ણના વેદના જ્ઞાન માટે મહાભારતમાં બીજા ઘણા

દાખલાઓ છે, અને એ વેદજ્ઞતા કાંઇ તેમનામાં પોતાની મેળે આવી નહતી. છાંદોગ્યઉપનિષદ્‌માંથી એવું જડી આવે છે કે અંગિરસના વંશના ઘોર નામના એક ઋષિ પાસે તે અધ્યયન કરતા હતા.

તે વખતે શ્રેષ્ઠ પંક્તિના બ્રાહ્મણો તથા ક્ષત્રિયો ઉંચા પ્રકારની કેળવણીના ઉંચામાં ઉંચા દરજ્જાને તપસ્યા કહેતા હતા. મોટા મોટા રાજર્ષિઓએ કોઇ નહિ તો કોઇ વખતે તપસ્યા તો કરેલીજ, એવું સાધારણ રીતે જોવામાં આવે છે. હાલ તપસ્યાનો જે અર્થ આપણે સમજીએ છીએ તે અસલ અર્થ નહતો એમ વેદમાંથી ઘણે ઠેકાણે મળી આવે છે. વનમાં જઇ, આંખો મીંચી, શ્વાસ બંધ કરી, ખાવા પીવાનું છોડી દઇ ઇશ્વિરનું ધ્યાન ધરવું, એવો તપસ્યાનો અર્થ આપણે કરીએ છીએ. હવે દેવતાઓમાંથી ઘણાઓએ અને મહાદેવે પોતે પણ તપસ્યા કરેલી એવું જોવામાં આવે છે. વળી શતપથબ્રાહ્મણમાંજ કહેલું છે કે પરબ્રહ્મને પોતાને જ્યારે સૃષ્ટિ સરજવાનું મન થયું ત્યારે તેણે પણ તપસ્યાદ્વારાજ તેને સરજાવી.

**सोऽकामयत । बहुः स्यां प्रजायेयेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा इदं सर्वमसृजत । ( २ वल्ली, ६ अनुवाक )**

" તેણે ઇચ્છા કરી કે પ્રજાની સૃષ્ટિ કરવા માટે હું બહુ થાઉં. તેણે તપસ્યા કરી. તપસ્યા કરી આ સકળ સૃષ્ટિ ઉપજાવી. "

એ બધી જગાએ તપસ્યાની મતલબ એ છે કે પોતાનું ચિત્ત અંકુશમાં આણી, સમાહિત કરી, પોતાની સઘળી શક્તિઓનું અનુશીલન તથા સ્ફુરણ કરવું. મહાભારતમાં કહ્યું છે કે કૃષ્ણે દશ વર્ષ હિમાલયપર તપસ્યા કરી હતી. વળી ઐશિકપર્વમાં પણ લખ્યું છે કે અશ્વત્થામાએ છોડેલા બ્રહ્મશિરા અસ્ત્રવડે ઉત્તરાનો ગર્ભપાત થશે એવી બ્હીક લાગવા માંડી, ત્યારે તે ગર્ભ જો મરણ પામે તો તેને પાછો સજીવન કરવા કૃષ્ણે પ્રતિજ્ઞા લીધી હતી અને અશ્વત્થામાને કહ્યું હતું કે તમે પણ મારૂં તપોબળ જોઇ લેજો.

જે મનુષ્ય આદર્શ તેની કેળવણી પણ આદર્શજ હોય અને તેનું ફળ પણ તેવુંજ આવે; પરંતુ એ પ્રાચીન કાળનું શિક્ષણ કેવું હશે તે જાણી શકાતું નથી એ મોટી દિલગીરીની વાત છે.

# પ્રકરણ ૩જું.

## જરાસન્ધ.

ભરતખંડમાં હમેશાં અને હમેશાં નહિ તો તેના ઇતિહાસના પાછલા ભાગમાં આપણે જોતા આવ્યા છીએ કે કોઇ નહિ તો કોઇ રાજા-મહારાજાની-એટલે શહેનશાહની પદવી ભોગવતોજ હતો, અને બીજા રાજાઓ તેનું ઉપરિપણું કબૂલ કરતા, કેટલાક તેને ખંડણી આપતા, તો કેટલાક તેના હુકમ પ્રમાણે વર્તતા, અને લડાઇ વખતે સૌ તેને મદદ આપતા. ચંદ્રગુપ્ત, વિક્રમાદિત્ય, અશોક, મહાપ્રતાપશાલી ગુપ્તવંશના મહારાજાઓ, હર્ષવર્દ્ધન શિલાદિત્ય, એ અસલના સમયના ને હાલના સમયના પઠાણ ને મોગલ શહેનશાહ એવાજ રાજાઓ હતા. હિંદુ રાજાઓના વખતમાં મગધના રાજાઓ એ દરજ્જો ભોગવતા હતા. આપણે જે વખતની વાત કરીએ છીએ તે વખતે પણ ભરતખંડના ઉત્તર ભાગનો મહારાજા તે મગધનો અધિપતિજ હતો, અને તેનું નામ જરાસન્ધ હતું. તેનાં બળ તથા પ્રતાપનું વર્ણન મહાભારત, હરિવંશ, અને પુરાણમાં બધે બહુ વિસ્તારથી કરેલું છે. કુરુક્ષેત્રની લડાઇ વખતે એમ કહેવાય છે કે, સઘળા ક્ષત્રિયોનો જમાવ થયો હતો; પરંતુ બંને પક્ષનાં લશ્કર મળી એકત્ર સંખ્યા માત્ર અઢાર અક્ષૌહિણી થતી હતી, એવું લખ્યું છે; જ્યારે એકલા જરાસન્ધની સેનાજ વીશ અક્ષૌહિણીની કહેવાતી હતી.

કંસ એ આ જરાસન્ધનો જમાઇ થતો હતો, કારણ તેની બંને છોકરી જોડે એનાં લગ્ન થયાં હતાં. કંસના વધ પછી એ બન્ને વિધવા છોકરીઓ પોતાના પિતા પાસે ગઇ અને પોતાના ધણીની હત્યા કરનારનાપર વેર લેવાનું જરાસન્ધને કહ્યું. જરાસન્ધ મોટું સૈન્ય લઇ કૃષ્ણને મારવા મથુરાપર ચઢી આવ્યો. એ લશ્કરને મુકાબલે અલબત્ત જાદવોની સંખ્યા બહુ નાની હતી, છતાં કૃષ્ણની સરદારી તળે તેઓએ જરાસન્ધને પાછો કાઢયો. પરંતુ જરાસન્ધનું બળ તોડી પાડવા તેઓ અસમર્થ હતા, કારણ તેનું લશ્કર ઘણું મોટું હતું,

તેથી ફરી ફરી, જરાસન્ધ મથુરાપર હલ્લા લઇ આવતો, અને જો કે દરેક વખતે તેને હાર ખાઇ પાછું ફરવું પડતું હતું તોપણ તે દરેક વખતે યાદવોના પક્ષને બહુ હાનિ થતી જતી હતી, કારણ તેમની સંખ્યામાં તે દરેક વખતે થોડાં માણસોનું નુકસાન લાગતું, અને તેમ ને તેમ લાંબો વખત ચાલતાં તેમનો તો તદન નાશ થઇ જવાનો વખત આવી લાગ્યો, પરંતુ જેમ સમુદ્રમાં ભરતીઓટ જણાતો નથી તેમ જરાસન્ધના અગાધ સૈન્યમાં કોઇ રીતની ક્ષયવૃદ્ધિ નજરે પડી શકતી નહિ. આ પ્રમાણે સત્તર ચઢાઇઓ થયા પછી, યાદવોએ કૃષ્ણની સલાહ માની મથુરા છોડી, કોઇ એવા મુલકમાં જઇ કિલ્લા બાંધી વાસ કરવાનો વિચાર કર્યો કે જ્યાં તેને ચઢાઇ લઇ આવવી મુસ્કેલ પડે. દ્વારકા બેટ એવી જગા હતી અને તેથી તેમને સારૂ ત્યાં કૃષ્ણે એક નગર બાંધવા માંડયું. રૈવતક પર્વત કે જેનું ચઢાણ બહુ મુસ્કેલ હતું ત્યાં એક કિલ્લો દ્વારકાના રક્ષણને માટે ઉભો કર્યો, પણ તેમનાં દ્વારકા જતાં પહેલાં પણ અઢારમી વખત જરાસન્ધ તેમનાપર ચઢી આવ્યો.

આ અરસામાં જરાસન્ધની મદદમાં કૃષ્ણપર હુમલો કરવા એક બીજો મોટો શત્રુ પણ ચઢી આવ્યો હતો. ઘણા ગ્રંથોમાં જોવામાં આવે છે કે ભરતખંડમાં પ્રાચીનકાળમાં ઠેકાણે ઠેકાણે યવનો રાજ કરતા હતા. હાલના પંડિતોએ એમ સિદ્ધ કર્યું છે કે અસલી ગ્રીક લોકોને ભરતખંડવાસીઓ યવન કહેતા, જો કે એ વાત ખરી છે કે ખોટી, તે વિશે હજુ સંદેહ છે. ખરૂં જોતાં એમ લાગે છે કે શક, હૂણ, ગ્રીક વગેરે અહિંદુ પણ સભ્ય જાતિઓને તે વખતે યવન કહેતા હશે. તે ગમે તેમ હોય પણ આ વખતે કાળયવન નામનો એક બળવાન રાજા ભરતખંડમાં બહુ પ્રતાપશાલી થઇ પડયો હતો. તેણે પોતાના લશ્કર સાથે આવી મથુરા પર હલ્લો કર્યો. પરંતુ યુદ્ધનિપુણ સરદાર કૃષ્ણે પોતાના સૈન્યને તેની જોડે લઢાવવાનો વિચાર રાખ્યો નહતો, કારણ નાની સરખી યાદવસેના લઇ તેની જોડે યુદ્ધ કરવાથી એ સંખ્યામાં પણ બહુ કમીપણું થઇ જવાની ધાસ્તી હતી, અને વળી જે સંખ્યા રહે તેના વડે જરાસન્ધને પણ પાછો કાઢી શકાય કે નહિ તે શક ભરેલું હતું. વળી તે ઉપરાંત

આપણે આગળ જતાં જોઇશું કે દયાળુ કૃષ્ણ જ્યાં ધર્મને લીધે પ્રાણી-હત્યા કર્યા સિવાય ચાલે એવું ન હોય તે સિવાય બીજી જગાએ નકામો માણસોનો જીવ લેવા કદી તત્પર થતા નહતા. ઘણી વખતે ધર્મને લીધેજ યુદ્ધ કરવું પડે છે, જો તેવી વખતે લઢાઇ કરવા આનાકાની કરીએ તો ધર્મની હાનિ થાય છે, એવું કૃષ્ણે ગીતામાં કહ્યું છે. હવે અહિં કાળયવન અને જરાસન્ધ જોડેનું યુદ્ધ પણ ધર્મને લીધેજ હતું. આત્મરક્ષા, સ્વજનરક્ષા અને પ્રજાની રક્ષા માટે જો યુદ્ધ ન કરે તો તે મોટામાં મોટું પાપ કહેવાય, પરંતુ તેમ કરતાં પણ જેમ બને તેમ ઓછા જીવની હાનિ થાય અને પોતાનું કામ થાય એવી રીતે વર્ત્તવું તે એવા ધાર્મિક માણસોનું કર્ત્તવ્ય છે. મહાભારતના સભાપર્વના જરાસન્ધવધઅધ્યાયમાં આપણે જોઇશું કે જે ઉપાયથી જરાસન્ધનો વધ થાય પરંતુ તેમ કરતાં કોઇપણ માણસના જીવને હાનિ ન પહોંચે તેવા ઉપાય સુઝાડવામાં કૃષ્ણ તત્પર રહે છે. કાળયવન જોડેના યુદ્ધમાં પણ એમણે તેમજ કર્યું. પોતે લશ્કર લઇ સામા ન થયા, પણ કૌશલ્ય વાપરી તેનો વધ કર્યો. પોતે એકલા કાળયવનની છાવણીમાં જઇ ઉભા અને કૃષ્ણને ઓળખી જેવો તેમને પકડવા કાળયવને પોતાનો હાથ લંબાવ્યો કે તરત પોતે પલાયન કરી ગયા. કાળયવન તેમની પાછળ દોડયો. કૃષ્ણ જેવા વેદાંગના જ્ઞાનમાં પરિપૂર્ણ હતા, તેવાજ શારીરિક કસરતમાં પણ હતા, તેથી કાળયવન તેમને પકડી શકયો નહિ, પણ તેની પાસથી નાશી કૃષ્ણ એક પર્વતની ગુફામાં જઇ ભરાઇ બેઠા. એવું કહેવાય છે કે ત્યાં મુચુકુંદ નામના એક ઋષિ નિદ્રા લેતા હતા. ગુફામાંના અંધારાને લીધે કૃષ્ણને કાળયવન જોઇ શકયો નહિ અને તેથી ઋષિનેજ કૃષ્ણ ધારી પોતે તેને લાત મારી. લાત વાગવાની સાથેજ ઋષિ ઉંઘમાંથી જાગી ઉઠયા અને જેવી કાળયવનની સામે તેમણે નજર નાંખી તેવોજ તે ત્યાંનો ત્યાં બળી મૂઓ.

આ અતિપ્રકૃત વાત માની શકાય એવી નથી. ખરી વાત એમ હશે કે પોતાનું કૌશલ્ય વાપરી કૃષ્ણ કાળયવનને તેની છાવણી અને લશ્કરથી દૂર લઇ ગયા હશે, અને કોઇ છૂપે ઠેકાણે તેની જોડે એકલે

હાથે લઢાઇ કરી, તેને મારી નાંખ્યો હતો. કાળયવન મરાયો એટલે તેના લશ્કરમાં ભંગાણ પડયું અને તેઓ મથુરા છોડી ચાલ્યા ગયા. આ થયા પછી જરાસન્ધ અઢારમી વાર હુમલો લઇ આવેલો અને તેમાં પણ તેને હાર ખાવી પડેલી.

સદરહુ મજકૂર હરિવંશ અને વિષ્ણુ આદિ પુરાણમાં છે. મહાભારતમાં કૃષ્ણ પોતે જરાસન્ધ વિશે જે હકીકત યુધિષ્ઠિરને કહે છે તેમાં આ અઢારમી ચઢાઇની વાત નથી. જરાસન્ધ જોડે યાદવોને લઢાઇ થયેલી તેનું પણ સ્પષ્ટ વર્ણન નથી. તેપરથી તો માત્ર એટલુંજ માલમ પડેછે કે જરાસન્ધ એક વખત મથુરાપર ચઢી આવેલો પણ તે વખતે હંસ નામના તેના એક સરદારને બળરામે મારી નાંખેલો, તેથી દુઃખી થઇ તે પાછો પોતાના દેશમાં ચાલ્યો ગયેલો. એ હકીકત નીચે પ્રમાણે છેઃ

"કેટલોક સમય ગયા પછી યાદવોનો પરાભવ કરી સહદેવા અને અનુજા નામની જરાસન્ધની બે કન્યાને કંસ પરણ્યો હતો. એ દુરાત્મા પોતાના બાહુબળ વડે જ્ઞાતિજનનો પરાજય કરી બધા કરતાં સત્તાવાન થઇ પડયો. મૂઢમતિ કંસના જુલમથી અતિશય દુઃખી થઇ ભોજવંશના વૃદ્ધ ક્ષત્રિયોએ જ્ઞાતિલાઓના પરિત્યાગ માટે એમને આગ્રહ કર્યો. તે વખતે અક્રૂરને આહુકકન્યા પરણાવીને જ્ઞાતિજનનું હિત સાધવા અમે અને બળરામે મળી કંસ અને સુનામાનો વધ કર્યો, એથી કંસનો ભય તો દૂર થયો. પરંતુ થોડા દિવસમાં જરાસન્ધ અતિશય બળવાન થઇ પડયો. ત્યારે અમારા જ્ઞાતિબંધુની સાથે મળી અમે વિચાર કર્યો કે જરાસન્ધની સેનાનો ત્રણસેં વર્ષ સુધી નિરંતર શત્રુનાશક અસ્ત્ર વડે વધ કર્યા જઇશું તો પણ તેનો છેડો આવવાનો નથી. દેવ સરખા તેજસ્વી મહાબળવાન હંસ અને ડિંભક નામે બે વીર પુરૂષો તેના આશ્રિત છે. અસ્ત્રવડે તેઓનો વધ કદી પણ થવાનો નથી. અમને ખાતરી છે કે એ બે શૂરવીર અને ત્રીજો જરાસન્ધ મળે તો ત્રણે ભુવન ઉપર જય મેળવવા તેઓ સમર્થ છે. હે યુધિષ્ઠિર, આ પ્રમાણે અમે એકલાજ માનીએ છીએ એમ નથી, બીજા રાજાઓ પણ એમજ માને છે.

"હંસ નામે એક વિખ્યાત રાજા હતો. બળદેવે યુદ્ધમાં તેનો સંહાર કર્યો. હંસ મૂઓ એવી વાત લોકો પાસેથી સાંભળી નામ સરખાં હોવાથી ડિંબકે એવું માની લીધું કે પોતાનો મિત્ર જે હંસ હતો તે મૃત્યુ પામ્યો. મિત્ર વિનાનું જીવવું નિષ્પ્રયોજન છે જાણી જમનાજીમાં ઝંપલાવી ડિંબકે પ્રાણત્યાગ કર્યો. હવે 'હંસ મૃત્યુ પામ્યો છે' એવી ઉડતી વાત પોતાના પ્રિય મિત્ર ડિંબકને કાને પડતાં તેણે આત્મઘાત કર્યો છે એવું સાંભળી હંસે પણ દુઃખના માર્યા જમનામાં પ્રવેશ કરી આત્મસમર્પણ કર્યું. આ બે શૂરવીર મરણ પામ્યાની ખબર જાણી પોતાના જેવો કોઇ દુઃખી નહિ એમ ઉદાસ થઇ જરાસન્ધ પોતાના નગર તરફ પાછો ફર્યો. પછી અમે પરમ હર્ષ પામી મથુરામાં રહ્યા.

"થોડા દિવસ પછી કંસની સ્ત્રી પતિના નાશથી દુઃખી થયેલી પોતાના પિતા જરાસન્ધ પાસે જઇને આગ્રહપૂર્વક વારંવાર કહેવા લાગી કે 'મારા પતિને મારનારનો નાશ કરો.' આગળ જરાસન્ધનાં બળ તથા પરાક્રમની વાત કહી ગયા છીએ તે આ વખતે સ્મરણમાં આવતાં ઘણી ચિંતા થઇ આવી. પછી અમે અમારી મોટી સમૃદ્ધિ વહેંચી લઇ સ્વભૂમિ છોડી પશ્ચિમ દિશામાં નહાસી આવ્યા. અહિં રૈવત પર્વતથી શોભાયમાન કુશસ્થલી (દ્વારકા) નામની નગરીમાં રહીએ છીએ. એને ફરતો એવો કિલ્લો અમે બાંધી લીધો છે કે વૃષ્ણિવંશના મહારથીઓની વાત તો બાજૂએ રહી પરંતુ સ્ત્રીલોક પણ અનાયાસે યુદ્ધ કરે. હે રાજન્, હાલ અમે નિર્ભયપણે એ નગરીમાં નિવાસ કરીએ છીએ. યાદવ સમસ્ત એ શ્રેષ્ઠ પર્વતને જોઇ પરમ હર્ષ પામ્યા છે. હે કુરૂકુલપ્રદીપ, અમે સામર્થ્યવાન છતાં જરાસન્ધના ઉપદ્રવના ભયથી બચવાને આ પર્વતનો આશ્રય લીધો છે. આ રૈવતક ત્રણ જોજન લાંબો, મથાળાના ભાગ પર એક જોજન કરતાં અધિક પહોળો અને એકવીશ શિખરવાળો છે. એક એક જોજન મૂકી સો સો દ્વાર છે અને બધે ઊંચા ઊંચા દરવાજા છે. યુદ્ધમાં જીતાય નહિ એવા મહાપ્રતાપશાલી ક્ષત્રિયો ત્યાં સર્વદા નિવાસ કરીને રહે છે. હે મહારાજ, અમારા કુળમાં અઢાર હજાર ભાઇઓ છે. આહુકના સો પુત્ર દેવતુલ્ય છે. ચારૂદેષ્ણ અને તેના ભાઇ, ચક્રદેવ, સાત્યકિ, હું, બળભદ્ર, યુદ્ધમાં

નિપુણ એવા શાસ્વ—એ સાત અમે રથી છીએ; કૃતવર્મા, અનાધૃષ્ટિ, સમીક, સમિતિંજય, કક્ષ, શંકુ અને કુંતિ—એ સાત જણ મહારથી; વળી અંધકભોજના બે વૃદ્ધ પુત્ર અને રાજા (ઉગ્રસેન)—એ મહા બળવાન દૃઢ શરીરવાળા દશ મહાવીર—એ સઘળા, જરાસન્ધના રાજનું સ્મરણ થતાં, જાદવોનીં સાથે મળી ગયા છે.”

આ જરાસન્ધને લગતો ભાગ અસલ મહાભારતમાં હશે એમ લાગે છે. વખતે એક બે વાતો પાછળથી ઉમેરાઇ હશે પરંતુ ઘણો ખરો ભાગ અસલનોજ હોવો જોઇએ, અને જો તેમ હોય તો કૃષ્ણ જરાસન્ધ વચ્ચેના વિરોધની ઉપલી હકીકતજ ખરી તરીકે આપણાથી ગ્રહણ થઈ શકે. કારણ આગળ આપણે જોયું છે કે હરિવંશ અને બધાં પુરાણના કરતાં મહાભારતનો અસલ ભાગ ઘણો જૂનો છે, તેથી જરાસન્ધ અઢાર વખત મથુરાપર ચઢી આવ્યો અને અઢારે વખત હારી પાછો ગયો એ બધી ખોટી વાત. ખરૂં એમજ હશે કે તે એકવાર હુમલો લઇ આવ્યો હશે અને તેમાં પાછો પડવાથી નાસી ગયો હશે. બીજી વખત વખતે હલ્લો કરત ખરો, પણ કૃષ્ણે જોયું કે સપાટ ભૂમીની વચ્ચે આવેલાં મથુરા શહેરમાં રહી જરાસન્ધના વારંવારના હુમલા અને અસંખ્ય સેના સામે ટકી શકાશે નહિ; તેથી જ્યાં એવી રીતનો કિલ્લો ઉભો કરી શકાય કે જે કિલ્લાના આશ્રયથી નાની સેનાનું રક્ષણ કરી જરાસન્ધને પાછો કાઢી શકાય તેવી જગાએ તે રાજધાની લઇ ગયા. તે જોઇ જરાસન્ધ પણ તેણી તરફ પછી બીજીવાર ગયો નહિ. આ ઉપરથી માત્ર એટલુંજ જણાય છે કે યુદ્ધ કૌશલ્યમાં કૃષ્ણ ઘણા હુશીઆર અને રાજનીતિને જાણનારા હતા. નિરર્થક મનુષ્યનો વધ કરવો એ તેમને લેશમાત્ર ગમતું નહતું. આદર્શ મનુષ્યના બધા ગુણો તેમનામાં ધીમે ધીમે ખીલતા જતા હતા.



# પ્રકરણ ૪થું.

## કૃષ્ણનો વિવાહ.

કૃષ્ણની પહેલી સ્ત્રીનું નામ રૂક્મિણી હતું, અને તે વિદર્ભના રાજા ભીષ્મકની છોકરી થતી હતી, તેનાં રૂપ ગુણનાં બહુ વખાણ સાંભળી તેની જોડે લગ્ન કરવા કૃષ્ણે તેના બાપ ભીષ્મકને વિનવ્યા. રૂક્મિણીનું મન પણ કૃષ્ણપર ચોંટયું હતું, પરંતુ કૃષ્ણના શત્રુ જરાસન્ધની સલાહથી ભીષ્મકે પોતાની પુત્રી કૃષ્ણવેરે આપવાની ના કહી, અને તેના હરીફ શિશુપાળ જોડે તેનાં લગ્ન કરવાનું નક્કી કરી લગ્નને દિવસે હાજર થવા સૌ રાજાઓને નિમંત્રણ કર્યાં, માત્ર તેમાં યાદવોનેજ છોડી દીધા. આણી તરફ કૃષ્ણે પણ મનમાં નક્કી કરી રાખ્યું હતું કે યાદવોને સાથે લઇ ભીષ્મકની રાજધાનીમાં જઇ રૂક્મિણીનાં સગાં વહાલાંઓની મરજી ઉપરાંત તેનું ગ્રહણ કરી તેની જોડે લગ્ન કરવું.

કૃષ્ણે કર્યું પણ તેમજ લગ્નને દિવસે દેવમંદિરમાંથી પૂજા કરી જેવી રૂક્મિણી બહાર આવી કે કૃષ્ણે તેને રથમાં ઉંચકી લીધી. ભીષ્મક, તેના છોકરાઓ, જરાસન્ધ વગેરે સૌએ કૃષ્ણના આવ્યાની ખબર સાંભળી એવું ધારી રાખ્યુંજ હતું કે આવું કાંઇ તોફાન થશે અને તેથી તેઓ તેને માટે તૈયારજ હતા. લશ્કર લઇ તેઓ કૃષ્ણની પાછળ દોડયા પણ કોઇ તેમનો પરાભવ કરી શક્યું નહિ. કૃષ્ણ રૂક્મિણીને દ્વારકા લઇ આવ્યા અને ત્યાં શાસ્ત્ર પ્રમાણે તેની જોડે લગ્ન કર્યું.

આ બનાવને "હરણ" કહે છે. પરંતુ "હરણ" શબ્દના અર્થમાં એવું કાંઇ નથી કે જેથી કન્યાની ઉપર કોઇ જાતનો અત્યાચાર થતો હોય એવું કહેવાય. વર કન્યાને પરણવા ખુશી હોય, કન્યા વરને વરવા ખુશી હોય, તો તેમાં પછી કન્યાપર જુલમ થયેલો શેનો કહેવાય ? રૂક્મિણીહરણમાં કોઇ પ્રકારનો દોષ હતોજ નહિ કારણ કન્યા તો ઉલટી કૃષ્ણને ચહાતી હતી. વળી આગળ ચાલતાં જોઇશું કે કૃષ્ણે અર્જુનને સમજાવી સુભદ્રાનું હરણ કરાવેલું તેમાં પણ કોઇ

રીતનો કન્યા તરફ અત્યાચાર થયેલો નહિ. આવી રીતે સ્ત્રીઓને હરી જવી એ રીતમાં કાંઇ દોષ છે કે નહિ તેનો હવે પછી સુભદ્રાહરણ વખતે વિચાર કરીશું.

એ સંબંધે એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની છે. તે સમયમાં ક્ષત્રિય રાજાઓમાં લગ્ન કરવાની બે રીત હતીઃ સ્વયંવર અને કન્યાનું હરણ. કેટલીક વખત એક લગ્નમાં બંને રીતનો ઉપયોગ થતો; દાખલા તરીકે, કાશીના રાજાની કન્યા અંબિકા વગેરેનાં લગ્નમાં. એ લગ્ન સ્વયંવરથી થવાનાં હતાં પણ તેને ન અનુસરતાં આદર્શ ક્ષત્રિય દેવવ્રત ભીષ્મ ત્રણે કન્યાને ઉપાડી ગયા. વળી એવું પણ અવશ્ય બનતું કે હરણ કરીને અથવા કે સ્વયંવરથી કન્યાને ગમે તે એક જણ કોઇ લઇ જતું કે ઉદ્ધત સ્વભાવવાળા રણશૂરા ક્ષત્રિયો તરતજ લડાઇ મચાવી મૂકતા. ઇતિહાસમાં દ્રૌપદીના ને કવિતામાં ઇંદુમતીના સ્વયંવરનો એવો દાખલો મળે છે કે અગર જો કે કન્યાનું હરણ થયેલું નહિ તો પણ લડાઇ તો થયેલીજ. મહાભારતના મૂળ ભાગમાં રૂક્મિણીનું હરણ થયું એવી હકીકત નથી. શિશુપાળવધપર્વાધ્યાયમાં કૃષ્ણ કહે છે કે—

**रुक्मिण्यामस्य मूढस्य प्रार्थनाऽसीन्मुमूर्षतः ।**
**न च तां प्राप्तवान् मूढः शूद्रो वेदश्रुतीमिव ॥**

शिशुपालवधपर्वणि, ४५ अध्याय, १५ श्लोक. ॥

"વળી હમણાં જેને મરવાની તૈયારી છે, એવા મૂર્ખ શિશુપાળે પૂર્વે પોતાનો વિવાહ કરવા સારૂ રૂક્મિણીની માગણી કરી હતી, પણ તે રૂક્મિણી જેમ શૂદ્રને વેદની શ્રુતિ ન મળે તેમ તેને મળી નહિ."

શિશુપાળ ઉત્તર આપે છે કેઃ—

**मत्पूर्वां रुक्मिणीं कृष्ण संसत्सु परिकीर्त्तयन् ।**
**विशेषतः पार्थिवेषु व्रीडां न कुरुषे कथम् ॥ १८ ॥**
**मन्यमानो हि कः सत्सु पुरुषः परिकीर्त्तयेत् ।**
**अन्यपूर्वां स्त्रियं जातु त्वदन्यो मधुसूदन ॥ १९ ॥**

शिशुपालवधपर्वणि, ४५ अध्याय, १८-१९ श्लोक ॥

"વાગ્દાનથી પ્રથમ મને મળેલી રુકિમણી સંબંધે સભામાં, તેમાં વળી વિશેષકરી રાજાઓની સભામાં, વાત કરતાં તમે કેમ લજ્જા પામતા નથી? હે મધુસૂદન! તમારા સિવાય બીજો કયો પુરુષ વાગ્દાનથી બીજાને અપાયેલી છે એવું માનવા છતાં કોઇ સ્ત્રીને વિષે સત્પુરુષો સમક્ષ વાત કરે?"

આમાં એવું કાંઇ નથી કે જેથી એમ જણાય કે રૂકિમણીનું હરણ થયું હોય અથવા કે તેને સંબંધે યુદ્ધ થયું હોય. એ સિવાય ઉદ્યોગપર્વમાં એક ઠેકાણે છે કેઃ—

**यो रुक्मिणीमेकरथेन भोजान् उत्साद्य राज्ञः समरे प्रसह्य ।**
**उवाह भार्यां यशसा ज्वलन्तीं यस्यां जज्ञे रौक्मिणेयो महात्मा ॥**

"એક જબરજસ્ત યુદ્ધમાં ભોજ નામના રાજાઓનો પરાભવ કરી એક રથમાં પોતાની યશસ્વિની ભાર્યા રૂકિમણીને લઇ ગયા, જે ભાર્યાએ મહાત્મા પ્રદ્યુમ્નને જન્મ આપ્યો."

આ ઉપરથી જણાય છે કે યુદ્ધ થયેલું પરંતુ હરણ થયેલું નહિ.

આ ઉપરાંત પણ એક જગાએ રૂકિમણીહરણની હકીકત છે. ઉદ્યોગપર્વમાં સૈન્ય નીકળતી વખતે રૂકિમણીનો ભાઇ રૂકમૈયો પાંડવોની છાવણીમાં આવી પહોંચે છે; અને તે વખતે લખેલું છે કેઃ—

"બુદ્ધિમાન શ્રીકૃષ્ણે પૂર્વે કરેલાં રૂકિમણીના હરણને સહન નહિ કરનાર અને પોતાના બાહુબળથી ગર્વિષ્ઠ થયેલા રૂકમૈયાએ પ્રતિજ્ઞા લીધી કે 'કૃષ્ણને માર્યા વગર હું કદાપિ પાછો ફરીશ નહિ'. તે પછી પાણીના પૂરથી રેલછેલ થયેલી ગંગાના પ્રવાહ સરખા વેગવાળી અને વિચિત્ર આયુધને ધારણ કરનારી ચતુરંગ સેનાને લઇને કૃષ્ણની સામે તેણે કૂચ કરી, પણ પાસે આવતાંની સાથેજ પરાજય પામી લજ્જિત થઇને તે પાછો ફર્યો. પરંતુ જે ઠેકાણે વાસુદેવે એનો પરાભવ કર્યો હતો તે ઠેકાણે એક મોટા સૈન્ય તથા હાથી ઘોડા સહિત ભોજકટ નામના એક વિખ્યાત નગરની તેણે સ્થાપના કરી હતી. તે નગરમાંથી એક અક્ષૌહિણી સેના લઇને તરતજ ભોજરાજ રૂકમૈયો પાંડવોની પાસે આવ્યો અને તેઓ ન જાણે તેમ કૃષ્ણનું

પ્રિય કરવાને કવચ, ધનુષ્, તલવાર, ખડ્ગ ધારણ કરી સૂર્ય સમાન તેજસ્વી ધ્વજ લઇને પાંડવોના સૈન્યમંડળમાં તેણે પ્રવેશ કર્યો."

આ કથા ઉદ્યોગપર્વના ૧૫૮મા અધ્યાયમાં છે. એ અધ્યાયને રુક્મિપ્રત્યાખ્યાન કહે છે. પર્વસંગ્રહાધ્યાય વિશે જે હકીકત આપણે આગળ કહી છે, તેમાં છે કે ઉદ્યોગપર્વમાં ૧૮૬ અધ્યાય, અને ૬૬૯૮ શ્લોક છે.

**उद्योगपर्व निर्दिष्टं सन्धिविग्रहमिश्रितम् ।**
**अध्यायानां शतं प्रोक्त षडशीतिर्महर्षिणा ॥**
**श्लोकानां षट्सहस्राणि तावन्त्येव शतानि च ।**
**श्लोकाश्च नवतिः प्रोक्तास्तथैवाष्टौ महात्मना ॥**

महाभारतम् । आदिपर्व ॥

"એ સંધિ વિગ્રહવાળું ઉદ્યોગપર્વ મેં તમને કહ્યું, તેના ૧૮૬ અધ્યાય છે, ને તેમાં ૬૬૯૮ શ્લોકો કહ્યા છે."

હાલના મહાભારતમાં ૧૯૭ અધ્યાય છે, તેથી પર્વસંગ્રહાધ્યાય રચાયા પછી એ ૧૧ અધ્યાય લખાયેલા તેમજ હાલના ઉદ્યોગપર્વમાં શ્લોકની સંખ્યા ૭૬૫૭ છે તેથી એક હજાર શ્લોક પણ તેમાં પાછળથી દાખલ થઇ ગયેલા. એ અગીઆર અધ્યાય ને હજાર શ્લોક કયા હશે તે જોવું જોઇએ. ઉદ્યોગપર્વમાં શી શી હકીકત છે તે કાંઇ પર્વસંગ્રહાધ્યાયમાંથી જાણી શકાતું નથી. રુક્મૈયાના આ સમાગમની તથા તેને પાછા હઠાવવાની કાંઇ પણ વાત એ સંગ્રહાધ્યાયમાંથી જડતી નથી, તેથી આ ૧૫૮મો અધ્યાય તે એ નવા દાખલ થયેલા અધ્યાયમાંનો એક હોય એ બનવા જેવું છે. આ રુક્મિપ્રત્યાખ્યાનપર્વાધ્યાય જોડે મહાભારતને કાંઇ સંબંધ નથી. રુક્મિ લશ્કર લઇને આવ્યો અને તેને અર્જુને હાંકી કાઢ્યો, પછી તેને દુર્યોધને પણ હાંકી કાઢ્યો અને પછી તે પાછો પોતાને ઠેકાણે ચાલ્યો ગયો, એ સિવાય મહાભારતની હકીકત જોડે તેને કાંઇ બીજો સંબંધ નથી. ઉપલાં બે લક્ષણ ધ્યાનમાં રાખી જો વિચાર કરીએ તો જરૂર જણાય છે કે ૧૫૮મો અધ્યાય નવો દાખલ થયેલો છે, અને તેથી રુક્મિણીહરણનું વૃત્તાન્ત પણ મહાભારતમાં પાછળથી ઉમેરાયેલું હોવું જોઇએ.

એની બીજી સાબિતી એ કે વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે મહાભારતની લઢાઇ પહેલાં રૂક્મૈયો પાસાની (જુગારની) રમતથી ઉભી થયેલી લઢાઇમાં બળરામને હાથે માર્યો ગયો હતો. રૂક્મિણીને પરણવાનું શિશુપાળને મન હતું એ વાત ખરી, તેને તે કન્યા મળી શકી નહિ અને કૃષ્ણ જોડે તેનું લગ્ન થયું એ પણ ખરૂં; લગ્ન પછી એક લઢાઇ થયેલી, પરંતુ "હરણ" ની વાત અસલ મહાભારતમાં તો નથીજ; હરિવંશ ને પુરાણમાંજ છે.

ભીષ્મનો તિરસ્કાર કરતી વખતે શિશુપાળે તેને કાશીના રાજાની કન્યાઓનું હરણ કરી લાવવા માટે ગાળો દીધી છે, પરંતુ કૃષ્ણનો તિરસ્કાર કરતી વખત રૂક્મિણીના હરણની કાંઇ વાત તે કહેતો નથી, તેથી જણાય છે કે રૂક્મિણીનું હરણ તો થયેલું નહિ. એટલું પણ નક્કી છે કે શિશુપાળે રૂક્મિણીનો હાથ મેળવવા ભીષ્મકની પ્રાર્થના કરેલી, અને ભીષ્મકે તેને કૃષ્ણને આપી દીધેલી તેથી તેના છોકરા રૂક્મૈયાએ શિશુપાળનો પક્ષ લઇ લઢાઇ મચાવેલી. રૂક્મૈયાને લઢાઇ બહુ ગમતી. અનિરૂદ્ધના લગ્ન સમયે દ્યૂત રમતાં બળરામની જોડે કજીઆ કરી, અંતે તેમાં પોતાને હાથેજ તેણે પ્રાણ ખોયેલો.

---

## પ્રકરણ ૫મું.

### નરકવધ–વગેરે.

એવી કથા ચાલે છે કે નરકાસુર નામનો પૃથ્વીને એક છોકરો હતો, તેની રાજધાની પ્રાગ્જ્યોતિષ નગરમાં હતી. તે એટલો તો ખરાબ ને અસભ્ય હતો કે ઇંદ્રને પોતાને દ્વારકા આવી તેની સામે કૃષ્ણને ફરીઆદ કરવી પડી હતી. બીજાં એનાં કેટલાંક દુષ્કર્મોમાં એક એ પણ હતું કે ઇંદ્ર, વિષ્ણુ વગેરેની માતા દિતિનાં કુંડળ નરક ચોરી ગયો હતો. કૃષ્ણે ઇંદ્રને વચન આપ્યા પ્રમાણે પ્રાગ્જ્યોતિષ જઇ નરકનો વધ કર્યો અને તેની સોળ હજાર કન્યા હતી, તે બધીને

લઇ આવી તેની જોડે લગ્ન કર્યું, અને તેની માતા પૃથ્વીએ દિતિનાં કુંડળ લઇ આવી તે કૃષ્ણને આપ્યાં, અને કહી ગઇ કે જ્યારે કૃષ્ણે વરાહનો અવતાર લીધો હતો, ત્યારે પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે વરાહે જે પૃથ્વીનો સ્પર્શ કરેલો, તે સ્પર્શથી તે ગર્ભવતી થયેલી અને તેને નરક નામનો પુત્ર પ્રસવેલો.

આ બધી વાત તદનજ અસ્વાભાવિક ને ગલત છે. વિષ્ણુએ કદી પણ વરાહનો અવતાર લીધેલોજ નહિ. વેદમાં છે કે પ્રજાપતિએ પૃથ્વીનો ઉદ્ધાર કરવા વરાહનું રૂપ ધારણ કરેલું. કૃષ્ણના સમયમાં પ્રાગ્જ્યોતિષનો રાજા નરક ન હતો, ભગદત્ત હતો, અને તે કુરૂક્ષેત્રના યુદ્ધમાં અર્જુનને હાથે મરાયો હતો. મતલબ કે ઇંદ્રનું દ્વારકા જવું, પૃથ્વીનું ગર્ભવતી થવું, અને એકજ બાપની સોળ હજાર કન્યા, વગેરે બાબતો માત્ર ગપાટા છે. કૃષ્ણની સોળ હજાર રાણીઓ વગેરે પણ માત્ર આવીજ ગપ છે.

વિષ્ણુપુરાણમાં કહ્યા પ્રમાણે આ નરકાસુરના વધમાંથીજ પારિજાતના ફૂલનું હરણ કરવાનું પ્રકરણ ઉભું થયેલું. દિતિનાં કુંડળ લઇ સત્યભામાની જોડે કૃષ્ણ તે કુંડળ પાછાં આપવા ઇંદ્રની સભામાં ગયા, ત્યાં સત્યભામાને પારિજાત લેવાનું મન થઇ આવ્યું અને તેથી કૃષ્ણને ઇંદ્ર જોડે લડાઇ થઇ, અને તેમાં ઇંદ્ર હાર્યો. હરિવંશમાં એ વાત જરા જૂદી રીતે વર્ણવી છે, પરંતુ વિષ્ણુપુરાણ હરિવંશથી પહેલું લખાયેલું છે, માટે પુરાણમાં કહેલી હકીકતનોજ વિચાર કરીએ. પરંતુ એ બંને ગ્રંથમાંની હકીકત બહુ વિચિત્ર અને અસ્વાભાવિક છે. ઇંદ્ર, ઇંદ્રાલય અને પારિજાતનાં ફૂલનું અસ્તિત્વજ માની શકાય એવું નથી તો પછી તે ફૂલના હરણનું વૃત્તાંત તો મનાયજ કેમ?

તેવુંજ વૃત્તાંત બાણાસુરવધનું છે, માટે તે પણ આપણે છોડી દઇએ છીએ. ત્યાર પછી પૌંડ્ર વાસુદેવવધ અને કાશીને બાળી નાંખવાની હકીકત લઇએ. એમાં કાંઇક ઇતિહાસ જણાય છે. પૌંડ્રના રાજાની હકીકત ઐતિહાસિક છે, અને પૌંડ્ર કોમની હકીકત ઐતિહાસિક તેમજ અનૈતિહાસિક વખતની છતાં દેશી અને પરદેશી ગ્રંથોમાંથી મળી આવે છે. રામાયણ પરથી તે લોકો દક્ષિણમાં વસતા હોય એમ જણાય છે, પરંતુ મહા-

ભારતના સમયમાં પણ તેઓ બંગાળાના પશ્ચિમ ભાગમાં રહેતા જણાય છે. કુરુક્ષેત્રના યુદ્ધમાં તેઓ હાજર હતા, કારણ મહાભારતમાં તેઓને અનાર્ય, જંગલી જાતમાં ગણ્યા છે. દશકુમારચરિત્રમાં પણ તેઓની હકીકત છે, અને વળી ચીન દેશનો એક જતિ મુસાફર તેઓને બંગાળામાં રહેતા જોઇ ગયેલો, કારણ તેણે તેઓની રાજધાની પૌંડ્રવર્ધન પણ જોયેલી. કૃષ્ણના વખતમાં તેઓનો જે રાજા હતો તેનું નામ વાસુદેવ. વાસુદેવ શબ્દના એક કરતાં વધારે અર્થ થાય છે. વસુદેવનો પુત્ર તે પણ વાસુદેવ કહેવાય છે, અને જે સર્વનિવાસ એટલે કે જેનું સ્થાન દરેક ચીજમાં હોય તે પણ વાસુદેવ કહેવાય છેઃ—

**वसुः सर्वनिवासश्च विश्वानि यस्य लोमसु ।**
**स च देवः परं ब्रह्म वासुदेव इति स्मृतः ॥**

તેથી જે ખરેખરો ઇશ્વરનો અવતાર હોય તેજ એ નામનો અધિકારી કહેવાય. આ પૌંડ્રવાસુદેવે એવી વાત ચલાવી કે દ્વારકાવાળો વાસુદેવ તે માત્ર ખોટો નામનોજ વાસુદેવ છે. ખરો વાસુદેવ—ઇશ્વરાવતાર તો હું છું. તેણે કૃષ્ણને કહેણ મોકલ્યું કે તું મારી પાસે આવી, શંખ, ચક્ર, ગદા, વગેરે સઘળું ધારણ કરવાનો મારો અધિકાર છે, માટે તે મને આપી જા. કૃષ્ણે "**तथास्तु**" કહી પૌંડ્ર દેશમાં જઇ ચક્ર વગેરે અસ્રો પૌંડ્રકનાપર ફેંકી તેનો વધ કર્યો. કાશીના રાજાએ પૌંડ્રકનો પક્ષ લીધો હતો, તેથી તેના વધ પછી પોતે કૃષ્ણ જોડે દુશ્મનાઇ કરી તેમની જોડે યુદ્ધમાં ઉતર્યો. કૃષ્ણે કાશીપર હુમલો કરી, તેને મારી નાંખી, કાશીને આગ લગાડી.

હવે અહિં જો કે શત્રુને મારી નાંખવામાં કંઇ અધર્મ થયો કહેવાય નહિ પરંતુ કાશીને જે આગ લગાડી તે ધર્માનુસાર કહેવાય નહિ. પરમ ધર્માત્મા કૃષ્ણને હાથે એ કામ કેમ થયું હશે તેનો વિશ્વાસ કરવા લાયક ખુલાસો કોઇ જગાએથી મળી શકતો નથી. વિષ્ણુપુરાણમાં છે કે કાશીના રાજાનો કૃષ્ણને હાથે વધ થયા પછી તેના પુત્રે મહાદેવની તપસ્યા કરી એવું વરદાન માગ્યું હતું કે કૃષ્ણને મારી નાંખવા "કૃત્યાને" ઉત્પન્ન કરો. બીજાને હેરાન કરવા અથવા મારી નાંખવા માટે જે મંત્ર ભણાય છે તેનું નામ "કૃત્યા", મતલબ કે

એવા મંત્ર ભણ્યાંથી યજ્ઞમાંથી શરીરવિશિષ્ટ અમોઘ કોઇ શક્તિ ઉત્પન્ન થઇ શત્રુનો વધ કરે, તે કૃત્યા કહેવાય. મહાદેવે માંગ્યા પ્રમાણે વર આપ્યો. કૃત્યા ઉત્પન્ન થઇ મોટું ભીષણ શરીર ધારણ કરી કૃષ્ણનો વધ કરવા દોડી. કૃષ્ણે સુદર્શન ચક્રને આજ્ઞા કરી કે આ દેવી કૃત્યાનો તારે સંહાર કરવો, એ ચક્રના જોર આગળ માહેશ્વરી કૃત્યાના પ્રભાવનો નાશ થતાં તેણે પલાયન કરવા માંડયું. ચક્ર તેની પાછળ દોડયું, કૃત્યા કાશીમાં પેશી ગઇ, તેથી ચક્રમાંથી નીકળેલા અગ્નિએ કાશીને બાળી મૂક્યું. આ ગેરકુદરતી અને વિશ્વાસ ન રાખવા જેવી હકીકત છે. હરિવંશમાં પૌંડ્રકના વધની વાત છે, પણ કાશી બાળી મૂક્વાની વાત નથી. પરંતુ તે વિશે મહાભારતમાં કાંઇક અણુસારો છે, માટે કાશીની આગ એ ખોટી વાત તો નહિ હોય પરંતુ કૃષ્ણને તેવું શા માટે કરવું પડયું તેનો ખુલાસો મળતો નથી.

આ સિવાય ઉદ્યોગપર્વના ૪૭મા અધ્યાયમાં અર્જુનને મોઢે કૃષ્ણને હાથે થયેલા ગાંધારજય, પાણ્ડયજય, કલિંગજય, શાલ્વજય, અને એકલવ્યના સંહારની કથા કહેવાયલી છે. આમાંથી શાલ્વજયનું વૃત્તાન્ત વનપર્વમાં છે. તે સિવાય બીજા પ્રસંગોની હકીકત કોઇ ગ્રંથમાંથી મળી આવતી નથી તેથી વખતે હરિવંશ અને પુરાણના રચાયા પહેલાંજ એ સઘળા યુદ્ધની દંતકથાનો લોપ થઇ ગયો હશે. આ ઉપરાંત પણ હરિવંશમાં તથા ભાગવતમાં ઘણી નવી વાતો છે, પરંતુ મહાભારત તથા વિષ્ણુપુરાણમાં તે ન હોવાથી, તેને સંબંધે અત્રે કાંઇ કહેવું જરૂરનું નથી.

---

## પ્રકરણ ૬ઠું.

---

### દ્વારકાવાસ—સ્યમન્તકમણિ.

દ્વારકાના રાજા કૃષ્ણ ન હતા. આસપાસની હકીકત જોતાં યુરોપમાં જેને Oligarchy એટલે કે ચૂંટી કાઢેલા કેટલાક મુખ્ય મુખ્ય માણસો વડે ચાલતું રાજ કહે છે, તેવું રાજ દ્વારકાના યાદવોમાં ચાલતું

હતું, એટલે કે તેમની સમાજનો ગમે તે કોઇ એક ઉપરિ—મુખ્ય માણુસ હતો ખરો, પરંતુ પરસ્પર સૌ સરખાં જ હતા, કોઇ કોઇથી ચઢીઆતું ન હતું. પોતાનામાં જે ઉમરે મોટો હોય તેને તેઓ પોતાનો વડો કહેતા હતા, અને તેથી ઉગ્રસેનને રાજાનું નામ આપેલું, પણ એવી રીતે જે વડપણ ભોગવતો, તેને ખરેખરૂં જોતાં બહુ કામ કરવાનું હોતું નહિ. જે પોતાની બુદ્ધિના જોરે મોટો હોય તેજ નેતૃત્વ—ઉપરિપણું—ભોગવતો; બળ અને બુદ્ધિ બંને વડે યાદવોમાં કૃષ્ણ સૌથી શ્રેષ્ઠ હતા, અને તેથીજ તે તેમના ઉપરિ જેવા હતા. તેમનો મોટો ભાઇ બળરામ, કૃતવર્મા વગેરે ઉમરમાં મોટા યાદવો પણ તેમને તાબે રહેતા. કૃષ્ણ પણ હમેશ તેમનું ભલું થાય તેમ વર્તતા. કૃષ્ણ વડેજ તેમનું રક્ષણ થતું અને કૃષ્ણે ઘણાં રાજ્યો જીતેલાં તેમાં પણ પોતાની કોમનાં માણસોને ભાગ આપ્યા વગર તે પોતાનું ઐશ્વર્ય—મોટાઇ કદિ ભોગવતા નહિ. તે બધાનાપર સમાન પ્રીતિ રાખતા. જ્ઞાતિબંધુ વગેરે જોડે આદર્શ પુરૂષે જેવો વ્યવહાર રાખવો જોઇએ તેવો તે રાખતા, પરંતુ ન્યાતના લોકોની વૃત્તિ તો હમેશ એકજ સરખી, તેવી ને તેવીજ હોય છે. તેમનાં બળબુદ્ધિને લીધે તેમના ન્યાતીલા તેમને તાબે રહેતા ખરા, પરંતુ તેથી કાંઇ તેમની અદેખાઇ થોડી કરતા નહતા. એ વિશે કૃષ્ણે પોતે જે નારદને કહેલું તે નારદને મોઢે સાંભળી યુધિષ્ઠિર પાસે ભીષ્મે કહી સંભળાવેલું. એ વાત ખરી હોય કે ખોટી હોય તો પણ લોકોની જાણ માટે, તેમના શિક્ષણ માટે શાંતિપર્વમાંથી તેનો ઉતારો અત્રે કરી લેવા યોગ્ય ધાર્યો છે.

"મારા જ્ઞાતિબંધુઓને મારા ઐશ્વર્યનો અર્ધો ભાગ આપ્યા છતાં પણ તેમનાં કડવાં વેણ સાંભળી તેમના દાસ તરીકે મારે વર્તવું પડે છે. અગ્નિ પાડનાર માણુસ જેમ આખો વખત અરણીનાં લાકડાંને ઘસ્યા કરે છે તેમ જ્ઞાતિવર્ગનાં દુર્વાક્ય મારૂં મન હમેશ બાળ્યા કરે છે. બળને માટે બળદેવ, સુકુમારતા માટે ગદ અને મારો પુત્ર પ્રદ્યુમ્ન સૌન્દર્યને માટે અદ્વિતીય ગણાય છે. તેમજ અંધક અને વૃષ્ણિવંશવાળાઓ પણ ઘણા બળવાન, ઉત્સાહવાળા અને ખંતીલા ગણાય છે. તેમને જે મદદ ન કરે તેનો નાશ થાય છે, અને જે મદદ

કરે તેને અનાયાસે અસામાન્ય લાભ થાય છે. આવાં સઘળાં આણુસૌ મારી તરફેણમાં છે, છતાં જાણે હું એકલવાયો હોઉં તેમ વખત કાઢું છું. આહુક અને અક્રૂર બન્ને મારા પરમ મિત્રો છે, છતાં જો એ બેમાંથી એક-નાપર હું વધારે હેત દેખાડવું તો બીજો ગુસ્સે થાય છે. તેથી કોઇનાપર હેત બતાવાતું નથી, તેમ તેમનાપર હેત હોવાને લીધે એકદમ તેમને છોડી દેવાતા પણ નથી. છતાં મેં એટલું નક્કી કરી રાખ્યું છે કે આહુક અને અક્રૂર જેના પક્ષમાં હોય તેના દુઃખની પરિસીમા રહેલી જાણવી નહિ, તેમજ જેમના પક્ષમાં તેઓ ન હોય તેમના કરતાં પણ વધારે દુઃખી કોઇને સમજવા નહિ. તે ગમે તેમ હોય છતાં હાલ તો જુગાર રમનાર બે ભાઇઓની માતાની માફક હું બન્નેનો જય ઇચ્છું છું. હે નારદ! એ બંને મિત્રોને તાબેદાર કરવા માટે હું આવું કષ્ટ વેઠું છું."

આના ઉદાહરણ તરીકે સ્યમન્તકમણિનું વૃત્તાંત લઇએ. એ વૃત્તાંતમાં અસ્વાભાવિકતા ઘણી છે, તેમજ તે અસ્વાભાવિક ભાગ બાદ કરતાં જે રહે તેમાં પણ સચ્ચાઇ કેટલી છે, તે કહી શકાતું નથી.

સત્રાજિત્ નામનો એક યાદવ દ્વારકામાં રહેતો હતો, તેના હાથમાં સૌ જેને મેળવવા ચાહે એવો એક ચળકતો મણિ કોઇ જગાએથી આવેલો હતો. તે મણિનું નામ સ્યમન્તક હતું. કૃષ્ણે તે જોઇ એવું કહ્યું કે એ તો યાદવોના અધિપતિ ઉગ્રસેન પાસે રહેવા લાયક છે. પરંતુ ન્યાતમાં વિરોધ પેસે એવી બ્હીકથી તેમણે સત્રાજિત્ પાસે તે માગેલો નહિ. આણી તરફથી સત્રાજિતને ભય લાગ્યો કે કૃષ્ણને એ મણિ જોઇએ છે, તેથી કૃષ્ણ માગશે તો પોતાનાથી રખાશે નહિ એમ ધારી તેણે તે પોતાની પાસે ન રાખતાં પોતાના ભાઇ પ્રસેનને આપી દીધો. તે પ્હેરી પ્રસેન એક દહાડો શિકાર રમવા નીકળ્યો, ત્યાં એક સિંહે તેને મારી નાંખ્યો ને મણિ પોતાના મોંઢામાં લઇને ચાલતો થયો. જાંબુ-વાને તે સિંહને મારી નાંખી તે મણિ લઇ લીધો. જાંબુવાન વાંદરો હતો, અને દ્વાપરયુગમાં રામની વાનર સેનામાં રહી તેના તરફથી લઢ્યો હતો.

પ્રસેનના મોતની ખબર દ્વારકાના લોકોને થતાં તેમણે એમ ધાર્યું કે એ મણિ લેઇ લેવાની કૃષ્ણની ઇચ્છા હોવાથી તેમણેજ

પ્રસેનને મારી નાંખી મણિ લઇ લીધો હશે. આવો આરોપ ન ખમી શકવાથી કૃષ્ણ તે મણિની શોધમાં નીકળ્યા. જ્યાં પ્રસેનનું મુડદું પડેલું હતું, ત્યાં તેમણે સિંહનાં પગલાં પડેલાં જોયાં. તે તેમણે સૌને બતાવી પોતાના માથાનું કલંક દૂર કર્યું. પછી સિંહની પગલી કાઢતાં તેમને વાંદરાનાં પગલાં જડ્યાં. તે પગલે પગલે તેઓ એક ગુફામાં પેઠા. ત્યાં જાંબુવાનના છોકરાને રાખનારી ચાકરડીના હાથમાં તેમણે તે મણિ જોયો. જાંબુવાન જોડે લઢાઇ કરી તેને હરાવ્યો, પછી તેણે તે મણિ આપી દીધો અને પોતાની છોકરી જાંબુવતી પણ કૃષ્ણને પરણાવી. કૃષ્ણે સ્યમન્તક પાછો સત્રાજિતને આપ્યો કારણ તે પારકાનું લઇ લેવા માગતાજ નહતા. પરંતુ સત્રાજિતના મનમાં એમ આવ્યું કે કૃષ્ણે જે કૃત્ય ન કરેલું તેનો દોષ મેં તેમને માથે મૂકી તેમને ખોટું લગાડયું છે, તેથી તેમની સાંત્વના કરવા માટે પોતે પોતાની છોકરી સત્યભામાને તેમના વેરે આપી. એ કન્યા બહુ રૂપવતી હોવાથી તેને માટે ઘણાઓનાં માગાં થતાં હતાં, તેમાં ત્રણ યાદવો મુખ્ય હતા: શતધન્વા, મહાવીર કૃતવર્મા, અને કૃષ્ણનો પરમ ભક્ત ને મિત્ર અક્રૂર. સત્યભામા કૃષ્ણવેરે ગઇ તેથી તેઓ પોતાનું અપમાન થયું સમજ્યા અને સત્રાજિતને મારી નાંખવા ઉપાય શોધવા લાગ્યા. અક્રૂર અને કૃતવર્માએ શતધન્વાને સમજાવ્યો કે તું સત્રાજિતનો વધ કરી તેનો મણિ ચોરી લે. કૃષ્ણ જો તને કાંઇ હરકત કરશે તો અમે તને મદદ કરીશું. શતધન્વાએ તે કબૂલ કર્યું અને કૃષ્ણ વારણાવત ગયા હતા તે લાગ જોઇ સત્રાજિતને ઉંઘતો મારી નાંખી મણિ લઇ લીધો.

બાપના મોતથી શોકાતુર થયેલી સત્યભામાએ કૃષ્ણની પાસે રાવ ખાધી. કૃષ્ણે દ્વારકા પાછા આવી બળરામની મદદ લઇ શતધન્વાને મારી નાંખવા કોશેશ કરવા માંડી. તે સાંભળી તેણે કૃતવર્મા ને અક્રૂરની મદદ માગી પણ તેઓએ એ બે ભાઇઓ જોડે દુશ્મનાઇ કરવાની ના કહી. તેથી નછૂટકે અક્રૂરને મણિ આપી ઉતાવળી ચાલતી ઘોડીપર બેસી શતધન્વા દ્વારકાથી નાસી ગયો. કૃષ્ણ બળરામ રથમાં બેસી તેની પાછળ લાગ્યા, પણ ઘોડીને પકડી પાડી શક્યા

નહિ. આણી તરફ શતધન્વાની ઘોડી પણ બહુ થાકી જવાથી મરી ગઇ, તેથી તે પગે નાસવા લાગ્યો. હમેશ ન્યાયપ્રમાણે ચાલનારા કૃષ્ણ તે જોઇ બળરામને રથમાં બેસાડી પોતે પણ પગે ચાલતા તેની પાછળ લાગ્યા ને બેએક ગાઉ પર તેને પકડી પાડી તેનું માથું કાપી નાંખ્યું, પણ તેની પાસેથી મણિ મળ્યો નહિ. બળરામને આવી તેમણે તે વાત કહી, પણ તે તેણે માની નહિ, અને તેને એવો શક ગયો કે મણિ-માંથી ભાગ આપવો પડે એવા વિચારથી કૃષ્ણ જૂઠું બોલે છે. બળ-રામે કહ્યું, "ધિક્ છે તને, તું પણ આવો લોભી થઇ ગયો છે! જા, આ રહ્યો રસ્તો દ્વારકાનો, જા, તારે જવું હોય તો, હું તો એ શહેરમાં હવે કદી પગ મૂકીશ નહિ." એમ કહી, વિદેહ નગરમાં જઇ પોતે ત્રણ વર્ષ ત્યાં રહ્યો. આણી તરફ અક્રૂર પણ દ્વારકા છોડીને જતો રહ્યો પણ પાછળથી યાદવો અભય વચન આપી તેને પાછો લઇ આવ્યા. પછી એક દહાડો કૃષ્ણે બધા યાદવોને ભેગા કરી તેમના વચ્ચે અક્રૂરને કહ્યું કે સ્યમન્તકમણિ તારી પાસે છે તે મને ખબર છે. એ મણિ ભલે તારી પાસે રહે, પરંતુ એક વખત બધા યાદવોને તે બતાવ. અક્રૂરે વિચાર કર્યો કે જો હું નામુક્કર જઇશ તો ગમે તેમ શોધસાધ કરી મારી પાસે એ મણિ છે એવું કૃષ્ણ સાબિત કરશે, માટે તેણે ના ન કહેતાં મણિ બહાર કાઢી બતાવ્યો. તે જોઇ સત્ય-ભામા તથા બળરામને તે લઇ લેવાનું બહુ મન થયું પરંતુ સત્યપ્રતિ-જ્ઞાવાળા કૃષ્ણે તે તેમને પણ લેવા દીધો નહિ અને પોતે પણ લીધો નહિ. અક્રૂરનેજ પાછો આપ્યો. (આ પ્રમાણે વિષ્ણુપુરાણમાં છે, હરિવંશ કહે છે કે કૃષ્ણે પોતેજ મણિ રાખ્યો.)

આ હકીકતપરથી પણ કૃષ્ણનું ન્યાયીપણું, નીઃસ્વાર્થીપણું, સત્યપ્રતિજ્ઞત્વ અને કામ કરવાની બાહોશી જણાઇ આવે છે. પરંતુ એ વાત માત્ર વાર્ત્તાજ છે, સાચી વાત નથી એમ લાગે છે.



# પ્રકરણ ૭મું.

## કૃષ્ણની ઘણી સ્ત્રીઓ.

આ મણિની વાતમાંથી કૃષ્ણની એક કરતાં વધારે સ્ત્રીઓની વાત એની મેળેજ નીકળી આવે છે. રૂક્મિણીજોડે તો તેમણે પહેલાં લગ્ન કર્યુંજ હતું, પછી સ્યમન્તકમણિને લીધે બીજી બે સ્ત્રી, જાંબુવતી અને સત્યભામા જોડે પણ તે લગ્નની ગાંઠથી જોડાયા. વિષ્ણુપુરાણની આ હકીકત છે, હરિવંશ એના કરતાં એક પગથીયું ઉપર છે. મતલબ, તે કહે છે કે કૃષ્ણને બે નહિ, ચાર સ્ત્રીઓ હતી. સત્રાજિતને ત્રણ છોકરી હતી—સત્યભામા, પ્રસ્વાપિની તથા વ્રતિની, અને તે ત્રણે તેણે કૃષ્ણને આપી દીધેલી. પરંતુ જ્યાં છેવટનો સરવાળો સોળ હજાર ઉપર જાય છે, ત્યાં બે કે ચારનો ક્યાં વિચાર કરવો? વિષ્ણુપુરાણમાંજ છેકેઃ—

भगवतोऽप्यत्र मर्त्यलोकेऽवतीर्णस्य षोडशसहस्राण्येकोत्तरशतानि स्त्रीणामभवन् ॥ કૃષ્ણને સોળ હજાર એક સો ને એક સ્ત્રી હતી. પરંતુ એજ પુરાણના પાંચમા અંશમાં મુખ્ય સ્ત્રીનું નામ દઇ પુરાણકાર કહે છે કે રૂક્મિણી સિવાય પણ अन्याश्च भार्याः कृष्णस्य बभूवुः सप्त शोभनाः પછી વળી षोडशासन् सहस्राणि स्त्रीणामन्यानि चक्रिणः ને જો તેમ હોય તો રહી સોળ હજાર ને સાત. એમાંની સોળ હજાર તો નરકાસુરની કન્યા હતીઃ પણ તે વાત તો આપણે ટાઢાપોરની ગપ ગણી કાઢી નાંખી છે.

એ ગપ કેવી જબરી છે તે આપણે જરા જોઇએ. વિષ્ણુપુરાણના ચોથા અંશના પંદરમા અધ્યાયમાં છે કે એ બધી સ્ત્રીઓને પેટે કૃષ્ણને એક લાખ ને એંશી હજાર છોકરા થયા હતા. વળી એજ પુરાણમાં છે કે કૃષ્ણ ૧૨૫ વર્ષ આ દુનિયામાં રહ્યા હતા, તેથી હિસાબ કરતાં કૃષ્ણને દરેક વરસે ૧૪૪૦ છોકરા થયા હોવા જોઇએ; એટલે કેદરરોજ ચાર છોકરા જન્મતા હોવા જોઇએ, તેથી એમ ધારીએ

તો ચાલી શકે કે માત્ર પોતાની મરજી બતાવવાથીજ કૃષ્ણની રાણીઓને પુત્ર જન્મતા હશે.

એ વાત જવા દઈએ તો પણ કૃષ્ણની બીજી આઠ મુખ્ય રાણીઓની હકીકત બાકી રહે છે; તેમાંની એક રૂક્મિણી, બાકી બીજી સાત રહી. પરંતુ એજ વિષ્ણુપુરાણના પાંચમા અંશના ૨૮મા અધ્યાયમાં નામ આપ્યાં છે આઠ જણનાં—

कालिन्दी मित्रबिन्दा च सत्या नाग्नजिती तथा ।
देवी जाम्बवती चापि रोहिणी कामरूपिणी ॥
मद्रराजसुता चान्या सुशीला शीतमण्डना ।
सात्राजिती सत्यभामा लक्ष्मणा चारुहासिनी ॥

૧ કાલિન્દી, ૨ મિત્રવિંદા, ૩ નગ્નજિતની પુત્રી સત્યા, ૪ જાંબુવતી, ૫ રોહિણી (એ કામરૂપિણી હતી), ૬ મદ્રરાજની પુત્રી સુશીલા, ૭ સત્રાજિતની કન્યા સત્યભામા, ૮ લક્ષ્મણા. રૂક્મિણી સાથે નવ જણ થાય છે. વળી ૩૨મા અધ્યાયમાં બીજીજ વાત છે; તેમાં કૃષ્ણના છોકરાઓનાં નામ ગણાવ્યાં છે.

प्रद्युम्नाद्या हरेः पुत्रा रुक्मिण्याः कथितास्तव ।
भानुं भैमरिकं चैव सत्यभामा व्यजायत ॥ १ ॥
दीप्तिमान् ताम्रपक्षाद्या रोहिण्यां तनया हरेः ।
बभूवुर्जाम्बवत्यां च साम्बाद्या बहुशालिनः ॥ २ ॥
तनया भद्रविन्दाद्या नाग्नजित्यां महाबलाः ।
संग्रामजित्प्रधानास्तु शैब्यायां त्वभवन् सुताः ॥ ३ ॥
वृकाद्यास्तु सुता माद्र्यां गात्रवत्प्रमुखान् सुतान् ।
अवाप लक्ष्मणा पुत्राः कालिंद्यां च श्रुतादयः ॥ ४ ॥

રૂક્મિણી સિવાય એમાં નીચે પ્રમાણે ગણત્રિ છે:

| | | | |
|---|---|---|---|
| ૧ સત્યભામા (૭) | ૩ જાંબુવતી (૪) | ૫ શૈબ્યા | ૭ લક્ષ્મણા (૮) |
| ૨ રોહિણી (૫) | ૪ નાગ્નજિતી (૩) | ૬ માદ્રી (૬) | ૮ કાલિન્દી (૧) |

પરંતુ ૪થા અંશના ૧૫મા અધ્યાયમાં છે કે तासाञ्च रुक्मिणी सत्यभामा जाम्बवती जालहासिनी-प्रमुखा अष्टौ पत्न्यः प्रधानाः આમાં

ધાં નામ તો નથી, પણ એક નવું નામ જાલહાસિની મળે છે. આ ટાળો વિષ્ણુપુરાણમાં છે. હરિવંશમાં એથી પણ વધારે છે. હરિંશમાં છે કે—

**महिषीः सप्त कल्याणीस्ततोऽन्या मधुसूदनः ।**
**उपयेमे महाबाहुर्गुणोपेताः कुलोद्भूताः ॥**
**कालिन्दीं मित्रविन्दां च सत्यां नाग्नजितीं तथा ।**
**सुतां जाम्बवतश्चापि रोहिणीं कामरूपिणीम् ॥**
**मद्रराजसुतां चापि सुशीलां भद्रलोचनाम् ।**
**सात्राजितीं सत्यभामां लक्ष्मणां जालहासिनीम् ।**
**शैब्यस्य च सुतां तन्वीं रूपेणाप्सरसां समां ॥**

१५ अध्यायः ६७ श्लोक. ॥

આ ઉપરથી જણાય છે કે લક્ષ્મણા ને જાલહાસિની એકજ છે, અને તેમ ગણતાં સંખ્યા નીચે પ્રમાણે આવે છે.

૧ કાલિન્દી. ૨ મિત્રવિંદા. ૩ સત્યા. ૪ જાંબુવતી. ૫ રોહિણી. માદ્રી સુશીલા. ૭ સત્રાજિત્કન્યા સત્યભામા. ૮ જાલહાસિની ક્ષ્મણા. ૯ શૈબ્યા. મતલબ કે રૂકિમણી ઉપરાંત નવ જણીઓ થઇ. ધ્યાય ૧૧૮ પ્રમાણે એ યાદી મળે છે. હવે વળી ૧૬૨મા અધ્યામાં જૂદુંજ છે.

**अष्टौ महिष्यः पुत्रिण्य इति प्राधान्यतः स्मृताः ।**
**सर्वाधारप्रजाश्चैव तास्वपत्यानि ये शृणु ॥**
**रुक्मिणी सत्यभामा च देवी नाग्नजिती यथा ।**
**सुदत्ता च तथा शैब्या लक्ष्मणा जालहासिनी ॥**
**मित्रविन्दा च कालिन्दी जाम्बवत्यथ पौरवी ।**
**सुभीमा च तथा माद्री * * * ***

૧ સત્યભામા. ૨ નાગ્નજિતી. ૩ સુદત્તા. ૪ શૈબ્યા. ૫ લક્ષ્મણા જાલહાસિની. ૬ મિત્રવિંદા. ૭ કાલિન્દી. ૮ જાંબુવતી. ૯ પૌરવી. ૧૦ સુભીમા. ૧૧ માદ્રી.

હરિવંશકારે આઠ સ્ત્રી કહી રૂકિમણી ગણતાં બારનાં નામ આપ્યાં છે, પણ તેટલેથી પણ સંતોષ ન પામતાં તેમાંની દરેકનાં સંતા-

નનાં નામ આપતાં વળી સંખ્યામાં વધારો કરતો ગયો છેઃ ૧૨ સુદેવા, ૧૩ ઉપાસંગા, ૧૪ કૌશિકી, ૧૫ સુતસોમા. ૧૬ યૌધિષ્ઠિરી. આ સિવાય આગળ સત્રાજિતની બીજી બે કન્યા વ્રતિની અને પ્રસ્વાપિનીની હકીકત કહી છે.

પરંતુ વળી મહાભારતમાં એ ઉપરાંત બીજાં બે નવાં નામ છેઃ ગાન્ધારી અને હૈમવતી (મૌસલ પર્વ ૩જો અધ્યાય* ). મહાભારતનાં નામ આ પ્રમાણે છે.

૧ રૂકિમણી. ૨ સત્યભામા. ૩ ગાંધારી. ૪ શૈબ્યા. ૫ હૈમવતી. ૬ જાંબુવતી. એ સિવાય બીજાં નામ નથી. પરંતુ "એ સિવાય બીજીઓ" "अन्या" એવો શબ્દ છે. હવે વિષ્ણુપુરાણના ૨૮મા અધ્યાયમાં ૧–૨–૩ નાં નામ છે તે છોડી દેતાં બીજાં વધારાનાં નામ આ પ્રમાણે છે.

૭ કાલિન્દી. ૮ મિત્રવિંદા. ૯ સત્યા નાગ્નજિતી. ૧૦ રોહિણી. ૧૧ માદ્રી. ૧૨ લક્ષ્મણા જાલહાસિની. એજ પુરાણના ૩૨મા અધ્યાયમાં એ બધા સિવાય શૈબ્યાનું નામ છે તે આપણે ઉપર ગણાવી ગયા છીએ. હવે હરિવંશના ૧૧૮મા અધ્યાયમાં જે નામ આપ્યાં છે, તેમાં ઉપર ગણાવેલાં સિવાય એકે નવું નામ નથી. પરંતુ ૧૬૨મામાં નવાં નામ છેઃ ૧૩ સુદત્તા. ૧૪ પૌરવી. ૧૫ સુભીમા. એજ અધ્યાયમાં સન્તાનની ગણત્રિ કરતાં તેમની માનાં નામ નીચે પ્રમાણે છેઃ ૧૬ સુદેવા. ૧૭ ઉપાસંગા. ૧૮ કૌશિકી. ૧૯ સુતસોમા. ૨૦ યૌધિષ્ઠિરી અને એ સિવાય સત્યભામાનાં લગ્ન વખતે મળેલી બીજી બે–૨૧ વ્રતિની ને ૨૨ પ્રસ્વાપિનીનાં નામ ઉમેરતાં બાવીસ સ્ત્રીઓના પતિ કૃષ્ણ થાય છે.

આઠને બદલે બાવીસનાં નામ મળ્યાં. એ પણ વાર્તાકારોના હાથની ખૂબી છે. આમાં ૧૩ થી ૨૨ નામ તો માત્ર હરિવંશનાંજ છે તેથી એ ૧૦ નામ છોડી દેતાં કાંઇ હરકત નથી. હવે રહ્યાં બાર.

* रुक्मिणी त्वथ गान्धारी शैब्या हैमवतीत्यपि ।
देवी जाम्बवती चैव विविशुर्जातवेदसम् ॥ मौसलपर्व, ३ अ.

ગાંધારી ને હૈમવતીનાં નામ મૌસલપર્વ સિવાય બીજે ક્યાંઇ છે નહિ. એ પર્વ મહાભારતમાં પાછળથી દાખલ થયેલું છે, તે આગળ જતાં જણાશે, તેથી એ બે નામ પણ બાદ કરવાનાં, તેથી બાકી રહે છે દશ નામ.

વિષ્ણુપુરાણના ૨૮ મા અધ્યાયમાં જાંબુવતી નામ નીચે પ્રમાણે આપ્યું છે.

**देवी जाम्बवती चापी रोहिणी कामरूपिणी ॥**

હરિવંશમાં એવું છે કેઃ—

**सुता जाम्बवतश्चापि रोहिणी कामरूपिणी ॥**

આનો અર્થ કરતાં જાંબુવાનની છોકરીજ રોહિણી એમ બંધ બેસતુ આવે છે, અને તેથી જાંબુવતી ને રોહિણી તે એકજ ગણાય. હવે રહ્યાં ૯ જણ.

સત્યભામા ને સત્યા તે એકજ તેની સાબિતી નીચે મુજબ છેઃ—

સત્રાજિતના મરાયાની ખબર સાંભળી કૃષ્ણે શું કર્યું તે કહેતાં ગ્રંથકાર કહે છે કેઃ—

**"कृष्णः सत्यभामाममर्षताम्रलोचनः प्राह, सत्ये, ममैषावहासना"**

"ગુસ્સાથી આંખ રાતી કરી કૃષ્ણે સત્યભામાને કહ્યું કે 'સત્યે, આ તો મારી હાંસી થઇ છે." ' વળી, આગળ ચાલતાં પાંચમા અંશના ૩૦મા અધ્યાયમાં પારિજાતના હરણ સંબંધે કૃષ્ણ સત્યભામાને કહે છે કેઃ—

**सत्ये ! यथा त्वमित्युक्तं त्वया कृष्णासकृत् प्रियम् ।**

આ સિવાય પણ એની બીજી ઘણી સાબિતીઓ છે.

આ કારણને લીધે હવે માત્ર આઠજ જણીઓ બાકી રહે છે. ૧ રૂક્મિણી. ૨ સત્યભામા. ૩ જાંબુવતી. ૪ શૈબ્યા. ૫ કાલિન્દી. ૬ મિત્રવિંદા. ૭ માદ્રી. ૮ બાલહાસિની લક્ષ્મણા. આમાંની પાંચ જણીઓ શૈબ્યા, કાલિન્દી, મિત્રવિંદા, લક્ષ્મણા અને માદ્રી સુશીલાનાં **નામ** માત્ર જોવામાં આવે છે, તે સિવાય બીજું કાંઇ-તેમનાં **કામ** જોવામાં આવતાં નથીઃ એમની જોડે ક્યારે અથવા શામાટે લગ્ન થયાં તે કાંઇ કોઇ કહેતું નથી. કૃષ્ણની જીંદગી જોડે તેમને કાંઇપણ સંબંધ

હોય એમ લાગતું નથી, તેમના પુત્રોની ગણત્રિ કૃષ્ણના પુત્રોની ગણત્રિ કરાવતી વખતે વિષ્ણુપુરાણવાળાએ કરાવી છે ખરી, પરંતુ તેમનાં કાંઇપણ કામ જોવામાં આવતાં નથી. તે કોની પુત્રીઓ, કયાં રહેતી હતી, તે જણાતું નથી. માત્ર સુશીલા તે મદ્રરાજકન્યા હતી એટલું જાણીએ છીએ. કૃષ્ણના વખતમાં મદ્રનો રાજા, તે નકુલ સહદેવનો મામો, કુરૂક્ષેત્રનો પ્રખ્યાત રથી, શલ્ય હતો. તે અને કૃષ્ણ દુશ્મનોની છાવણીમાં સત્તર દિવસ સુધી રહેલા—કૃષ્ણ પાંડવોમાં, અને શલ્ય કૌરવોમાં. ઘણીવાર તેઓ એક બીજાને મળતા હશે, કૃષ્ણસંબંધી અનેક વાત થતી શલ્ય અને શલ્યસંબંધી અનેક વાત થતી કૃષ્ણ સાંભળતા હશે, પણ કોઇ ઠેકાણે એવું કહેલું નથી કે કૃષ્ણ શલ્યના જમાઇ કે બનેવી કે એવી કોઇ રીતના સગા થતા હતા. એમને સંબંધ માત્ર એટલોજ હતો કે શલ્યે કર્ણને કહેલું કે “ અર્જુન અને વાસુદેવને હમણાને હમણા મારી નાંખ.” કૃષ્ણે યુધિષ્ઠિરને શલ્યને મારી નાંખવાની ઉશ્કેરણી કરી તેના જમની જગા સાચવેલી. આ ઉપરથી કૃષ્ણ તેની છોકરી પરણ્યા હોય એ વાત ખોટી લાગે છે. તેમજ શૈબ્યા, કાલિન્દી, મિત્રવિંદા અને લક્ષ્મણાનાં કુળ, દેશ વગેરેની કાંઇ ખબર પડતી ન હોવાથી તે નામ માત્ર કવિના અલંકાર જેવાં લાગે છે.

કેવળ માદ્રીને માટેજ એવું છે એમ નથી. જાંબુવતી, રોહિણી અને સત્યભામાનું પણ તેમજ છે. જાંબુવતી અને કાલિન્દી વગેરેમાં ફેર એટલો કે જાંબુવતીના પુત્ર શાંબનું નામ પાંચ યાદવોનાં નામમાં કોઇ કોઇ વખત જોવામાં આવે છે. પરંતુ શાંબનું કરેલું કામ માત્ર એકજ જાણવામાં છે, તેણે લક્ષ્મણાનું હરણ કરેલું. એ લક્ષ્મણા દુર્યોધનની પુત્રી થતી હતી. હવે જેમ મહાભારતમાં પાંડવોનું વૃત્તાંત આપેલું છે, તેમ કૌરવોનું પણ આપેલું છે. લક્ષ્મણાના હરણની હકીકત સાચી હોત તો મહાભારતમાંથી તે મળી આવત : પણ તેમ નથી. જાંબુવતી જાતે રીંછની છોકરી એટલે રીંછડીજ હોવી જોઇએ અને રીંછડી તે વળી કોઇ માણસની સ્ત્રી થઇ શકેજ નહિ તો કૃષ્ણની કયાંથી થાય? રોહિણીને વળી કામરૂપિણી કહી છે, પણ જે રીંછડી

હોવાથી માનવરૂપિણીજ થઇ શકે નહિ તે કામરૂપિણી તો ક્યાંથીજ થાય? કામરૂપિણી, રીંછડી હોય એવું માની શકાતું નથી, તેમ કૃષ્ણ રીંછડી સાથે પરણ્યા હોય એ પણ ખરૂં લાગતું નથી.

સત્યભામાને છોકરો હતો એમ આપણે સાંભળીએ છીએ, પણ તેનું કોઇ કાર્ય કરેલું જાણવામાં નથી, એજ તેને માટે સંશયનું પહેલું કારણ છે. એમ છતાં રૂક્મિણીની માફક કેટલાંક કામમાં સત્યભામાનો હાથ કોઇ કોઇ વખત દેખાય છે. એના લગ્નનો પ્રસંગ તો સવિસ્તર આગળ આવી ગયો છે.

હવે મહાભારતના વનપર્વમાં માર્કંડેય–સમસ્યા–પર્વાધ્યાયમાં સત્યભામાનું નામ જડે છે. એ પર્વાધ્યાય નવો ઉમેરાયેલો છે એની સાબિતી વનપર્વનો વિચાર કરતી વખત આપણને મળશે. એમાં દ્રૌપદી–સત્યભામાના સંવાદનું એક નાનું સરખું પર્વ છે એ પણ નવું દાખલ થયેલું છે, કારણ મહાભારતની કથા જોડે તેને કંઇજ સંબંધ નથી. પોતાના ધણી જોડે સ્ત્રીએ કેમ વર્તવું તેના ઉપર એક નિબંધ જેવું એ પર્વ છે. તેનાં લક્ષણપરથી પણ તે તાજું લખાયેલું લાગે છે.

પછી ઉદ્યોગપર્વમાં પણ સત્યભામા દેખા દે છે–યાનસંધિ પર્વાધ્યાયમાં. એ પણ પાછળથી ઉમેરાયેલું છે તે આપણે આગળ જતાં જોઇશું. કૃષ્ણને કુરૂક્ષેત્રના યુદ્ધમાં આવવાનું હોવાથી તે ઉપપ્લવ્ય નગરમાં આવી પહોંચેલા. લઢાઇપર ચઢતી વખત પોતાની સાથે તે સત્યભામાને લે એ સંભવતું નથી, અને કુરૂક્ષેત્રના યુદ્ધ વખતે સત્યભામા તેમની જોડે નહતી એવું મહાભારત વાંચતાંજ જણાય છે. કારણ યુદ્ધપર્વ અને ત્યાર પછીના પર્વમાં કોઇ જગાએ પણ એને સંબંધે કંઇ કહેલું નથી.

કૃષ્ણની માનવલીલા પૂરી થયા પછીના વર્ણનમાં માત્ર મૌસલપર્વમાં સત્યભામાનું નામ છે, પરંતુ એ આખું પર્વજ નવીન ઉમેરાયેલું છે.

ટૂંકામાં, મહાભારતનો જે ભાગ વગર સંદેહે મૌલિક–મૂળનો કહી શકાય તેમાં કોઇ જગાએ સત્યભામાના સંબંધી ઇશારો નથી, નવા ઉમેરાયેલા બધા ભાગોમાં છે, એ સત્યભામા વિશે સંદેહનું બીજું કારણ.

હવે વિષ્ણુપુરાણ લઇએ. તેમાં સ્યમન્તકમણિના ઉપાખ્યાનમાં એના લગ્નનું વૃત્તાન્ત આવેલું છે. જેવું કૃષ્ણનું રીંછડી સાથેનું લગ્ન ગપ્પું છે, તેવું આ પણ એક ગપ્પુંજ છે. પછી એ લગ્નને લીધે અદેખાઈ કરી શતધન્વાએ સત્યભામાના બાપ સત્રાજિતને મારી નાંખ્યો એમ કહ્યું છે, તે વખત કૃષ્ણ દ્વારકામાં નહતા, લાક્ષાગૃહ—લાખીઓ મહેલ બળી જવાની ખબર સાંભળી પાંડવોની શોધમાં વારણાવત ગયા હતા. ત્યાં સત્યભામાએ માણસ મોકલી આ બાબતની ફરીઆદ કરી એ વાતજ ખોટી છે. કારણ કૃષ્ણ કદી વારણાવત ગયાજ નહતા, ગયા હોત તો મહાભારતમાં તે વાત હોત, પરંતુ તેમાં નથી. સત્યભામા સંબંધી સંદેહનું આ ત્રીજું કારણ.

પછી વિષ્ણુપુરાણમાં પારિજાતનું ફૂલ લઇ આવવાનો અહવાલ છે, તે પણ માની શકાય તેવો નથી. જે જે બનાવો તથા હકીકત એ પુરાણમાં માનવા જેવી છે, તેમાં એનું નામ જડતું નથી. સંદેહનું એ ચોથું કારણ.

આદિપર્વના સંભવપર્વાધ્યાયના ૬૭મા અધ્યાયનું નામ "અંશાવતારણ" છે. મહાભારતના મુખ્ય પાત્રોમાંથી દેવ, દેવી, રાક્ષસ વગેરેમાંથી કોનો કોનો અંશ કોના કોનામાં છે, તે તેમાં કહ્યું છે. તેમાં છેલ્લે લખ્યું છે કે કૃષ્ણ નારાયણનો, બળરામ શેષનાગનો, પ્રદ્યુમ્ન સનત્ કુમારનો, દ્રૌપદી શચીનો, કુન્તી ને માદ્રી સિદ્ધિ અને ધૃતિનો અંશ હતાં. કૃષ્ણની સ્ત્રીઓ માટે લખ્યું છે કે, તેની સોળ હજાર સ્ત્રીઓ તે અપ્સરાનો અંશ, અને રૂક્મિણી તે લક્ષ્મીદેવીનો અંશ હતો. એ સિવાય કૃષ્ણની બીજી કોઇ સ્ત્રીનું નામ નથી. એ સંદેહનું પાંચમું કારણ.

માત્ર સત્યભામાને સંબંધેજ સંદેહ લઇ જવાનાં આ કારણો નથી. રૂક્મિણી સિવાય કૃષ્ણની બીજી સ્ત્રીઓને પણ તે લાગુ પડે છે. નરકની સોળ હજાર કન્યા બાદ કરતાં કૃષ્ણને રૂક્મિણી સિવાય બીજી સ્ત્રી હતી નહિ એમ મહાભારતના આ ભાગપરથી જણાય છે.

રીંછની છોકરીના છોકરા શાંબ વિશે કહ્યું છે તે સિવાય રૂક્મિણીને બાદ કરતાં કૃષ્ણની બીજી કોઇ સ્ત્રીના છોકરાઓનાં કાંઇ પણ

કામકાજ જાણવામાં આવ્યાં નથી. રૂકિમણીનો વંશજ રાજપદે આવ્યો, બીજા કોઇના વંશની કાંઇ ખબરજ મળતી નથી.

આ બધાં કારણો પરથી જણાય છે કે કૃષ્ણને એક કરતાં વધારે સ્ત્રી હતી નહિ, તેમ છતાં જો હોય તો તેમાં હરકત જેવું કાંઇ નથી, કારણ તે વખત એવો રિવાજ ચાલતો હતો. પાંચે પાંડવોને એક કરતાં વધારે સ્ત્રીઓ હતી. ધર્મના આદર્શરૂપ ભીષ્મે, પોતાના નાનાભાઇને સારૂ કાશીના રાજાની ત્રણ છોકરીઓનું હરણ કરી આણ્યું હતું. એક કરતાં વધારે સ્ત્રીજોડે લગ્ન કરવું કૃષ્ણને પસંદ નહતું એવું કોઇ ઠેકાણે નથી. તેમ બધીજ અવસ્થામાં પુરૂષે એક કરતાં વધારે સ્ત્રી જોડે પરણવું એ અધર્મ છે એવું પણ કોઈ જગાએથી જડતું નથી. એ વાત ખરી છે કે **વગર કારણે** પુરૂષ જો એક કરતાં વધારે સ્ત્રી કરે તો તે અધર્મ કહેવાય. પરંતુ બધીજ અવસ્થા માટે તેમ કહી શકાય નહિ, કોઇની સ્ત્રીને કોઢ નીકળ્યો હોય અથવા એવી રીતના રોગે તેનાપર હુમલો કર્યો હોય કે કોઇ રીતે પણ સંસારના ધર્મમાં તેની સહાયતા મળી શકે નહિ, ને તે માણસ બીજી સ્ત્રી કરે તો તેમાં તે પાપ કરે છે એમ કહી શકાય નહિ. જેની સ્ત્રી ધર્મભ્રષ્ટ, કુળને કલંક લગાડનારી નીકળે તો તે કોરટની સહાયતા લીધા વગર–કોરટ મારફતે છૂટાછેડા કર્યા વગર–બીજી બઇરી ન કરી શકે, તેની યથાર્થતા ધ્યાનમાં ઉતરી શકતી નથી. કોરટમાં જઇ નામના મેળવવાનાં, એટલે કે ફજેત થવાનાં, ઉદાહરણ આપણે સુધરેલી કોમોના ભવેડા પરથી જોઇએ છીએ. જેને પોતાની પાછળ ઉત્તરાધિકારી મૂકી જવાની જરૂર છે, અને તેની સ્ત્રી વાંઝણી હોય તો તે ફરી લગ્ન શામાટે ન કરી શકે? યૂરોપીઅનોમાં એવો રિવાજ છે કે ગમે તેમ હોય તોપણ એક સિવાય બીજી સ્ત્રી થાય નહિ. જો આવો ધારો યૂરોપમાં ન હોત તો બોનાપાર્ટને જોસેફાઇનને છોડી દેવાનું જે ઘોર પાપ કરવું પડયું તે કરવું પડત નહિ. આઠમા હેનરીને પોતાની સ્ત્રીઓની હત્યા કરવી પડી તે કરવી પડત નહિ. હજુ હમણાં પણ યૂરોપના સુધારાના ઝગઝગતા તેજમાં એજ કારણને લીધે ઘણીએ પત્નીહત્યા, ઘણીએ પતિહત્યા થાય છે. આપણા હાલના કેળવાયેલા લોકો તો એમજ

સમજે છે કે જે સઘળું વિલાયતી તે સઘળું પવિત્ર, દોષશૂન્ય અને ઉપર નીચેની, આગળ પાછળની, ચૌદ પેઢીના ઉદ્ધારનું સાધન છે. પણ ખરી વાત તો એ છે કે જેમ આપણે વિલાયત પાસેથી શીખવાનું છે તેમ વિલાયતના લોકોને આપણી પાસેથી પણ ઘણું શીખવાનું છે, અને તેમાં વિવાહતત્ત્વ સંબંધી આ એક વાત પણ શીખવાની છે,

કૃષ્ણ એક કરતાં વધારે સ્ત્રી પરણેલા કે નહિ તેનું કાંઈ સબળ પ્રમાણ મળતું નથી, એ આપણે જોયું છે. જો તેમણે એ પ્રમાણે કર્યું હોય તો તેમ શામાટે કર્યું હશે તેનાં કારણ કે ખુલાસો પણ માલમ પડી આવતાં નથી. જેણે જેણે તેમને સ્યમન્તકમણિ ભેટ આપ્યો તેણે સાથે સાથે પોતાની કન્યા પણ વિનામૂલ્યે ભેટ આપી એ વાત, દાદીમા છોકરાંને વાર્તા કહી સંભળાવે તેવી છે, અને નરકાસુરની સોળ હજાર કન્યા એ તેના કરતાં ચઢીઆતી ગપ છે. એ બંને વાતો વાંચતાં ગમત પડે તેવી છે, પરંતુ બિલકુલ માની શકાય તેવી નથી.



# ખંડ ચોથો.



## ઇંદ્રપ્રસ્થ.

अकुण्ठं सर्वकार्येषु धर्मकार्यार्थमुद्यतम् ।
वैकुण्ठस्य च यद्रूपं तस्मै कार्यात्मने नमः ॥

शान्तिपर्वणि, ४७ अध्यायः ॥



# ખંડ ચોથો.

## ઇંદ્રપ્રસ્થ.

### પ્રકરણ ૧લું.

### દ્રૌપદીસ્વયંવર.

મહાભારતમાં કૃષ્ણને વિશે જે લખાયેલું છે તેમાંનો કેટલો ભાગ અસત્ય અને પાછળથી ઉમેરાયેલો છે તે શોધવા માટે આપણે આગળ કેટલાએક નિયમો નક્કી કર્યાં છે, તે વાંચનારને યાદ હશે.

મહાભારતમાં કૃષ્ણ પહેલવહેલા દ્રૌપદીસ્વયંવર વખતે દેખાય છે. મહાભારતના એ ભાગના અસલપણા વિશે શક લઇ જવાનું કાંઇ કારણ રહેતું નથી. જોકે લેસન સાહેબ તો પાંચાળદેશમાં વસતી પાંચ જાતોનું એકીકરણ તે પાંચાળી એમ કહી દ્રૌપદી નામનું કોઇ માણસ થઇ ગયું હોય એ વાતજ ઉડાવી દે છે. યજ્ઞના અગ્નિમાંથી દ્રુપદને એ કન્યા મળી, અથવા કે એના પાંચ વર હતા એ વાત તો આપણાથી પણ કબૂલ થઇ શકતી નથી. છતાં દ્રુપદને પેટે એવી કન્યા થઇ હતી અથવા તે કન્યાને માટે સ્વયંવર કર્યો હતો, અને તેવા સમારંભમાં અર્જુને લક્ષ્યવેધ કર્યો હતો, એમાં અસંભવિત અથવા નહિ માનવા જેવું કશું નથી. સ્વયંવર પછી તેને પાંચ સ્વામી થયા કે એક તે નક્કી કરવાની આપણે અહિં જરૂર નથી.*

---

* મહાભારતના પર્વસંગ્રહાધ્યાયમાં કહ્યું છે કે અનુક્રમણિકાધ્યાયમાં વ્યાસદેવે ૧૫૦ શ્લોકમાં મહાભારતનું સંક્ષિપ્ત વૃત્તાન્ત આપ્યું છે. એ ટૂંક

કૃષ્ણ જ્યારે મહાભારતમાં પહેલ વહેલી દેખા દે છે ત્યારે તેમના દેવત્વ વિશે કાંઇ પણ સૂચવાયેલું જોવામાં આવતું નથી. બીજા ક્ષત્રિયોની માફક તેમને તથા બીજા યાદવોને નિમંત્રણ થયેલાં હોવાથી તેઓ પાંચાલ ગયલા. દ્રૌપદીનો હાથ મેળવવાની આકાંક્ષાથી બીજા ક્ષત્રિયોએ લક્ષ્યવેધ કરવા પ્રયત્ન કરેલો, પણ કોઇ યાદવે તેમ કરેલું નહિ.

પાંડવો પણ એ સમારંભમાં હાજર થયેલા, પરંતુ વગર નોતરે, કારણ દુર્યોધન તેઓને મારી નાંખવા ભમતો હતો, તેથી તેઓ વેશ બદલી વન વન રખડતા હતા. ત્યાં દ્રૌપદીના સ્વયંવરની વાત સાંભળી છૂપે વેશે ત્યાં આવી પહોંચેલા.

બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરેના ભેગા થયેલા આ સમારંભમાં માત્ર કૃષ્ણેજ તેમના છૂપા વેશમાં પણ પાંડવોને ઓળખી કાઢેલા, પણ પોતાની કોઇ રીતની દૈવી શક્તિને લીધે તેમણે તેમ કરેલું એવો ત્યાં ઇશારો પણ નથી. મનુષ્યબુદ્ધિવડેજ તેમણે એ પારખી કાઢેલું એવું તેમના બોલવા પરથીજ જણાઇ આવે છે. તેમણે બળદેવને કહ્યું: "ભાઇ, જે આ વિસ્તીર્ણ બાણ ખેંચે છે, તેજ અર્જુન હોવો જોઇએ, એમાં કાંઇ શક નથી અને જે પોતાના બાહુબળથી ઝાડ ઉખેડી નાંખી વગર ભયે રાજસભામાં દાખલ થાય છે, તેજ વૃકોદર ( ભીમ ) હોવો જોઇએ" વગેરે. ત્યાર પછી જ્યારે તેમની સૌની મુલાકાત થઇ ત્યારે યુધિષ્ઠિરે કૃષ્ણને પૂછ્યું કે "તમે અમને શી રીતે ઓળખી કાઢ્યા?" કૃષ્ણે કહ્યું "રાખોડીએ ઢાંકેલો દેવતા કાંઇ છૂપો રહી શકે છે?" પાંડવોને છૂપા વેશમાં ઓળખી કાઢવા બહુ મુશ્કેલ હતું, અને તેથી કોઇ તેમને પારખી ન કાઢે તો તેમાં કાંઇ અજબ જેવું ન હતું, છતાં

---

હકીકતમાં દ્રૌપદીના સ્વયંવરની વાત છે, પરંતુ પાંચ પાંડવો સાથે તેનું લગ્ન થયું એવું નથી. માત્ર અર્જુને તેને મેળવી, એટલુંજ છે.

समवाये ततो राज्ञां कन्यां भर्तृस्वयंवराम् ।

प्राप्तवानर्जुनः कृष्णां कृत्वा कर्म सुदुष्करम् ॥ १२५ ॥

"ત્યાર પછી ( દ્રૌપદીના સ્વયંવરમાં એકઠા થયેલા ) રાજાઓની સભામાં ઘણા કઠણ કામ પાર પાડીને અર્જુન, વર પસંદ કરનારી કન્યા કૃષ્ણા ( દ્રૌપદી ) ને પરણ્યા."

કૃષ્ણ તેમ કરી શક્યા તે માત્ર માનુષી શક્તિ વડેજ. તે ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે બીજાં માણસો કરતાં તેમની બુદ્ધિ વધારે તીક્ષ્ણ હતી. મહાભારતમાં તેમની બુદ્ધિનું એ લક્ષણ ચોખ્ખી રીતે કોઇ જગાએ કહ્યું નથી. પરંતુ તેમનાં સઘળાં કાર્યો પરથી દેખાય છે કે કૃષ્ણ મનુષ્યબુદ્ધિથી કામ કરતા ખરા, પરંતુ બધાં માણસોના કરતાં એમની બુદ્ધિ વિશેષ તીક્ષ્ણ હતી. એ બુદ્ધિમાં કોઇ જગાએ છિદ્ર જોવામાં આવતું નથી. જેમ બીજી બધી બાબતો તથા વૃત્તિઓમાં તે આદર્શ–નમૂનાદાર–મનુષ્ય હતા તેમ બુદ્ધિમાં પણ તેવાજ હતા.

જ્યારે અર્જુને મત્સ્ય વીંધ્યો ત્યારે સભામાં આવેલા બીજા રાજાઓ જોડે તેને બહુ વિવાદ થયો, કારણ અર્જુન ભિક્ષુક બ્રાહ્મણને વેશે હતો અને તેવો એક બ્રાહ્મણ મોટા મોટા રાજાઓના મોઢામાંનો કોળીઓ કાઢી લઇ જાય તે તેઓથી સહન થઇ શક્યું નહિ. તેઓ સઘળાએ તેનાપર હુમલો કર્યો, અને જે કાંઇ થોડી ઘણી લઢાઇ થઇ તેમાં અર્જુન જીત્યો. એ ઝઘડાનો કૃષ્ણે અંત શી રીતે આણ્યો તે આપણે જોઇએ. એ કજીઓ મટાડવાનાં ઘણાં સાધન હતાં. તે પોતે બહાદૂર હતા, તેમ બળદેવ, સાત્યકિ વગેરે બીજા પ્રખ્યાત લડવૈયાઓ તેમની મદદમાં હતા. અર્જુન તેમનો સગો–ફોઇનો છોકરો થતો હતો. જો તે યાદવોને લઇનેજ લઢાઇના મેદાનમાં બહાર પડયા હોત તો તરત કજીઆનો અંત આવત, ભીમ તેમની જગાએ હોત તો તેમજ કરત, પરંતુ કૃષ્ણ આદર્શ ધાર્મિક પુરૂષ હતા. જે કામ લઢાઇ કર્યા વગર થાય, તેવા કામમાં કોઇ દિવસ તે લઢાલઢી કરવા તત્પર થતા નહિ. મહાભારતમાં કોઇ ઠેકાણે એવું નથી કે તે ધર્માર્થ સિવાયના બીજા કોઇ પણ સબબને લીધે લઢવા તૈયાર થયા હોય. આત્મરક્ષા અને પારકાના રક્ષણને સારૂ યુદ્ધ કરવું તે ધર્મ, તેવે વખતે યુદ્ધ ન કરવું તે અધર્મ. આ સિવાય કોઇ બીજા કારણથી કૃષ્ણ યુદ્ધ કરતાજ નહિ.

ધર્મની સ્થાપના તથા રક્ષણ કરવા માટે યુદ્ધ કરવા તેમને કોઇ પ્રકારનો વાંધો હતો નહિ. યુદ્ધ સિવાય ધર્મની ઉન્નતિ થાય નહિ,

ત્યાં યુદ્ધથી આઘા રહેવું તેજ અધર્મ કહેવાય. જેઓ માત્ર વ્યાસજી ને કથા કરનારાઓને મોઢેથી મહાભારતની કથા સાંભળે છે, તેમને મન તો દરેક લઢાઇનું મૂળ કૃષ્ણજ લાગે છે, પરંતુ તેમ નથી. મૂળ મહાભારતનો જો બુદ્ધિપૂર્વક અભ્યાસ કરીએ તો માલમ પડે છે કે ધર્મ સિવાય બીજા કોઇ કારણને લીધે કૃષ્ણ પોતે યુદ્ધ કરતા નહિ અથવા બીજાને કરવા સમજાવતા નહિ.

આ પ્રસંગે પણ કૃષ્ણે લઢાઇની વાત તો મનમાં આણીજ નહતી. લઢવાને તૈયાર થઇ ગયેલા સઘળા રાજાઓને તેમણે કહ્યું કે "હે રાજન્! એણે રાજકુમારી ધર્મતઃ–ધર્મ પ્રમાણે–મેળવી છે તેથી તમે શાંત પડો; લઢાઇ કરવાની કાંઇ જરૂર નથી." "ધર્મતઃ!"–ધર્મની વાત તો ત્યાં સુધી કોઇના મગજમાં આવીજ નહતી. તે વખતના અનેક ક્ષત્રિય રાજાઓ ધર્મથી બીને ચાલતા. પોતાની ખુશીથી જાણી જોઇને કોઇ અધર્મ કરતું નહિ. પરંતુ આ પ્રસંગે ગુસ્સાથી આંધળા થઇ તેઓ ધર્મની વાત ભૂલી ગયા હતા, છતાં જે ખરેખરા ધર્માત્મા હતા, ધર્મવૃદ્ધિ કરવી એજ જેમની જીંદગીનો ઉદ્દેશ હતો, તે આ બાબતમાં ધર્મ કોની તરફ હતો તે ભૂલી જાય તેમ નહતું. જે લોકો ધર્મ ભૂલી જાય તેમને તેનું સ્મરણ કરાવવું, ધર્મથી અજ્ઞાન હોય તેને ધર્મ શું છે તે શીખવવું તેજ તેમનું કામ હતું.

રાજાઓને કૃષ્ણે ઉપલા બોલ કહ્યા એટલે તેઓ શાંત પડી ગયા, લઢાઇ મટી ગઇ અને પાંડવો પોતાને મુકામે ગયા.

હવે અહિં એ જોવાનું છે કે જો કોઇ જેવા તેવા માણસે એ મગરૂર–દપ્ત–રાજાઓને ધર્મની વાતનું સ્મરણ કરાવ્યું હોત તો તેઓ કદી લઢાઇનો અંત લાવત નહિ, પરંતુ જેણે એ વાત કહી તે પોતે મહા બળવાન અને ગૌરવવાળા હતા. તેમણે બાહુબળ, જ્ઞાન, અને ધર્મ વડે સૌમાં પ્રધાનપદ મેળવ્યું હતું. બધી વૃત્તિઓને અનુશીલિત કરી હતી, તેનું પરિણામ એ પ્રધાનપદ. બધી વૃત્તિઓ અનુશીલિત ન થઇ હોય તો તેમાંથી એકે પણ ફળ આપે નહિ. એ રીતે કૃષ્ણના ચરિત્રમાંથીજ ધર્મતત્ત્વ સ્ફૂરી આવતું દેખાય છે.

# પ્રકરણ ૨જું.

## કૃષ્ણયુધિષ્ઠિરસંવાદ.

અર્જુન લક્ષ્ય વીંધી રાજાઓ જોડેની લઢાઇ સમાપ્ત કરી, પોતાના ભાઇઓ જોડે પોતાને મુકામે ગયો. બીજા રાજાઓ પણ પોતપોતાને ઠેકાણે થઇ ગયા. કૃષ્ણને હવે ત્યાં શું કરવાનું બાકી રહ્યું હતું? દ્રૌપદીનો સ્વયંવર પૂરો થયો હતો, તેનો ઉત્સવ પણ પૂરો થયો હતો. કૃષ્ણને હવે પાંચાળમાં રહેવાનું કાંઇ કારણ નહતું, તે પાછા દ્વારકા જઇ શકત, કારણ બીજા રાજાઓએ પણ તેમજ કર્યું હતું. પરંતુ પોતે તેમ ન કરતાં બળરામને સાથે લઇ ભાર્ગવકર્મશાળા કે જ્યાં ભિક્ષુકોના વેશમાં પાંડવો રહ્યા હતા, ત્યાં જઇ યુધિષ્ઠિર જોડે મુલાકાત કરી.

ખરૂં જોતાં ત્યાં એમને કશું કામ નહતું. આગળ કોઇ વખત યુધિષ્ઠિર જોડે તેમને વાતચીત કે મુલાકાત થઇ નહતી, કારણ મહાભારતમાંજ કહ્યું છે કે "વાસુદેવે યુધિષ્ઠિર રાજા પાસે જઇ ચરણવંદન કરી, પોતે કોણ હતા તે તેમને કહ્યું. બળરામે પણ તેમ કર્યું," એટલે કે તેઓ જો એક બીજાને પહેલાં મળ્યા હોત તો કૃષ્ણ આ પ્રમાણે ઓળખાણ આપત નહિ. કૃષ્ણ અને પાંડવ વચ્ચેની આ મુલાકાત પહેલીજ હતી. તેઓ પોતાની ફોઇના છોકરા થતા હતા તે સગપણને લીધે માત્ર પાંડવોને કૃષ્ણે શોધી કાઢી તેમની જોડે મુલાકાત કરી, અને તેમ કરવામાં જેમ સાધારણ લોકો દુનીઆના વ્યવહારમાં જે મતલબથી કામ કરે છે તે મતલબ તેમની નહતી, કારણ ફોઇના કે માસીના છોકરા રાજા કે ધનાઢ્ય હોય કે ઉંચો દરજ્જો ભોગવતા હોય તો કાંઇને કાંઇ માગવાની મતલબથી લોકો તેમને મળવા જાય છે, પરંતુ પાંડવો તો તે વખતે માત્ર ભિખારી હતા. તેમને મળવાથી કૃષ્ણને કાંઇ કોઇ પ્રકારનો લાભ મળી જાય એવું હતું નહિ. તેમ તેમને મળીને પણ કૃષ્ણે કાંઇ કામ તેમની પાસેથી કાઢી લીધું હોય

તેવું દેખાતું નથી. યુધિષ્ઠિરની જોડે વિનયપૂર્વક વાતચીત કરી ક્ષેમ-કુશળ ચાહીનેજ તે પાછા ફરેલા જણાય છે. ત્યાર પછી લગ્નની સમાપ્તિ થતા સુધી પાંચાળમાં પોતાના મુકામમાંજ તે રહેલા. લગ્ન પતી ગયા પછી તેમણે ચાંલ્લા (લગનના સરપાવ) તરીકે "વિચિત્ર જાતનાં મણિ, સોનાના દાગીના, જૂદી જૂદી જાતનાં કીમતી વસ્ત્ર, રમણીય બિછાનાં, ઘરકામની વિવિધ જાતની વસ્તુઓ, ઘણાં દાસદાસી, કેળવેલા હાથીઓ, ઉંચી તોખમના ઘોડાઓ, અસંખ્ય રથ, અને પુષ્કળ સોનું રૂપું" પાંડવોને મોકલી આપ્યું. પાંડવો તે વખતે ભિખારી હતા, અને તેઓને એ બધી વસ્તુઓની તે વખતે તંગી હતી; વળી તેમણે એક રાજાની કન્યાનું પાણિગ્રહણ કર્યું હતું, ગૃહસ્થ થયા હતા, માટે તેમને એ વસ્તુઓની ઘણી જરૂર હતી, તેથી યુધિષ્ઠિરે, "કૃષ્ણે મોકલાવેલી ચીજો બહુ હરખથી કબૂલ કરી;" પણ કૃષ્ણ પછી તેમની જોડે મુલાકાત ન કરતાં પાછા પોતાને દેશ જતા રહ્યા, અને ફરી તેમને મળવા પ્રયત્ન કર્યો નહિ. પાંડવોને પોતાનું અરધું રાજ્ય પાછું મળ્યું ને ઇંદ્રપ્રસ્થ નગર વસાવી ત્યાં તેઓએ રહેવું શરૂ કર્યું, એ બધું થયા પછી કૃષ્ણને અને તેમને ફરી શી રીતે મુલાકાત થઇ તે આગળ ચાલતાં જોઇશું.

જે માણસ આ પ્રમાણે વગર સ્વાર્થે આચરતા, જે દુરવસ્થામાં આવી પડેલાઓનું હિત કરવું એજ પોતાની જીંદગીનું સાર્થક થયેલું ગણતા હતા, તેમને અજ્ઞાન યૂરોપીઅનો અને તેના શિષ્યો કુકર્મી, લુચ્ચા, ક્રૂર અને પાપાચારી કહે છે, એ અજબ જેવું છે. ઇતિહાસની નજરે જોતાં કઇ વાત ખરી ને કઇ ખોટી તે પારખવાની શક્તિ ન હોવાથી, અથવા તો તેપર શ્રદ્ધા ન હોવાથી, તે શોધી કાઢવાનો યત્ન થાય નહિ ત્યાં એવુંજ બને. ટૂંકામાં એજ કે એ આદર્શ મનુષ્યની બીજી સદ્દૃત્તિઓની પેઠે પ્રીતિવૃત્તિ પણ પૂરેપૂરો વિકાશ પામેલી અને પરિપકવ થયેલી (ખીલેલી). યુધિષ્ઠિર જોડે કૃષ્ણનું આચરણ જે બે માણસોને આગળથીજ એક બીજા જોડે ઘણી દોસ્તી હોય, ત્યાં સંભવે. યુધિષ્ઠિરના કુટુંબ જોડે કૃષ્ણને પહેલેથીજ દોસ્તી

હોત, ઓળખાણ હોત, હેતભાવ હોત ને તેમણે તેમની જોડે આવી વર્ત્તણુક ચલાવી હોત તો તો એક માત્ર શિષ્ટ—સાધુ પુરૂષને છાજતી ચાલ તેમણે ચલાવી છે, એમ કહી શકાત. પરંતુ જે વગર ઓળખાણે, દરિદ્ર અને ગરીબ અવસ્થામાં આવી ગયેલાં સગાંઓને શોધી કાઢી પોતાનું કામ ચૂકી, તેમનાપર ઉપકાર કરે, તેની પ્રીતિ તે આદર્શ—ધડો લેવા લાયક—પ્રીતિ કહેવાય. કૃષ્ણનું આ કામ જો કે નાનું સરખું હતું, તો પણ એવી નાની નાની બાબતોપરથી માણસના સ્વભાવનો ખરેખરો પરિચય થાય છે. ખરાબ માણસ હોય તે ગમે તે પ્રકારે, નામ મેળવવા માટે, કાંઇ મોટું કામ કરે, અને તેવાને હાથે તેવાં કામ થયેલાં પણ છે. પણ જેનાં નાનાં નાનાં કામોપરથી પણ ધર્માત્મતા દેખાઇ આવે તેજ ખરો ધર્માત્મા, અને તેટલાજ માટે મહાભારતમાં કહેલાં કૃષ્ણનાં નાનાં મોટાં બધાંજ કામો આપણે જોવાં જોઇએ; તેમ હજુ સુધી થયું નથી, એ આપણું કમનસીબ. તેને બદલે "અશ્વત્થામા મરાયો," એવી ખોટી વાત* કહેવા તેમણે યુધિષ્ઠિરને સમજાવેલું તે આપણે ગોખી રાખ્યું છે, અર્થાત્ જે સત્ય અને ઐતિહાસિક વાત છે તેની સામું ન જોતાં કેવળ ખોટી અને કલ્પિત બાબતોપરજ આપણે આધાર રાખીએ છીએ.

કૃષ્ણને માટે એક બહુ હસવા જેવી વાત વ્યાસદેવે આ વિવાહ સંબંધે કહેલી છે એવું કહેવાય છે. તે જો કે આ પુસ્તકના વિષયની જોડે બહુ સંબંધ ધરાવતી નથી તોપણ તેનો સહેજ ઇશારો અત્રે કરવો જરૂરનો છે. પોતાની છોકરીના પાંચ વર થશે એ સાંભળી દ્રુપદને ખોટું લાગ્યું; તેનું સાંત્વન કરવાને વ્યાસે તેને એક વાત કહી. જેનો સાર એ છે કે ઇંદ્રે એક વખત ગંગાને કિનારે એક રડતી ખુબસૂરત સ્ત્રી જોઇ તેને પૂછ્યું કે તું શું કામ રડે છે. તેણે જવાબ આપ્યો, "ચાલો દેખાડું", એમ કહી ઇંદ્રને જોડે લઇ જઇ તેણે

---

* આગળ ચાલતાં, દ્રોણવધપર્વાધ્યાયની સમાલોચના વખતે, જોવામાં આવશે કે अश्वत्थामा हत इति गजः એવું કશું મહાભારતમાં નથી. એ તો માત્ર કથાભટ વ્યાસજીઓએ પાછળથી કરેલો સુધારો છે.

એક જુવાન સ્ત્રી પુરૂષનું જોડું જુગાર રમતું બતાવ્યું. તેમણે ઇંદ્રને જોઇ તેનું યોગ્ય સન્માન ન કર્યું, તેથી તે ગુસ્સે થયો. જુગાર રમનાર પુરૂષ મહાદેવ પોતે હતા. ઇંદ્રને ગુસ્સે થયેલો જોઇ તે પણ ગુસ્સે થયા અને એક ગુફામાં પેસવાનું તેને કહ્યું. તેણે અંદર જઇ જોયું તો તેના જેવા બીજા ચાર ઇંદ્ર તેને દેખાયા. છેવટે મહાદેવે તે બધા ઇંદ્રને કહ્યું કે "જાઓ તમે પૃથ્વીપર મનુષ્યરૂપે અવતરો." તે ઉપરથી તે પાંચે ઇંદ્રે મહાદેવની પ્રાર્થના કરી કે હવે તમે એવું કરો કે જેથી અમારો જન્મ કોઇ સ્ત્રીને પેટે ઇંદ્ર વગેરે પાંચ દેવતાઓ વડે થાય. મહાદેવે તે કબૂલ કર્યું. તે પાંચ ઇંદ્ર તે પાંચ પાંડવ. નિરપરાધી સુંદરીને મહાદેવે હુકમ કર્યો કે જા તું પૃથ્વીપર જઇ એ લોકોની પત્ની થજે. તે સુંદરી તે દ્રૌપદી. પેલી બાઇ કેમ રડતી હતી, તેનું કારણ કોઇને ખબર નથી. વળી વધારે ખુબીની વાત તો એ છે કે નારાયણે આ વાત સાંભળી કે તરત પોતાના માથાના બે વાળ તોડી નાંખી દીધા. તેમાં એક વાળ કાચો ને એક પાકો હતો, પાકો વાળ તે બળરામ અને કાચો તે કૃષ્ણ.

બુદ્ધિમાન વાચકને કહેવાની જરૂર નથી કે આ વાત મહાભારતનો ત્રીજો થર આપણે જેને કહીએ છીએ, તેનો અંશ છે. મૂળ મહાભારત જોડે તેને કાંઇ સંબંધ નથી. સૌથી પહેલાં તો એ વાતની રચના તથા બંધારણ હાલના હલકામાં હલકા લેખની કૃતિ કરતાં પણ ઉતરતાં છે, વળી મહાભારતની બીજી બધી હકીકત જોડે એને કાંઇ સંબંધ નથી. એ આખી વાત મહાભારતમાંથી લઇ લઇએ તો પણ તે કાંઇ અસ્પષ્ટ થતું નથી, તેને નુકસાન પહોંચતું નથી. દ્રુપદના મનનો સંતાપ મટાડવા પણ એ કહેવાની જરૂર ન હતી, કારણ વ્યાસે બીજી એક વાત કહી તે મટાડયો હતો. તે વાત પણ એજ અધ્યાયમાં છે. તે સરળ, સંક્ષિપ્ત અને આદિ મહાભારતમાં હોઇ શકે તેવી છે. તે અને પહેલી વાત એકબીજાથી ઉલટી છે. તે બીજી વાતમાં પણ દ્રૌપદીના પૂર્વ જન્મની કેટલીક હકીકત છે, માટે એ બેમાંથી એક વાત તો પાછળથીજ ઉમેરાયેલી હોવી જોઇએ અને ઉપર કહેલી સાબિતીઓપરથી પહેલીજ વાત પાછળથી ઉમેરાયેલી લાગે છે. તે

ઉપરાંત મહાભારતના બીજા ભાગો જોડે એ વાતનો સંબંધ બંધ બેસતો નથી. મહાભારતમાં બધેજ કહ્યું છે કે ઇંદ્ર એક છે. અહિં પાંચ ઇંદ્ર કહ્યા છે, વળી એમ પણ કહ્યું છે કે પાંડવો તે ધર્મ, વાયુ, ઇંદ્ર, ને અશ્વિનીકુમારના ઔરસ પુત્ર હતા. આ વાત તો તે સઘળાને ઇંદ્રજ બનાવે છે. એ વિરોધ મટાડવાની મતલબથી એ વાર્ત્તા લખનાર મૂર્ખે એવું લખ્યું છે કે ઇંદ્રે મહાદેવની પ્રાર્થના કરી કે "અમે સઘળા મનુષ્યને પેટે જન્મીએ એવું કરો." જગદ્‌વિજયી ગ્રંથ મહાભારત આવા કોઇ મૂર્ખને હાથે તો નહિજ લખાયેલો એ વાત નક્કી છે.

આ ન માની શકાય એવી વાત અહિં કહેવાનો ઉદ્દેશ માત્ર એજ છે કે મહાભારતના ત્રણ સ્તર—થર—ના વિભાગ કેવી રીતે કર્યા છે તેનું ઉદાહરણ વાચકને આપવું. વળી એ ઉપરાંત એના વડે એક રીતનું ઐતિહાસિક તત્ત્વ પણ સ્પષ્ટ કરી શકાય છે. જે વિષ્ણુ વેદમાં માત્ર સૂર્યની મૂર્ત્તિ રૂપે છે, અને જે પુરાણરૂપી ઇતિહાસના ઉંચામાં ઉંચા સ્તરોમાં સર્વવ્યાપક ઇશ્વિર તરીકે વર્ણવાયો છે, તેજ વિષ્ણુએ પાછલા હતભાગ્ય લેખકોને હાથે કેવી રીતે દાઢી મૂછ, કાચો વાળ, પાકો વાળ વગેરેરૂપ ઇશ્વિરત્વ પ્રાપ્ત કર્યું છે, તે બધું એ નવીન દાખલ થઇ ગયેલી કથાઓપરથી સમજાય છે. એજ કથાઓમાં હિંદુ ધર્મની પડતીની તવારીખ આપણે વાંચીએ છીએ. કૃષ્ણને ધિક્કારનાર કોઇ શિવમાર્ગીની કલમથી એ કથા લખાયેલી હશે એમ લાગે છે. કારણ તેમાં મહાદેવને સર્વનિયંતા બનાવ્યા છે, અને કૃષ્ણ તો માત્ર નારાયણનો એક વાળ છે એમ કહ્યું છે. મહાભારતમાં પણ ઝીણી નજરે જોતાં કૃષ્ણ અને શિવવાદીઓના વિવાદનાં ઘણાં ચિહ્ન મળી આવે છે. જ્યાં જ્યાં એ નિશાની દેખાય તે ભાગ અસલનો નહિ એમ કહેવામાં જરાએ અડચણ નથી. એ ભાગ આદિ મહાભારતના રચાયા પછી ઘણે કાળે ઉમેરાયેલો. જ્યારે કૃષ્ણોપાસના અને શિવોપાસના બંનેનું પરિબળ વધેલું ત્યારે એ વિવાદ પણ બહુ વધી ગયેલો. મહાભારત રચાયું તે વખત અને ત્યાર પછી પણ થોડો વખત એ બે ઉપાસના મધ્યેથી એકેનું બહુ જોર હતું નહિ. જેમ જેમ જોર વધ્યું તેમ તેમ ઝગડો

વધ્યો અને તેમ તેમ મહાભારતનું કદ વધતુ ગયું. બંને પક્ષવાળા મહાભારતનું નામ દઇ, પોતાના દેવની બડાઇ કરવા લાગ્યા. શિવમાર્ગીઓએ તેટલા માટે શિવનું માહાત્મ્ય વધારવા ઘણો ભાગ મહાભારતમાં દાખલ કરી દેવા માંડયો, તેના જવાબમાં વૈષ્ણવોએ વિષ્ણુ અને કૃષ્ણનું માહાત્મ્ય વધે એવી રચના ગોઠવી દેવા માંડી. અનુશાસનપર્વમાં આ વાતનાં કેટલાંક ખુલ્લાં ઉદાહરણ મળી આવે છે.

---

## પ્રકરણ ૩જું.

---

### સુભદ્રાહરણ.

દ્રૌપદીના સ્વયંવર પછી સુભદ્રાહરણ વખતે પાછા કૃષ્ણ દેખા દે છે. એ સુભદ્રાના વિવાહ વખતનું કૃષ્ણનું આચરણ વખતે હાલની નીતિના કાનૂનની આંખે જોતાં પસંદ કરવા લાયક ગણાય નહિ. પણ હાલના નીતિશાસ્ત્રથી ચઢીઆતું પણ એક બીજું નીતિશાસ્ત્ર છે. એ જગદીશ્વરનું નીતિશાસ્ત્ર બધા સૈકામાં અને બધા દેશોમાં પ્રચલિત છે, માટે કૃષ્ણનું આચરણ આપણે તે કાનૂનથી તપાસીશું. બંગાળામાં ઘણાઓને ઇનામી જમીન અસલના વખતમાં એક જાતને ગજે ભરીને આપવામાં આવેલી. હાલના સમયમાં બીજી જાતના નાના માપના ગજે ફરીથી ભરી તેમાંની ઘણી જમીન જમીનદારો પાસેથી કાઢી લેવામાં આવે છે. તેજ પ્રમાણે હાલના સૈકાનું માપ બધીજ રીતે નાનું થઇ ગયું છે, અને તે માપવડે આપણા ઐતિહાસિક વડવાઓએ મેળવેલી સંપત્તિ આપણે ગુમાવીએ છીએ, તેથી હાલ આપણે અસલનો ગજજ ચલાવીએ.

કૃષ્ણના ભક્તો કહેશે કે એ ગજ ચલાવતાં પહેલાં સુભદ્રાહરણનું વૃત્તાંત મૂળ મહાભારતમાં ખરૂં કે નહિ તેનો વિચાર કરવો જોઇએ. જો તે નવીન હોય તો તો પછી વધારે વિવેચન કરવાની કાંઇ જરૂરજ નથી. એ કથા મૂળ મહાભારતનો અંશ છે, અને તે પહેલા સ્તરમાં આવી જાય છે, એમાં કાંઇ શંકા નથી. અનુક્રમણિકાધ્યાય

અને પર્વસંગ્રહાધ્યાયમાં એનો પ્રસંગ છે. રચના પણ બહુ ઉત્તમ પ્રકારના કવિની રચના જેવી છે. રચના તો બીજા સ્તરની પણ સુંદર છે, પણ પહેલા અને બીજા વચ્ચે ફેર એટલો છે કે પહેલાની રચના સરળ અને સ્વાભાવિક છે, અને બીજામાં અલંકારનો અને અત્યુક્તિનો ઘણે દરજ્જે ઉપયોગ થયો છે. સુભદ્રાહરણની રચના પણ તેની સરળ ને સ્વાભાવિકજ છે. તેમાં અલંકાર વગેરેનો બહુ ઉપયોગ થયો નથી તેથી એ પહેલા થરનોજ ભાગ ગણાય, બીજાનો નહિ. વળી બીજું કારણ એ છે કે જો એ વાત મહાભારતમાંથી આપણે કાઢી લઇએ તો એ પુસ્તકમાં ખામી આવી જાય છે. સુભદ્રાથી અભિમન્યુ, અભિમન્યુથી પરિક્ષિત્ અને પરિક્ષિતથી જનમેજય. સુભદ્રા અને અર્જુનના વંશજોએ ઘણા સૈકાઓ સુધી ભરતખંડપર રાજ્ય કર્યું છે, દ્રૌપદીના વંશજોએ કર્યું નથી, તેથી એક વખત દ્રૌપદીસ્વયંવર એ પુસ્તકમાંથી કાઢી લઇએ તો કાઢી લઇ શકાય પણ સુભદ્રા તો નહિજ.

દ્રૌપદીની માફક સુભદ્રાને પણ યૂરોપીઅન પંડિતો તો ઉડાવીજ દે છે. લૅાસન સાહેબ કહે છે કે યાદવ સંપ્રીતિ રૂપ જે મંગળ તે સુભદ્રા. વેબર સાહેબ તો વળી તેથી પણ આગળ જાય છે, કૃષ્ણની બ્હેન સુભદ્રાનું માનવીપણું જ તેને કબૂલ નથી. તેના ટેકામાં યજુર્વેદની માધ્યન્દિની શાખાના ૨૩મા અધ્યાયના ૧૮મા કંડિકાનો ૪થો મંત્ર તે બતાવે છેઃ

"હે અંબે! હે અંબિકે! હે અંબાલિકે! જો આ ઘોડો હમણાં હમેશને માટે નિદ્રાવશ થયો છે. હું કાંપિલવાસિની સુભદ્રા થઇ એની પાસે આવી છું. એ વિશે કોઇએ મને આજ્ઞા કરી નથી."

એ ઉપરથી વેબર સાહેબ કહે છે કે, કાંપિલ તે પાંચાળ દેશનું એક શહેર છે, અને તે ઉપરથી સુભદ્રા તે દેશના રાજાની સ્રી હોવી જોઇએ, વગેરે.*

---

* "Kampila is a town in the country of the Panchals. Subhdra, therefore, would seem to be the wife of the King of that district,' &c. વેબર સાહેબ તેનું માનવીપણું કબૂલ રાખતા નથી એ વાત આ ઉતારા સાથે બંધબેસતી જણાતી નથી. ભા૦ ક૦

હવે કાંપિલવાસિનીનો અર્થ સાયણ એવો કરે છે કે "**काम्पिल-शब्देन श्लाघ्यो वस्त्रविशेष उच्यते**" પરંતુ વેબર સાહેબના મનમાં કે હું સાયણના કરતાં પણ સંસ્કૃત સારૂં સમજું છું, અને તેથી એ અર્થ તેને કબૂલ નથી. ભલે તેમ હોય. પરંતુ કાંપિલની રહેનારી કોઇ સ્ત્રીનું નામ સુભદ્રા હતું તેથી કૃષ્ણની બ્હેનનું નામ પણ સુભદ્રા કેમ ન હોઇ શકે તે સમજી શકાતું નથી. જે રાજા અશ્વમેધ કરે તેની રાણીએ એ મંત્ર બોલવાનો છે અને તે કહે છે કે "હું કાંપિલવાસિની સુભદ્રા છું." સુભદ્રા એટલે કલ્યાણી–સૌભાગ્યવતી. મહીધર કહે છે કે કાંપિલ નગરની સ્ત્રીઓ બહુજ રૂપવતી તથા લાવણ્યવતી હતી, તેથી એ મંત્રનો અર્થ એવો થાય છે કે "હું સૌભાગ્યવતી અને રૂપલાવણ્યવતી હોવાથી ઘોડાની પાસે આવી છું." આ મંત્રના બળથી કૃષ્ણની બ્હેન અને અર્જુનની પત્ની સુભદ્રા બદલાઇને પાંચાળ દેશની સુભદ્રા નામની કોઇ સ્ત્રી શી રીતે થઇ જાય છે તે સમજાતું નથી. યુધિષ્ઠિરે અશ્વમેધ કરેલો તેમ તેની પહેલાં થઇ ગયેલા ઘણા રાજાઓએ પણ એવા યજ્ઞ કરેલા, અને એ પણ સંભવિત છે કે અશ્વમેધનો આ યજુર્મંત્ર કૃષ્ણ–પાંડવોના કરતાં પણ પ્રાચીન હોવો જોઇએ. વળી હાલ જેમ કેટલાંક કાવ્યો, નાટકો વગેરેનાં પુસ્તકોનાં નામપરથી લોકો પોતાનાં છોકરાંનાં નામ પાડે છે (દાખલા તરીકે રસીક, કાન્તા વગેરે), તેમ તે સમયમાં વેદમાંથી લોકો પોતાનાં છોકરાંનાં નામ પાડતા હોય તે બનવા જોગ છે. આ મંત્રપરથીજ કાશીના રાજાએ પોતાની ત્રણ પુત્રીઓનાં નામ, અંબા, અંબિકા, અંબાલિકા રાખ્યાં હતાં તેમ કૃષ્ણે પોતાની બ્હેનનું નામ સુભદ્રા રાખ્યું હોય. એ મંત્ર પરથી એવું સાબિત થતું નથી કે કૃષ્ણની બ્હેન સુભદ્રા ન હોઇ શકે.

હવે એ સુભદ્રાહરણનો વિચાર કરતાં પહેલાં વાંચનારને એક વિનતિ કરવાની છે કે એ સંબંધે જે જે વાતો તેણે કથા કરનારા, નાટક લખનારા વગેરે પાસેથી સાંભળી હોય તે ભૂલી જવી. અર્જુનને જોઇ સુભદ્રા કામવશ થઇ ગઇ, ગાંડી બની ગઇ, સત્યભામાએ સંદેશા લાવ લઇ જા કર્યા, અર્જુન સુભદ્રાને ઉપાડી લઇ ગયો અને યાદવો

જોડે તેને મોટી લઢાઇ થઇ, તેમાં સુભદ્રાએ સારથિ થઇ આકાશ માર્ગે તેનો રથ ચલાવ્યો, એ બધું ભૂલી જવું. એ વાત છે બહુ રસિક પણ તે મૂળ મહાભારતમાં નથી. મહાભારતમાં જે કથા છે તેની મતલબ તો એજ છે કે, દ્રૌપદી જોડે લગ્ન કર્યાં પછી પાંડવો સુખેથી ઇંદ્રપ્રસ્થમાં રાજ્ય કરતા હતા, કાંઇ કારણથી ઇંદ્રપ્રસ્થ છોડી અર્જુન બાર વર્ષ સુધી દેશ પરદેશ ફરતો હતો, તેમ કરતાં કરતાં છેવટે તે દ્વારકા જઇ પહોંચ્યો. ત્યાં યાદવોએ તેનો બહુ સત્કાર કર્યો, તેથી કેટલોક વખત તે ત્યાં રહ્યો. એક દિવસ યાદવોએ રૈવતક પર્વત પર મોટો ઓચ્છવ આરંભ્યો. ત્યાં તેમનાં સ્ત્રી, પુરૂષ, સૌ મળી આનંદ ભોગવતાં હતાં. એ સમૂહમાં સુભદ્રા પણ દાખલ હતી. તે કુંવારી તથા નાની હતી. અર્જુન તેને જોઇ તેના પર મોહી પડયો. કૃષ્ણને ખબર પડતાં તેમણે કહ્યું, "ભાઇ! જંગલવાસી થઇને પણ કામના શરથી ચંચલ થઇ ગયો કે શું?" અર્જુને પોતાનો દોષ કબૂલ કર્યો અને સુભદ્રા શી રીતે તેની સ્ત્રી થાય તે વિશે કૃષ્ણની સલાહ પૂછી. કૃષ્ણે કહ્યું "અર્જુન! સ્વંયવરથી પરણવું એ ક્ષત્રિયોને યોગ્ય છે, પરંતુ સ્ત્રીઓના મનની વાત કાંઇ કળી શકાય નહિ, અને તેથીજ મને કેટલીક બાબતોનો સંશય રહે છે. ઉલટું ધર્મશાસ્ત્રકારોએ કહ્યું છે કે વિવાહ કરવાના ઇરાદાથી બળજોરાવરી કરી સ્ત્રીને ઉપાડી જવી તેજ મહાવીર ક્ષત્રિયોને પ્રશંસનીય છે. તેથી સ્વયંવરકાળ પૂર્વે તમે મારી બ્હેનને જોરાવરીથી ઉપાડી જજો, કારણ તે વખતે તેનો અનુરાગ કોનાપર ઉતરશે, તે કોણ કહી શકે?" એ સલાહ માન્ય રાખી અર્જુને માણસ મોકલી પહેલાં કુંતીની તથા યુધિષ્ઠિરની રજા મંગાવી. તેમની રજા આવી ગયા પછી એક વખત સુભદ્રા જ્યારે રૈવતક પર્વતની પ્રદક્ષિણા કરી દ્વારકા તરફ પાછી ફરતી હતી ત્યારે તેને જોરથી પકડી લઇ રથમાં બસાડી પોતે ઉપાડી ગયો.

આજકાલ લગ્ન કરવાને ઇરાદે પણ કોઇ માણસ જો બીજાની છોકરી આવી રીતે કાઢી જાય તો જરૂર લોકોમાં તેની નિંદા થાય અને સરકારથી તેને સજા થાય; અને તેમજ કોઇ માણસ જો બીજાને એવી સલાહ આપે કે "તારે મારી બ્હેન જોડે લગ્ન કરવું હોય તો

તેને કાઢી લઇ જઇ નાસી જવું" તો તેને પણ જરૂર લોકો પીંખી ખાય તેમાં પણ સંદેહ નહિ, તેથી હાલનાં નીતિશાસ્ત્રના કાનૂનથી જોતાં,—અને તેમાં એ નીતિશાસ્ત્રનો જરાએ દોષ કાઢવા જેવું નથી—કૃષ્ણ અને અર્જુન બંનેએ બહુ નિંદિત કામ કર્યું એવું કહેવામાં જરાએ ખોટું નથી. લોકોની આંખમાં ધૂળ નાંખી જો કૃષ્ણનો બચાવ કરવાનો આ પુસ્તકનો ઉદ્દેશ હોત તો જરૂર અહિં એમજ જણાવત કે સુભદ્રાનો એ વૃત્તાંત પાછળથી ઉમેરાયેલો છે, અથવા તો એવુંજ કાંઈ બીજું બહાનું કાઢી તેને ઉડાવી દેત, પરંતુ તેમ કરવાનું કારણ નથી. સત્ય સિવાયનાં ખોટાં વખાણથી કોઇનો મહિમા વધતો નથી, અને ધર્મની ઉન્નતિને બદલે અવનતિ થાય છે.

ત્યારે આપણે હવે આ વાતનું પૂરેપૂરૂં પૃથક્કરણ કરીએ. કોઇ માણસ બીજાની છોકરી કાઢી લઇ જઇ તેની જોડે લગ્ન કરે તો તેમાં ખોટું શું? આના જવાબમાં ત્રણ સબબ બતાવી શકાય; પહેલો એ કે એ પ્રમાણે બળજોરાવરીથી કાઢી લઇ જવાયેલી કન્યાપર અત્યાચાર થયેલો કહેવાય; બીજો, તેનાં માતા પિતા, સગાં વગેરે પર જુલમ કરેલો કહેવાય; ત્રીજો, સમાજપર પણ અત્યાચાર કરેલો કહેવાય. સમાજના રક્ષણનું મૂળ સૂત્રજ એ છે કે એક માણસ બીજાના-પર વગર કારણે ગેરકાયદે જુલમ કરી શકે નહિ. જો તેવો જુલમ થાય તો તે સમાજની સ્થિતિ—તેના અસ્તિત્વપરજ ઘા કરે છે. માટે લગ્ન કરવાના વિચારથી કોઇ કન્યાને કાઢી જવી એ નિન્દનીય કામ ગણાય છે, તેનાં ત્રણ મોટાં કારણ એજ છે. તે સિવાય ચોથું કારણ નથી.

હવે આપણે જોઇએ કે કૃષ્ણના આ કાર્યથી એ ત્રણેમાંથી કોનાપર કેટલો જુલમ થયો છેઃ એ કાઢી લઇ જવાયેલી કન્યા ઉપર કેટલો અત્યાચાર થયો છે તેનો વિચાર કરીએ. કૃષ્ણ તેના મોટા ભાઇ તથા કુળમાં શ્રેષ્ઠ હતા. જે રીતે સુભદ્રાનું ભલું થાય તેજ તેમનું કર્ત્તવ્ય હતું, તેજ તેમનો ધર્મ અને હાલની ભાષામાં બોલીએ તો તેજ તેમની ફરજ Duty હતી. હવે સ્ત્રીનું શ્રેય—બહેતર—તેને સારે ઠેકાણે નાંખવામાંજ રહેલું છે તેથી કૃષ્ણની સુભદ્રા તરફની ફરજ

Duty તેને સારે ઠેકાણે પરણાવવી એજ હતી. કૃષ્ણના ઓળખીતાઓમાં અર્જુનના કરતાં વધારે કોઇ સત્પાત્ર માણસ હતો નહિ એમ મહાભારત વાંચનાર દરેક જણ વગર અડચણે કહી શકશે, તેથી જે રીતે સુભદ્રા અર્જુનની પત્ની થાય તેમ કરવું એ કૃષ્ણનું કર્તવ્ય હતું. ઉપર એમણે જે સલાહ આપી છે તે ઉપરથી વાંચનારે જોઇ લીધું હશે કે બળપૂર્વક તેનું હરણ કરાવ્યા સિવાય તેમ કરવાનો બીજો કોઇ રસ્તો નહતો, અથવા બીજે રસ્તે એ મતલબ પાર પાડી શકાત કે નહિ તે સંદેહ પડતું હતું. જેનું ભાવિ ફળ હમેશને માટે ભલું થાય તેવું હોય તેમાં જે રસ્તો સંદેહ પડતો હોય તે લેવાય નહિ; જે રસ્તે મંગળસિદ્ધિ જરૂર થશેજ એવું હોય તે રસ્તો તેમાં લેવાય. આ સબબોને લીધે સુભદ્રાને હમેશનું પરમ સુખ જે રીતે મળે તે રસ્તો નિશ્ચિત કરી આપી તેના પ્રતિ જે પોતાની ફરજ હતી તે તેમણે પૂરેપૂરી બજાવી તેમાં તેનાપર કોઇ રીતનો જુલમ કર્યો નથી.

આને માટે પણ વખતે બે જાતની હરકત લઇ શકાય. પહેલી એ કે જે કામ કરવાની આપણી ઇચ્છાજ ન હોય, અને તે ગમે તેટલું આપણા ભલાને માટે હોય તો પણ આપણાપર બળ વાપરી તે કામ આપણી પાસે કરાવવાને કોઇને અધિકાર નથી. દાખલા તરીકે કોઇ બ્રાહ્મણ એમ ધારે કે તેનો યજમાન તેને પોતાનું સર્વસ્વ આપી દે તો તેનું ઘણું મંગળ થાય. પરંતુ તેને એવો અધિકાર નથી કે જોરજુલમથી તે બધું બ્રાહ્મણને આપી દેવડાવે. સારી મતલબને માટે ખરાબ ઉપાય યોજવા તે ખોટું છે: The end does not sanctify the means.

આના બે જવાબ આપી શકાય. પહેલાં તો સુભદ્રાને અર્જુનપર અભાવ કે તેની તરફ અનિચ્છા હતી એવું જાણવામાં નથી. ઇચ્છા કે અનિચ્છા બેમાંથી એકે જાણવામાં નથી તેમ તે આપણા જાણવામાં આવે તેવો સંભવ થોડો છે. એક તો હિંદુના ઘરની કન્યા, તેમાં કુંવારી ને બાળક, તે પોતાના પાણિગ્રહણ કરનાર માટે ઇચ્છા કે અનિચ્છા બહુ જણાવેજ નહિ. ખરૂં જોતાં તેના મનમાં તેને માટે પસંદગી કે અણગમો ઉત્પન્ન થાય એવું પણ બની શકે નહિ.

તે તો જ્યારે છોકરીઓને વગર પરણાવે ઘરમાં રાખી મ્હોટી બાંધ સમાણી કરવામાં આવે ત્યારેજ બને. હવે જે કામ આપણને ગમતું ન હોય તેમ અણગમતું પણ ન હોય, અને જે કર્યાથી આપણું ભલું થતું હોય, પણ યા તો તેને અંગે કરવી પડતી વિશેષ પ્રવૃત્તિને લીધે, અથવા તો શરમને મારે, કે તે કરવાનાં સાધન ન હોવાને લીધે તે કામ આપણે ન કરતા હોઇએ, એવું હોય ત્યાં જો કોઇ આપણાપર જોરજુલમ કરી તે કામ કરાવે તો, તેવી રીતનો જોર જુલમ શું અધર્મ કહેવાય? દાખલા તરીકે મોટા ઘરનો કોઇ છોકરો ખરાબ હાલતમાં આવી પડયો હોય, અને તમારી જાણમાં એક એવી નોકરી હોય કે જ્યાં તે રહે તો તેનું પોષણ થાય, પરંતુ પોતે મોટા ઘરનો છોકરો છે એમ જાણી તે લેવાની તેની ઇચ્છા ન હોય, પરંતુ તમે તેને પકડીને લઈ જઇને નોકરીએ લગાડો ને તેમાં તેને અડચણ પણ ન હોય, અને વળી તે વડે તેના કુટુંબનું પણ બહેતર થતું હોય, તો શું તેનો હાથ પકડી ઘસડી લઇ જઇ, વખતે જરૂર પડે તો ધમકાવી તેને નોકરીપર લઇ જઇ બેસાડવો એ તેના પ્રત્યે અધર્મ આચર્યો કે તેને પીડા કરેલી કહેવાય? સુભદ્રાની હાલત પણ કાંઇક તેવીજ હતી. હિંદુના ઘરની કુમારી છોકરી, તેને સમજાવીને કહો કે ધમકાવીને કહો તોપણ વરની જોડે જશે નહિ, તેથી તેને પકડી લઇ જવાનું ડોળ કર્યા સિવાય બીજો રસ્તોજ નહોતો.

જે કામ કરવાની આપણને ઇચ્છા ન હોય, અને તેનાવડે આપણું ગમે તેટલું ભલું થતું હોય તોપણ આપણા ઉપર જુલમ કરી તે કામ આપણી પાસે કરાવવા કોઇનો હક નથી એ બાબતના બે જવાબમાંથી એક ઉપર કહ્યો છે, અને તે પણ એમ ગણીને કે એ પ્રમાણે કોઇ કહે તો તે વાત યથાર્થ છે. પણ એ નિયમ દરેક વખતેજ યથાર્થ હોતો નથી. જેનાથી આપણું ભલું થતું હોય, પણ જે કરવાની આપણી મરજી ન હોય, તે આપણી પાસે બળજોરાવરીથીએ કરાવવા બીજા કોઇને સત્તા નથી એ વાત બધે લાગુ પડતી નથી. કોઇ રોગીનો તેના રોગને લીધે પ્રાણ જતો હોય, અને તેની મરજી પ્રમાણે તેને મન ગમતું ઔષધ ન મળતું હોય અને તેથી તે ઔષધ લેતો

ન હોય, તો શું વૈદ્યને કે તેનાં સગાંવહાલાંઓને જબરદસ્તીથી તેને ઔષધ આપવાનો અધિકાર નથી? પાઠાવાળો રોગી પાઠાપર શસ્ત્ર-વૈદ્યનું શસ્ત્ર મૂકવા ન દે, તો બળપૂર્વક તેમ કરવાનો દાક્તરને અધિકાર છે. છોકરો લખતાં વાંચતાં શિખતો ન હોય તો તેને મારી ઠોકી ભણાવવાનો અધિકાર માતા પિતા તથા શિક્ષકને છે. લગ્નની બાબતમાં પણ તેમજ જો કાચી ઉમરનો છોકરો કે છોકરી અયોગ્ય ઠેકાણે પરણવાનું મન: કરે તો શું તેમને તેમ કરતાં અટકાવવાની માબાપને સત્તા નથી? સુધરેલા યૂરોપમાં પણ આજે છોકરીના ઉપર જોર વાપરી સારે ઠેકાણે તેને પરણાવવાની પ્રથા છે. ન્હાની ઉમરની હિંદુની કન્યા જો કોઇ સુપાત્રને ઘેર જવાની આનાકાની કરે, તો શું તેનાં માબાપ બળજોરાવરીથી તેને તેવે ઘેર પરણાવે એ તેનાપર જોર જુલમ કર્યો ગણાશે? તેમ કરી તેને સારે ઘેર મોકલવી એ શું કાંઇ નિંદનીય કામ છે? જો ન હોય, તો પછી સુભદ્રાના હરણને માટે કૃષ્ણની અનુમતિ તે પણ શી રીતે નિંદનીય કહેવાય ?

આ પહેલી હરકતના બે ઉત્તર થયા. હવે બીજી હરકતનો વિચાર કરીએ. કોઇ એમ કહેશે કે ભલે, સુભદ્રાનું બહેતર વાંચી કૃષ્ણે અર્જુનને એ સલાહ આપેલી એ આપણે કબૂલ કરીએ તોપણ શું એ પ્રમાણે બળ વાપરી તેને કાઢી ગયા વગર અર્જુન વેરે સુભદ્રાને દેવાનો બીજો રસ્તો ન હતો? સ્વયંવરનો એ ભય હતો કે એ મૂઢમતિવાળી કન્યા વખતે માત્ર કોઇ બીજાનું મોઢુંજ જોઇ લોભાઇ જઇ તેવા કોઇ અપાત્રને વરમાળ આરોપે, પણ તે સિવાય શું બીજો કોઇ રસ્તો ન હતો? કૃષ્ણ કે અર્જુન, વસુદેવ વગેરે બીજા વડીલો પાસે તે બાબતની વાત કાઢી, તેમની સંમતિ લઇ, રીતિસર લગ્ન ન કરી શકત? કારણ યાદવો તો કૃષ્ણને તાબે હતા, કોઇ તેમના સુકનથી આઘું રહેત નહિ. તેમ વળી અર્જુન પણ સુપાત્ર હતો, તેની પણ કોઇનાથી ના પડાય તેમ હતું નહિ. ત્યારે તેમણે એ રસ્તો કેમ લીધો નહિ?

અર્જુન, કૃષ્ણ કે સુભદ્રા હાલના વખતમાં જીવતાં હોત તો આ

રસ્તો લઇ શકાત. પરંતુ તેઓ આજથી ચાર હજાર વર્ષ ઉપર થઇ ગયાં; તે વખતની લગ્નપ્રથા હાલના વખતની લગ્નપ્રથા જેવી હતી નહિ, અને જ્યાં સુધી એ પ્રથા આપણે સમજીએ નહિ ત્યાં સુધી કૃષ્ણની આદર્શ બુદ્ધિ અને આદર્શ પ્રીતિ સમજી શકીશું નહિ.

મનુએ આઠ જાતનાં લગ્ન કહ્યાં છે. (૧) બ્રાહ્મ, (૨) દૈવ, (૩) આર્ષ, (૪) પ્રાજાપત્ય, (૫) આસુર, (૬) ગાંધર્વ, (૭) રાક્ષસ, અને (૮) પૈશાચ.—આ અનુક્રમ ધ્યાનમાં રાખવો. એ આઠે પ્રકારનાં લગ્નનો લાભ લેવાનો સઘળી કોમને અધિકાર નહતો. ક્ષત્રિયોને જે જે જાતનાં લગ્નનો અધિકાર હતો, તેને વિશે કહે છે કે, ( ૩જો અધ્યાય—શ્લોક ૨૩ ) "**યથાનુપૂર્વ્યા વિપ્રસ્ય ક્ષત્રસ્ય ચતુરોઽવરાન્**", આની ટીકા કરતાં કુલ્લૂકભટ્ટ કહે છે કે, "**ક્ષત્રિયસ્ય અવરાનુપરિતનાનાસુરાદીંશ્ચતુરઃ।**" એટલે કે ક્ષત્રિયોને, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ એ ચાર જાતનાં લગ્ન કરવાનો અધિકાર હતો, બાકીનાને માટે પ્રતિબંધ હતો. હવે ૨૫મા શ્લોકમાં છે કે, "**પૈશાચશ્ચાસુરશ્ચૈવ ન કર્તવ્યૌ કદાચન,**" એટલે કે પૈશાચ અને આસુર લગ્નો કરવાનો સઘળાનેજ બાધ હતો, તેથી ક્ષત્રિયોને માટે માત્ર ગાંધર્વ તથા રાક્ષસ વિવાહનો માર્ગજ ખુલ્લો હતો.

હવે વર અને કન્યા બેની મરજીથી જે વિવાહ થાય, તે ગાંધર્વ વિવાહ કહેવાય છે. અહિં જો સુભદ્રાની મરજી ન હોય તો તે રીતનો વિવાહ થઇ શકે તેમ હતું નહિ, અને વળી તે વિવાહ "કામસંભવ" કહેવાય, તેથી પરમ નીતિજ્ઞ કૃષ્ણ અર્જુનને તેવી સલાહ આપેજ નહિ, અને તે સિવાય ધર્મશાસ્ત્ર પ્રમાણે જોતાં ક્ષત્રિયોને માટે રાક્ષસ વિવાહ સિવાયનો બીજો માર્ગ ખુલ્લો હતો નહિ, અને તેથી બીજી કોઈ રીતે લગ્ન થઇ શકવાનો સંભવ હતો નહિ. કન્યાને બળ વાપરી લઇ જઇ તેની જોડે લગ્ન કરવું તે રાક્ષસ વિવાહ કહેવાય. ખરૂં જોતાં શાસ્ત્રમાં તો એ પ્રમાણે કરેલો રાક્ષસ વિવાહ ક્ષત્રિયોને માટે બહુ પ્રશસ્ત—વખાણવા લાયક—ગણેલો છે. મનુ ૩જા અધ્યાયના ૨૪મા શ્લોકમાં કહે છે કે,

**चतुरो ब्राह्मणस्याद्यान् प्रशस्तान् कवयो विदुः ।**
**राक्षसं क्षत्रियस्यैकमासुरं वैश्यशूद्रयोः ॥**

જે રીતનો વિવાહ ધર્મ્ય અને વખાણવા લાયક, જેના વડે પોતાનાં બ્હેનબનેવીનું ગૌરવ વધે, પોતાના કુળની મોટાઇ વધે, તે રીતના વિવાહ માટે સલાહ આપવામાં કૃષ્ણે ઉચિતજ કર્યું છે. એ સલાહપરથી તેમની શાસ્ત્રજ્ઞતા, નીતિજ્ઞતા, યથાર્થ બુદ્ધિ અને સર્વ પક્ષનાં માન મરતબો જાળવવા માટેનાં અભિપ્રાય તથા ઇચ્છા જણાઇ આવે છે.

કોઇ એમ કહેશે કે આમાં મનુનો આધાર આપ્યો તે બરાબર નથી, કારણ મહાભારતના યુદ્ધ સમયે મનુસંહિતા હતી તેની સાબિતી શી ? એ તકરાર વાજબી છે. એટલા બધા પ્રાચીન કાળમાં મનુની સંહિતા રચાઇ હતી નહિ તે વિશે ઘણો વાદવિવાદ ચાલે, એ ખરૂં. પરંતુ પ્રાચીનકાળમાં જે રૂઢિ, રીતિ, નીતિ ચાલતી હતી તેનું માત્ર સંકલન તેજ મનુસંહિતા એવું વિદ્વાનોનું કહેવું છે. એ મત આપણે કબૂલ રાખીએ તો તો યુધિષ્ઠિરના સમયમાં એજ વિવાહરીતિ પ્રચલિત હશે, એમ માનવામાં કાંઇ હરકત નથી. જો કબૂલ ન હોય તો મહાભારતમાંજ એ વિષય સંબંધે આપણને શું જડે છે તે જોવું જોઇએ. એ સુભદ્રાહરણપર્વાધ્યાયમાં એ વિશે શું કહેલું છે તે પણ જોવું જોઇએ. તેમ કરવામાં આપણને બહુ શોધ કરવી પડે તેમ નથી. ઉપર જે જવાબ વાચકને આપેલા છે તેજ જવાબ કૃષ્ણ બળદેવને આપે છે. અર્જુન સુભદ્રાને ઉપાડી ગયા છે, તે સાંભળી સઘળા યાદવો રોષે ભરાઇ લઢાઇની તૈયારી કરવા લાગ્યા. બળદેવે કહ્યું, લઢાઇ કરતાં પહેલાં એ બાબતમાં કૃષ્ણને શું કહેવાનું છે તે આપણે સાંભળી લઇએ, કારણ તે ચૂપ થઇ બેઠા છે. પછી બળદેવે કૃષ્ણને બોલાવ્યા ને અર્જુને પોતાના વંશનું અપમાન કર્યું છે એવું કહી તે બહુ ગુસ્સે થઇ ગયા, અને તે વિષે તેમનો શો મત હતો તે પૂછ્યું. કૃષ્ણે કહ્યું, " અર્જુને આપણા કુળનું અપમાન કર્યું નથી, ઉલટું વધારે સમ્માન કર્યું છે. તમે અર્થલોભી નહિ હો એમ ધારી દ્રવ્યદ્વારા તેણે

સુભદ્રાનું ગ્રહણ કરવાનો વિચાર સરખો પણ કર્યો નથી. સ્વયંવરમાં કન્યા મેળવવી એ બહુ મુસ્કેલ કામ છે, અને તેના માબાપની સંમતિ લઇ પછી તેમની આપેલી કોઇ કન્યા જોડે લગ્ન કરવું તે તેજસ્વી ક્ષત્રિયોને શોભે નહિ. તેથી નક્કી મને તો એમ લાગે છે કે, કુંતીપુત્ર ધનંજયે એ બધી બાબતોનો વિચાર કરી બળજોરાવરીથી સુભદ્રાને ઉપાડી જવાનું ઠીક ધાર્યું હશે. એની જોડેનો સંબંધ બધી રીતે આપણા કુળને ઉચિત છે, અને કુળવાન, બુદ્ધિમાન, વિદ્વાન, પાર્થ (અર્જુન) જોર જુલમથી સુભદ્રાને લઇ ગયા તેમાં તેણે તેને પણ યશસ્વિની કરી છે એમાં સંદેહ નથી."

આ જવાબમાં કૃષ્ણે ક્ષત્રિયોના ચાર પ્રકારના વિવાહ કહ્યા છે. ૧ અર્થ (એટલે પૈસા અથવા શુલ્ક) દ્વારા જે વિવાહ થાય તે અથવા આસુર. ૨ સ્વયંવર. ૩ કન્યાના માતાપિતાની સંમતિથી કરેલો વિવાહ–પ્રાજાપત્ય. ૪ બળપૂર્વક હરણ–રાક્ષસ. આમાંથી પહેલો પ્રકાર કન્યાના કુળ ઉપર અપકીર્તિ આણે છે, એ વાત સઘળાને કબૂલ છે. બીજાનું શું પરિણામ આવે તે અનિશ્ચિત છે. ત્રીજાથી વરનું અગૌરવ–ગેરઆબરૂ થાય, માટેજ ચોથો પ્રકાર, તેજ વિહિત વિવાહ ગણી કૃષ્ણે પસંદ કર્યો, એવું એમના જવાબપરથી સાબિત થાય છે. *

આ ઉપરથી એમ કહેવાનો આશય નથી કે રાક્ષસ વિવાહ વખાણવા લાયક છે અથવા કે તેનો અત્રે બચાવ કરવો છે. એ રીત બહુ નિંદાપાત્ર હતી એ કહેવાની જરૂર નથી. તે વખતના ક્ષત્રિયોમાં

* મહાભારતના અનુસાશનપર્વમાં વિવાહતત્ત્વ છે, તે અત્રે ધ્યાનમાં લીધું નથી, કારણ તે પાછળથી ઉમેરાયેલું લાગે છે. ભીષ્મ પાસે રાક્ષસ વિવાહ ત્યાં વખોડાવી કાઢયો છે. પરંતુ ભીષ્મે પોતે કર્ત્તવ્યાકર્ત્તવ્યનો વિચાર કરીનેજ કાશીરાજની ત્રણે છોકરીનું હરણ કરેલું; તે ભીષ્મજ પાછા એ પ્રકારનો વિવાહ નિંદી કાઢે તે સંભવતું નથી. ભીષ્મનું ચરિત્રજ એવું છે કે જે નિષિદ્ધ અને નિંદિત તે કામ જીવ જાય તો પણ તે કરતા નહિ, તેથી જે કવિએ તેમની એવી જીંદગી ચીતરી હોય તે પાછા તેમનેજ મોઢે એવી વાત બોલાવે નહિ.

એ રૂઢિ પ્રચલિત હતી, પરંતુ કૃષ્ણ તેનો બચાવ કરતા હતા યા તેને વખાણતા હતા એવું કહેવાનું આપણી પાસે કાંઇ સાધન નથી. ઘણાઓનો એવો મત છે કે સુધારક (Reformer) તેજ આદર્શ મનુષ્ય, તેથી, મલબારી જેવા સુધારક થઇ, એ ખરાબ ચાલને ટેકો ન આપતાં તેને અટકાવવા પ્રયત્ન કરવો એ તેમની ફરજ હતી. પરંતુ એજ રસ્તો ખરો છે ને બીજા ખોટા છે, એવું હજુ નક્કી થયું નથી તો એ બાબતનો વિચાર કરવો નિરર્થક છે.

આપણે આગળ જોયું છે કે કોઇ કન્યાનું બળજોરાવરીથી હરણ કરી જવું એ ત્રણ સબબોને લીધે નિંદાપાત્ર છે (જુઓ પૃષ્ઠ ૨૦૪). સુભદ્રાહરણથી કન્યાપર કોઇ રીતનો જુલમ થવાને બદલે ઉલટું તેનું બહેતર થયું છે એમ ઉપર બતાવ્યું છે. હવે તેના કુટુંબપર તેથી કોઇ રીતનો જુલમ થયો છે કે નહિ તે જોઇએ.

કન્યાના હરણથી તેના કુટુંબપર બે કારણને લીધે જુલમ થયેલો કહેવાય. એક તો પોતાની કન્યા કોઇ અપાત્રને ઘેર જાય અથવા તો એવાજ કોઇ ક્ષુદ્ર માણસ જોડે પરણી જાય તે; પરંતુ આ જગાએ અર્જુન નહતા અપાત્ર કે નહતા અનભિમત; બીજું કારણ તેમને પોતાને અપમાન. પરંતુ ઉપર જે કહ્યું છે તે ઉપરથી સમજાશે કે એમાં યાદવોને અપમાન લાગવા જેવું કશું નહતું. યાદવોમાં શ્રેષ્ઠ જે કૃષ્ણ તેમણે પોતેજ એ વાત કહી છે, અને તે બીજા યાદવોને બરાબર લાગવાથી તેઓ અર્જુનને પાછા લઇ આવ્યા અને સમારંભ કરી તેનાં લગ્ન કરી આપ્યાં. તેમનાપર કોઇ રીતનો અત્યાચાર થયો છે, એમ આપણાથી કહેવાય નહિ.

ત્રીજી હરકત, સમાજ ( Society ) પર અત્યાચાર થાય તે છે. જે બળને સમાજના નિયમ ગેરકાયદેસર કહે તે બળનો ઉપયોગ સમાજના કોઇ પણ માણસપર થાય તો તે સમાજપરજ જુલમ થયો કહેવાય, પરંતુ જ્યારે તે વખતની આર્યસમાજ ક્ષત્રિયોને હાથે થતા આવા બળપ્રયોગને વખાણવા લાયક અને વિહિત ગણતી હતી, તો પછી તે લોકોને એમ કહેવાનો અધિકારજ નહતો કે એવાં કામ તે તેમના પર જોરજુલમ જેવાં છે.

ખરૂં જોતાં તો કૃષ્ણની નિંદા કરનારાઓ પણ સુભદ્રાહરણવાળા પ્રકરણમાં તેમને ગાળો દેતા નથી, તેથી એ વિશે લંબાણથી વિવેચન કરવાની બહુ જરૂર પણ નહતી, છતાં એટલાજ વિચારથી એ વિષય સવિસ્તર લખ્યો છે કે આપણે તેના વડે—હાલના વિલાયતી નાના ગજ વડે—તે વખતના લોકોની સંપત્તિ માપી કેવી રીતે તે ગુમાવીએ છીએ, અને જે સારૂં છે તેને છોડી દઇએ છીએ તે આપણે જોઇ શકીએ.

---

## પ્રકરણ ૪થું.

---

### ખાંડવદાહ.

સુભદ્રાહરણ પછી ખાંડવદાહ વખતે પાછાં કૃષ્ણનાં દર્શન થાય છે. પાંડવો ખાંડવપ્રસ્થમાં રહેતા હતા. તેમની રાજધાની પાસે ખાંડવ નામે એક મોટું વન હતું, તે કૃષ્ણ અને અર્જુને બાળી મૂક્યું. તેનું વર્ણન નીચે આપ્યું છે, તે શીળા પહોરના ગપાટા જેવું લાગે છે.

અસલના વખતમાં શ્વેતકિ નામનો એક રાજા હતો, તે યજ્ઞો બહુ કરતો, તેને યજ્ઞો કરાવતાં કરાવતાં ઋત્વિક્ બ્રાહ્મણો પણ થાકી ગયા, અને તેઓએ સાફ કહ્યું કે હવે અમારાથી એ કામ નહિ થઇ શકે, તમે રૂદ્ર પાસે જાઓ. રાજા રૂદ્ર પાસે ગયો, તેણે કહ્યું, "યજ્ઞ કરાવવો એ મારૂં કામ નથી, બ્રાહ્મણોનું છે. દુર્વાસા નામનો બ્રાહ્મણ છે, તે મારોજ અંશ છે. માટે હું તેને તે વિશે ભલામણ કરી દઉં છું." રૂદ્રની ભલામણથી દુર્વાસાએ રાજાને યજ્ઞ કરાવ્યો પરંતુ એ યજ્ઞ બહુ જબરો હતો. બાર વરસ સુધી નિરંતર અગ્નિમાં ઘીની ધારા પડ્યાજ કરતી. ઘી ખાઇ ખાઇને અગ્નિને અપચો થયો તેથી તે બ્રહ્મા પાસે ગયો અને કહ્યું કે, "મહારાજ, ખાઇ ખાઇ શરીર બહુ ગ્લાનિને પામ્યું છે, માટે તેનો શો ઉપાય?" બ્રહ્માએ દવા બતાવી તે એ નિયમે કે ઝેરનો ઉતાર ઝેર. તેણે કહ્યું, "ઠીક, ખાવાથી પીડા થઇ આવી છે માટે ઉલટું વધારે ખાવું. ખાંડવ વન આખું ખાઇ જા,

તારી પીડા જતી રહેશે." તે સાંભળી અગ્નિ ખાંડવ વન ખાવા લાગ્યો, ચારે તરફથી સડસડાટ કરતું વન લાગી ઉઠયું. પરંતુ વનમાં અનેક જીવ જન્તુ રહેતાં હતાં, તેમાંથી હાથીઓએ સુંઢમાં ભરી ભરી અને નાગોએ પોતાની ફેણ પર ઉંચકી ઉંચકી પાણી આણ્યું, અને એ રીતે સૌએ મળી આગ હોલવી નાંખી. એ પ્રમાણે સાત વાર આગ લાગી અને સાત વાર હોલવાઇ, તેથી કંટાળી અંતે અગ્નિએ બ્રાહ્મણનું રૂપ લીધું ને કૃષ્ણ તથા અર્જુન પાસે ગયો ને કહ્યું કે "મારૂં પેટ બહુ મોટું છે, ને મારે ખાવા ઘણું જોઇએ છે; માટે તમે મને ખવડાવી શકશો ?" તેઓએ હા કહી, તે ઉપરથી તેણે પોતાના અનુભવની વાત કહી વિનતિ કરી કે "મારે ખાંડવવન ખાવું છે, હું ખાવા ગયો હતો પણ ઇન્દ્રે વૃષ્ટિ કરી મને તેમ કરતો અટકાવ્યો અને ખાવા દીધું નહિ." તેથી કૃષ્ણ ને અર્જુન અસ્ત્ર ધારણ કરી વનને બાળવા ગયા. ઇંદ્રે ત્યાં આવી વૃષ્ટિ કરવા માંડી, પણ અર્જુનના બાણને જોરે તે વૃષ્ટિ બંધ થઇ ગઇ, તેથી તે ચ્હીડવાઇ યુદ્ધ કરવા આવ્યો અને બધા દેવતાઓ પણ તેની મદદે આવ્યા, પરંતુ અર્જુનને પહોંચી વળવાની કોઇનામાં તાકાત હતી નહિ. ઇંદ્રે તેના પર પહાડ ગગડાવી પાડયો, તો અર્જુને પોતાના બાણ વડે તે પહાડના ચૂરેચૂરા કરી નાંખ્યા. છેવટે ઇંદ્રે વજ્રના પ્રહાર કરવા માંડયા, ત્યારે દેવવાણી થઇ કે એ તો નરનારાયણ ઋષિઓ છે.* તે વાણી સાંભળી દેવતાઓ જતા રહ્યા, અને તેથી કૃષ્ણ ને અર્જુન પોતાની મરજી પ્રમાણે વન બાળવા મંડ્યા રહ્યા. આગની બીકથી જે જે પશુપક્ષીઓ નાસતાં હતાં તેનો તેઓ નાશ કરતા હતા. તેની ચરબી, માંસ ખાઇ અગ્નિનો મંદાગ્નિ સુધરી ગયો; ઝેરે ઝેરને હણ્યું. અગ્નિએ કૃષ્ણ અને અર્જુનને વરદાન આપ્યું. હારી ગયેલા દેવતાઓએ પણ તેમને વરદાન આપ્યું, અને સૌ ખુશી થઇ ઘેર ગયા.

---

* વાંચનારે જોયું હશે કે કૃષ્ણને કોઇ જગાએ વિષ્ણુનો વાળ તો કોઇ જગાએ નરનારાયણ ઋષિ તો કોઇ જગાએ વિષ્ણુનો અવતાર કહ્યો છે, એ વાતનું ખંડન કરવાની જરૂર નથી.

આવી શીળા પહોરની ગપ ઉપર પાયો રચી ઐતિહાસિક સમાલોચકનું કામ કરવું એ તદન હાંસી ભરેલું છે. વળી કૃષ્ણને સંબંધે એમાં સારૂં માઠું પણ કાંઇ કહેલું નથી, તેથી એ વિષય પડતો નાંખીએ તોપણ અડચણ નથી. એ વાતમાં કાંઇ પણ સચ્ચાઇ હોય તો તે એટલીજ છે કે પાંડવોની રાજધાની પાસે એક મોટું જંગલ હતું. તેમાં બહુ હિંસક પશુઓ રહેતાં હતાં, તેથી કૃષ્ણ ને અર્જુને તેને દવ લગાડી તે પશુઓનો નાશ કરી જંગલ ખેડી શકાય તેવું આબાદ કર્યું. તેમ કરવામાં કૃષ્ણ તથા અર્જુનની ઇતિહાસ સંબંધે કીર્ત્તિ કે અપકીર્ત્તિ થતી નથી. જંગલવાળા પ્રદેશમાં રહેનારા ખેડુતો હમેશ તેમજ કરે છે.

પરંતુ એ કથા હાથ ધરવાનું એક બીજું કારણ છે. ખાંડવદાહ પ્રકરણનો મોટો ભાગ વખતે ત્રીજા થરના વખતનો હશે, પરંતુ એ સ્થૂલ બનાવની કંઇ પણ સૂચના આદિમહાભારતમાં નથી એમ નથી. પર્વસંગ્રહ અને અનુક્રમણિકા અધ્યાયોમાં એ પ્રસંગ છે, અને એજ ખાંડવદાહમાંથી સભાપર્વની ઉત્પત્તિ થાય છે. એ વનમાં મય નામનો દાનવ રહેતો હતો, અને તેને પણ બળી મરવાનો વખત આવ્યો હતો. તેણે અર્જુનની પ્રાર્થના કરી પોતાનો પ્રાણ બચાવ્યો, કારણ શરણાગતની રક્ષા કરવી એ તે પોતાનો ધર્મ સમજતો હતો. એ ઉપકારનો બદલો વાળવા મય દાનવે પાંડવો માટે બહુ ઉંચા પ્રકારનો સભામંડપ બનાવી આપ્યો. એ સભામંડપ ઉપરથી સભાપર્વવાળી કથાનો પ્રસંગ ઉત્પન્ન થયો છે.

હવે સભાપર્વ મહાભારતનાં અઢાર પર્વોમાંનું એક છે. મહાભારતના યુદ્ધનું બીજ એમાંજ રોપાય છે, અને તેથી તે તદન મહાભારતમાંથી બાદ કરી શકાય નહિ, અને એમ હોવાથી તેમાંની કેટલી હકીકત માનવા લાયક અને ઐતિહાસિક અને કેટલી કાઢી નાંખવા જેવી છે તે નક્કી કરવું જોઇએ. સભામંડપ અને રાજસૂયયજ્ઞને અસલ તથા ઐતિહાસિક ગણવામાં કોઇ રીતની અડચણ દેખાતી નથી, અને જો મંડપનું અસ્તિત્વ ઇતિહાસ સાબિત કરી ચૂકે તો પછી તે મંડ-

પનો બાંધનારો પણ કોઇ બીજો હોવો જોઇએ. અને તે મયદાનવજ હોવો જોઇએ. તે અનાર્ય-જંગલી-જાતનો હશે તેથી તેને દાનવ કહેતા હશે. એમ પણ બની શકે કે તે દુઃખમાં આવી પડેલો હોય ને અર્જુનની સહાયતાથી તેનો જીવ બચ્યો હોય, અને તેથી કૃતજ્ઞતાની લાગણીને લીધે તેણે આ ઇજનેરી કામ કર્યું હોય. જો એ વાત બની શકે એમ હોય, તો પછી તે કેવી રીતે મુશ્કેલીમાં આવી પડેલો ને અર્જુને તેને કેવી રીતે બચાવેલો તેનો પત્તો માત્ર ખાંડવદાહમાંથીજ મળી શકે છે. એ વાત ખરી છે કે આ બાબતમાં આપણે કેવળ અંધકારમાં ફાંફાં મારવાં પડે છે, પણ પ્રાચીન ઇતિહાસનાં ઘણાં તત્ત્વો એજ પ્રમાણે અંધકારથી છવાઇ રહેલાં છે.

વખતે એમ પણ બને કે મયદાનવની આખી વાત કવિએ પોતાના મગજમાંથીજ ઉપજાવી કાઢી હોય. તે ગમે તેમ હોય પણ તેને ઉપલક્ષી કૃષ્ણ ને અર્જુનની જે વર્તણુક કવિએ ચીતરી છે તે બહુ મનોહર છે, માટે તે જોયા વગર ચાલે તેવું નથી. મયદાનવને પ્રાણદાન મળવાથી તેણે અર્જુનને કહ્યું "આપે મારૂં પરિત્રાણ કર્યું છે તો મને આજ્ઞા કરો કે આપના ઉપકારનો બદલો હું શી રીતે વાળું ?" અર્જુને કહ્યું, "મારે કશો બદલો જોઇતો નથી. મારાપર માત્ર પ્રીતિ રાખજે." પણ મયદાનવ એટલેથી પતે તેવો નહતો. તેને કાંઇ પણ કામ કરી બતાવવું હતું. તેથી અર્જુને તેને કહ્યું, "હે કૃતજ્ઞ, મોતના મોઢામાંથી તું છૂટયો છે, માટે તું ઉપકારનો બદલો વાળવા માગે છે, પણ તેજ સબબને લીધે મારે તારી પાસેથી કાંઇ પણ કામ કરાવવાની ઇચ્છા નથી." આનું નામ તે નિષ્કામ ધર્મ, નિઃસ્વાર્થી ધર્મ. ખ્રિસ્તી યૂરોપમાં એ કોઇ ઠેકાણે દેખાતો નથી. બાઇબલમાં જે ધર્મ બતાવ્યો છે, તેની મતલબ સ્વર્ગ અથવા ઇશ્વરની પ્રીતિ મેળવવાં એ છે. અર્જુનના વાકયના પાછલા ભાગમાંથી એ નિષ્કામ ધર્મ વધારે સ્પષ્ટ થાય છે. એ ઉપકારના બદલામાં કાંઇ પણ કામ કરશે ત્યારેજ મયના મનને શાંતિ થશે એવું જાણીને તેને નિરાશ ન કરવો એવી અર્જુનની ઇચ્છા થઇ, તેથી તેણે

કહ્યું, "તારો અભિલાષ વ્યર્થ કરવો, એવી મારી ઇચ્છા નથી, તેથી તું કૃષ્ણનું કામ કરી આપ, તે હું મારૂંજ કામ થયેલું સમજીશ." એટલે કે જો તારી પાસ કાંઇ કામ કરાવવુંજ પડે તો તે મારે માટે તો નહિજ, બીજાનેજ માટે. હું તો એ ઉપકારનો બદલો નહિજ લઉં. પછી મયે કૃષ્ણને પ્રાર્થના કરી, કે મને કાંઇ પણ કામ કરવાની આજ્ઞા આપો. મય, એ "દાનવકુળનો વિશ્વકર્મા," એટલે મુખ્ય મીસ્ત્રી–Chief Engineer–હતો. કૃષ્ણે પણ તેને પોતાનું કાંઇ કામ તો કરવાનું કહ્યુંજ નહિ. તેણે કહ્યું, "યુધિષ્ઠિરને સારૂ એક સભા બનાવ, અને તે પણ એવી બનાવ કે માણસ જાત કોઇ દહાડો તેનું અનુકરણ કરી શકે નહિ." આ કામ કૃષ્ણનું પોતાનું હતું એમ કહીએ તો ચાલે. આપણે આગળ જોયું છે કે કૃષ્ણે પોતાની જીંદગીમાં બેજ કામ કરવાં ધાર્યાં હતાં, ધર્મપ્રચાર, અને ધર્મરાજ્યનું સંસ્થાપન. હજુ સુધી પહેલા વિષય માટે તે કાંઇ ઝાઝું કરી શકયા નહતા, પરંતુ આ સભા બનાવવાનું કામ તે એ ધર્મરાજ્યના સંસ્થાપનનું પ્રથમ સૂત્ર હતું. એમના એ આશયની પહેલ વહેલી નિશાની –પગલી–આપણને અહિં હાથ લાગે છે. યુધિષ્ઠિરને સારૂ સભામંડપ બન્યા પછી જે જે સઘળા બનાવો બન્યા તેનું છેવટ પરિણામ ધર્મરાજ્યનું સંસ્થાપન એ થયું. ખરૂં જોતાં એ કામ તો આખા જગત્નું અને જગત્ને સંબંધે હતું, પરંતુ એ કૃષ્ણનો પોતાનો ઉદ્દેશ હતો અને તેથી એક રીતે તે તેમનું પોતાનુંજ કામ હતું.

પાછલા અધ્યાયમાં સમાજસંસ્કરણ વિશે બોલવું થયેલું. આપણે જોયું છે કે સમાજ સુધારક Social Reformer થવા તેમણે પ્રયત્ન કરેલો નથી. પોતાના દેશનું નૈતિક અને રાજનૈતિક પુનર્જીવન–Moral and Political Regeneration–ધર્મપ્રચાર અને ધર્મરાજ્ય સંસ્થાપન, એજ તેમનો ઉદ્દેશ હતો, એ થાય તો સમાજ–સુધારો એની મેળેજ થઇ આવે, અને એ ન હોય તો કોઇ દિવસ પણ એવો સુધારો થાય નહિ. આદર્શ મનુષ્ય એ વાત જાણે છે અને તેથી માત્ર ઝાડની ડાળપર પાણી સીંચી તેનાં ફળ મેળવવા ઇચ્છા કરતો

નથી. આપણે તે સમજતા નથી, અને સમાજનો સુધારો એ તેનાથી કાંઇ જૂદી બાબત સમજી નકામો ખળભળાટ કરી મૂકીએ છીએ, કારણ સુધારાવાળામાં પોતાનું નામ ખપાવે તો માણસને બહુ નામના મળે છે, અને તેમાં પણ ઇંગ્રેજી રીત પ્રમાણે સુધારો કરનારની આબરૂમાં તો કાંઇ મણાજ રહેતી નથી. એ સઘળા માણસો એટલુંજ ધ્યાનમાં રાખે કે રાજનૈતિક ઉન્નતિનું મૂળ ધર્મની ઉન્નતિ છે, તો બસ છે. તે હશે તો બીજા બધા સુધારા એની મેળે થશે.

## પ્રકરણ ૫મું.

### કૃષ્ણની માનુષતા.

કૃષ્ણચરિત્રની આ સમાલોચના–Review–માં માત્ર કૃષ્ણની માણુસ તરીકેની પ્રકૃતિનો વિષયજ ચર્ચ્યો છે. તે ઇશ્વિર ખરા કે નહિ તે વિશે કાંઇ પણ કહ્યું નથી, તેથી તે વાત જોડે વાંચનારને કાંઇ સંબંધ નથી. અહિં તેમને આદર્શ મનુષ્ય તરીકે બતાવ્યા છે, જેનો અર્થ એવો થાય છે કે મનુષ્યના કરતાં વિશેષ શક્તિ, અથવા માણુસની પ્રકૃતિ કરતાં બીજું કાંઇ વિશેષ તેમનામાં હતું નહિ. આગળ કહ્યું છે કે એમ બની શકે કે લોકશિક્ષાને માટે ઇશ્વિર પોતે માણુસ રૂપ લઇ દુનીઆમાં જન્મે અને જો તેમ થાય તો પછી તે માત્ર માણુસની શક્તિથીજ દુનીઆમાં માનુષિક કામ કરી શકે. માણુસોને હાથે થતાં સાધારણ કામ તેનાથી કોઇ બીજી અલૌકિક શક્તિવડે થઇ શકે નહિ, કારણ માણુસમાં તેવી અલૌકિક શક્તિજ નથી અને તેથી જે તે શક્તિનો લાભ લઇ પોતાનું કામ કરે તે આદર્શ મનુષ્ય થઇ શકેજ નહિ. જે શક્તિ માણુસમાં હોય નહિ તેનું અનુકરણ માણુસ શી રીતે કરી શકે ? *

---

* We forget tnat Christ incarnate was such as we are, anc some of us are putting him where he can be no example to us a all. Let no fear of losing the dear great truth of the divinity o Jesus make you lose the dear great truth of the humanity of Jesus.

એટલે, અગર જો કે શ્રીકૃષ્ણ ઇશ્વરનો અવતાર હોય તો પણ તેમનાથી કોઇ રીતનું અલૌકિક કામ કે અમાનુષી કાર્ય થઇ શકે એવું સંભવતું નથી. મહાભારતમાં જ્યાં જ્યાં કૃષ્ણને માથે અલૌકિક શક્તિ વાપર્યાનો આરોપ મૂકાયો છે, તે સઘળો ભાગ અસલ કે પાછળથી ઉમેરાયેલો છે તેનો યથાસ્થાને વિચાર થશે. અત્રે એટલુંજ કહેવું બસ થશે કે કૃષ્ણે પોતે પોતાને કોઇ જગાએ ઇશ્વર તરીકે ઓળખાવ્યા નથી* કોઇ જગાએ તે એવું જણાવતા નથી કે મારામાં માણસથી અધિક શક્તિ છે. કોઇ તેમને એમ કહેતું કે તમારામાં ઇશ્વરી શક્તિ છે, તો પોતે તે વાતને ટેકો આપતા નહિ, તેમજ પોતે એવું કાંઇ પણ આચરણ કરતા નહતા કે જેથી તેમનો તે વિચાર દૃઢ થાય. એક જગાએ તો તેમણે ચોખ્ખુંજ કહ્યું છે કે, "મારાથી બને તેટલો—મનુષ્યથી બની શકે તેટલો—પ્રયત્ન હું કરીશ, પરંતુ દૈવી કર્મ હું કોઇ રીતે કરી શકીશ નહિ."§

યત્નપૂર્વક મનુષ્યને ઉચિત એવા આચાર તથા વ્યવહાર તે આચરતા. જેના મનમાં એમ હોય કે હું દેવતા તરીકે ઓળખાઉં, તેના આચારો માણસ જાતના આચારો કરતાં કાંઇક ચઢીઆતા હોય,

---

He took upon himself our nature; as a man of the like passions, he fought that ter-ible fight in the wilderness; year by year, as an innocent man was he persecuted by narrow-hearted Jews; and his was a humanity whose virtue was pressed by all the needs of the multitude and yet kept its richness of nat re; a humanity which though given up to death on the cross, expressed all that is within the capacity of our humanity; and if we really follow him we shall be holy even as he is holy." Sermon by Dr. Brookly, delivered at Trinity Church, Boston, March 25th, 1885. શ્રીકૃષ્ણને માટે પણ અમારૂં કહેવું એજ છે.

* જે એક બે જગાએ કહ્યું છે તે ભાગ પાછળથી ઉમેરાયેલો છે, એવું આગળ જતાં સાબિત થશે.

§ अहं हि तत् करिष्यामि परं पुरुषकारतः ।
दैवं तु न मया शक्यं कर्म कर्तुं कथञ्चन ॥
उद्योगपर्व, ७९अध्याय.

પણ કૃષ્ણનો એવો ભાવ ક્યાંઇ પણ જોવામાં આવતો નથી. આના ઉદાહરણ તરીકે, ખાંડવદાહ પછી યુધિષ્ઠિર પાસે રજા લઇ તે પાછા દ્વારકા ગયા તે વખતનું એમનું આચરણ જોવું બસ થશે. તે તદન માનુષિક હતું એમ જણાઇ આવશે.

"વૈશંપાયને કહ્યું—પાંડવોએ પ્રીતિપૂર્વક તેમની પૂજા કર્યા પછી ભગવાન્ વાસુદેવ કેટલાક દિવસ ખાંડવપ્રસ્થમાં રહ્યા. આખરે પિતાને મળવા ઘણા ઉત્સુક થવાથી ઘેર જવાની ઇચ્છા બતાવી. પ્રથમ ધર્મરાજ યુધિષ્ઠિરની આજ્ઞા માગી પછી કુંતી ફોઇને પગે પડ્યા. તે પછી પોતાની બ્હેન સુભદ્રાને મળવાની ઇચ્છાથી તેની પાસે ગયા અને તેને અર્થવાળાં, યથાર્થ, હિતકારી અને જેનું ખંડન ન થાય એવાં નાના પ્રકારનાં અલ્પાક્ષર વચન કહ્યાં. મીઠાં બોલી સુભદ્રાએ પણ માતા વગેરે સગાં સંબંધીને સંદેશો કહેવાડી ફરી ફરીને શ્રીકૃષ્ણની પૂજા કરી તેમને પ્રણામ કર્યા, તે પછી તેની રજા લઇ વૃષ્ણિવંશના ભૂષણ શ્રીકૃષ્ણ દ્રૌપદી તથા ધૌમ્યાચાર્ય પાસે ગયા. ધૌમ્યને યથાવિધિ વંદન કરી, દ્રૌપદી સાથે સંભાષણ કરી તેની રજા લઇ અર્જુનની સાથે ત્યાંથી યુધિષ્ઠિર આદિ ચાર ભાઇઓ પાસે આવ્યા. ત્યાં દેવતાઓની મધ્યમાં જેમ ઇંદ્ર શોભે તેમ પાંચ પાંડવોની મધ્યમાં ભગવાન્ વાસુદેવ શોભવા લાગ્યા.

"ત્યાર પછી પ્રયાણ સમયે કરવાનાં કાર્યની ઇચ્છા થતાં શ્રી કૃષ્ણે સ્નાન કરી અલંકાર ધારણ કર્યા અને માળા ફેરવી, જપ તથા નમસ્કાર કરી નાના પ્રકારનાં ગંધદ્રવ્ય વડે દેવ અને બ્રાહ્મણોની પૂજા કરી. એ પ્રમાણે એક પછી એક તે સમયને યોગ્ય સર્વ કાર્યથી પરવારી દરવાજા બહાર નીકળ્યા. સ્વસ્તિવાચન કરવા બ્રાહ્મણો દધિપાત્ર, સ્થલપુષ્પ, અક્ષત વગેરે માંગલિક દ્રવ્યો હાથમાં લઇ ત્યાં આવી પહોંચ્યા. શ્રી કૃષ્ણે દાન આપી તેમની પ્રદક્ષિણા કરી. પછી ગદા, ચક્ર, ખડ્ગ, શાર્ઙ્ગ ઇત્યાદિ અસ્ત્રશસ્ત્ર લઇ ઉત્કૃષ્ટ તિથિ નક્ષત્રના યોગવાળા મુહૂર્ત્તે ગરૂડના ચિહ્નવાળી ધ્વજા જેના પર ઉડે છે તેવા વાયુ વેગે જનારા સુવર્ણના રથમાં બેસી પોતાના નગર તરફ ચાલવા માંડે છે એટલામાં સ્નેહને વશ થઇ મહારાજ યુધિષ્ઠિર રથપર

ચઢી ગયા અને દારૂક સારથિને ઉઠાડી, તેને બીજે ઠેકાણે બેસાડી, પોતે સારથિ બની લગામ હાથમાં લીધી. મહાબાહુ અર્જુન પણ ઉપર ચઢી ગયા અને સુવર્ણની દાંડીવાળા શ્વેત ચામર વડે પંખો કરતાં કરતાં શ્રી કૃષ્ણની પ્રદક્ષિણા કરી. મહા પ્રતાપવાન ભીમસેન, નકુલ અને સહદેવ, ઋત્વિક્ અને પુરોહિતોને સાથે લઇ તેમની પાછળ ચાલવા લાગ્યા. શિષ્યો પાછળ ચાલતા હોય તેથી જેમ ગુરૂ શોભે તેમ યુધિષ્ઠિર આદિ ભાઇઓ પાછળ ચાલતા હતા તેથી શત્રુનો સંહાર કરનાર વાસુદેવ શોભતા હતા. પછી તેમણે અર્જુનની રજા માગી અને તેને ગાઢ આલિંગન દીધું, યુધિષ્ઠિર અને ભીમસેનની પૂજા કરી અને નકુળ તથા સહદેવ સાથે સંભાષણ કર્યું. યુધિષ્ઠિર, ભીમસેન તથા અર્જુને તેમને આલિંગન દીધું અને નકુળ તથા સહદેવે તેમને પ્રણામ કર્યા. પછી ધીમે ધીમે અર્દ્ધ જોજન સુધી ગયા એટલે શત્રુનો સંહાર કરનાર શ્રી કૃષ્ણે યુધિષ્ઠિરને વિદાય થવા કહ્યું અને પગે લાગ્યા. ધર્મરાજ યુધિષ્ઠિરે પતિતપાવન શ્રી કૃષ્ણને ઉઠાડી તેમનું મસ્તક સૂંઘ્યું અને ઘેર સીધાવવાની રજા આપી. પછી ભગવાન વાસુદેવે પાછા આવવાનું વચન આપી પાંડવોને મહા મહેનતે વિદાય કર્યા અને દેવતાઓનો રાજા ઇંદ્ર જેમ અમરાવતી તરફ જાય તેમ શ્રી કૃષ્ણે દ્વારકા તરફ ચાલવા માંડયું. જ્યાં સુધી કૃષ્ણ નજર બહાર ગયા નહિ ત્યાં સુધી પાંડવો એકી ટશે ( આંખનો પલકારો માર્યા વિના ) તેમની તરફ જોઇ રહ્યા અને તેમનું મન તેમની પાછળ પાછળ ગયું. કૃષ્ણને જોતાં જોતાં તેમના મનને તૃપ્તિ થઇ નહિ ને કૃષ્ણ તો તેમની નજર બહાર ચાલ્યા ગયા. પછી કૃષ્ણ નજરે ન પડવાથી નિરાશ થઇ તેમનું ચિંતન કરતા કરતા તેઓ ઘર તરફ પાછા ફર્યા. દેવકીનંદન કૃષ્ણ તેમના સાથી મહાશૂરવીર સાત્વત્ અને સારથિ દારૂક સહિત વેગવાળા ગરૂડ જેવી ઝડપથી દ્વારકા પાસે આવી લાગ્યા. યુધિષ્ઠિર ભાઇઓ અને સગાં સંબંધીઓને લઇને પોતાના નગરમાં દાખલ થયા. પછી ભાઇઓને, પુત્રોને, અને બીજાં સગાંને વિદાય કરી દ્રૌપદીની સાથે ખુશી ખુશાલીમાં કાળ નિર્ગમન કરવા લાગ્યા. આ તરફ શ્રી કૃષ્ણે પણ પરમ હર્ષથી દ્વારકામાં પ્રવેશ કર્યો અને ઉગ્રસેન વગેરે શ્રેષ્ઠ

યાદવોએ તેમની પૂજા કરી. નગરમાં પેસતાં વાસુદેવે પ્રથમ વૃદ્ધ પિતા આહુકને અને શ્રીમતી દેવકી માતાને અને બળભદ્રને પ્રણામ કર્યા. તે પછી પ્રદ્યુમ્ન, શામ્બ, નિશઠ, ચારૂદેષ્ણુ, ગદ, અનિરૂદ્ધ અને ભાનુને આલિંગન દઈ વૃદ્ધોની આજ્ઞા લઇ રૂક્મિણીને મહેલે પધાર્યા."

---

## પ્રકરણ ૬ઠ્ઠું.

---

### જરાસંધના વધ સંબંધી મસલત.

આણી તરફ સભામંડપ બંધાઇ રહ્યો અને યુધિષ્ઠિરે રાજસૂયયજ્ઞ કરવો એવો વિચાર થવા માંડયો. સઘળાનો અભિપ્રાય એવો થયો કે એ યજ્ઞ તો કરવોજ, પણ કૃષ્ણનો વિચાર જાણ્યા સિવાય તે મહાભારત કામ માથે લેવા યુધિષ્ઠિરની ઇચ્છા નહતી, કારણ કૃષ્ણજ નીતિ શું તે જાણુતા હતા તેથી તેમણે કૃષ્ણને બોલાવવા માણસ મોકલ્યું. કૃષ્ણ પણ ખબર મળતાં તરતજ ખાંડવપ્રસ્થ આવી પહોંચ્યા.

યુધિષ્ઠિરે તેમને પૂછ્યું કે, "રાજસૂયયજ્ઞ કરવાની મારી ઇચ્છા છે, પરંતુ માત્ર ઇચ્છા કરવાથીજ આ યજ્ઞ પૂરો થઇ જતો નથી. એ કામ કેવી રીતે પાર પડે છે તે તમે જાણો છો, તમને ખબર છે કે જે માણસને સઘળું આવી મળે, જે સર્વત્ર પૂજ્ય હોય, જે આખી પૃથ્વીનો રાજા હોય, તેજ રાજસૂયયજ્ઞ કરવાને લાયક થાય છે."

યુધિષ્ઠિરની મતલબ કૃષ્ણને સવાલ પૂછવાની એજ હતી કે "હું એવો માણસ છું કે નહિ, જેને સઘળું આવી મળે તેવો હું છું કે નહિ, હું સર્વત્ર પૂજ્ય છું કે નહિ? હું આખી પૃથ્વીનો અધિપતિ છું કે નહિ?" તે જાણવું. યુધિષ્ઠિરે પોતાના ભાઇઓની મદદથી મોટું રાજ્ય તો મેળવ્યું હતું પણ તેથી શું તે એવો મોટો રાજા થઇ ગયો હતો કે જેથી તે રાજસૂયયજ્ઞ કરવાને લાયક થયો હોય? પોતાનું ગૌરવ કેટલું છે તેનો વિચાર પોતાને આવી શકે નહિ. દાંભિક અને દુરાત્મા પુરૂષો પોતાનું મહત્ત્વ બહુ મોટા ગજથી માપી પોતે પણ કાંઇ છે એમ સમજી સંતોષ માને છે, પરંતુ યુધિષ્ઠિર જેવો સાવચેત

અને વિનયસંપન્ન માણસ તેમ કરે તેવો જરા પણ સંભવ નહતો. તેમણે મંત્રિગણ તથા ભીમ, અર્જુન વગેરે પોતાના ભાઇઓને બોલાવી પૂછ્યું હતું કે, "કેમ, મારાથી રાજસૂયયજ્ઞ થઇ શકશે કે?" અને તેઓએ કહ્યું હતું, "જરૂર, શામાટે નહિ? તમે તે કરવાને યોગ્ય છો." ધૌમ્ય, દ્વૈપાયન વગેરે ઋષિઓને બોલાવી પૂછતાં તેમણે પણ કહ્યું હતું કે, "હા, તમારાથી થઇ શકશે, કારણ એ અનુષ્ઠાનને ઉપયુક્ત પાત્ર તમે છો;" તથાપિ હમેશ સાવચેત અને સાવધાન રહેનાર* યુધિષ્ઠિર જેવા માણસના મનને તે બાબતની ખાત્રી થયેલી નહિ. ભલે અર્જુન એક વાત કહે અને ભલે વ્યાસ તેને ટેકો આપે, પરંતુ યુધિષ્ઠિરની ઓળખાણમાંનાં મનુષ્યોમાં જે સર્વોત્કૃષ્ટ મનુષ્ય તેને મોઢેથી એ બાબતનો જવાબ સાંભળ્યા વિના યુધિષ્ઠિરનો સંદેહ ભાગે તેમ નહતું, તેથી તેમણે "મહાબાહુ સર્વોત્તમ" કૃષ્ણની સલાહ લેવાનો નિશ્ચય કર્યો. કૃષ્ણ સર્વજ્ઞ અને સર્વકૃત્ છે તેથી તે જરૂર મને ખરી સલાહ આપશેજ એમ તેમની ખાત્રી હતી તેથીજ તેમણે કૃષ્ણને તેડાવી મંગાવ્યા, અને તે આવી પહોંચ્યા પછી તેમને ઉપલો સવાલ પૂછ્યો, તેમજ તે સવાલ પૂછવાનું કારણ પણ ખુલ્લું કરી દર્શાવ્યું. "મારાં બીજાં બધાં સગાંવહાલાંઓએ એ યજ્ઞ કરવો એવી સલાહ આપી છે, પરંતુ તમારો અભિપ્રાય જાણ્યા સિવાય તેમની સલાહ પ્રમાણે ચાલવું નહિ એવું મેં નક્કી કરી રાખ્યું છે. હે કૃષ્ણ! કેટલાંક માણસો સગપણને લીધે આપણા દોષ કહી બતાવતા નથી, કેટલાંક સ્વાર્થને લીધે સારૂં સારૂં બોલ્યા કરે છે, કેટલાંક જેથી પોતાનું હિત થાય તેવું બોલી બોલી સારૂં લગાડે છે. હે મહાત્મા! આ પૃથ્વી પર

* પાંચે પાંડવોનું ચરિત્ર ઝીણી નજરે જોતાં જણાઇ આવે છે કે, યુધિષ્ઠિરનો પ્રધાન ગુણ, તેમની સાવચેતી (સાવધાનતા) હતી. ભીમ દુઃસાહસી, ગમાર જેવો હતો, અર્જુન પોતાના બાહુબળનું જોર જાણતો હોવાથી નિર્ભય અને નિશ્ચિંત હતો. યુધિષ્ઠિર હમેશ સાવધાન રહેતા અને જગત્‌માં સાવધાનતા એજ ઘણી વખત ધર્મ ગણાય છે. એ સાવધાનતા છતાં યુધિષ્ઠિરની દ્યૂત રમવા પર કેમ પ્રીતિ થઇ હતી અથવા તે વાત યુધિષ્ઠિરે કેમ પસંદ કરી હતી તે બતાવવાની આ જગા નથી.

એવી જાતના ઘણા લોક હશે, તેથી તેમની સલાહે કાંઇ કામ થઇ શકે નહિ. તમારામાં ઉપર જણાવેલા દોષ નથી, તમે કામ ક્રોધ વિવર્જિત છો તેથી તમેજ મને યથાર્થ સલાહ આપો."* વાચકે જોયું હશે કે જે સગાંવહાલાં અને મિત્રો દરરોજ કૃષ્ણની રીતભાત, ચાલચલણ જોતાં હતાં તેમણે એમને વિશે કેવો મત બાંધ્યો હતો અને હાલ આપણે તેથી ઉલટો તેમને માટે કેવો અભિપ્રાય બાંધીએ છીએ! તેઓની જાણમાં કૃષ્ણ કામક્રોધવિવર્જિત, સત્યવાદી, સર્વ દોષથી રહિત, સઘળામાં ઉત્તમ, સર્વજ્ઞ અને સર્વકૃત્ હતાઃ આપણે તેમને લંપટ, દહિમાખણના ચોર, કુચાલવાળા, મિથ્યાવાદી, રિપુવશીભૂત, અને બીજા ઘણા દોષોથી ભરેલા જાણીએ છીએ. અસલી ગ્રંથોમાં જેમને ધર્મના પરમ આદર્શ ગણેલા, તેમને જે લોકોએ આટલે બધે દરજ્જે ઉતારી પાડયા છે તે લોકોમાં ધર્મનો લોપ થયેલો હોય તો તેમાં નવાઇ શી?

યુધિષ્ઠિરે જે ધાર્યું હતું તેજ થયું. અણગમતી પણ સાચી વાત જે કોઇએ કહેલી નહિ તે તેમણે યુધિષ્ઠિરને કહી. તેમને ભલું મનવવાનું છોડી દઇ તેમણે ચોખ્ખુંજ કહ્યું કે, "તમે રાજસૂયયજ્ઞ કરવાને અધિકારી નથી, કારણ તમે સમ્રાટ્ એટલે શહેનશાહ અથવા રાજાઓના રાજા નથી. હાલ તેવો તો મગધ દેશનો રાજા જરાસંધ છે. તેને જીત્યા વિના તમે રાજસૂયના અધિકારી પણ નહિ થઇ શકો, તેમ તમારાથી તે સંપૂર્ણ થઇ શકશે પણ નહિ."

જેઓ કૃષ્ણને સ્વાર્થી તથા ઠગ કહેતા હશે તે લોકો વખતે એમ કહેશે કે આ માત્ર કૃષ્ણનો પોતાનો અભિપ્રાય હશે; જરાસંધ તેમનો આગળનો શત્રુ હતો, કૃષ્ણ પોતે તેને દૂર કરી શકયા નહતા અને તેથી હવે બરાબર લાગ આવેલો જોઇ બળવાન પાંડવો મારફતે તેનો વધ કરાવી પોતાનું કામ સાધી લેવા તેમણે આવી સલાહ આપી હશે.

---

* યુધિષ્ઠિરના મોઢામાંથી બરાબર આજ શબ્દો નીકળેલા, અને તે કોઇએ લખી રાખી મહાભારતમાં આ પ્રમાણે મૂકયા છે, એમ અમારૂં કહેવું નથી. અસલ મહાભારતમાં તે વિશે શું જણાવેલું છે તેજ કહેવાની આ પુસ્તકની મતલબ છે.

પણ હજુ એક વાત બાકી છે. જરાસંધ મોટો શહેનશાહ હતો અને વળી તૈમૂર અથવા પહેલા નેપોલીઅન જેવો તે જુલ્મી શહેનશાહ હતો. આખી દુનીઆ તેના જુલમથી પીડાતી હતી. જરાસંઘે પણ રાજસૂય કરવા માટે પ્રતિજ્ઞા લીધી હતી; અને પોતાના બાહુબળવડે રાજાઓ સમસ્તને જીતી લઇ, જેમ સિંહ કોઇ પર્વતની ખીણમાં હાથીઓને કેદ કરી રાખે, તેમ તેણે તેમને પર્વતપર આવેલા કિલ્લાઓમાં કેદ રાખ્યા હતા. રાજાઓને એ પ્રમાણે કેદ રાખવામાં તેની એક ભયાનક મતલબ હતી. તેનો ઇરાદો યજ્ઞ વખતે એ બધા રાજાઓનો ભોગ આપી મહાદેવને સંતોષવાનો હતો. પૂર્વે કોઇ કોઇ વખત માણસોનું બળિદાન યજ્ઞમાં અપાતું હતું એ સૌ જાણે છે* કૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું "હે ભરતકુળના દીપક ! મોટા માનવંતા રાજાઓ બળિપ્રદાનાર્થે કેદમાં પકડાઇ જઇ પશુની માફક પશુપતિને ઘેર મહા કષ્ટથી પોતાનું જીવન ગાળે છે. ક્રૂર જરાસંધ જરૂર તેમનો વધ કરશે, અને તેટલાજ માટે તેની જોડે યુદ્ધ કરવા પ્રવૃત્ત થવાની સલાહ હું આપું છું. એ દુરાત્માએ છયાશી ભૂપતિઓને તો પકડી આણ્યા છે, અને બીજા ચૌદને આણ્યા પછી તે બધાને મારી નાંખશે. હે ધર્માત્મા ! આ વખતે જે માણસ એ દુરાત્મા જરાસંધના એ ક્રૂર કામમાં વિઘ્ન નાંખી શકશે તેના ગુણ ભૂમંડળમાં અખંડ ગવાશે, અને જે એનો પરાજય કરી શકશે, તેનેજ નિશ્ચય સામ્રાજ્ય એટલે શહેનશાહત પ્રાપ્ત થશે."

આ ઉપરથી જણાશે કે જરાસંધને માટે જે સલાહ કૃષ્ણે આપી હતી તેમાં તેમનું પોતાનું હિત જરાએ નહતું—યુધિષ્ઠિરનું તેથી ઇષ્ટ થાય તેમ હતું, છતાં કૃષ્ણનો ઉદ્દેશ તે પણ નહતો. કેદ પકડાયેલા રાજાઓનું હિત, જરાસંધના જુલમથી દુ:ખી થતા ભરતખંડનું હિત, સાધારણ લોકનું હિત, એજ માત્ર તેમની મતલબ હતી. કૃષ્ણ પોતે તો

---

* નરબળિ ક્વચિત્જ અપાતો, એ કંઇ સાધારણ બનાવ નહતો. કૃષ્ણ એક જગાએ કહે છે કે "મેં કોઇ જગાએ પણ માણસનું બળિદાન અપાયેલું જોયું નથી." ધાર્મિક માણસો એ ભયાનક પ્રથા સામું જોતા પણ નહતા.

તે વખતે રૈવતક પર્વતના આશ્રય નીચે જરાસંધના જોર અને સત્તાથી પણ અજેય—ન જીતી શકાય તેવો થઇ પડયો હતો. તેથી જરાસંધના મોતથી તેમને કાંઇ ઇષ્ટાનિષ્ટ હતુંજ નહિ. જો તેમ હોય તો પણ લોકોનું જેનાથી ભલું થાય તેવીજ સલાહ આપવી એ પોતાનો ધર્મ તે સમજતા હતા, પછી તે સલાહને અંગે પોતાનો કાંઇ સ્વાર્થ સિદ્ધ થતો હોય તો ભલે. આ કામ કર્યાથી લોકોનું ભલું થશે, તેમ થોડો મને પણ લાભ થશે, અને તેથી જો તે કામ કરવાની હું કોઇને સલાહ આપીશ તો દુનીઆ મને સ્વાર્થી કહેશે, તેથી મારે તેવી સલાહ આપવી નહિ, આવી રીતનો જેને વિચાર આવે તે ખરેખરો સ્વાર્થપર અને અધાર્મિક છે એમ સમજવું, કારણ તેણે પોતાની આબરૂનોજ વિચાર કર્યો, લોકહિતનો વિચાર કર્યોજ નહિ. જે એવું કલંક—સ્વાર્થપરતાનું કલંક પણ માથે વહોરી લઇ દુનિયાનું ભલું કરે, તેજ આદર્શ ધાર્મિક મનુષ્ય કહેવાય. શ્રીકૃષ્ણ સદા આદર્શ ધાર્મિક હતા.

યુધિષ્ઠિર પણ ચારે તરફ નજર રાખી કામ કરનાર માણસ હતા, તેથી જરાવારમાં જરાસંધ જોડે લઢાઇ કરવા તૈયાર થાય તેવા નહતા, પણ ભીમનાં મગરૂરી ભરેલાં અને જુસ્સાદાર, તેમ અર્જુનનાં વીર્યશાલી વચન સાંભળી, કૃષ્ણની સલાહથી છેવટ તે રસ્તો લેવાનો તેમણે કબૂલ કર્યો. જેની અગણિત સનાના ભયથી બળવાન યાદવોને રૈવતક પર્વતનો આશ્રય લેવો પડેલો તેને જીતવા માત્ર ભીમ, અર્જુન અને કૃષ્ણ એ ત્રણ જણેજ જવું, એ કેવી રીતની સલાહ? એ સલાહ આપનાર કૃષ્ણ, અને તે તેમણે પોતાના હમેશાના આદર્શ ચરિત્રને અનુસરીજ આપેલી. જરાસંધ પોતે દુરાત્મા હતો તેથી તે તો સજાને લાયક થયેલો ગણાય, પણ તેના સૈનિકો, સિપાઇઓએ શો અપરાધ કરેલો કે તેમની સામું લશ્કર લઇ જઇ લઢી, તેમનો વધ કરવો? એમ લશ્કર સાથે લઢાઇ કરવાથી કેવળ નિર્દોષ મનુષ્યોની હત્યા થાય છે એટલુંજ નહિ પણ ખરો અપરાધી માણસ બચી જાય છે. જરાસંધનું લશ્કર ઘણું મોટું અને પાંડવોનું નાનું હોવાથી તેઓ તેની બરોબરી કરી શકે તેમ હતું નહિ. તે વખતના ક્ષત્રિયો જો કોઇ તેમને દ્વૈરથ્ય યુદ્ધમાં ઉતરવા—એટલે એકલે હાથે સામ-

સામા લઢાઇમાં ઉતરવા–duel રમવાનું–વેણ સંભળાવતું યાતો તેડું કરતું તો તેને ના કહેવી એ બાયલાપણું સમજતા હતા,* તેથી કૃષ્ણનો બેત એવો હતો કે, નકામો લોકોનો સંહાર ન કરતાં તેમણે ત્રણ જણેજ માત્ર જરાસંધ પાસે જઇ તેને એકલે હાથે લઢાઇ કરવાનું કહેવું. તે ત્રણ જણમાંથી ગમે તે એક જણ જોડે તો તે જરૂરજ લઢાઇમાં ઉતરવાની હા કહેશે. તેમ થાય એટલે જેનું શરીર વધારે મજબૂત, જેનું સાહસ વધારે અને જેની કેળવણી વિશેષ તે જરૂર જીતવાનોજ. આવી રીતની લઢાઇઓમાં એ ચારે જણા શ્રેષ્ઠ હતા. હવે જો કે આ પ્રમાણે યુદ્ધ કરવાનો વિચાર કરી એ ત્રણે જણા નીકળ્યા તોપણ સ્નાતક બ્રાહ્મણોનો છૂપો વેશ ધારણ કરી તેઓ ત્યાં ગયા, તેનું શું કારણ હશે તે સમજાતું નથી, કારણ છાનોમાનો જરાસંધને પકડી મારી નાંખવો એ તેમનો ઇરાદો નહતો. ગઢના બુરજ આગળ મૂકેલા નગારાના કકડે કકડા કરી નાંખી, બુરજ ભાંગી નાંખી શત્રુભાવે તેઓએ જરાસંધની સભામાં પ્રવેશ કરેલો તેથી છૂપી રીતે કાંઇ કામ કરવું એ તેમની મતલબ હોવી ન જોઇએ. કૃષ્ણ અને અર્જુનને એવો છૂપો વેશજ અયોગ્ય હતો. આ સિવાય એક બીજી પણ બાબત છે જે બહુ શોચનીય અને કૃષ્ણ તથા અર્જુનને શોભે નહિ તેવી છે. જરાસંધ પાસે ગયા પછી ભીમ અને અર્જુન "નિયમસ્થ" થઇ ગયા, એટલે કે તેમણે વાત કરવાની ના કહી, મુનિવ્રત લીધું હોય તેમ બતાવ્યું. તેથી જરાસંધ જોડે વાતચીત કરવાનું કૃષ્ણને માથે આવી પડયું. કૃષ્ણે કહ્યું "એ લોકોએ વ્રત લીધું છે તેથી હમણાં કોઇ જોડે વાતચીત કરશે નહિ. પહેલી રાત ગયા પછી તમારી જોડે બોલશે." જરાસંધ એ વાત સાંભળી તેમને યજ્ઞાલયમાં–યજ્ઞ કરવાની જગામાં–ઉતારો આપી, પોતાને મહેલ ચાલ્યો ગયો, અને પાછો ફરી પાછલી રાત્રે તેમની પાસે આવ્યો.

આમાં પણ એક જાતનું કળાકૌશલ્ય વાપરેલું જણાય છે, જોકે તે ઘણા ઉંચા પ્રકારનું નથી. એને ચતુરાઇ કહીએ તો ચાલે, પરંતુ

---

* કાલયવન ક્ષત્રિય નહતો.

ધર્માત્માને છાજતી એ વર્તણુક કહેવાય નહિ. હવે એ કળાકૌશલ્ય અથવા ફંદનો ઉપયોગ કરવાની મતલબ શી હશે તે આપણે જોઇએ. જે કૃષ્ણાર્જુનને આટલા બધા દિવસ થયા આપણે ધર્મના આદર્શ તરીકે ગણુતા આવ્યા છીએ તેમની આ પ્રમાણે એકાએક અવનતિ–પડતી–તે કેમ થઇ ? એ ચતુરાઇ કરવાની કાંઇ એવી મતલબ હોય કે જેના વડે પોતાનું ધારેલું કામ પાર પડે, એ ફંદ રમવાથી શત્રુનો ઘાત થાય એમ હોય તો તો આપણે સમજી શકીએ કે એવાં કળાકૌશલ્યનો આશ્રય એ લોકોએ તે માટે લીધો હશે, પણ જો તેમજ હોય તો તો આપણે એટલું પણ કહેવું પડે કે, એ લોકો ધર્માત્મા તો કહેવાયજ નહિઃ જે રીતે કૃષ્ણના ચરિત્રને આપણે વિશુદ્ધ ગણુતા આવ્યા છીએ તેવી રીતનું એ આચરણ નથી.

જે લોકોએ જરાસંધ–વધ–વૃત્તાન્ત પહેલેથી છેલ્લે સુધી વાંચ્યો ન હોય તે તો એમજ કહેશે કે એ ચતુરાઇની મતલબ તો સહજ સમજાઇ જાય એવી છે. મધ્ય રાત્રે જ્યારે જરાસંધ એકલો આવી મળે, ત્યારે તેનાપર એકાએક હુમલો કરી તેને મારી નાંખવો, એજ તેમની મતલબ હોવી જોઇએ, અને તે પ્રમાણે જ્યારે રાત્રે જરાસંધ તેમની પાસે આવ્યો હશે ત્યારે તેમણે તેમ કર્યુંજ હશે. ખરૂં જોતાં, એવી તેમની મતલબ હતીજ નહિ અને તેઓનો જ્યારે મધ્ય રાત્રે જરાસંધ જોડે મેળાપ થયો ત્યારે તેઓએ એવું કાંઇ કર્યું પણ નહિ. તેઓ મધ્ય રાત્રે જરાસંધને મળ્યા, પણ એવો હુમલો કરવાનો પ્રયત્ન સરખો પણ તેમણે કર્યો નહિ. મધ્ય રાત્રે યુદ્ધ પણ થયેલું નહિ, તે તો દિવસેજ થયેલું; તેમ છૂપી લઢાઇ પણ થયેલી નહિ. આખા શહેરના લોકની સમક્ષ યુદ્ધ થયેલું. યુદ્ધ પણ એક દિવસ ચાલેલું નહિ, ચૌદ દિવસ સુધી લંબાયેલું. તેમ ત્રણ સાથે લઢેલા નહિ, પણ માત્ર એક-એક જણ જરાસંધ સામું લઢાઇમાં ઉતરેલો. એકાએક જરાસંધપર હુમલો કરેલો નહિ, પણ તેને લઢાઇમાં ઉતરવા તૈયાર થવા ઘણો અવકાશ આપેલો. વખતે આ યુદ્ધમાં હું મરી જઇશ તો પાછળથી પંચાતી ન પડે, માટે તેણે પોતાના છોકરાને ગાદીએ સુદ્ધાં બેસાડેલો,

એટલો બધો અવકાશ તેને આપવામાં આવેલો. જરાસંધને એ લોકો મળેલા તે વગર હથીઆરે. વળી તેનાથી તેમણે કાંઇ પણ છૂપું રાખેલું નહિ, કારણ તેણે તે બાબત સવાલ કરતાંજ કૃષ્ણે પોતાનું ઓળખાણ આપેલું. લઢાઇ ચાલતી વખત જરાસંધનો ગોર લઢાઇમાં કાંઇ જખમ વગેરે થાય તેના ઉપાય કરવા સારૂ દવા લઇ તેની પાસે હાઝર રહ્યો હતો અને કૃષ્ણના પક્ષને તો તેવી જરાએ સહાયતા હતી નહિ, છતાં એ યુદ્ધ અન્યાયી હતું એવું કોઇએ કહેલું નથી. લઢાઇમાં જરાસંધને ભીમે બહુ હંફાવી પીડા આપેલી, તેથી દયાવાન કૃષ્ણે ઉલટો તેમ કરતાં ભીમને અટકાવેલો. જેણે આ પ્રમાણે ચાલ ચલાવેલી, તેણે એજ કામમાં ચતુરાઇ, લુચ્ચાઇ શા માટે કરેલી? તે એવી ઉદ્દેશશૂન્ય ચતુરાઇ કરે એવું સંભવે પણ ખરૂં? જે મૂર્ખ હોય તે અલબત્ત એવી વગર મતલબની લુચ્ચાઇ કરે, પરંતુ કૃષ્ણ ને અર્જુન ગમે તેવા હતા પણ બેવકૂફ નહતા, એ વાત તો તેમના શત્રુઓ પણ કબૂલ કરે છે, અને જો તેમ છે તો આવા પ્રકારની લુચ્ચાઇની વાત આવી ક્યાંથી? આખા જરાસંધપર્વાધ્યાયની બીજી હકીકત જોડે જે વાત બંધ બેસતી નથી, તે એમાં દાખલ શી રીતે થઇ ગઇ? એ કોઇએ તેમાં ગોઠવી દીધી હશે, એ સિવાય બીજો એનો ઉત્તર નથી, છતાં તેનો આપણે વધારે વિચાર કરીએ.

આપણે જોયું છે કે મહાભારતમાં કોઇ જગાએ આખો અધ્યાય તો કોઇ જગાએ પર્વાધ્યાય પાછળથી દાખલ થઇ ગયેલો છે અને તેમ જ્યારે અધ્યાય દાખલ થઇ જાય ત્યારે કેટલાક મૂળ અધ્યાયોમાં કેટલોક ભાગ યા કેટલાક શ્લોકો પણ પાછળથી શા માટે ઘુસાડી ન શકાયા હોય? એમાં અજબ થવા જેવું કશું નથી. ઉલટું પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં બધેજ એવું થયું છે એ વાત જગજાહેર છે, તેથીજ વેદાદિની આટલી બધી જુદી જુદી શાખાઓ, રામાયણાદિ ગ્રંથોના જૂદા જૂદા પાઠો અને શંકુતલા, મેધદૂત વગેરે મુકાબલે નવા ગ્રંથોમાં પણ આટલો બધો પાઠફેર જોવામાં આવે છે. એ બધા જ ગ્રંથોમાં અસલ ભાગમાં કાંઇ નહિ તો એક અથવા બે અથવા ચાર શ્લોક વચમાં વચમાં દાખલ થઇ ગયેલા જણાય છે, તેમજ મૂળ મહાભારતમાં

પણ તેવું થયું હોય તો તેમાં નવાઇ જેવું કશુંએ નથી.

હવે જે શ્લોક આપણા મતને મળતા ન હોય, તેનાથી ઉલટા હોય, તે સઘળા નવા ગણી તેને કાઢી નંખાય નહિ. કયા નવા અને કયા નહિ તેનું બરાબર નિદર્શન કરવું જોઇએ, અને જેમાં નવીનતાનાં ચિહ્ન બતાવી શકાય તેજ માત્ર કાઢી નાખવાનો આપણને અધિકાર રહે.

ઘણા પ્રાચીન કાળમાં જે દાખલ થઇ ગયેલો ભાગ તે શોધી કાઢવાને આભ્યંતરિક પ્રમાણ–Internal evidence–સિવાય બીજો રસ્તો નથી અને તે પ્રમાણમાં પણ સૌથી શ્રેષ્ઠ પ્રમાણ તે અસંગતિ –વિરોધ. જ્યારે કોઇ પુસ્તકમાં આપણે એવી વાત જોઇએ કે જે તે પુસ્તકના બીજા બધા અંશ જોડે બંધ બેસતી ન હોય–તેનાથી વિરોધી હોય–તો એટલું તો નક્કીપણે કહી શકાય કે તે તે ગ્રંથ કરનાર યા લખનારની ભૂલ–ભ્રમ–પ્રમાદનું પરિણામ હોવું જોઇએ, યા તો તે પાછળથી દાખલ થયેલી હોવી જોઇએ. ભ્રમ અથવા પ્રમાદનું પરિણામ કયું અને નવો દાખલ થયેલો અંશ કયો તે સહેલથી નક્કી થઇ શકે છે. જેમ રામાયણની કોઇ નકલમાં આપણે એવું લખેલું જોઇએ કે રામે ઉર્મિલા સાથે લગ્ન કર્યું તો તે નકલ કરનારની ભૂલ સમજીએ, પણ જ્યારે એવું લખેલું જોઇએ કે ઉર્મિલા જોડે લગ્ન કરવા માટે રામ લક્ષ્મણને માંહોમાંહે તકરાર પડી અને છેવટે ઉર્મિલા લક્ષ્મણનેજ આપવી એવો રામે નિશ્ચય કર્યો, ત્યારે આપણાથી એમ કહી ન શકાય કે એ માત્ર નકલ કરનાર યા ગ્રંથ લખનારની ભૂલનું પરિણામ હશે. ભાઇઓભાઇનાં સૌહાર્દ–પ્રેમ–લાગણી બતાવવાના ઉત્સુક કોઇ રસિકના રસનું એ પરિણામ, અને તે પાછળથી દાખલ થઇ ગયેલું હોવું જોઇએ એમ કહી શકાય. તેમજ જરાસંધપર્વાધ્યાયની આ કેટલીક બાબતો જેનો હાલ આપણે વિચાર કરીએ છીએ તે એજ પર્વાધ્યાયના બીજા અંશથી વિરોધી છે, એમ આપણે જોયું છે. તેમ તે ગ્રંથ લખનાર યા નકલ કરનારની ભૂલ ગણીને કાઢી નંખાય તેમ પણ નથી, અને તેથી તેને આપણે નવીન દાખલ થયેલાં કહી શકીએ.

આને માટે વખતે વાચક પ્રશ્ન કરશે કે જો કોઇએ એવી બાબત દાખલ કરી દીધેલી હોય તો તે શું એવો બેસમજ હશે કે અસંલગ્ન–બંધ ન બેસે તેવો વિષય અંદર દાખલ કરી દે? તેમ કરવામાં તેની મતલબ શી હોય? આનો જવાબ એ છે કે, મહાભારતની રચનાના ત્રણ થર છે, તેનો છેલ્લો થર જૂદા જૂદા માણસોનો બનાવેલો છે, પરંતુ અસલ મૌલિક થર માત્ર એકજ હાથની કૃતિ છે. તેમજ બીજો થર એ પણ એકજ હાથની રચના છે, એ બંને થરના રચનાર શ્રેષ્ઠ કવિઓ હતા, પરંતુ તેમની રચનાપ્રણાલી, લખવાની શૈલી–ઢબછબ સ્પષ્ટ રીતે જૂદી જૂદી જાતની દેખાઇ આવે છે. બીજો થર લખનાર છે, તેનાં કેટલાંક ખાસ લક્ષણ છે. યુદ્ધપર્વમાં તો તેનો ઘણોજ હાથ છે, એ પર્વનો મોટો ભાગ તેની કલમથીજ લખાયેલો છે, એ સઘળું આગળ જતાં આપણે જોઇશું. એ કવિની રચનાનાં બીજાં લક્ષણોમાં એક મુખ્ય લક્ષણ એ છે કે કૃષ્ણને ચતુરચુડામણિ–ચતુર (પહોંચેલા) માણસોનો સરદાર–બનાવવાની તેને બહુ હોંસ હતી. કૃષ્ણને એવા વર્ણવવાનું તેને બહુ ગમતું હતું. બીજા બધા ગુણ કરતાં બુદ્ધિનું કૌશલ્ય તેને બહુ મનભાવતું હતું. એવા માણસો આજ પણ ઘણા મળી આવે છે,–ઘણા કેળવાયેલા ઉંચ જાતિના માણસો હાલ પણ મળી આવશે કે જેઓ કૌશલ્યવાળા, બુદ્ધિમાન, ચતુર નરોનેજ મનુષ્યત્વના આદર્શ જેવા ગણે છે. યૂરોપમાં તો તેવા માણસો બધાને બહુજ પ્રિય છે. તેમનામાંથી હાલની Diplomacy વિદ્યાની ઉત્પત્તિ થઇ છે. બિસ્માર્કને એક દિવસ આખી દુનીઆ વખાણતી હતી. થેમિસ્ટોકિલસના કાળથી તે આજ સુધી એ વિદ્યામાં જે ચાલાક તેનેજ યૂરોપ વખાણતું આવ્યું છેઃ Francis d' Assisi કે Imitation of Christ એ ગ્રંથો લખનારને પૂછે છે પણ કોણ? મહાભારતના બીજા કવિને પણ એજ નમૂનાનો માણસ માન્ય હતો, તેમ કૃષ્ણના ઇશ્વરત્વ વિશે તેને પૂરેપૂરો વિશ્વાસ હતો તેથીજ તેણે પુરૂષોમાં ઉત્તમ એવા કૃષ્ણને ચતુરાઇથી પૂર્ણ બનાવ્યા. દ્રોણહત્યા સંબંધે વિખ્યાત કથા જોડી કાઢનાર, તેજ; જયદ્રથના વધ વખતે સુદર્શન ચક્રથી સૂરજને ઢાંકી દેનાર, કૃષ્ણા-

ર્જુનના યુદ્ધ વખતે અર્જુનના રથનું પૈડું અટકી જવાથી તેના ઘોડાને બેસાડી દેનાર, તેમજ કૃષ્ણની પાસે બીજાં અદ્ભુત કામો કરાવનાર એજ કવિ છે. તેથી આ સ્થળે એટલુંજ કહેવું બસ થશે કે જરાસંધપર્વાધ્યાયમાં આવી નહિ બંધ બેસતી અર્થ વિનાની બાબતોના શ્લોક ઘુસાડી દેનાર તેજ હોવો જોઇએ, અને તેમ કરવામાં તેની મતલબ માત્ર કૃષ્ણની ચતુરાઇ બતાવવાનીજ હશે. આ વિષે આટલીજ સાબિતી હોય તો વખતે એ હકીકત માનતાં સંશય રહે, પરંતુ એ સિવાય એ અધ્યાયમાં તેનો વિશેષ હાથ છે એમ આપણે આગળ જોઇશું.

---

## પ્રકરણ ૭મું.

### કૃષ્ણ અને જરાસંધ વચ્ચે સંવાદ.

---

મધ્યરાત્રે જરાસંધે યજ્ઞાલયમાં પાછા આવી સ્નાતક વેશધારી ત્રણે બ્રાહ્મણોની પૂજા કરી, પરંતુ તેમણે જરાસંધની તે પૂજા સ્વીકારી કે નહિ તે વિશે સ્પષ્ટ રીતે આ ઠેકાણે કશું જણાવેલું નથી. બીજી જગાએ છે. અસલના ઉપર કોઇ બીજો કાંઇ કારીગરી કરવા જાય તો તેમાંથી આવીજ ગડબડાટ ઉભી થાય છે.

જરાસંધ તેમને મળ્યો, અને એકબીજાની રીતસર કુશળ ખબર પૂછી. પછી તેણે કહ્યું કે, “હે વિપ્રો ! મને ખબર છે કે સ્નાતક વ્રતવાળા બ્રાહ્મણો માત્ર સભામાં જાય છે તે વખતેજ પુષ્પની માળા* તથા ચંદન ધારણ કરે છે, બીજી વખત કરતા નથી, માટે

* આ પુષ્પની માળા તેમણે એક માળી પાસેથી જોરજુલમથી લઇ લીધેલી એવું લખેલું છે. જે લોકોની પાસ એટલી સમૃદ્ધિ હોય કે તે રાજસૂયયજ્ઞ કરવા ઉભા થાય તેમની પાસ શું એટલા પૈસા નહિ હોય કે તેમને ત્રણ માળાઓ ખૂંચવીને લેવી પડે ? કપટથી ધૂત રમાડી જેમની પાસેથી રાજ છીનવી લેવામાં આવેલું અને જેઓ એટલા ધર્માત્મા હતા કે માત્ર પોતાના વચનના બંધનને લીધે પોતે રાજ છોડી દીધેલું તે શું આવી લૂંટ કરે ? આ બધામાં બીજો થર લખનાર કવિનો હાથ છે. મગરૂર ક્ષત્રિયોના સ્વભાવના વર્ણનનેજ છાજતી એ બધી હકીકત છે.

તમો કોણ છો ? તમારાં વસ્ત્ર રાતા રંગનાં છે, શરીર પુષ્પમાળાથી અને ચંદનના લેપથી સુશોભિત થઇ રહ્યું છે. હાથપર ધનુષ્યો ખેંચવાનાં ચિહ્ન દેખાઇ આવે છે. સ્વરૂપપરથી ક્ષત્રિયતેજ સ્પષ્ટ દેખાઇ આવે છે છતાં તમો બ્રાહ્મણ તરીકે પોતાને ઓળખાવો છો, માટે સત્ય બોલો, તમે કોણ છો ? રાજાઓ આગળ સાચુંજ બોલવું સારૂં છે. શા માટે તમો શહેરના દરવાજાને રસ્તે ન આવતાં ચૈતક પર્વતનાં શિખરને તોડી તે રસ્તે દાખલ થયા ? બ્રાહ્મણો હમેશાં પોતાનું શૌર્ય બોલવામાં બતાવે છે, ને તમોએ તમારૂં શૌર્ય કામ કરીને બતાવ્યું છે, તો એવું વિરૂદ્ધાચરણ તમે શા માટે કર્યું હશે ? વળી તમો મારે ત્યાં આવ્યા ને મેં તમારી વિધિપૂર્વક પૂજા કરી તે તમે કેમ ગ્રહણ કરી નહિ ? માટે તમો અહિં શા માટે આવ્યા છો તે કહો. ”

આ ઉપરથી કૃષ્ણે સ્નિગ્ધ અને ગંભીર સ્વરે (અસલ મહાભારતમાં કોઇ જગાએ એવું જોવામાં આવ્યું નથી કે કૃષ્ણે ઉતાવળીઆ થઇ યા ગુસ્સે થઇ જવાબ આપ્યો હોય, તેમનો સ્વભાવ એવો હતો કે સઘળા શત્રુઓ તેમનાથી વશીભૂત થઇ જતા ) જવાબ આપ્યો કે “હે રાજન્ ! તું અમને સ્નાતક બ્રાહ્મણ તરીકે ગણે છે, પરંતુ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્ય ત્રણે જાતિઓ એ વ્રત લે છે. તેમાં કેટલાક વિશેષ ને કેટલાક સામાન્ય નિયમ પાળે છે. ક્ષત્રિય જો વિશેષ નિયમ પાળે છે તો તેને ઘણી સંપત્તિ મળે છે. જે ફુલની માળા પહેરે છે તે નક્કી શ્રીમંત થાય છે એમ ધારી અમે તે માળા પહેરી છે. ક્ષત્રિયો બાહુબળમાં જોરાવર હોય છે, વાણિમાં નહિ. એટલા માટે તેઓનાં ધીટ—જુસ્સાદાર વચનનો પ્રયોગ કરવા નક્કી કર્યું છે ”

આ વાત ભલે ચતુર માણસના મોઢામાં શોભે, પણ સત્યપ્રિય, ધર્માત્મા કૃષ્ણના મોઢામાં તે શોભતી નથી. પરંતુ જેણે છૂપો વેશ ધારણ કર્યો હોય તેને એવી વાત કર્યા સિવાય છુટકોજ નહિ. છુપા વેશની વાત બીજા થરના કવિએ દાખલ કરી દીધી હોય તો તો પછી આવી વાતચીત કરાવવાની જવાબદારી પણ તેનેજ માથે રહે

છે. જેણે કૃષ્ણને ચતુરશિરોમણિ બતાવવાનો પ્રયત્ન કર્યો છે, તે આ-વોજ ઉત્તર તેની પાસે અપાવે. તે ગમે તેમ હોય પણ એમતો સ્પષ્ટ દેખાઇ આવે છે કે બ્રાહ્મણ તરીકે પોતાને છૂપાવવામાં કૃષ્ણની કાંઇ મતલબ હતી નહિ, કારણ ક્ષત્રિય તરીકે પોતાને તે ઓળખાવે છે એટલુંજ નહિ પણ આગળ જતાં પોતે શત્રુભાવે લઢાઇ કરવા આવ્યા છે એવું પણ તે જણાવે છે. "વિધાતાએ ક્ષત્રિયના બાહુમાં બળ મૂક્યું છે. હે રાજા ! જો તારી ઇચ્છા અમારૂં બાહુબળ જોવાની હોય તો તે તું હમણાજ જોઇ શકશે એમાં સંદેહ નથી. હે બૃહદ્રથના પુત્ર! ધીર પુરૂષ શત્રુને ઘેર છૂપી રીતે અને મિત્રને ઘેર ખુલ્લી રીતે જાય છે. હે રાજા ! અમે શત્રુને ઘેર અમારૂં કામ સાધવા આવ્યા છીએ તેથી તેની કરેલી પૂજા કેમ ગ્રહણ કરીએ ? એ પૂજા ગ્રહણ ન કરવી એ અમારૂં હમેશાનું વ્રત છે."

અહિં સઘળું સ્પષ્ટ થઇ જાય છે, કાંઇ સંશય પડતી વાત રહેતી નથી. અહિં અધ્યાય પૂરો થાય છે ને છૂપા વેશનો ઘોટાળો પણ પૂરો થાય છે. પછીના અધ્યાયમાં કૃષ્ણ જે વાત કહે છે તે તદ્દન જૂદા પ્રકારની છે. અત્યારસુધી જેનું એવું ઉન્નત ચરિત્ર આપણે જોતા આવ્યા છીએ તેનેજ તે યોગ્ય છે. આગલા અને પાછલા અધ્યાયમાં કૃષ્ણચરિત્રનું જે વર્ણન છે તેમાં એટલો બધો તો તફાવત છે કે આપણે એમ કહીએ કે એ બે જૂદી જૂદી કલમની કૃતિ છે તો તેમાં કાંઇ બાધ નથી.

જરાસંધના ઘરને કૃષ્ણે શત્રુનું ઘર કહ્યું તે સાંભળી તેણે કહ્યું 'મેં કોઇ વખત તમારી જોડે શત્રુતા કરી હોય યા તમારૂં ભૂંડું કર્યું હોય એવું મને સાંભરતું નથી તો પછી નિરપરાધે તમે મને શા માટે પોતાનો શત્રુ કહો છો ?"

તેના જવાબમાં કૃષ્ણને જરાસંઘ જોડે શત્રુતાનું ખરેખરૂં કારણ હતું તે તેણે કહી દીધું. તેમની પોતાની જોડે જરાસંધને જે અણબ-નાવ હતો તે વિશે સ્હેજ પણ સવાલ તેમણે ઉઠાવ્યો નહિ. તેમની સાથે કાંઇ પણ અણબનાવને લીધે કોઇ તેમનો શત્રુ થઇ શકે એમ હતુંજ નહિ, કારણ તે પોતે સર્વત્ર સમદર્શી હતા. શત્રુ મિત્રને

સમાનજ જોતા. લોકો તેમને પાંડવના મળતીઆ ને કૌરવોના શત્રુ કહે છે, પરંતુ વાસ્તવિક રીતે આદિ મહાભારત તપાસતાં ઠેકાણે ઠેકાણે દેખાઇ આવે છે કે હમેશ તે ધર્મનો પક્ષ પકડતા અને અધર્મની સામે થતા; એ સિવાય બીજો પક્ષાપક્ષ તેમણે કર્યોજ નથી, પણ તે વાત હાલ પડતી મૂકીશું. અહિંતો આપણે જોઇએ છીએ કે કૃષ્ણે એક ઉપયાચક—માગવા આવનાર તરીકે પોતાનું ઓળખાણ જરાસંધને કરાવ્યું. પોતાને તેની જોડે અણબનાવ હતો તેને માટે તેમણે જરાસંધને પોતાનો શત્રુ કહી બોલાવ્યો નથી. જે મનુષ્યજાતિનો શત્રુ તેને કૃષ્ણે પોતાનો શત્રુ ગણ્યો, કારણ આદર્શ મનુષ્ય દરેક ચીજમાં, દરેક માણસમાં પોતાનેજ દેખે છે, તે સિવાય તે પોતાને બીજી રીતે ઓળખતોજ નથી, માટેજ તેમણે જરાસંધના સવાલના જવાબમાં જરાસંધે તેમનાપર જે અપકાર કરેલા તે ન કહેતાં માત્ર લોકોનાપર તેણે જે જુલમ કરેલો તે કહી બતાવ્યો. તેમણે કહ્યું, "મહાદેવને બળિદાન આપવા તેં રાજાઓને કેદ કરી રાખ્યા છે, તેથી યુધિષ્ઠિરની આજ્ઞાનુસાર અમે તારી પાસે આવ્યા છીએ." વળી તેની જોડે શત્રુતા થવાનું મુખ્ય કારણ કહેતાં કૃષ્ણ કહે છે, " બૃહદ્રથના પુત્ર ! તારા કરેલા પાપને લીધે અમે પણ પાપી થઇશું કારણ અમે ધર્મચારીઓનું અને ધર્મનું રક્ષણ કરવાને સમર્થ છીએ" **(આનો અર્થ એ છે કે, કોઇ બળવાન રાજા નિરપરાધી રાજાઓને મારતો નથી. તું દુર્બળ રાજાઓને બંધીખાને નાંખી રૂદ્રયજ્ઞ કરવા ઇચ્છે છે, એજ તારો અમારી સમક્ષ અપરાધ છે. કારણ અમે ધર્મ પ્રમાણે ચાલનારા પુરૂષોની રક્ષા કરવા સમર્થ છીએ).** વાંચનારનું ધ્યાન આ ઉત્તરપર વિશેષ ખેંચાય તેથી તે મોટે અક્ષરે છાપ્યો છે. એ શબ્દો ઘણા પ્રાચીન છે, પણ એમાં રહેલો અર્થ બહુ મહત્ત્વનો છે. જે ધર્મનું રક્ષણ કરવા અને પાપનું દમન કરવા સમર્થ હોય છતાં તે તેમ ન કરે તો તે પાપીનો મદદગાર થાય છે એમ સમજવું, માટે આ લોકમાં પોતાનાથી બની શકે તેટલું પાપનું નિવારણ કરવા પ્રયત્ન ન કરવો તેજ અધર્મ છે. "હું જાતે કાંઇ પાપ કરતો નથી, બીજાઓ કરે છે, તેમાં મારો શો દોષ ?" એવો બેપરવાઇનો જે

વિચાર સરખો કરે તે પણ એ સૂત્રને આધારે પાપીજ ગણાય છે, એટલા માટેજ દુનિયામાં જે જે સઘળા ઉત્તમ મનુષ્યો થઇ ગયા તેમણે એજ સૂત્રનું-ધર્મરક્ષા, અને પાપનિવારણનું વ્રત લીધેલું. શાક્યસિંહ (બુદ્ધ), ઇસૂખ્રીસ્ત વગેરે તેનાં ઉદાહરણો છે. એ વાક્યજ તેમના જીવનનું મૂળસૂત્ર હતું; શ્રીકૃષ્ણનું પોતાનું પણ તેજ વ્રત હતું. આ મહાવાક્ય ધ્યાનમાં ન રાખીએ તો એમનું જીવન સમજાયજ નહિ. જરાસંધ, કંસ, અને શિશુપાળનો વધ, મહાભારતના યુદ્ધમાં પાંડવોને કરેલી મદદ, અને ટૂંકામાં કૃષ્ણને હાથે થયેલાં બધાં કામને સમજવાની કૂંચી એજ સૂત્ર છે. એજ કામને પુરાણ લખનારાઓ, "પૃથ્વીના ભારનું હરણ" કહેતા આવ્યા છે. ઇસૂખ્રીસ્તને હાથે કે શાક્યસિંહને હાથે કે કૃષ્ણને હાથે પાપનું નિવારણ થયેલું. એ પાપના નિવારણનું જે વ્રત તેનુંજ નામ ધર્મપ્રચાર. હવે ધર્મનો પ્રચાર પણ બે રીતે થઇ શકે છે અને થયો છે. એક વાણીથી એટલે કે ધર્મસંબંધી ઉપદેશદ્વારા અને બીજો કાર્યતઃ—એટલે કે પોતાનાં બધાં કામ ધર્મના આદર્શ—નમૂના—પ્રમાણે કરવાથી. સદરહુ ત્રણે જણાઓએ બંને રીતે કામ કરેલાં. પરંતુ શાક્યસિંહ ને ખ્રીસ્તકૃત ધર્મપ્રચારમાં, ઉપદેશ મુખ્ય પદ ભોગવે છે. કૃષ્ણના ધર્મપ્રચારમાં કાર્ય—કામો—પ્રધાનપદ ભોગવે છે અને તે બંને કરતાં કૃષ્ણ વધારે મોટાજ કહેવાય, કારણ બોલવું સ્હેલું છે, કામ કરવું મુસ્કેલ છે, તેમજ વિશેષ ફળદાયક પણ છે.

વળી અહિં એક વધારે વાતનો વિચાર કરવો પણ ઘટે છે. કૃષ્ણે કંસ તથા શિશુપાળનો વધ કર્યો એવું આપણે આગળ કહ્યું છે, અને જરાસંધનો વધ કરવાને આવેલા તે વાતનો આ પ્રસંગ ચાલે છે, પરંતુ કોઇ સવાલ કરશે કે પાપી માણસનો વધ કરવો એ શું આદર્શ મનુષ્યને શોભે છે? જે બધાપર સમાન દૃષ્ટિ રાખે છે, જે પાપાત્માને પણ પોતા જેવો-આત્મવત્ ગણે છે, તે શું તેનું ભલું કરવા મથે નહિ, તેનો હિતાકાંક્ષી થાય નહિ? એ વાત ખરી કે પાપીને જીવતો રાખવાથી જગત્‌નું ભલું થાય નહિ, પણ તેનો વધ કરવો એજ માત્ર શું જગત્‌નો ઉદ્ધાર કરવાનો ઉપાય છે? પાપીને

પાપથી વિરત એટલે દૂર કરવો, ધર્મ વિશે તેને પ્રવૃત્ત કરવો, અને તેથી જગત્ અને પાપી બંનેનું એકી વખતે શ્રેય સાધવું એ શું તેનો વધ કરવા કરતાં શ્રેષ્ઠ ઉપાય નથી ? અને આદર્શ પુરૂષને શું તેમ કરવું ઘટતું નથી ? ઇસૂખ્રીસ્ત, શાક્યસિંહ અને ચૈતન્યે પાપીનો એજ રીતે ઉદ્ધાર કરવા માગેલો.

આ સવાલના બે જવાબ છે. એક તો એ કે, કૃષ્ણના ચરિત્રમાં એ ધર્મનો પણ અભાવ નથી, છતાં જ્યાં ક્ષેત્રભેદ હોય ત્યાં ફળભેદ પણ હોય. દુર્યોધન અને કર્ણ નાશ ન પામે અને ધર્મનો રસ્તો પકડી જીવતા રહે અને રાજ્ય કરે, એવો પ્રયત્ન તેમણે વિધિપૂર્વક કરેલો અને આગળ ઉદ્યોગપર્વમાં જે શ્લોક કહેલો છે કે "મારાથી બને તેટલો—મનુષ્યથી બની શકે તેટલો—પ્રયત્ન હું કરીશ, પરંતુ દૈવી કર્મ હું કોઈ રીતે કરી શકીશ નહિ" તે એજ સંબંધે તેમણે કહેલો. કૃષ્ણ મનુષ્યની શક્તિવડે કામ કરતા, તેથી કુદરતી રીતેજ તે શક્તિવડે જે કામ થઇ શકે નહિ તે કરવા જતાં કેટલીક વખત નિષ્ફળ થતા, પાછા પડતા. શિશુપાળના સો અપરાધ તેમણે ક્ષમા કરેલા. તે ક્ષમાની વાત ઉપર અલૌકિક ઉપન્યાસનું આવરણ આવી ગયું છે, છતાં તેનું તાત્પર્ય પણ યથાસ્થાને આપણે જોઇશું. કંસવધ વિશે તો આગળ કહેલુંજ છે.

પાઇલેટને ક્રાઇસ્ટને હાથે ક્રિશ્ચિયન થવાનો જેટલો સંભવ હતો તેટલોજ સંભવ કૃષ્ણને હાથે કંસને ધર્મનો રસ્તો સ્વીકારાવવાનો હતો. જરાસંધ સંબંધે પણ તેવુંજ કહી શકાય, છતાં તે વિશે જરાસંધ જોડે કૃષ્ણને વાતચીત થયેલી. તે કૃષ્ણનો ધર્મોપદેશ સાંભળે તો ક્યાંથી પણ ઉલટો તેજ વિષયપર કૃષ્ણને પોતાને તે એક ભાષણ સંભળાવે છે. "જુઓ, ધર્મ કે અર્થનો ઉપઘાત કરવાથી—તેને તોડવાથી મનને ખેદ પ્રાપ્ત થાય છે. જે માણસ ક્ષત્રિય કુળમાં જન્મ ગ્રહણ કરી ધર્મ જાણનારો હોઇ નિરપરાધે ધર્મને માટે લોકોનો નાશ કરે છે—સંહાર કરે છે તેનું આ લોકમાં અમંગળ થાય છે ને પરલોકમાં તે નરકે જાય છે, એમાં સંદેહ નથી," વગેરે. જ્યાં આવાં માણસ

હોય ત્યાં ધર્મોપદેશ શું કરી શકે ? જરાસંધને સન્માર્ગે આણવાનો બીજો શો ઉપાય હતો તે અમારી અક્કલમાં આવી શકતો નથી. હા, શ્રી કૃષ્ણુ પોતે માણસના કરતાં વધારે શક્તિ ધરાવે છે, એવો દાવો કરતા હોત તો તેમ થઇ શકત. બીજા ધર્મપ્રચારકોએ એ રસ્તો પકડેલો છે, પણ કૃષ્ણુચરિત્રજ એ અતિમાનુષી શક્તિનું વિરોધી છે. ક્રાઇસ્ટની માફક ભૂત કાઢવાં યા રોગ સારા કરવા, એવા એવા ઉપાયો દ્વારા કૃષ્ણે ધર્મપ્રચાર કર્યો નથી યા પોતાને દેવ ગણાવ્યા નથી.

આ ઉપરથી એટલું તો સમજાશે કે જરાસંધનો વધ એ શ્રી-કૃષ્ણુની મતલબ ન હતી. ધર્મની રક્ષા અર્થાત્ નિર્દોષ અને પ્રપીડિત રાજાઓનો છૂટકારો એજ તેમનો ઉદ્દેશ હતો. જરાસંધને ઘણી વાતો સંભળાવ્યા પછીજ તેમણે કહ્યું હતું કે, “ હું તે વસુદેવનો પુત્ર કૃષ્ણુ અને આ બે વીરપુરૂષ તે પાંડુના પુત્ર. અમે તને લઢાઇનું નોતરૂં દઇએ છીએ, કાં તો એ બધા રાજાઓને છોડી દે, કાં તો અમારી જોડે લડાઇ કરી જમને ઘેર જા.” જો જરાસંધે રાજાઓને છોડી દીધા હોત તો કૃષ્ણુ તેને જવા દેત. જરાસંધે તેમ ન કરતાં લઢાઇ કરવા મરજી બતાવી તેથી યુદ્ધ થયું. જરાસંધ લઢાઇ કર્યા સિવાય બીજે કોઇ રસ્તે સીધો ઉતરે તેવું હતુંજ નહિ.

બીજો જવાબ એ છે કે, ખ્રીસ્ત કે બુદ્ધના ચરિત્રમાં પાપીઓના ઉદ્ધાર માટે જેટલો પ્રયત્ન થયેલો જોઇએ છીએ તેટલો કૃષ્ણુના ચરિ-ત્રમાં મળી આવતો નથી, એ ખરી વાત છે. પરંતુ એ બે જણાનું કામજ ધર્મનો પ્રચાર કરવાનું હતું. કૃષ્ણે પણ ધર્મપ્રચાર કર્યો છે ખરો, પણ ધર્મપ્રચાર એ તેમનો ઉદ્યમ–વ્યવસાય–ન હતો. તે તો આદર્શ પુરૂષની નમૂનાદાર જીંદગીનું આનુષંગિક ફળ માત્ર હતું. આ ઉપરથી ખ્રીસ્ત કે શાક્યસિંહના કામને અથવા ધર્મપ્રચારકના વ્યવ-સાયને વખોડવાની મતલબ નથી. એ બન્ને જણાઓને મનુષ્યોમાં શ્રેષ્ઠ ગણી તેમની ભક્તિ કરવી ઘટે છે. તેમનાં ચરિત્રોમાંથી પણ ઘણું શીખવાનું મળે છે. ધર્મપ્રચારકનો વ્યવસાય ( વ્યવસાય એટલે જે કામમાં આપણે હમેશ મચ્યા રહીએ તે ) સર્વથી શ્રેષ્ઠ છે. પરંતુ જે

આદર્શ મનુષ્ય છે તેનો તે વ્યવસાય હોઇ શકતો નથી, કારણ તેવા માણસ તરીકે માણસ જાતથી જેટલાં કામ બની શકે તેટલાં બધાંજ તેને કરવાનાં છે. માત્ર એકજ કામને તે પોતાના વ્યવસાય તરીકે લઇ બેસી શકે નહિ, તેને બીજાં કામો કરતાં વધારે અગત્યતા-પ્રાધાન્ય આપી શકે નહિ. ઇસૂ કે શાક્યસિંહ આદર્શ પુરૂષો ન હતા, જો કે તેઓ મનુષ્યશ્રેષ્ઠ-માણસોમાં બહુ ઉંચી પંક્તિ ભોગવતા-હતા. માણસોનો જે શ્રેષ્ઠ વ્યવસાય તેજ તેમને પકડવો લાયક હતો, તેજ રસ્તો પકડી તેઓ લોકોનું ભલું પણ કરી ગયા છે.

આ વાત કેળવાયેલા માણસો સમજી શકે તેટલા માટે વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે. આપણે હાલ આદર્શ પુરૂષનો પ્રસંગ ચર્ચીએ છીએ. આદર્શનો અર્થ ઘણાઓ " Ideal " એ શબ્દવડે કરતા હશે, અને તે ખોટું નથી. હવે આપણે " Christian Ideal " લો. ખ્રીસ્તીઓનો આદર્શ પુરૂષ ઇસૂ ખ્રીસ્ત છે. નાનપણથી ખ્રીસ્તીઓનું સાહિત્ય શીખતા હોવાથી આપણા મનપર એ આદર્શ પુરૂષની છાપ પણ પડી ગયેલી છે. કોઇ આદર્શ પુરૂષની વાત થતાં તરત તેનો વિચાર પહેલો મનમાં આવે છે, અને તે અને આ એ બે આદર્શ એક બીજા જોડે મળતા આવે નહિ તો તેને કબૂલ રાખતાં મન અચકાય છે. ખ્રીસ્ત પાપીઓનો ઉદ્ધાર કરતો; કોઇ દુરાત્મા-પાપીનો પ્રાણ તેણે લીધો નથી, લેવાની શક્તિ પણ તેનામાં હતી નહિ. શાક્યસિંહ ને ચૈતન્યમાં આપણે તેજ ગુણ જોઇએ છીએ, માટે તેમને પણ આદર્શ પુરૂષ તરીકે સ્વીકારવા આપણે ઝટ તત્પર થઇએ છીએ. એથી ઉલટું, જોકે કૃષ્ણનું નામ પતિતપાવન છે, તોપણ પાપીઓના વધ કરનાર તરીકે જ ઇતિહાસ આપણને તેમની ઓળખ આપે છે; અને તેથી તેમને આદર્શ પુરૂષ કહેવામાં આવે છે ત્યારે એકાએક મન તે સમજી શકતું નથી. પરંતુ આ સંબંધે એક બીજી વાત વિચારવી જોઇએ. આ Christian Ideal તે શું યથાર્થ-ખરેખર મનુષ્યત્વનો આદર્શ છે ? સઘળી કોમનું જાતીય આદર્શસ્થાન શું એવુંજ હોઇ શકે ?

આ પ્રશ્નમાંથી વળી એક બીજો પ્રશ્ન ઉભો થાય છેઃ હિંદુઓને પોતાનો જાતીય-કોઇ આદર્શ છે કે નહિ ? Hindu Ideal છે કે

નહિ ? છે તો તે કેવો છે ? આ પ્રશ્ન જો કેળવાયેલા હિંદુઓને પૂછવામાં આવે તો જરૂર તેમાંના ઘણા તો માથુંજ ખજવાળવા માંડશે. કોઈ જટાધારી ધોળી દાઢી મૂછવાળા વ્યાસ વશિષ્ઠાદિ ઋષિને આગળ કરશે, તો કોઇ કહેશે માત્ર રાખ અને ભસ્મ ચોળવામાંજ એ આદર્શ સ્થાન આવી જતું નથી, અને ખરી વાત પણ તેજ છે. જો તેમાં આદર્શ સ્થાન આવી ગયું હોત તો આપણી આવી દુર્દશા થાતજ કેમ? પરંતુ એક દિવસ એવો પણ હતો કે જ્યારે હિંદુ જાત પૃથ્વીપર વસતી જાતોમાં શ્રેષ્ઠ હતી, પણ તે વખતનો હિંદુ તે આદર્શ હિંદુ કહેવાય ? આનો જવાબ આગળ અમારી સમજ મુજબ આપ્યો છે. રામચંદ્ર વગેરે ક્ષત્રિયો તે આદર્શ પ્રતિમાને મળતા આવનારા ખરા, પરંતુ યથાર્થ હિંદુ આદર્શ તે તો શ્રીકૃષ્ણજ, મનુષ્યત્વનું ખરેખરૂં આદર્શ સ્થાન તો તેજ. ઇસૂ ખ્રીસ્ત વગેરેમાં આદર્શની તેવી સંપૂર્ણતા મળવાનો જરા પણ સંભવ નથી.

આનું કારણ કહીશું. ધર્મતત્ત્વ નામના ગ્રંથમાં મનુષ્યત્વ શું તે સમજાવવા પ્રયત્ન કર્યો છે. માણસની બધી વૃત્તિઓની સંપૂર્ણ સ્ફૂર્તિ અને સામંજસ્ય તે મનુષ્યત્વ. જેને તે બધી વૃત્તિઓની સ્ફૂર્તિ અને સામંજસ્ય પ્રાપ્ત થયાં હોય તે આદર્શ મનુષ્ય; ક્રાઇસ્ટમાં તે ન હતું, શ્રીકૃષ્ણમાં હતું. રોમના શહેનશાહે કદી ઇસુને યાહુદીઓના હાકેમ તરીકે નીમ્યો હોત તો તે શું પોતાનો ઓધ્ધો બરાબર બજાવી શકત ? તેને રાજ કરતાં આવડત ? ન આવડત, કારણ રાજ્યકાર્યને સંબંધે જે જે વૃત્તિઓનું અનુશીલન કરવું જરૂરનું હતું, તે તેનામાં થયેલું હતું નહિ; તેથી જો એવો ધર્માત્મા પુરૂષ રાજકર્તા થાય તો તેથી લોકોનું જરાએ ભલું થાય નહિ. એથી ઉલટું શ્રી કૃષ્ણ તો સર્વથી શ્રેષ્ઠ નીતિજ્ઞ હતા, તે વાત પ્રસિદ્ધ છે. શ્રેષ્ઠ નીતિજ્ઞ તરીકે મહાભારતમાં તો તેમને ઠેકાણે ઠેકાણે વર્ણવ્યા છે, ને યુધિષ્ઠિર કે ઉગ્રસેન રાજકાજના કોઇ પણ મોટા કામમાં તેમની સલાહ લીધાવગર કાંઇ કામ કરતા નહિ. એજ પ્રમાણે કૃષ્ણે પોતે રાજા થયા વગર પણ પ્રજાનું ઘણું ભલું કર્યું છે. જરાસંધને ત્યાં પડેલા કેદીઓનો છૂટકારો એજ તેનું એક ઉદાહરણ છે. વળી એમ

ધારો કે યાહુદીઓએ રોમના શહેનશાહોનો જુલમ ન ખમાવાને લીધે સ્વતંત્ર થવાના ઇરાદાથી બળવો કરી પોતાનું સેનાપતિત્વ ઇસૂને આપ્યું હોત તો તે શું કરત? યુદ્ધ કરવાની તેનામાં શક્તિ પણ ન હતી, તેમ તેની તે તરફ પ્રવૃત્તિ પણ ન હતી. "Give unto Cæsar what is Cæsar's—સીઝરનું સીઝરને આપો એમ કહી તે રસ્તે પડત. કૃષ્ણ પણ યુદ્ધ માટે કાંઇ પ્રવૃત્ત હતા નહિ, છતાં ધર્માર્થ માટે યુદ્ધની જરૂર છે, એમ તે જાણતા હતા તેથી ધર્મને માટે યુદ્ધ થાય ત્યાં જરૂર તેમને પ્રવૃત્ત થવું પડતું, અને એક વખત યુદ્ધમાં ઉતર્યા પછી તે અજેય હતા, કોઇ તેમને જીતી શકતું ન હતું. ઇસૂ અભણ, વગર કેળવાયેલા હતા, કૃષ્ણ બધાં શાસ્ત્રોમાં પ્રવિણ હતા. બીજા બધા ગુણોમાં પણ તેમજ હતું. બંને જણા શ્રેષ્ઠ ધાર્મિક ને ધર્મજ્ઞ હતા. આ બધા સબબોને લીધે ખરા આદર્શ મનુષ્ય તે શ્રીકૃષ્ણજ અને Hindu Ideal તે Christian Ideal કરતાં શ્રેષ્ઠજ.

આવા પ્રકારનો સર્વગુણસંપન્ન મનુષ્ય એકજ કામ પકડી તેમાં પોતાનું જીવન સમર્પણ કરી શકે નહિ. તેને લીધે તેને બીજાં કામ કરવાં પડે છે. કેટલાંક એકબીજાની સાથે યોગ્યતા વિનાનાં કામ પણ માથે લેવાં પડે છે. જૂદા જૂદા મનુષ્યો જૂદી જૂદી જાતનાં કામ કરવાના અધિકારી હોય છે. કોઇને ચરિત્રભેદને લીધે, કોઇને અવસ્થાભેદને લીધે, કોઇને શિક્ષાભેદને લીધે ભિન્ન ભિન્ન સાધન યોજવાં પડે છે પણ આદર્શ મનુષ્યને બધી જાતનાં કાર્યમાં આદર્શરૂપ હોવું ઉચિત છે, તેટલા માટેજ શાક્યસિંહ, ઇસૂ કે ચૈતન્યની માફક સંન્યાસ લઇ ધર્મપ્રચાર તેજ એક પોતાનો ઉદ્યમ સમજી તેને પકડી રહેવું એ શ્રીકૃષ્ણથી બની શકે તેવું ન હતું. કૃષ્ણ તો સંસારી, ગૃહસ્થાશ્રમી, રાજનીતિના જાણનારા, લડવૈયા, દંડપ્રણેતા, તપસ્વી અને ધર્મપ્રચારક હતા. સંસારીના, ગૃહસ્થાશ્રમીના, રાજાઓના, યોદ્ધાઓના, રાજપુરૂષોના, તપસ્વીઓના, ધર્મવેત્તાઓના, ટૂંકામાં કહીએ તો મનુષ્યત્વ આખાના સઘળા અંગના આદર્શરૂપ હતા. જરાસંધ વગેરેનો વધ કરવો તે આદર્શ રાજપુરૂપ ને દંડપ્રણેતાને અવશ્ય કરવા લાયક કામ હતું. Hindu Ideal તે આનું નામ. અસંપૂર્ણ બૌદ્ધ અને ખ્રીસ્તી ધ-

ર્મના આદર્શ પુરૂષને આપણે નમૂનાદાર માણસ ગણીએ છીએ અને સંપૂર્ણ એવા હિંદુ ધર્મના આદર્શ પુરૂષને આપણે ઓળખી શકતા પણ નથી.

પરંતુ એ વાત ધ્યાનમાં લેવાનું એક મોટું પ્રયોજન છે, કારણ તેના પેટામાં એક બીજી વિસ્મયકારક વાત સમાયેલી છે: ખ્રીસ્તી યૂરોપમાં તેમજ હિંદુ ભરતખંડમાં પોતાપોતાના આદર્શને અનુરૂપ ફળ થવાને બદલે તેનાથી બહુ વિપરીત ફળ થયાં છે. ખ્રીસ્તીઓનો આદર્શ પુરૂષ, નમ્ર, શાંત, નિર્વિરોધી, અને સન્યાસી જેવો હતો: હાલના ખ્રીસ્તીઓ તેથી ઉલટાજ છે. હાલનું યૂરોપ તે આ દુનીઆનુંજ માત્ર સુખ શોધનારા લડાયક યોદ્ધાઓની એક વિસ્તીર્ણ છાવણી જેવું છે. હિંદુસ્તાનનો આદર્શ પુરૂષ સર્વ કામ કરે તેવો હતો: હાલના હિંદુ બધાંજ કામ કરવા નાલાયક છે. આવી રીતનું વિપરીત ફળ આવ્યું તેનો સબબ શો? આ પ્રશ્નનો ઉત્તર સ્હેજ આપી શકાય. બંને દેશના લોકોના મનમાંથી એ મૂળ આદર્શ લોપ થઇ ગયો છે. એ બંને દેશમાં એક વખત એજ આદર્શ પ્રબળ હતો. પ્રાચીન ખ્રીસ્તીઓ ધર્મપરાયણ અને સહનશીલ હતા. પ્રાચીન હિંદુ રાજાઓ અને રાજપુરૂષો પોતાના આદર્શના સર્વ ગુણોનું પ્રમાણ લઇનેજ ચાલતા. જે દિવસથી હિંદુઓના ચિત્તમાંથી તે આદર્શ ખસવા લાગ્યો—જે દિવસથી આપણે કૃષ્ણચરિત્રની અવનતિ કરવા માંડી તે દિવસથી આપણી સામાજીક અવનતિ—પડતી થવા માંડી. જયદેવના ગીતગોવિંદના કૃષ્ણનું અનુકરણ બધે થવા લાગ્યું, મહાભારતના કૃષ્ણને કોઇ યાદ સરખું પણ કરતું નથી.

જો કે જરાસંધવધના વિષયને આ ઉપર કહેલી બાબત જોડે વધુ સંબંધ નથી પરંતુ હિંદુ આદર્શ સંબંધી આ હકીકત કોઇ જગાએ કહેવાની જરૂરજ હતી, અને તે આ પ્રકરણમાં કહી રાખવાથી હવે લેખક અને વાચક બંનેનો માર્ગ સુગમ થશે.



# પ્રકરણ ૮મું.

## ભીમ અને જરાસંધ વચ્ચે યુદ્ધ.

અત્યાર સુધી આપણે કૃષ્ણના ચરિત્રનું જે અવલોકન કર્યું છે, તેમાં મહાભારતમાં તેને કોઇ જગાએ વિષ્ણુ કહી ઓળખાવ્યા જોયા નથી, કોઇએ તેમને વિષ્ણુને નામે બોલાવ્યા સરખા નથી, તેમજ તે વિષ્ણુ છે એવું ગણી કોઇએ તેમની સાથે તેવી વાતચીત સરખી પણ કરી નથી, વળી તેજ પ્રમાણે મનુષ્યની શક્તિની બહાર હોય તેવું કાંઇ કામ કરતાં પણ તેમને જોયા નથી. વિષ્ણુનો અવતાર તે હો, કિંવા ન હો, પરંતુ કૃષ્ણચરિત્રનો સ્થૂળ મર્મ મનુષ્યત્વ છે, દેવત્વ નહિ, એવું વારંવાર બતાવવામાં આવ્યું છે.

હવે એવું પણ કબૂલ કરવું જોઇએ કે અત્યાર પછી મહાભારતમાં ઘણે ઠેકાણે તેમને વિષ્ણુ એવું સંબોધન લગાડવામાં આવે છે, વિષ્ણુ તરીકે ઓળખાવવામાં આવે છે, ઘણાઓ તેમની વિષ્ણુ તરીકે ઉપાસના કરે છે, કેટલીક વખત તેઓ અદ્દ્ભુત વૈષ્ણવી શક્તિથી કામ કરતા પણ દેખાય છે. આટલે સુધી એવી રીતનો પરિચય થયો નથી, હવે થાય છે, ત્યારે એ ભાવ એક બીજાથી ઉલટા, પરસ્પર વિરોધી ખરા કે નહિ.

કોઇ કહેશે એ બે ભાવ પરસ્પર વિરોધી છેજ નહિ, કારણ જ્યાં દૈવી શક્તિ કે દેવત્વ પ્રકાશ કરવાનું પ્રયોજનજ ન હોય ત્યાં કાવ્યમાં કે ઇતિહાસમાં કેવળ મનુષ્યભાવજ પ્રકટ કરવામાં આવે છે, જ્યારે તેનું પ્રયોજન હોય ત્યારે દેવત્વ ભાવ પ્રકટ કરવામાં આવે છે. આ વાત ખરી માનીએ તોપણ એ પ્રશ્નનો એ યથાર્થ ઉત્તર નથી, કારણ ઘણી જગાએ નિષ્પ્રયોજને પણ દૈવીભાવ પ્રકટ થયેલો દેખાય છે. તેનાં એક બે ઉદાહરણ જરાસંધવધની હકીકતમાંથીજ લઇશું.

જરાસંધનો વધ કર્યા પછી કૃષ્ણ, ભીમ ને અર્જુન તેનોજ રથ લઇ તેમાં બેસી ચાલી નીકળ્યા. જો તેમણે ધાર્યું હોત તો તે

કામને માટે દેવના રથ મેળવવા તેમને જરાએ મુશ્કેલ પડત નહિ, પછી વળી, ખામુખા કૃષ્ણ ગરૂડનું સ્મરણ કરી તેને બોલાવે છે, ને તે તરત આવી રથના શિખરપર બેસે છે. હવે ગરૂડ આવીને પણ કાંઇ ખાસ કામ કરતો નથી. તેને બોલાવવાનું કાંઇ ખાસ કારણ પણ હતું નહિ. એ આખી કથાનોજ કાંઇ સબબ સમજાતો નથી. માત્ર કૃષ્ણનું વિષ્ણુત્વ તેમાં ગર્ભિત રહેલું સૂચિત થાય છે. જરાસંધનો વધ કરતી વખત કાંઇ પણ દૈવીશક્તિની જેને જરૂર નહિ પડેલી, તેને રથમાં ચઢી બેસતાં તેની જરૂર પડી!

એવીજ યુદ્ધ શરૂ થતાં પહેલાંની એક વાત છે. જરાસંધે યુદ્ધજ કરવું એવો દૃઢ સંકલ્પ કર્યા પછી કૃષ્ણે તેને પુછ્યું, "હે રાજન્! અમારા ત્રણમાંથી કોની સાથે યુદ્ધ કરવાની તમારી ઇચ્છા છે, તે બોલો. કોણ તમારી જોડે યુદ્ધ કરવા તૈયાર થાય?" જરાસંધે ભીમ જોડે યુદ્ધ કરવા મરજી બતાવી. હવે આ હકીકતની પૂર્વના બે શ્લોકમાં એવું લખ્યું છે કે "યાદવ ગણોને હાથે જરાસંધનો નાશ થઇ શકે તેવું નથી, એવું યાદ આવતાં બ્રહ્માની આજ્ઞા પ્રમાણે કૃષ્ણ પોતે તેનો સંહાર કરવા પ્રવૃત્ત થયા નહિ."

બ્રહ્માની આ આજ્ઞા શી હતી તે મહાભારતમાં કોઇ જગાએ કહ્યું નથી, પાછળના ગ્રંથોમાં છે. આ ઉપરથી જરૂર વાચકને ભરોંસો પડશે કે આ વાત આદિ મહાભારતમાં નથી, પણ પાછળના લેખકની કારીગરી છે, અને તેમ કરી વચમાં કૃષ્ણનું વિષ્ણુત્વ ઉભું રાખવાનો તેનો ઉદ્દેશ છે. પહેલા—અસલ—સ્તરમાં કૃષ્ણને વિષ્ણુ તરીકે કોઇ જગાએ ખુલ્લી રીતે ઓળખાવવામાં આવ્યા નથી, તેનું કારણ કૃષ્ણનું ચરિત્ર તે મનુષ્યનું ચરિત્ર હતું, દેવનું નહિ. જ્યારે એ ભાગ કૃષ્ણના ઉપાસક એવા બીજા થર રચનારના હાથમાં આવી પડયો ત્યારે તેને જરૂર લાગ્યું હશે કે આ એક મોટી ખામી છે, અને તેથી તેણે એ અભાવ—એ ખામી પૂરી દીધી.

એજ પ્રમાણે કેદમાંથી છૂટેલા રાજાઓ પોતાની મુક્તિ માટે કૃષ્ણનો ઉપકાર માને છે, ને ધર્મના રક્ષણ માટે તેમને ધન્યવાદ આપે

છે, ત્યાં પણ કાંઇ ખાસ સબબ ન હોવા છતાં તેઓ કૃષ્ણને "વિષ્ણુ" કહી સંબોધે છે. એ પહેલાં અત્યાર સુધી કોઇએ તેમને "વિષ્ણુ" અગર તેજ અર્થવાળા બીજાં કોઇ નામથી સંબોધ્યા નથી. જો આની પહેલાં કોઇ કોઇ વખત પણ કૃષ્ણને એ ઉપનામથી સંબોધેલા આપણા જોવામાં આવ્યા હોત તો આ વાતને આપણે અસંગત અથવા અનૈસર્ગિક કહેત નહિ. લોકોનું એવું માનવું હશે એમ ગણી લેત અથવા તો આ પ્રસંગે કૃષ્ણે કાંઇ અલૌકિક કામ કર્યું હોત, જે કે દેવતા સિવાય કોઇ મનુષ્યથી થઇ શકે તેવું હતુંજ નહિ તો એકદમ આ "વિષ્ણુ" એવા સંબોધનની ઉપયોગિતા આપણે જોઇ શકત, પણ કૃષ્ણે તેવું કાંઇજ કામ કર્યું નથી. તેમણે પોતે જરાસંધનો વધ સરખો પણ કર્યો નથી. સર્વ લોકોની સમક્ષ તેને હણનાર તો ભીમ હતો. એ કામ યોજનાર કૃષ્ણ હતા તે ખરૂં, પણ બંદીખાને પડેલા રાજાઓને તે બાબતની કશી ખબર ન હતી, તેથી એકાએક એ રાજાઓને મ્હો-ડેથી નીકળી પડેલું આ "વિષ્ણુ"નું સંબોધન અસલમાં પણ ન હોઇ શકે તેમ ઐતિહાસિક પણ ન હોઇ શકે. પરંતુ ગરૂડના સ્મરણ અને બ્રહ્માની આજ્ઞાના સ્મરણ જોડે એ પ્રસંગ બંધબેસતો આવે છે ખરો, તેથી એ ત્રણે વાત એકજ હાથની કારીગરી—અને એ ત્રણે વાતો મૂળ પુસ્તકમાં પણ નહિ, એ વાત વાચકના ધ્યાનમાં સ્હેજ આવી જશે.

જેમનો મત એથી ઉલટો હોય તેઓ આ ચરિત્રના અવલોકન પર વિશેષ વખત ગાળવાથી કાંઇ ફળ પ્રાપ્ત કરી શકશે નહિ, કારણ એ બધી બાબતોના પ્રમાણનો બીજી રીતે સંગ્રહ કરવો સંભવિત નથી. માત્ર આવી રીતની પુસ્તકની અંદરની સાબિતીઓથીજ—Internal Evidenceથીજ—તે સાબિત થઇ શકે છે, અને આ ચરિત્રના જે જે વાચકોની એવી ખાત્રી થઇ હોય કે જરાસંધવધના પ્રકરણમાં આ વિષ્ણુ વિશેની સૂચના પાછળના કોઇ કવિને હાથે રચાઇ દાખલ થઇ ગઇ છે, તેને એવો પ્રશ્ન પૂછી શકાય કે કૃષ્ણના છૂપા વેશ અને કપટાચાર વિશે જે કેટલીક વાતો એજ પર્વાધ્યાયમાં મળી આવે છે, તે પણ એવીજ રીતની નવીન દાખલ થયેલી ગણી શા માટે બાદ કરાય નહિ? એ બંને બાબતોનો આધાર એકજ પ્રમાણ ઉપર રહેલો છે.

ખરૂં જોતાં એ બંને બાબતો એક સામટી લઇએ તો એ કવિની વિલક્ષણ કારીગરી એમાંથી જણાઇ આવે છે, અને તેજ કારીગરીનું ફળ એ સઘળી અસંગતિ છે એમ પણ સમજાય છે. એ કવિનો હાથ એમાં છે તેનું એક વધારે પ્રમાણ નીચે આપ્યું છે.

જરાસંધનો પૂર્વ વૃત્તાન્ત કૃષ્ણે યુધિષ્ઠિર પાસે ખુલાસાવાર કહેલો એ વાત આગળ કહેલી છે. તેમાં કૃષ્ણને જરાસંધ જોડે કંસના વધને લીધે જે વિરોધ પડેલો તે પણ જણાવ્યું છે. તેમાંથી થોડો ભાગ ઉતારા તરીકે આગળ આપ્યો છે. ત્યાર પછી મહાભારતકાર તે વિશે જણાવે છે કે, "વૈશંપાયન કહે છે, 'રાજા બૃહદ્રથ પોતાની બંને સ્ત્રીઓને લઈ તપોવનમાં ગયો ને ત્યાં બહુ દિવસ તપ કરી પછી સ્વર્ગે ગયો. જરાસંધે પણ ચંડકૌશિકે આપેલાં સઘળાં વરદાનનો લાભ ભોગવી વગર અડચણે રાજ્ય કરવા માંડયું. એ અરસામાં કૃષ્ણે કંસરાજાનો વધ કર્યો.' કંસનો જેણે વધ કરેલો એવા કૃષ્ણ જોડે તેટલા માટે જરાસંધને ઘણી ઘોર શત્રુતા પેદા થઇ."

આ સઘળી વાત કૃષ્ણે કહી છે, અને વિસ્તારપૂર્વક કહી છે, છતાં પાછી તે ફરીથી કહેવાનું પ્રયોજન શું? પ્રયોજન એજ કે મૂળ મહાભારતનો રચનાર અદ્દ્ભુત રસનો બહુ રસિક ન હતો, તેથી કૃષ્ણને મ્હોડે કાંઇ અલૌકિક બનાવની વાત તેણે બોલાવેલી નહિ તે ખામી પાછળથી પૂરાતી ચાલી.

વૈશંપાયન કહે છે,–"મહાબળવાળા જરાસંધે ગિરિશ્રેણીમાં રહી કૃષ્ણનો વધ કરવા એક મોટી ગદા નવ્વાણું વખત ફેરવી ફેંકી. તે ગદા અદ્દ્ભુત કામ કરનાર વાસુદેવ જે મથુરાપુરીમાં રહેતા હતા અને જે ત્યાંથી નવ્વાણું યોજન દૂર હતી ત્યાં આવી પડી. નગરવાસીઓએ એ ગદા આવી પડવાની હકીકત કૃષ્ણને કહી. ત્યારથી મથુરા પાસે આવેલી એ જગા ગદાવસાન નામથી પ્રખ્યાત થઇ."

હજુ પણ કોઇ વાચકને એવો અંદેશો રહેતો હોય કે જરાસંધપર્વાધ્યાયનો આખો ભાગ મૂળમહાભારતમાં હોવો જોઇએ અને તે એકજ માણસને હાથે લખાયેલો છે, અને ખરેખર કૃષ્ણ છૂપે

વેશેજ ગિરિવ્રજ ગયેલા, તો તેને એટલુંજ કહેવાનું છે કે હિંદુઓના પૌરાણિક ઇતિહાસમાં ઐતિહાસિક તત્ત્વ છે એવું શોધવાનો પ્રયત્ન છોડી દઇ કોઇ બીજું શાસ્ત્ર વિચારવા લેવું. આમાંથી તેને કાંઇજ ફળ પ્રાપ્ત થશે નહિ.

જરાસંધવધની બાકીની હકીકત કહી આ પ્રકરણ સમાપ્ત કરીશું.

યુદ્ધ ભીમ જોડે કરવું એવું ઠરાવી, જરાસંધ "યશસ્વિ બ્રાહ્મણો પાસેથી સ્વસ્તિવાચન લઇ ક્ષત્રિયોના ધર્મ પ્રમાણે કવચ, કિરીટ વગેરે કાઢી નાંખી" લડાઇ કરવા તૈયાર થયો. "તે વખતે શહેરનાં બધાં માણસો, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, શૂદ્ર, સ્ત્રીઓ અને વૃદ્ધ પુરૂષો તે લડાઇ જોવા ત્યાં ભેગાં થઇ ગયાં. લડાઇનું મેદાન માણસોની મેદનીથી ભરાઇ ગયું." "ચૌદ દહાડા યુદ્ધ ચાલ્યું." (જો આ હકીકત ખરી હોય તો વચમાં વચમાં વિશ્રામ લઇ યુદ્ધ ચાલતું હશે.) ચૌદમે દિવસે "વાસુદેવે જરાસંધને થાકી ગયેલો જોઇ મહાવીર ભીમસેનને બોલાવી કહ્યું કે, હે કુંતીપુત્ર! થાકી ગયલા શત્રુને પીડવો ઉચિત નથી. તેને બહુ પીડા કરવાથી તે પ્રાણ તજશે, માટે તમારે એને પીડવો જોઇએ નહિ. હે ભરતર્ષભ! એની સાથે બાહુયુદ્ધ —હાથો હાથ લડાઇ—કરો," (એટલે જેનો ધર્મ પ્રમાણે વધ કરવો ઘટે છે, તે શત્રુને પણ પીડવો એ આપણું કર્ત્તવ્ય નથી), છતાં ભીમે તો જરાસંધને પીડીનેજ તેનો વધ કર્યો, કારણ ભીમનું ધર્મજ્ઞાન કૃષ્ણના ધર્મજ્ઞાનની બરાબર ન હતું.

પછી કૃષ્ણ, અર્જુન અને ભીમે બંદીખાનેથી રાજાઓને છૂટા કર્યા, જરાસંધવધની ખરેખરી અને માત્ર એક મતલબ તે એજ હતી, તેથી તે રાજાઓને અથવા બીજા કોઇને કાંઇ પણ કર્યા વગર તેઓ સ્વદેશ તરફ પાછા ફર્યા. તેઓને બીજાનાં રાજ્યો લઇ લેવાનો શોખ ન હતો—તેઓ Annexationist હતા નહિ. પિતાના દોષને લીધે પુત્રનું રાજ લઇ લે તેવા ન હતા, તેથી જરાસંધનો વધ કર્યો પણ તેના પછી ગાદીએ પાછો તેના છોકરા સહદેવનેજ બેસાડયો અને સહદેવે જે કાંઇ નજરાણું આપ્યું તે કબૂલ કર્યું. બંદીખાનેથી છૂટેલા રાજાઓએ પૂછ્યું, કે "આપના સેવકો આપનું શું કામ કરે, તેની

આજ્ઞા કરો" કૃષ્ણે તેમને કહ્યું, "રાજા યુધિષ્ઠિરને રાજસૂયયજ્ઞ કરવાની ઇચ્છા થઇ છે, આપ સઘળા એ સમ્રાટ્ પદ પ્રાપ્ત કરવાને ઉત્સુક ધાર્મિકને બનતી મદદ આપશો, એજ અમારી પ્રાર્થના છે."

યુધિષ્ઠિરને કેંદ્રરૂપે રાખી ધર્મરાજ્ય સ્થાપન કરાવવું, એજ એ ક્ષણે પોતાંના જીવનનો ઉદ્દેશ હતો, અને તેથી દિનપ્રતિદિન તેજ બાબતનો ઉદ્યોગ કૃષ્ણ કર્યા કરતા હતા.

જરાસંધવધ પ્રકરણમાં કૃષ્ણચરિત્રનો મહિમા ઘણોજ પ્રકટ થાય છે, પરંતુ પાછલા લેખકોના દૌરાત્મ્યને લીધે તેમાં બહુ ગડબડાટ દાખલ થઇ ગઇ છે. એ પછીના શિશુપાલવધમાં તેઓએ એના કરતાં પણ વધારે ગોટાળો કરી દીધેલો છે.



## પ્રકરણ ૯મું.



### અર્ઘાભિહરણ—શ્રીકૃષ્ણની પૂજા.



યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞની શરૂઆત થઇ. જૂદા જૂદા પ્રદેશોમાંથી રાજાઓ, ઋષિઓ અને બીજી બધી પંક્તિનાં માણસોના આવવાથી શહેર ભરાઇ ગયું. એ મોટું કાર્ય બરાબર રીતે પાર પડે માટે તેનાપર નજર રાખવા તેમણે પોતાનાંજ માણસોને જૂદાં જૂદાં કામ પર નીમી દીધાં. દુઃશાસન ભોજન વગેરે પદાર્થોપર, સંજય રાજાઓની તજવીજ રાખવાપર, કૃપાચાર્ય રત્નોના રક્ષણ તથા દક્ષિણાના દાનપર, દુર્યોધન ઇનામો, નજરાણાં વગેરેપર, એમ સઘળાઓ જૂદાં જૂદાં કામોપર ગોઠવાઇ ગયા, પરંતુ શ્રીકૃષ્ણે કયું કામ માથે લીધું? બીજા બધાનાં કામ સાથે એમનું પણ કામ મહાભારતમાં કહેવામાં આવ્યું છે. તેમણે બ્રાહ્મણોના પગ ધોવાનું કામ સ્વીકાર્યું.

આનો અર્થ શો? ચાકરોને કરવાના કામપર કૃષ્ણને શા માટે નીમ્યા હશે? જે બ્રાહ્મણોના વંશજો આજે રસોઇઆનું કામ કરે છે

તે બ્રાહ્મણોના પગ ધોવાનું કામ તે શું આદર્શ પુરુષને શોભે? માટે જો ખરી વાત એમજ હોય તો તેમને એ કામ ઘટતુંજ ન હતું એ આપણે વગર આચકે કહી શકીએ.

એ વિશે ખુલાસા ઘણા આપવામાં આવે છે. બ્રાહ્મણો તરફથી અપાયેલો અને હાલમાં મનાતો ખુલાસો એ છે કે બ્રાહ્મણોની મોટાઇ વધારવાના ઇરાદાથીજ કૃષ્ણે બીજાં બધાં કામ છોડી એ કામ માથે લીધેલું, પરંતુ એ ખુલાસાપર આસ્થા બેસે એવું નથી. બીજા ક્ષત્રિયોની માફક શ્રીકૃષ્ણ પણ બ્રાહ્મણોનું યથાયોગ્ય સમ્માન કરતા એ ખરું, પરંતુ તેમની મોટાઇજ માત્ર વધારવા ખાતર તેમણે ઉદ્યોગ કરેલો એવું કોઇ જગાએ જોવામાં આવ્યું નથી, ઉલટું ઘણી જગાએ તેથી ઉલટો માર્ગ તેમણે પકડેલો દેખાય છે. વનપર્વમાં દુર્વાસા ઋષિના આતિથ્યની જે કથા છે તે જો મૂળ મહાભારતનો ભાગ ગણાય તો તે ઉપરથી જણાશે કે તેમણે બ્રાહ્મણોને ગળચી સાહી પાંડવોના આશ્રમ આગળથી બહાર કાઢી મૂક્યા હતા. તે તો બહુજ જબરા સામ્યવાદી, સૌને સરખા ગણનાર હતા—ગીતાનો ધર્મજ જો કૃષ્ણનો કહેલો ધર્મ હોય તો,

**विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥ ५ । १७**

તેમના મત પ્રમાણે વિદ્વાન તથા વિનયવાળા બ્રાહ્મણ, ગાય, હાથી, કુતરા અને ચાંડાલ સૌ સમાન ગણાવાં જોઇએ. તેમ હોવાથી માત્ર બ્રાહ્મણોનું ગૌરવ વધારવાનેજ તે તેમના પગ ધોવાનું માથે લે એ સંભવતું નથી.

કોઇ એવો પણ ખુલાસો આપશે કે કૃષ્ણ આદર્શ પુરૂષ હતા અને તેથી વિનય—નમ્રતાનો નમૂનો બતાવવા માટેજ તેમણે આ આકરો લાયકનું કામ કબૂલ કરેલું. એમાંથી સવાલ એ ઉઠે છે કે ત્યારે માત્ર બ્રાહ્મણોના પગ ધોવાનું કેમ કબૂલ કર્યું? વયોવૃદ્ધ ક્ષત્રિયોના પાદપ્રક્ષાલનનું કામ કેમ માથે ન લીધું? વળી એ પણ કહેવું જોઇએ કે એવી નમ્રતાને આપણે આદર્શ રૂપ નમ્રતા પણ કહી શકીએ નહિ. એ તો માત્ર નમ્રતાની વડાઇનું ડોળ કહેવાય.

કોઇક એમ પણ કહેશે કે કૃષ્ણનું ચરિત્ર વખતને અનુસરી ચાલનારા પુરૂષનું છે. તે વખતે બ્રાહ્મણો તરફ ભક્તિભાવ બહુ પ્રબલ હતો. કૃષ્ણ લુચ્ચા—ધૂર્ત્ત—હતા, તેથી લોકોને ઠગવાને તેમણે આમ અલૌકિક બ્રાહ્મણભક્તિ બતાવેલી.

અમારો એવો મત છે કે, એ શ્લોકજ નવીન દાખલ થયેલો છે, કારણ એજ શિશુપાલવધપર્વાધ્યાયના બીજા અધ્યાયમાં (૪૪ મામાં) થી એવું દેખાય છે કે બ્રાહ્મણોના પગ ધોવાનું કામ કૃષ્ણે માથે રાખ્યું ન હતું, તેમને તો ક્ષત્રિયો અને બહાદુર લડવૈયાને યોગ્ય કામ કરવાનું હતું. તેમાં લખ્યું છે કે " મહાબાહુ વાસુદેવ, શંખ ચક્ર ને ગદા ધારણ કરી એ યજ્ઞની સમાપ્તિ થઇ ત્યાં સુધી તેનું રક્ષણ કરતા હતા." વખતે એ બંને વાતો નવીન દાખલ થયેલી હશે, પરંતુ એ બંને વાતો એટલા બધા મહત્ત્વની નથી કે તેને વિશે ચર્ચા કરવાની અત્રે જરૂર હોય. કૃષ્ણચરિત્ર સંબંધે મહાભારતમાં લખેલી ઘણી બાબતો ઘણી વખતે એક બીજાને બંધ બેસતી આવતી નથી, તેના ઉદાહરણ તરીકેજ આ દાખલો આપ્યો છે. જૂદા જૂદા હાથના લખાણને લીધેજ એ અસંગતિ થઇ છે.

આ રાજસૂયયજ્ઞ વખતે કૃષ્ણને હાથે શિશુપાળ નામના એક મોટા બળવાન પ્રતાપી રાજાનો વધ થયેલો. પાંડવો જોડેના પોતાના સંબંધને લીધે માત્ર આ એકજ વાર કૃષ્ણને હથીઆર હાથમાં લેવાં પડેલાં એમ કહીશું તો ચાલશે. ખાંડવદાહના યુદ્ધને માટે એવું આગળ કહેલું છે કે તે અસલ મહાભારતનો ભાગ હોય એવું લાગતું નથી તે વાચકને યાદ હશે.

શિશુપાલવધપર્વાધ્યાયમાં એક મોટું ઐતિહાસિક તત્ત્વ રહેલું છે. એમ કહીએ તો ચાલે કે મહાભારતમાં બીજે કોઇ ઠેકાણે એટલું મહત્ત્વનું તત્ત્વ જડતું નથી. આપણે જોયું છે કે જરાસંધવધ પૂર્વે અસલ મહાભારતમાં કોઇપણ જગાએ શ્રીકૃષ્ણને દેવતા અથવા ઇશ્વરાવતાર રૂપ કહેલા નથી, અથવા તેમને તેવી રીતે કબૂલ પણ રાખ્યા નથી. જરાસંધવધ વખતે સહેજસાજ તે વાત પ્રકટ થાય છે, પણ આ શિશુપાલવધ વખતે તો તેમના સમયનાં માણસો તેમનો

ઇશ્વર તરીકે સ્વીકાર કરે છે, અને કુરૂવંશના તે વખતના નેતા, મોટામાં મોટા પુરૂષ ભીષ્મ તેજ એ મતનો પ્રચાર કરે છે.

હવે ઇતિહાસની નજરે જોતાં સ્થૂળ પ્રશ્ન એજ ઉભાં થાય છે કે જ્યારે પોતાના જીવનના પહેલા ભાગમાં કૃષ્ણનો ઇશ્વર તરીકે સ્વીકાર થયેલો નહિ, ત્યારે પહેલવહેલા તે રૂપમાં લોકોએ તેમને ક્યારે કબૂલ રાખ્યા ? તેમની હયાતીમાંજ શું લોકોએ તેમને ઇશ્વર તરીકે માન્યા હતા? આ શિશુપાલવધના પર્વાધ્યાયમાં તથા ત્યાર પછી પણ મહાભારતમાં તે રૂપે મનાયેલા આપણે તેમને જોઇએ છીએ ખરા, પરંતુ એમ ન બન્યું હોય કે શિશુપાલવધપર્વાધ્યાયનો તે ભાગ તથા મહાભારતના પણ તેવા ભાગો નવીન દાખલ થઇ ગયેલા હોય? આ પ્રશ્નના ઉત્તરમાં કયા પક્ષની સાબિતી મળી શકે છે તે જોઇએ.

આ પ્રશ્નનો જવાબ સ્પષ્ટપણે અત્રે આપીશું નહિ, પણ ભરોસો છે કે આ પ્રકરણમાંથીજ ધીમે ધીમે તે અર્થ પોતાની મેળે ખુલ્લો થઇ આવશે. હવે એટલું તો કહેવાની જરૂર છે કે, જો શિશુપાલવધપર્વાધ્યાય આદિમહાભારતનો ભાગ હોય તો, એ બનાવ બન્યો તેજ અરસામાં કૃષ્ણને ઇશ્વર તરીકે પ્રતિષ્ઠા મેળવવાની શરૂઆત થઇ હોવી જોઇએ, અને તે બાબતમાં બે પક્ષ બંધાઇ ગયેલા હોવા જોઇએ. તેમના પક્ષનાં મુખ્ય માણસોમાં ભીષ્મ તથા પાંડવો અને સામા પક્ષવાળાઓનો નાયક શિશુપાળ હશે. શિશુપાલવધપર્વાધ્યાયનો સારાંશ એ છે કે ભીષ્મ વગેરેએ તે સભા મધ્યે કૃષ્ણનું પ્રધાનપદ સ્થાપવા પ્રયત્ન કરેલો અને શિશુપાળ તેમની સામે થયેલો; તેમાંથી બહુ તકરાર થઇ અને લઢાલઢી કરવાનો સમય આવ્યો, ત્યારે કૃષ્ણે તેનો વધ કર્યો, તેથી સઘળી ગડબડાટ શાંત પડી ગઇ, યજ્ઞમાં પડેલા વિઘ્નનો નાશ થયો, અને વગર અડચણે યજ્ઞની સમાપ્તિ થઇ.

હવે એ સઘળી હકીકતની અંદર કાંઇ ખરેખરી તવારીખી હકીકત રહેલી છે કે નહિ તેનો વિચાર કરતાં પહેલાં એ પર્વાધ્યાય આદિમહાભારતનો ભાગ ખરો કે નહિ તે જોવું જોઇએ: આ કામ સહજ નથી. શિશુપાલવધના બનાવ જોડે મહાભારતના સ્થૂળ બના-

વોને ઘણો સંબંધ છે એમ તો કહેવાય નહિ, છતાં એમ પણ તેટલા ઉપરથી કહી શકાય નહિ કે એ આખો પર્વાધ્યાય પાછળથી દાખલ થઇ ગયો છે. એ બનાવ પહેલાં મહાભારતના આગલા ભાગોમાં શિશુપાળ નામના એક મહા બળવાન પ્રતાપી રાજાની હકીકત આવી ગયેલી છે; પાછલા ભાગમાં તેની બિલ્કુલ કથા આવતી નથી, માટે તે બે ભાગોમાં વર્ણવેલી હકીકતના સમયની મધ્યમાં તેનું મૃત્યુ થયેલું હોવું જોઇએ; વળી પાંડવોની સભામાં કૃષ્ણને હાથે તેનો વધ થયો તેથી ઉલટી હકીકત બીજી કોઇ જગાએ જોવામાં આવતી નથી. અનુક્રમણિકાધ્યાય અને પર્વસંગ્રહાધ્યાયમાં શિશુપાલવધની કથા છે, તેમ એ પર્વાધ્યાયની રચના જોતાં પણ તે મૂળ મહાભારતનો ભાગ હશે એમ લાગે છે. આદિમહાભારતના કેટલાક ભાગની માફક નાટકાંશનો એમાં વિશેષ ઉત્કર્ષ છે, તેથી અમૌલિક ગણી એકાએક તેને કાઢી નાંખી શકાય એમ નથી.

પરંતુ, એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે જરાસંધપર્વાધ્યાયની માફક એમાં પણ બે હાથની કારીગરી છે, એટલુંજ નહિ પણ ત્યાંના કરતાં અહિં તેનું વધારે વિચિત્રપણું દેખાઇ આવે છે. આને લીધે આપણે એટલું ખાત્રીથી કહી શકીએ કે શિશુપાલવધપર્વાધ્યાયનો મુખ્ય ભાગ આદિમહાભારતમાં ખરો, પણ તેમાં બીજો સ્તર લખનાર કવિનો અથવા ત્યાર પછીના લેખેકોનો ઘણે ભાગે હાથ છે.

એ શિશુપાળવધનું વિસ્તારપૂર્વક વૃત્તાન્ત નીચે પ્રમાણે છે.

આજે પણ આપણામાં એવો ધારો છે કે કોઇ મોટા માણસને ઘેર સભા ભરાય ત્યારે તેમાં જે પ્રધાન—મુખ્ય—માણસ હોય તેને હાર પહેરાવાય છે, યા કોઇ રીતે તેની પૂજા થાય છે—તેને માન અપાય છે; તેમાં ઘણી વખત—દાખલા તરીકે, ન્યાતના સાજનામાં—એવું બને છે કે ગુણથી એવા માનને જે પાત્ર હોય છે તેને તે મળતું નથી, પરંતુ કુળવડે જે મોટો હોય, ન્યાતનો શેઠ હોય ને તે મૂર્ખ હોય તોપણ તેને તે મળે છે—કૃષ્ણના સમયમાં તેથી ઉલટી રીત હતી. સભા સદોમાં ગુણવડેજ જે સૌથી મુખ્ય હોય, તેને અર્ધ અપાતો હતો, તેની

પૂજા થતી હતી: કુળમર્યાદા ન જોતાં માત્ર તે માણસની પાત્રતા—તેના ગુણુજ જોવામાં આવતા.

યુધિષ્ઠિરની સભામાં પણ કોઇની પૂજા કરવાની—કોઇને, અર્ઘ આપવાની જરૂર હતી. આખા ભરતખંડના રાજાઓ જે સભામાં એકઠા થયા હતા તેમાં તે માન પામવાને કોણ યોગ્ય હતું એ મોટો સવાલ હતો. ભીષ્મે તેનો જવાબ આપ્યો કે, "એ સૌમાં શ્રેષ્ઠ કૃષ્ણ છે, તેમને અર્ઘ આપો."

હવે જ્યારે ભીષ્મે પહેલવહેલી એ વાત કહી ત્યારે કૃષ્ણને દેવતા ગણીનેજ તેમને સર્વશ્રેષ્ઠ સ્થાન આપેલું એવો ભાવ જરાએ તેના ભાષણમાંથી નીકળતો નથી. કૃષ્ણ "તેજ, બળ અને પરાક્રમથી શ્રેષ્ઠ" છે. ક્ષત્રિયગણમાં ક્ષાત્રગુણથી કૃષ્ણ શ્રેષ્ઠ હતા માટે તેમને માન આપવું એવું ભીષ્મનું કહેવું હતું, માટે તેમને અર્ઘ આપવો એવું તેમણે કહેલું. આથી જણાય છે કે ભીષ્મે કૃષ્ણનું માત્ર મનુષ્યચરિત્રજ નજરમાં રાખેલું.

ભીષ્મના એ વચનને અનુસરી કૃષ્ણની પૂજા થઇ. તેમણે પણ તે કબૂલ રાખી. તે શિશુપાળથી ખમી શકાયું નહિ તેથી એકી વખતે તેણે ભીષ્મ, કૃષ્ણ અને પાંડવોનો તિરસ્કાર કરતાં જે ભાષણ કર્યું છે, જે વક્તૃત્વ બતાવ્યું છે, તે જો વિલાયતની પાર્લામેંટમાં પણ કરવામાં આવ્યું હોય તો ત્યાં પણ ઉંચો દરજ્જો લે એવું છે. ભાષણના પહેલા ભાગમાં એણે જે કહ્યું છે તેમાં સમાયેલાં મ્હેણાં તોણાં બહુ ચોખ્ખાં ને તીવ્ર છે; કૃષ્ણ રાજા નથી, છતાં આટલા બધા રાજાઓ અહિં હાઝર હોવા છતાં, એ શા માટે અર્ઘ પામે? વયોવૃદ્ધ ગણીને એમની પૂજા કરી હોય તો એમના બાપ વસુદેવને શામાટે પૂજ્યા નહિ? જો તેમને પાંડવોના આત્મીય અને વહાલા ગણી પૂજા કરી હોય તો તેમનોજ સસરો દ્રુપદ શું તેમના પર ઓછું હેત રાખે છે? કૃષ્ણને આચાર્ય* ગણી અર્ઘ આપ્યો હોય તો દ્રોણાચાર્ય હાઝર હોવા

* અભિમન્યુ, સાત્યકિ વગેરે મહારથીના આચાર્ય અને કદાચિ અર્જુનને પોતાને પણ યુદ્ધવિદ્યા શિખવનાર આચાર્ય કૃષ્ણ ગણાય.

છતાં કૃષ્ણને અર્ઘ અપાયજ કેમ? ઋત્વિક્–કુળગોર ગણી તેમની પૂજા કરી હોય, તો વેદવ્યાસ ક્યાં ગેરહાજર હતા કે કૃષ્ણ સુધી જવું પડે?* ઇત્યાદિ.

શિશુપાળ એ પ્રમાણે ભાષણ કરતાં કરતાં બીજા ભાષણકર્ત્તાઓની માફક તપી ગયો, Logic છોડી Rhetoric પર ઉતરી પડ્યો, વિચારપૂર્વક વાતો કહેવાને બદલે ગાળો દેવા મંડી ગયો, પાંડવોને છોડી તેણે કૃષ્ણને પકડ્યા. અલંકારશાસ્ત્રમાં શિશુપાળ બહુ માહેર હશે, કારણ "સામાને ગમતું હોય તેજ કરવાળો," "અર્ઘ પામવાને માટે જે લક્ષણની જરૂર છે તે વિનાનો," એવી એવી ન્હાની ન્હાની ગાળોથી વધતાં વધતાં છેવટે "દુરાત્મા," "ધર્મભ્રષ્ટ," વગેરે મોટી મોટી ગાળો પર આવી, છેવટ–Climax પર આવતાં, "હુતદ્રવ્યનો શેષ ભાગ મનુષ્ય વગરના સ્થળમાંથી લઇ જનાર કૂતરો," "સ્ત્રીને પરણનાર નપુંસક"‡ એવાં એવાં તીવ્ર ભાંડણવડે તેણે તેનું ભાષણ પૂરૂં કર્યું.

તે સાંભળી ક્ષમાગુણના પરમાધાર, પરમયોગી આદર્શ પુરૂષે કાંઇજ ઉત્તર આપ્યો નહિ. કૃષ્ણમાં એટલી શક્તિ હતી કે ધારત તો તે તેજ વખત તેને મારી નાંખી શકત–કારણ પાછળથી વાચકને જણાશે કે તે બહુ થોડા વખતમાં શિશુપાળનો વધ કરી શક્યા હતા. આગળ કૃષ્ણને કોઇ પણ વખત એવાં કડવાં વચન સાંભળવાં પડેલાં એવું જણાતું નથી, છતાં આ તિરસ્કારયુક્ત ભાષણ સાંભળી તે જરા પણ ગુસ્સે થયા નહિ. કોઇ બીજાની માફક તેમણે મ્હોડેથી તેને એવું પણ કહ્યું નહિ કે "શિશુપાળ! ક્ષમા એ મોટો ધર્મ છે, માટે જા હું તને ક્ષમા કરૂં છું:" વગર બોલે તેમણે પોતાના શત્રુને ક્ષમા કરી.

યજ્ઞકર્તા યુધિષ્ઠિરે આ પ્રમાણે પોતે નોતરેલા રાજાઓને ક્રોધે ભરાયેલા જોઇ તેમને શાંત પાડવા માંડ્યા–કારણ યજ્ઞમંડળમાં યજ-

---

* આ ઉપરથી કૃષ્ણ બહુ પ્રખ્યાત વેદજ્ઞ–વેદ જાણનાર હતા એમ તે કબૂલ કરે છે.

‡ કૃષ્ણ વગર સંતતિના હતા નહિ પરંતુ ઇન્દ્રિયપરાયણ માણસો જિતેંદ્રિયને એવીજ રીતે ગાળો દેછે.

માનનો એ ધર્મ હતો. મીઠાં મધુર વચન વડે તેમણે કૃષ્ણનું ભુંડું બોલનારાને ઠંડા પાડવા પ્રયત્ન કરવા માંડયો, પરંતુ વૃદ્ધ ભીષ્મ લોઢા જેવા સખત હતા, તેમને એ વાત ઠીક લાગી નહિ, તેથી તેમણે ચોખ્ખુંજ કહી દીધું કે “ જેને કૃષ્ણની પૂજા ગમતી નથી, તેને શાંત પાડવાની જરૂર નથી. ”

પછી કુરૂવૃદ્ધ ભીષ્મે એક મોટું ભાષણ કરી, કૃષ્ણની અર્ચના કરવા માટે તેમણે શા કારણથી સલાહ આપી હતી, તેનો ખુલાસો આપવા માંડયો. એ ભાષણનો માત્ર સારજ અત્રે આપ્યો છે, જોકે આગળ જતાં જણાશે કે તેમાં બહુ મોટું રહસ્ય સમાયેલું છે. સઘળાં મનુષ્યોમાં, ખાસ કરીને ક્ષત્રિયોમાં જે ગુણ હોવા જોઇએ તે ગુણો વડે કૃષ્ણ સર્વશ્રેષ્ઠ છે અને તેથીજ તે પૂજવા લાયક છે, એવો એ ભાષણના કેટલાક ભાગનો સાર છે; પરંતુ તેમાં ઠેકાણે ઠેકાણે એવાં પણ વાકયો છે કે કૃષ્ણ પોતે જગદીશ્વર છે તેથી સઘળાએ તેમને પૂજવા જોઇએ. ભીષ્મના ભાષણના એ બે પ્રકારનાં વાકયો છૂટાં પાડી પાડી નીચે ઉતાર્યાં છે, તે ઉપરથી વાચક તેનું તાત્પર્ય જોઇ શકશે.

ભીષ્મે કહ્યું, “આ મોટી સભામાં એવો એક પણ રાજા દેખાતો નથી કે જેનો કૃષ્ણ પોતાના તેજોબળથી પરાજય કરી શકે નહિ.” આ તેના **મનુષ્યત્વને** ધ્યાનમાં રાખી કહ્યુ છે. હવે **દેવત્વને** અંગે કહે છેઃ “એ અચ્યુત કેવળ આપણેજ પૂજા કરવા લાયક છે એમ નથી. એ મોટા બાહુવાળા તો ત્રણે લોકના પૂજનીય છે. યુદ્ધમાં તેમણે અસંખ્ય ક્ષત્રિયોનો પરાજય કર્યો છે, અને અખંડ બ્રહ્માંડ તેમના વડેજ પ્રતિષ્ઠિત થઇ રહ્યું છે. ”

વળી મનુષ્યત્વ સંબંધે કહે છે—“ કૃષ્ણના જન્મથી અત્યાર સુધી તેમણે જે સઘળાં કામ કર્યા છે તેની કેટલાં બધાં માણસો મારી પાસે પુનઃ પુનઃ કીર્ત્તિ ગાઇ ગયાં છે. તેમના બાળ વયથીજ મેં તેમની પરીક્ષા કરી મૂકેલી છે. કૃષ્ણનાં શૌર્ય, વીર્ય, કીર્ત્તિ, વિજય વગેરે સઘળું મારી જાણમાં છે. ” આની જોડે માંહે માંહે દેવત્વ પણ દાખલ કરી દીધું છે, “તેથી સઘળી વસ્તુઓને સુખ આપનાર

જગદર્ચિત અચ્યુતની પૂજા કરવા માટે મેં સલાહ આપી છે.” વળી મનુષ્યત્વ બાબત ચોખ્ખે ચોખ્ખું કહે છેઃ “કૃષ્ણની પૂજા બે કારણથી કરી છે. એક તો એ સમગ્ર વેદ અને વેદોનાં અંગોને જાણે છે, અને એમનામાં સર્વ કરતાં બળ અધિક છે, **તેથી મનુષ્ય લોકમાં એમના જેવો બળવાન તથા વેદ વેદાંગને જાણનાર બીજો માણસ મળી આવવો બહુ કઠીન છે.** દાન, દક્ષતા, શ્રવણ, શૌર્ય, લજ્જા, કીર્ત્તિ, બુદ્ધિ, વિનયમાં તે અનુપમ છે. ધીરજ, સંતોષ વગેરે ગુણોનો સમુદાય એમનામાં વિરાજી રહ્યો છે, તેટલા માટે એવા સર્વગુણસંપન્ન આચાર્ય, પિતા અને ગુરૂસ્વરૂપ પૂજાને લાયક કૃષ્ણ પ્રતિ ક્ષમા પ્રદર્શિત કરવી એ તમારૂં કર્ત્તવ્ય છે. તે ઋત્વિક્—કુળગોર, ગુરૂ, સંબંધી, સંન્યાસી, રાજા અને પ્રિય છે, એટલા માટે એ અચ્યુતની પૂજા કરી છે.”* વળી પાછો દેવત્વવાદ દેખાય છેઃ “કૃષ્ણ એજ સચરાચર વિશ્વની સૃષ્ટિ સ્થિતિ ને પ્રલયના કર્ત્તા છે, તે અવ્યક્ત પ્રકૃતિ, સનાતન કર્ત્તા, સર્વ ભૂતવસ્તુના અધીશ્વર છે, તેટલા માટે તે પૂજનીય છે, તેમાં સંદેહ શો છે? બુદ્ધિ, મન, મહત્તત્ત્વ, પૃથ્વી આદિ પંચમહાભૂત વગેરે એક માત્ર કૃષ્ણમાંજ પ્રતિષ્ઠિત થયાં છે. ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, દિશાઓ વગેરે એક માત્ર કૃષ્ણમાંજ રહ્યાં છે.”—વગેરે.

કૃષ્ણની પૂજા કરવાનાં ભીષ્મે બે કારણ બતાવ્યાં છે. (૧) બળમાં તેમની સૌના કરતાં શ્રેષ્ઠતા. (૨) તેમના જેવો વેદવેદાંગપારદર્શી કોઇ ન હતો. કૃષ્ણના અદ્વિતીય પરાક્રમનાં ઘણાં ઉદાહરણ આપણે જોયાં છે. તેમની અદ્વિતીય વેદજ્ઞતાનું પ્રમાણ ગીતા છે. હાલ જેને આપણે ભગવદ્‌ગીતા તરીકે વાંચીએ છીએ તે કૃષ્ણની બનાવેલી નથી, તે તો વ્યાસને હાથે લખાયેલી ગીતા તરીકે જણાયેલી છે. તેનું નામ “વૈયાસિકી સંહિતા” છે. એના બનાવનાર વ્યાસ હોય કે જે કોઇ બીજા હોય તેણે કૃષ્ણનાં વચન બહુ ઠીક રીતે ઉતારી રાખી આ ગ્રંથમાં સંકલિત કર્યાં લાગતાં નથી. તેમજ એ ગીતા આદિમહા-

* અનુશીલન ધર્મના પરમ આદર્શ કૃષ્ણ એવું જે પહેલા પ્રકરણમાં કહ્યું છે, તે ભીષ્મ પોતાના ભાષણમાં સ્પષ્ટ કરી બતાવે છે.

ભારતનો ભાગ હશે એમ આપણાથી કહી શકાતું નથી, છતાં કૃષ ધર્મમતનું સંકલન ગીતામાં છે, એટલું ખાત્રીથી કહેવાય ખરૂં. મતાવલંબી કોઇ જ્ઞાની પુરૂષને હાથે ગીતા આ આકારમાં ગોઠ મહાભારતમાં દાખલ થઇ, પ્રચારિત થઇ હશે એમ સાથે સાથે વવું જોઇએ. કહેવાની મતલબ એ છે કે ગીતામાં કહેલો ધર્મ રચેલો હશે તે ખરેખર અદ્વિતીય વેદવિત્ પંડિત હોવો જોઇએ. ધ બાબતમાં તેણે વેદને સર્વથી ઉંચું પદ આપ્યું નથી, કોઇ કોઇ વ તો વેદની નિંદા પણ તેણે કરેલી છે, છતાં જેણે વેદ અને ગીતા અધ્યયન કર્યું હશે તેને સહજ જણાશે કે કોઇ અદ્વિતીય વેદજ્ઞ સિ બીજાને હાથે ગીતામાં કહેલો ધર્મ પ્રણીત થઇ શકેજ નહિ.

જે માણસ એ પ્રમાણે પરાક્રમ તથા પાણ્ડિત્ય, વીરત્વ તથા શિ કર્મ તથા જ્ઞાન, નીતિ અને ધર્મ, દયા અને ક્ષમા, એ સ સરખી રીતેજ શ્રેષ્ઠ હોય તેજ માણસ આદર્શ પુરૂષ કહેવાય.

## પ્રકરણ ૧૦મું.

### શિશુપાલવધ.

ભીષ્મે એ પ્રમાણે પોતાનું ભાષણ સમાપ્ત કરી શિશુપાલ અવજ્ઞા—તિરસ્કાર—કરી કહ્યું, "જો કૃષ્ણની પૂજા શિશુપાળથી ખમાતી હોય તો જેમ તેને ગમે તેમ તે કરે," મતલબ કે ન લાગે તો ચાલ્યો જાય.

પછી શું થયું તે મહાભારતમાંથીજ ઉતારી લીધું છે,

"કૃષ્ણની પૂજા થયેલી જોઇ સુનીથ નામે એક મહા બળ લડવૈયો ક્રોધથી કાંપવા લાગ્યો. અને આંખ રાતીચોળ કરી રાજાઓને કહેવા લાગ્યો કે "પૂર્વે હું સેનાપતિ હતો, હાલમાં યા તથા પાંડવ કુળનો જડમૂળથી નાશ કરવા હમણાં ને હમણાં હું લ રૂપી દરીયામાં કૂદી પડવા તૈયાર છું." બીજા રાજાઓનો પણ અ

ચળ ઉત્સાહ જોઇ ચેદિરાજ શિશુપાળ ઉત્તેજિત થઇ યજ્ઞના કામમાં કેમ વિઘ્ન નંખાય તેની સલાહ મસલત તે લોકો જોડે કરવા લાગ્યો, અને તેમને કહ્યું કે જેથી યુધિષ્ઠિરનો યજ્ઞ ન થાય, ને કૃષ્ણની પૂજા રદ જાય એવું કરવું તે આપણું કર્ત્તવ્ય છે. તે રાજાઓને બીજાઓએ વાર્યા છતાં ક્રોધને તાબે થઇ સલાહ મસલત કરતા જોઇ, કૃષ્ણના મનને ખાત્રી થઇ કે તેઓ લઢાઇ કરવાને માટેજ વિચાર કરે છે.

સાગર જેવા રાજમંડળને આ પ્રમાણે રોષને તાબે થઇ જતું જોઇ રાજા યુધિષ્ઠિરે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મપિતામહને કહ્યું કે, “ હે પિતામહ ! આ મોટો રાજસમુદ્ર ખળભળી ઉઠયો છે, માટે આ ક્ષણે જે આપણું કર્ત્તવ્ય હોય તે બતાવો.”

શિશુપાળને મારી નાંખવાનું યથાર્થ કારણ આજ છે. તેનો વધ ન થયો હોત તો બીજા રાજાઓ જોડે મળી જઇ તે યજ્ઞ થવા દેત નહિ.

આ થયા પછી શિશુપાળે ભીષ્મ તથા કૃષ્ણને બહુ ગાળો દીધી. તે ગાળો પણ આગળની ગાળોના જેવીજ હતીઃ “ દુરાત્મા,” “ જેનો બાળકો પણ તિરસ્કાર કરે તેવો,” “ ભરવાડ,” “ દાસ”, વગેરે, છતાં પરમ યોગી કૃષ્ણે બીજી વાર પણ ચૂપકીદી પકડી તેને ક્ષમા કરી. કૃષ્ણ જેમ બળના તેમજ ક્ષમાના પણ આદર્શરૂપ છે. ભીષ્મ પણ પહેલાં તો કાંઇ બોલ્યા નહિ, પણ ભીમને બહુ ગુસ્સો ચઢવાથી એકદમ શિશુપાળપર ધસી જવા તે ઉભો થઇ ગયો. ભીષ્મે તેને પકડી લીધો, અને શિશુપાળનું પૂર્વ વૃત્તાન્ત તેને સંભળાવવા માંડયું. તે અત્યન્ત અસંભવિત તથા અસ્વાભાવિક છે : વિશ્વાસ રાખવા લાયક નથી. એ વૃત્તાન્ત આ પ્રમાણે છેઃ—

શિશુપાળ જન્મ્યો તે વખત તેને ત્રણ આંખ ને ચાર હાથ હતા; અને ગધેડાના ભૂંકવા જેવી તે ચીસ પાડી ઉઠયો હતો, તેથી એવા ખરાબ લક્ષણવાળા પુત્રનો ત્યાગ કરવો તેજ સારૂં એવો તેના માબાપે વિચાર કર્યો, એટલામાં આકાશવાણી થઇ કે “ છોકરો બહુ સારો છે, માટે એને ફેંકી દેશો નહિ, એની સારી રીતે સંભાળ લો. જમ પોતે પણ એને કશું કરી શકશે નહિ, છતાં એને જે માણસ

મારી નાંખશે તેનો જન્મ થઇ ચૂકેલો છે.” તે ઉપરથી તેનાં માબાપે પૂછ્યું કે “હે આકાશવાણી! એને કોણ મારશે તેનું નામ પણ કહોની.” દેવવાણીએ આટલું બધું કહ્યું ત્યારે કૃષ્ણનું નામ પણ દઇ દીધું હોત તો બધી ગડબડાટનો ત્યાંજ અંત આવત, પરંતુ જો તેમ થાય તો આ આખી ગપ જે ભૂમીપર રચાયેલી છે તેનું Plot (વસ્તુ) બગડી જાય–તેનો નાશ થઇ જાય, તેથી માત્ર દેવવાણીએ તો એટલુંજ કહ્યું કે, “જેના ખોળામાં આપવાથી એ બાળકના વધારાના હાથ ખરી પડે, ને ત્રીજી આંખ મીંચાઇ જાય તેજ એને મારશે.”

આ ઉપરથી પોતાના દેશના એક પછી એક સઘળા લોકોના ખોળામાં શિશુપાળના બાપે તેને બેસાડી જોયો, પણ તેથી ન તેની આંખ મીંચાઇ કે ન તેના હાથ ખરી પડયા. કૃષ્ણ ને શિશુપાળ લગભગ સરખી વયના હશે; કારણ રૂક્મિણીનો હાથ મેળવવા એકી વખતે બંને તૈયાર થયા હતા. વળી દેવવાણીએ એમ પણ કહેલું હતું કે, શિશુપાળને મારનારનો “જન્મ થઇ ચૂકયો છે,” છતાં, કૃષ્ણ દ્વારકાથી ચેદિ દેશ ગયા ને ત્યાં એ બાળકને તેમણે ખોળામાં બેસાડયો, એમ થતાંજ તેના બંને હાથ ખરી પડયા ને ત્રીજી આંખ બંધ થઇ ગઇ.

શિશુપાળની મા કૃષ્ણની ફોઇ થાય. ફોઇએ જબરદસ્તીથી કૃષ્ણને પકડી કહ્યું કે “ભાઇ, ભાઇ, મારા પુત્રને મારતો નહિ.” કૃષ્ણે કહ્યું “ઠીક, જેથી તે વધને યોગ્ય થાય એવા શિશુપાળના સો અપરાધ હું માફ કરીશ.”

જે વાત ગેરકુદરતી હોય તે અમે માનતા નથી. વાચક પણ નહિ માનતા હોય એવી આશા છે. કોઇ ઇતિહાસની ચોપડીમાં એવો બનાવ લખેલો જોવામાં આવે તો તે લેખકની પોતાની અથવા તેની પહેલાંના કોઇ માણસની કલ્પનાનું પરિણામ તે ગણાય છે. ક્ષમાગુણની મોટાઇ ન સમજી શકે અથવા કૃષ્ણચરિત્રનું માહાત્મ્ય ન સમજી શકે તેવા કોઇ કવિએ કૃષ્ણની અદ્‌ભુત ક્ષમાશીલતાની કદર નહિ બૂજવાથી, અને લોકોને શિશુપાળ તરફ કૃષ્ણે જે ક્ષમાવૃત્તિ બતાવી તેનું કારણ સમજાવવા આ અદ્‌ભુત કથા–ગપ–લખેલી લાગે છે. જે અસુરનો વધ કરવાને કૃષ્ણે મનુષ્યનો અવતાર લીધેલો તેજ અસુરના અપરાધોની તે ક્ષમા

કરે, એ અસંગત વાત છે. માત્ર અસુરનો વધજ કરવા તે પૃથ્વીપર અવતર્યા હોય તો પછી તેમનામાં ક્ષમાગુણ શા માટે જોઇએ, અથવા બીજા કોઇ પણ ગુણ શા માટે હોવા જોઇએ તે સમજાતું નથી, પરંતુ એથી ઉલટું જો તેમનો આદર્શપુરૂષ તરીકે આપણે વિચાર કરીએ તો, તે આદર્શના વિકાશને માટેજ તે અવતરેલા ગણી શકાય, અને તેમનાં બધાં કામ એજ ધોરણપર કરેલાં હોય એમ સમજી શકાય. કૃષ્ણ-ચરિત્રરૂપ રત્નભંડાર ખોલવાની ચાવી તે એ આદર્શ પુરૂષતત્ત્વજ.

શિશુપાળનાં કડવાં વચન સહન કર્યાં તેથીજ અત્રે કૃષ્ણના ક્ષમા-ગુણનાં વખાણ કર્યાં છે તેવું નથી. શિશુપાળે તે પહેલાં પણ શ્રીકૃષ્ણ-પર બહુ જુલમ કરેલો. કૃષ્ણ પ્રાગ્જ્યોતિષપુર ગયા હતા, તે સમયનો લાભ લઇ દ્વારકાને આગ લગાડી તે ન્હાસી ગયો હતો. કોઇ વખત યાદવો રૈવતક પર્વતપર ઉજાણી વગેરે મોજમઝા કરવા જતા તો ત્યાં એકદમ ચઢી આવી શિશુપાળ ઘણા યાદવોનો ઘાણ કાઢી નાંખતો. વસુદેવના અશ્વમેધનો ઘોડો તે ચોરી ગયેલો. એ અપરાધ તે વખ-તના ક્ષત્રિયોને મન બહુ મોટો ગણાતો. આ બધા અપરાધો કૃષ્ણે તેને માફ કર્યા હતા. તેમ માત્ર શિશુપાળનુંજ વૈરાચરણ તેણે માફ કર્યું હતું એમ નથી. જરાસંધે પણ તેમને બહુ હેરાન કરેલા. પોતાને માટે કે પારકાને માટે, ગમ તેમ હોય પણ કૃષ્ણ જરાસંધનો વધ કરવા શક્તિવાળા હતા, તે આપણે જોયું છે. પરંતુ જ્યાં સુધી જરા-સંધે રાજાઓને કેદખાને નાંખી તેમનાવડે મહાદેવનું બળિદાન આપ-વાની તૈયારી કરી નહતી, ત્યાં સુધી કૃષ્ણે તેના પ્રતિ જરાપણ વેરી તરીકે આચરણ કરેલું નહિ. ઉલટું તેની જોડે યુદ્ધ કરવાથી નકામી લોકોની હાણ થશે એમ જાણી પોતેજ મથુરા છોડી જઇ રૈવતક ગઢ બાંધી ત્યાં રહ્યા હતા. એ પ્રમાણે જ્યાં સુધી જરાસંધે માત્ર તેમની પોતાની જોડેજ શત્રુતા રાખી હતી ત્યાં સુધી કૃષ્ણે તેનું લેશમાત્ર પણ ભૂંડું કર્યું નહતું, પણ પછી જ્યારે પાંડવોના યજ્ઞમાં વિઘ્ન અને ધર્મ-રાજ્યની સ્થાપનામાં હરકત કરવા તૈયાર થયો ત્યારેજ માત્ર કૃષ્ણે તેનો વધ કર્યો. આદર્શ પુરૂષની ક્ષમા, તે ક્ષમાપરાયણતાનોજ નમૂનો હોય; માટે જો કોઇએ તેનું ભૂંડું કર્યું હોય તોપણ કોઇ પ્રકારે તેને

માટે તે મનમાં માઠું લાવતો નથી ને તેને શત્રુરૂપે ગણતો નથી; છતાં આદર્શ પુરૂષ દંડપ્રણેતાનો પણ આદર્શ હોવો જોઇએ તેથી જો કોઇ લોકોનું ભૂંડું કરવા તત્પર થાય તો તેનો દંડ પણ તેણે કરવો જોઇએ.

કૃષ્ણના ક્ષમાગુણના પ્રકરણમાં કર્ણ તથા દુર્યોધન પ્રતિ તેમણે જે ક્ષમા બતાવેલી તેનો અહિં ઇશારો કર્યા વગર ચાલે તેમ નથી, જોકે એ વાત આગળ ઉદ્યોગપર્વમાં તો આવશે, પરંતુ કર્ણ અને દુર્યોધને જે અવસ્થામાં એમને બંધીવાન કરવાનો પ્રયત્ન કર્યો હતો, તે અવસ્થામાં જો કોઇ બીજાને માટે તેવું કરવા કોઇ તત્પર થાય તો તેવા શત્રુને ઇસુખ્રિસ્ત જેવા નરમ સ્વભાવના માણસ સિવાય ભાગ્યેજ બીજો કોઇ માણસ ક્ષમા કરી શકે. પરંતુ કૃષ્ણે તેમને ક્ષમા કરી એટલુંજ નહિ પણ બંધુભાવથી કર્ણજોડે વાતચીત કરી અને મહાભારતના યુદ્ધ વખતે પણ તેની સામું કદીપણ અસ્ત્ર ધારણ કર્યું નહિ.

પછી પણ ભીષ્મ અને શિશુપાળ વચ્ચે થોડી બોલાચાલી થઇ. ભીષ્મે કહ્યું, "શિશુપાળ કૃષ્ણના તેજે કરીને તેજસ્વી દેખાય છે, હમણાંજ શિશુપાળના તેજનું તેઓ હરણ કરી લેશે." આથી શિશુપાળ બહુ તપી ઉઠયો ને ભીષ્મને તેણે બહુ ગાળો દીધી, અને કહ્યું કે, "આ સઘળા રાજાઓની મહેરબાનીથીજ તું જીવતો રહેછે, બાકી એઓ ધારે તો હમણા તારો પ્રાણ લે." એ સાંભળી તે વખતના ક્ષત્રિય યોદ્ધાઓમાં ઘણા શૂરવીર ગણાતા ભીષ્મ બોલ્યા કે "એ બધાને તો હું તરણાને તોલે પણ ગણતો નથી." એ વચનની સાથેજ ભેગા થયેલા રાજાઓ એકદમ ગર્જના કરી બોલી ઉઠયા કે, "આ ભીષ્મને પશુની માફક વધેરી નાંખો અથવા તો બળતા અગ્નિમાં નાંખી દો." ભીષ્મે જવાબ આપ્યો, "તમારી મરજી પડે તે કરો, મેં આ તમારા મસ્તકપર પગ મૂક્યો છે," એમ કહી પગ પછાડયો. આ પ્રમાણે એ વૃદ્ધ યોદ્ધાને ન જોરથી કે ન બોલીથી આંજવાનો એકે રસ્તો રહ્યો, તેથી એ તકરારનો નીવેડો લાવવાનો સ્હેલો ઉપાય ભીષ્મે તે લોકોને બતાવી દીધો. તેમણે તે ઉપાય સૂચવ્યો તેની

મતલબ એવી હતી કે, "કૃષ્ણની પૂજા કરી તેથી તમે આ સઘળી ગડબડાટ મચાવી મૂકી છે. કૃષ્ણનું શ્રેષ્ઠત્વ તમે કબૂલ કરતા નથી, પણ એ બધી ગડબડાટ કરવાનું કાંઇ કારણજ નથી. એ પોતેજ અહિં હાઝર છે. તેમની એક વખત પરીક્ષાજ કરી જુઓની. જેને મરવાની ચળ થતી હોય તે એકવાર કૃષ્ણને યુદ્ધમાં ઉતરવાનું નોતરૂં દઇ જુઓ."

આ વાત સાંભળી કાંઇ શિશુપાળથી ચૂપ બેસી રહેવાય ? તેણે કૃષ્ણને કહ્યું, "આવ, મારી જોડે લઢાઇમાં ઉતર, હું તને તેમ કરવા નોતરૂં દઉં છું."

હવે કૃષ્ણે મ્હોં ઉઘાડયું, પરંતુ તે પણ શિશુપાળ જોડે વાત કરવાને તો નહિજ. ક્ષત્રિય તરીકે કૃષ્ણને લઢાઇમાં ઉતરવાનું કહેણ આવ્યા પછી તેમાંથી નીકળવાનો તેમની પાસે બીજો રસ્તોજ ન હતો. તેમ એ યુદ્ધ કરવું એવું ધર્મને લીધે પણ તેમને કારણ મળેલુંજ હતું, તેથી સભામાં ભેગા મળેલા સઘળા લોકોને સંબોધી શિશુપાળને હાથે થયેલા સઘળા અપરાધનું એક પછી એક તેમણે વિવેચન કરી બતાવ્યું, અને છેવટે કહ્યું કે, "આટલા દિવસ મેં ક્ષમા કરી છે, પણ આજે હું તેમ કરીશ નહિ."

આ કૃષ્ણનાં વચનોમાં એવી વાત પણ છે કે તેમની ફોઇની આજીજીને લીધે એટલા બધા દિવસ સુધી તેના આગળના સઘળા અપરાધ પોતે ક્ષમા કર્યા હતા. અત્યારસુધી આ સંબંધે જે કાંઇ કહેવામાં આવ્યું છે તે યાદ લાવી વખતે કોઇ વાચક એમ કહેશે કે એ વાત પણ પાછળથી દાખલ થયેલી હશે. અમારૂં કહેવું એમ છે કે વખતે નવીન દાખલ થયેલી હોય એમ પણ બની શકે, પરંતુ તેમ ગણવાને કાંઇ કારણ નથી, કેમકે એમાં અસ્વાભાવિકતા કશી પણ નથી, ઉલટી એ વાત ઘણી રીતે સ્વાભાવિક ને સંભવિત લાગે છે. એ દુષ્ટ બાળપણથીજ કૃષ્ણની અદેખાઇ કરતો હશે; કૃષ્ણ બળવાન હતા, તેથી ધારે તો શિશુપાળને ચાંચડની માફક મસળી નાંખે એવી સ્થિતિમાં હતા. એવી વખતે ફોઇ પોતાના ભત્રીજાની મહેરબાની માગી

લે એ બનવા જોગ છે. ક્ષમાપરાયણ કૃષ્ણે પોતાના સ્વભાવને લીધે શિશુપાળને ક્ષમા કરેલી તેમજ પોતાની ફોઇની માગણી પણ ધ્યાનમાં રાખી તેને તેના ગુન્હા માફ કરેલા હોય એ પણ સંભવિત છે, તેમજ વળી ફોઇના છોકરાનો એકદમ વધ કરવો એ પણ બહુ નિંદનીય કામ હોવાને લીધે, કૃષ્ણે પોતાની ફોઇને ખાતર પણ કાંઇ ન કર્યું હોય, એમ પણ બની શકે, અને પોતે તે પ્રમાણે કરેલું તે કેફીઅત જણાવવાની ઇચ્છા હોવાને લીધે તેમણે એ સઘળી વાતનું વિવેચન કર્યું હોય. આ બધા સબબને લીધે કૃષ્ણનાં વચન સુસંગત હોય એમ લાગે છે.

આના પછી વળી પાછી થોડી અસ્વાભાવિક વાત આવે છે. શિશુપાળને મારવા માટે કૃષ્ણે પોતાના ચક્રનું સ્મરણ કર્યું, અને તેમ કરતાં તરતજ ચક્ર આવી તેમના હાથમાં પડયું. તેનાથી કૃષ્ણે તેનું માથું કાપી નાંખ્યું.

આ ન બની શકવા જેવી હકીકતને ઐતિહાસિક સત્ય તરીકે કોઇ પણ વાચક કબૂલ કરશે નહિ; છતાં જો કોઇ એમ કહે કે કૃષ્ણ ઇશ્વરનો અવતાર હતા, તેમનાથી શું ન થઇ શકે તો તેને માત્ર એકજ પ્રશ્ન પૂછીશું કે જો ચક્ર વડે શિશુપાળનો વધ કરી શકે એવું હતું તો પછી તેજ કામ કરવા માટે તેમને માણસનું શરીર શા માટે ધારણ કરવું પડયું? કોઇ ચેતનવાળા જીવ માફક એ ચક્રને આપણે આજ્ઞાનુસાર આવ જાવ કરતાં જોઇએ છીએ, તો પછી વૈકુંઠમાંથીજ વિષ્ણુએ તેને શિશુપાળનો શિરચ્છેદ કરવા શા માટે મોકલી દીધું નહિ હોય? એટલુંજ કામ કરવા માટે મનુષ્યદેહ ધારણ કરવાનું પ્રયોજન શું? પોતાના કુદરતી નિયમો વડે ઇશ્વિર શું કોઇ માણસનું મૃત્યુ લાવવું હોય તો તે લાવી શકતો નથી? તેની માત્ર ઇચ્છાજ એટલું કરવાને સબળ નથી કે તેને ખાસ તેટલા માટે માણસરૂપે અવતરવું પડે, ને તેમ કરીને પણ પછી તે શું એટલો બધો કમતાકત થઇ જતો હશે કે તેને એક બીજા માણસનો વધ કરવાને સારૂ પોતાની માનુષી શક્તિ ઓછી માલમ પડવાને લીધે ઇશ્વિરી શક્તિદ્વારા દૈવી અસ્ત્રને સંભાળવું પડે? જો ઇશ્વિર એટલી ઓછી શક્તિ-

વાળો હોય તો પછી માણુસ અને ઈશ્વિર વચ્ચેનો તફાવત બહુ ઓછો થઈ જાય છે. અમે કૃષ્ણ ઇશ્વિરાવતાર નહતા એમ નથી કહેતા, પરંતુ અમારો મત એવો છે કે કૃષ્ણ માનુષી શક્તિ સિવાય બીજી કોઇ શક્તિનો આશ્રય લેતા ન હતા, અને પોતે સઘળાં કામ તે શક્તિદ્વારા કરતા, માટે આ ચક્રસ્મરણવૃત્તાંત બધુંજ પાછળથી દાખલ થયેલું છે, અને કૃષ્ણે શિશુપાળને માનુષી શક્તિથી હણેલો તેની સાબિતી મહાભારતમાંથીજ મળે છે. ઉદ્યોગપર્વમાં ધૃતરાષ્ટ્ર શિશુપાળવધની હકીકત કહેતાં કહે છે કે—" પહેલાં રાજસૂયયજ્ઞ વખતે, ચેદિરાજ અને કરૂષક વગેરે સઘળા ભૂપતિઓ સર્વ પ્રકારે ઉદ્યોગી થઇને બીજા અસંખ્ય વીરપુરૂષોની સાથે ભેગા થયા હતા, તેમાં ચેદિરાજનો પુત્ર સૂર્યના જેવો પ્રતાપશાળી, શ્રેષ્ઠ તિરંદાજ, તથા યુદ્ધમાં કોઇનાથી ન જીતાય તેવો હતો. ભગવાન્ કૃષ્ણે ક્ષણમાત્રમાં તેનો પરાજય કરી, ક્ષત્રિયોના ઉત્સાહનો ભંગ કર્યો, અને બીજા રાજાઓ, જેમનો પ્રમુખ કરૂષનો રાજા હતો, અને જેઓ શિશુપાળને બહુ માન આપતા હતા, તેઓ સિંહ સરખા કૃષ્ણને રથપર ચઢેલા જોઇ જેમ હરણ નાસી જાય તેમ ચેદિરાજને છોડી નાસી ગયા, પછી તેણે રમતાં રમતાં–સહેજમાં શિશુપાળનો જીવ લીધો ને પાંડવોનાં યશ તથા માન વધાર્યાં. "

અહિં ચક્રનું નામ સરખું દેખાતું નથી, કૃષ્ણ રથપર ચઢી જેમ બીજાં માણસો લઢાઇ કરવા તૈયાર થાય તેમ તૈયાર થયેલા જણાય છે, અને તેવીજ લઢાઇમાં તેમણે શિશુપાળ તથા તેના અનુચરોનો પરાજય કર્યો જણાય છે. એકજ પુસ્તકમાં એકજ બનાવનાં બે જાતનાં વર્ણન–એક સ્વાભાવિક ને એક તેથી ઉલટું મળી આવે, તેમાં બીજાને છોડી પહેલાને સાચા તરીકે ગણવું જોઇએ. પુરાણના ઇતિહાસમાંથી કાંઇપણ સત્ય જેને શોધી કાઢવું હોય તેણે આ નિયમ ધ્યાનમાં રાખવો, નહિ તો તેનો શ્રમ નિષ્ફળ જશે.

આ આખા અવલોકનમાંથી સ્થૂળ ઐતિહાસિક વાત આપણને એટલીજ જડે છે કે રાજસૂયયજ્ઞની મહાસભામાં બીજા બધા ક્ષત્રિ-

યો કરતાં કૃષ્ણને વધારે શ્રેષ્ઠ ગણવામાં આવ્યા, તેથી શિશુપાળ અને બીજા કેટલાક રાજાઓ ગુસ્સે થયા, અને યજ્ઞનેજ ભાંગી પાડવા તેઓએ લઢાઇ ઉભી કરી. કૃષ્ણે તેમની જોડે યુદ્ધ કરી તેમનો પરાજય કર્યો, અને શિશુપાળનો વધ કર્યો, તેથી પછી યજ્ઞ નિર્વિઘ્ને સમાપ્ત થયો.

કૃષ્ણ લઢાઇમાં ઉતરવા હમેશ બહુ નારાજ રહેતા તે આપણે જોયું છે, છતાં, આ વખતે અર્જુન વગેરે બીજા પાંડવ યોદ્ધાઓ હોવા છતાં ઉપલા લોકો જોડે લઢાઇમાં ઉતરવું તેમણે શા માટે પસંદ કર્યું હશે? રાજસૂયયજ્ઞને સંબંધે જે કામ શ્રીકૃષ્ણને માથે કરવાનું હતું તે યાદ કરવાથી આ પ્રશ્નનો ઉત્તર મળશે. યજ્ઞનું રક્ષણ કરવાની જોખમદારી શ્રીકૃષ્ણને માથે હતી, અને જે કામ કરવાની જોખમદારી જે કોઇ માણસે પોતાને માથે રાખી હોય, તે કામ કરવું એ તેની ફરજ છે, માટે પોતાની ફરજ અદા કરવા સારૂજ તે યુદ્ધ કરવા પ્રવૃત્ત થયેલા અને તેમણે શિશુપાળનો વધ કરેલો.

## પ્રકરણ ૧૧મું.

### પાંડવોનો વનવાસ.

યજ્ઞ પૂરો થતાં કૃષ્ણ પાછા દ્વારકા ગયા. તે પછી માત્ર એક ઠેકાણા સિવાય, સભાપર્વમાં તેમનું નામ આવતું નથી.

દ્યૂતમાં યુધિષ્ઠિર દ્રૌપદીને હારી ગયા, તે પછી દ્રૌપદીનો ચોટલો પકડી સભામાં આણી તેનાં વસ્ત્ર ઉતારવામાં આવ્યાં હતાં. મહાભારતના આ ભાગમાં કાવ્યની જે ઉત્કૃષ્ટ રચના જોવામાં આવે છે તેવી દુનીઆના કોઇ બીજા પુસ્તકમાં ભાગ્યેજ હશે, પરંતુ આપણે અહિં તે જોવાનું નથી. એ કથામાં સચ્ચાઇ કેટલી છે તે જોવાનું છે. જે વખતે સભામાં દુઃશાસને દ્રૌપદીનાં ચીર ઉતારવા માંડયાં તે વખતે ગભરાઇ ગયેલી દ્રૌપદીએ કૃષ્ણનું નીચલા શબ્દો વડે ધ્યાન ધરવા માંડેલું,

**गोविन्द द्वारकावासिन् कृष्ण गोपीजनप्रिय ॥**

આ બાબતના સંબંધમાં જે કહેવાનું છે તે આગળ કહ્યું છે.

પછી વનપર્વ આવે છે, તેમાં માત્ર ત્રણ વારજ કૃષ્ણ દેખા દે છે. (૧) પાંડવો વનમાં ગયા સાંભળી વૃષ્ણિ, ભોજ વગેરે કુળના યાદવો તેમને મળવા જાય છે. તેમની જોડે કૃષ્ણ પણ ગયેલા હોય એ બનવા જોગ છે, પરંતુ મહાભારતના જે ભાગમાં તેનું વર્ણન આપવામાં આવ્યું છે, તે પહેલા કે બીજા સ્તરને લગતો નથી. રચનામાં કશું મળતાપણું નથી. કૃષ્ણના ચરિત્રમાં પણ તેના આગલા ભાગ જોડે બંધબેસતું તેમાં કશું નથી. અત્યાર સુધી કૃષ્ણને ગુસ્સે થયેલા આપણે કદી જોયા નથી, પરંતુ અહિં યુધિષ્ઠિર પાસે તે આવ્યા છે, છતાં ગુસ્સાથી લાલચોળ થઇ ગયેલા દેખાય છે, અને તેમ હોવાનું કારણ કશું સમજાતું નથીઃ નથી કોઇ શત્રુ પાસે આવ્યો, કે નથી કોઇ કાંઇ બોલ્યું. માત્ર દુર્યોધન વગેરેને મારી નાંખવા પડશે, એટલું બોલવાથી તે એટલા બધા ગુસ્સે થઇ ગયા કે યુધિષ્ઠિરે જ્યારે બહુ નમ્રપણે વિનવી, સ્તુતિ કરી ત્યારે તે શાંત પડયા. જે કાવએ એવું લખેલું કે કૃષ્ણે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે મહાભારતના યુદ્ધમાં હું કદી હથીઆર પકડીશ નહિ તે કવિ કદી આવું લખે નહિ એ તો નક્કી છે, પછી વળી કૃષ્ણ કહેવા બેઠા કે, "હું હોત તો આટલું થાતજ નહિ, પરંતુ હું ઘેર નહતો," ત્યારે યુધિષ્ઠિરે પૂછયું કે તમે ક્યાં ગયા હતા. તે ઉપરથી શાલ્વના વધની કથાનો પ્રસંગ નીકળ્યો, અને કૃષ્ણને તેની જોડે લઢાઇ કરવી પડેલી તેનું વર્ણન ત્યાં આપ્યું છે. એ લઢાઇ પણ એક અદ્દ્ભુત બનાવ છે. સૌભ નામની એક રાજધાની હતી તે આકાશમાં ઉડતી ફરતી હતી, અને શાલ્વ ત્યાં રહી યુદ્ધ કરતો. એવી રીતે કૃષ્ણ જોડે લઢાઇ કરતાં કરતાં કૃષ્ણને રડવું પડયું, કારણ શાલ્વે એક માયાવી ખોટો વસુદેવ બનાવી તેનો વધ કર્યો. કૃષ્ણને એ જોઇ મૂર્છા આવી ગઇ. આ ન જગદીશ્વરનું ચિત્ર કહેવાય કે ન કોઇ માણસનું કહેવાય. અનુક્રમણિકા તથા પર્વસંગ્રહાધ્યાયોમાં એનો કાંઇ પણ પ્રસંગ નથી. આ ઉપરથી આશા છે કે એ વાત વિશે કાંઇ અવલોકનની જરૂર છે એવું કોઇ વાચકને લાગશે નહિ.

(૨) આના પછી દુર્વાસાના શિષ્ય સાથે ભોજનનો પ્રસંગ છે. એ બહુ ગેરકુદરતી હકીકત છે. અનુક્રમણિકાધ્યાયમાં એ પ્રસંગ હોય તોપણ તેમાં કાંઇ ઐતિહાસિક મૂલ્ય નથી તેથી એના અવલોકનની પણ જરૂર નથી.

(૩) છેલ્લે વનપર્વના આખરને ભાગે માર્કંડેયસમસ્યાપર્વાધ્યાયમાં વળી પાછાં કૃષ્ણનાં દર્શન થાય છે. પાંડવો કામ્યક વનમાં આવ્યા સાંભળી પાછા તે તેમને મળવા ગયેલા. આ વખત તે એકલા નહતા, જોડે તેમની છેલ્લા લગ્નવાળી સ્ત્રી હતી. એ પર્વાધ્યાય એક મોટો ગ્રંથ છે એમ કહીએ તો ચાલે, છતાં મહાભારત જોડે સંબંધ રાખતી હકીકત તેમાં જરાએ નથી, તેથી એ ભાગ નવીન દાખલ થયેલો હોવો જોઇએ. પર્વસંગ્રહાધ્યાયમાં એ બાબતનો મજકૂર છે, અનુક્રમણિકાધ્યાયમાં નથી, તેમ મહાભારતના પહેલા કે બીજા બેમાંથી એકે થરની રચનાને એ ભાગ મળતો આવતો નથી, પરંતુ આદિ મહાભારતનો એ અંશ છે કે નહિ તેનો વિચાર કરવાનું અહિં કાંઇ પણ પ્રયોજન નથી, કારણ કૃષ્ણ અહિં કશું કામ કરતા નથી. પાંડવોને મળી યુધિષ્ઠિર દ્રૌપદી વગેરેની જોડે મીઠી મીઠી વાતો કરી તેના જવાબમાં મીઠી મીઠી વાતો સાંભળીને પછી બધાંઓ ભેગાં થઇ ઋષિ મહારાજની શીળા પહોરની ગપ સાંભળવા બેઠાં.

માર્કંડેય ઋષિની કથા પૂરી થયા પછી દ્રૌપદી અને સત્યભામાને થોડી વાતચીત થઇ. પર્વસંગ્રહાધ્યાયમાં દ્રાપદી સત્યભામાનો સંવાદ ગણાવેલો છે, પરંતુ અનુક્રમણિકાધ્યાયમાં એ વિશે કાંઇ ઇશારો નથી. એ ભાગ પણ નવીન દાખલ થયેલો છે તે આગળ કહ્યું છે.

પછી વિરાટપર્વ આવે છે. વિરાટપર્વમાં કૃષ્ણ દેખાતા નથી. માત્ર છેક છેલ્લે ઉત્તરાના વિવાહ ઉપર આવી ઉભા રહે છે ખરા. ત્યાં જે સઘળી વાત થાય છે, તે ઉદ્યોગપર્વમાં કહી છે. ઉદ્યોગપર્વમાં કૃષ્ણની ઘણી વાતો છે. તેનું હવે ક્રમવાર અવલોકન કરીશું.

---

# ખંડ ૫મો.



## ઉપપ્લવ્ય.

**सर्वभूतात्मभूताय भूतादिनिधनाय च ।**
**अक्रोधद्रोहमोहाय तस्मै शान्तात्मने नमः ॥**

शान्तिपर्व, ४७ अध्यायः



# ખંડ ૫મો.

## ઉપપ્લવ્ય.

## પ્રકરણ ૧લું.

### મહાભારતના યુદ્ધને માટે સૈન્યની તૈયારી.

હવે આપણે ઉદ્યોગપર્વનું અવલોકન કરીએ.

પૃથ્વીપર ઘણાં માણસો અપરાધી હોય છે. માણસો હમેશા એક બીજા પ્રત્યે અપરાધ તો કરેજ છે. તે ગુન્હા શમાવી દેવા એ સમાજનું—લોકોનું—એક મુખ્ય કામ છે. રાજનીતિ, રાજદંડ, વ્યવસ્થાશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, કાયદા, કોરટ વગેરેની મુખ્ય મતલબ એજ છે.

અપરાધીના બાબમાં શું શું કરવું, તેની જોડે કેમ કામ લેવું એ વિશે નીતિશાસ્ત્રના બે મત છે. એક એવો છે કે સજા કરીને—એટલે કે બળની સત્તા વાપરી ગુન્હા શમાવી દેવા; બીજો મત એવો છે કે ગુન્હાની ક્ષમા કરવી. હવે બળ ને ક્ષમા એ બે એક બીજાથી ઉલટા રસ્તા છે, તેથી બંને રસ્તા યથાર્થ ખરા હોઇ શકે નહિ; તેમજ એ બે મધ્યેનો એકનો એક રસ્તો દરેક વખતે લઇ શકાય નહિ. બધાજ અપરાધોની જો ક્ષમા કરવામાં આવે તો મનુજ સમાજનો નાશ થાય; બધાજ ગુન્હા માટે સજા કરવામાં આવે તો માણસ પછી પશુ જેવો થઇ જાય; તેથી બળ અને ક્ષમાનું સામંજસ્ય—ક્યાં બળ વાપરવું ને ક્યાં ક્ષમા કરવી તેની યોગ્યાયોગ્યતા—એ નીતિશાસ્ત્રનું એક કઠિનમાં કઠિન તત્ત્વ છે. હાલની સુધરેલી યૂરોપીઅન પ્રજાને પણ હજી

તે સામંજસ્ય હાથ લાગી શક્યું નથી. યૂરોપનો ખ્રીસ્તી ધર્મ કહે છે કે સઘળા અપરાધની ક્ષમા કરવી જોઇએ; યૂરોપની રાજનીતિ કહે છે કે સઘળા ગુન્હા માટે સજા થવી જોઇએ; યૂરોપમાં ધર્મ કરતાં રાજનીતિ વધારે જોરાવર છે, તેથી ક્ષમાગુણ ત્યાં નાશ પામ્યો છે અને બળનું જોર વધી ગયું છે.

બળ અને ક્ષમાનું સામંજસ્ય—યોગ્યાયોગ્યતા—ઉદ્યોગપર્વમાં પ્રધાનપદ ભોગવે છે. એ તત્ત્વના મીમાંસક શ્રીકૃષ્ણ છે; ઉદ્યોગપર્વના નાયકજ શ્રીકૃષ્ણ છે એમ કહી શકાય. પોતાના આચરણમાં બળ અને ક્ષમા વાપરવા વિશે જે આદર્શ તેમણે બતાવ્યા છે તે આપણે આગળ જોયા છે. જે તેમનું પોતાનું ભૂંડું કરે, તેને તે ક્ષમા કરતા, પણ જે લોકોનું—મનુષ્ય સમાજનું—બગાડે, તેનાપર બળસત્તા વાપરી તેને તે સજા કરતા. છતાં એવા ઘણા પ્રસંગ આવે છે કે જ્યાં એ નિયમ પ્રમાણે ચાલવાનું બની શકતું નથી, અથવા કે જ્યાં ક્ષમા કે બળ એમાંથી શું વાપરવું તેનો વિચાર કરવો કઠણ થઇ પડે છે. દાખલા તરીકે, ધારો કે કોઇ આપણી વસ્તુ લૂંટી જાય. હવે પોતાની દોલત પાછી મેળવવી એ સામાજિક ધર્મ છે, લોકોની ફરજ છે, કારણ જો બધાજ એવો વિચાર કરે કે જે જાય તે જવા દેવું, તે પાછું લેવા પ્રયત્ન ન કરવો, તો થોડીવારમાં સમાજનો નાશ થાય, તેથી કોઇ કાંઇ વસ્તુ લૂંટી જાય તો તે પાછી લેવા પ્રયત્ન થવોજ જોઇએ. હાલની સુધરેલી સમાજોમાં, કાયદા, અદાલત વગેરે મારફત સૌ પોતપોતાની વસ્તુ પાછી લઇ શકે છે, પરંતુ જ્યાં કાયદા કે કોરટનું બંધારણ નથી હોતું ત્યાં એવે પ્રસંગે બળ વાપરવું એ ધર્મ કહેવાય કે નહિ? વળી બળ અને ક્ષમા સંબંધે એ વાત પણ જોવા જેવી છે કે, દુનીઆનાં આચરણ જોતાં દેખાશે કે બળવાન માણસ હમેશા બળનો પ્રયોગ કરવા તરફજ દોડે છે, અને નિર્બળ બીચારો ક્ષમાનો રસ્તો પકડે છે, પણ એથી ઉલટું જે બળવાન તથા ક્ષમાપરાયણ બંને હોય તેણે શું કરવું જોઇએ? મતલબ કે એવી જગાએ જે આદર્શ પુરૂષ હોય તેણે શું કરવું જોઇએ, એની મીમાંસા ઉદ્યોગપર્વની શરૂઆતમાં કૃષ્ણને મોઢેથીજ આપણને મળે છે.

જુગટું રમતા પાંડવો શકુનિને હાથે રાજ્ય હારી ગયા પછી દુર્યોધનને પોતાનું રાજ્ય સોંપી, પોતાની હોડ પ્રમાણે તેઓ વનવાસે ગયા હતા. તે હોડની બીજી શરત એ હતી કે તેરમું વર્ષ તેમણે છૂપે વેષે રહેવું, જો તે અરસામાં કોઇ તેમને ઓળખી કાઢે તો પોતાનું રાજ્ય પાછું મેળવવાનો તેમને હક રહે નહિ, પણ તેમણે ફરીથી બાર વર્ષનો બીજો વનવાસ ભોગવવો. જો કોઇ તેમને પારખી ન કાઢે તો દુર્યોધને તેમને તેમનું રાજ્ય પાછું આપી દેવું. હાલના પ્રસંગે બાર વર્ષ વનવાસ ભોગવી તેઓ વિરાટ નગરમાં એક વર્ષ છૂપે વેશે એવી રીતે રહેલા કે તેમને કોઇ ઓળખી શકેલું નહિ, તેથી ન્યાય અને ધર્મ બંને રીતે જોતાં દુર્યોધન પાસેથી પોતાનું રાજ્ય પાછું લેવાનો તેમનો હક થયો હતો. પરંતુ દુર્યોધન ક્યાં રાજ્ય પાછું આપી દે તેવો હતો ? અને એ રાજ્ય પાછું ન આપે ત્યારે પાંડવોએ કરવું પણ શું ? યુદ્ધ કરી તેનો વધ કરી રાજ્ય ફરી લઇ લેવું એ તેમનું કર્તવ્ય ખરૂં કે નાહ ?

છૂપા વેશનું વર્ષ પૂરૂં થયે પાંડવોએ વિરાટના રાજાને પોતે કોણ હતા, તેની જાણ કરી. તે જાણી રાજા બહુ ખુશ થયો અને પોતાની છોકરી ઉત્તરાને અર્જુનના છોકરા અભિમન્યુ વેરે પરણાવી. લગ્ન પ્રસંગે અભિમન્યુના મામા કૃષ્ણ, બળદેવ તથા બીજા યાદવો પણ આવ્યા હતા, તેમ પાંડવોનો સસરો દ્રુપદ, અને તેમનાં બીજાં સગાંવહાલાં તથા કુટુંબીઓએ પણ ત્યાં હાઝરી આપી હતી. તે બધાઓની સભા વિરાટના રાજાની દરબારમાં મળી હતી. ત્યાં પાંડવોએ રાજ્ય પાછું શી રીતે મેળવવું તે પ્રસંગ નીકળ્યો. રાજાઓ "શ્રીકૃષ્ણની સામું જોઇ ચૂપ બેસી રહ્યા." ત્યારે શ્રીકૃષ્ણે તે રાજાઓને સંબોધી તે વખતની બધી સ્થિતિ કહી સંભળાવી, જે જે બનાવ બન્યા હતા તે સૌના ધ્યાનપર લાવી કહ્યું કે, "હવે કૌરવ તથા પાંડવ બંનેનું જેથી ભલું થાય, તેમજ જે વાત હિતકારી, ધર્માનુસાર, યશવાળી અને ઉપયુક્ત હોય, તે વિશે આપણે વિચાર કરવાનો છે."

કૃષ્ણે એવું કહ્યું નહિ કે જેથી રાજ્ય પાછું મળે તેવો પ્રયત્ન આપણે કરવો જોઇએ કારણ હિત, ધર્મ, અને યશ વિનાનું જે

રાજ્ય હોય તે મેળવવું કોઇને પણ ઘટે, એવું તે કોઇ દહાડો કહેજ નહિ, તેથી તેમણે ફરી પાછું કહ્યું કે, “ ધર્મરાજ યુધિષ્ઠિર અધર્મથી દેવલોકનું રાજ્ય મળે તોપણ તે લેવાની ઇચ્છા કરે નહિ, પરંતુ ધર્માર્થે જેને જોડાયેલો હોય તેવું એક નાનાસરખા ગામડાનું આધિપત્ય મળે તો તે લેવાની વધારે ઇચ્છા કરે એવા છે.” આપણે પૂર્વે જોયું છે કે આદર્શ પુરૂષ સંન્યાસી થાય તો તે ચાલી શકે નહિ, તેણે તો સંસારીજ રહેવું જોઇએ. સંસારીને ઉપર કહેલી વાતજ નજરમાં રાખવાની છે. અધર્મથી મળે તેવી રીતે સ્વર્ગનું રાજ્ય લેવાની પણ ઇચ્છા કરવી નહિ; પણ જેનો તે ખરેખરો–ધર્મતઃ–અધિકારી હોય તેમાંથી તલ માત્ર પણ દગલબાજને લેવા દેવું નહિ; કારણ તેમ કર્યાથી તે એકલોજ દુઃખી થાય તેમ નથી; વખતે તે તો દુઃખી ન પણ થાય, પણ સમાજના નાશરૂપી પાપનો રસ્તો લેવાનો આરોપ તેને માથે આવે છે.

પછી કૌરવોના કાવાદાવા તથા લોભ, યુધિષ્ઠિરની ધાર્મિકતા, તેમનો પરસ્પર સંબંધ, એ સઘળું ધ્યાનમાં લઇ, પાંડવોનું શું કર્ત્તવ્ય છે તે નક્કી કરવા માટે કૃષ્ણે વિનતિ કરી, તેની સાથે પોતાનો શો મત હતો તે પણ થોડો ઘણો કહ્યો. દુર્યોધન પોતાનું અર્ધું રાજ્ય યુધિષ્ઠિરને આપે એવી રીતની સંધિ થાય, તેમ કરવા કોઇ ધાર્મિક પુરૂષને તેની પાસે મોકલવો એવું તેમણે જણાવ્યું. લઢાઇ ન કરવી, સલાહ રાખવી, એ તેમનો અભિપ્રાય હતો. લઢાઇ કરવી એ મતની તે એટલા બધા સામે હતા કે માત્ર અર્ધુંજ રાજ્ય લઇ સંતોષ પામવો એવી તેમની સલાહ હતી, એટલુંજ નહિ પણ છેવટે જ્યારે યુદ્ધ કરવુંજ પડે એવો વખત આવે ત્યારે, પોતે તો એવીજ પ્રતિજ્ઞા લીધી કે, હું તો અસ્ત્ર ધરી લોકોનાં લોહી વહેવડાવવામાં વધારો નહિજ કરૂં.

કૃષ્ણના બોલી રહ્યા પછી બળદેવે તેમને અનુમતિ આપી. યુધિષ્ઠિર જુગટું રમ્યા માટે થોડી તેમની નિંદા કરી અને છેવટે કહ્યું કે સંધિદ્વારા મેળવેલો અર્થજ ખરો અર્થ છે, લઢાઇ કરી મેળવવામાં આવેલો અર્થ તે અર્થ ન કહેવાય. મદ્યપ્રિય બળદેવની આ સલાહ

નાને અક્ષરે લખી યુરોપમાં ઘેર ઘેર રાખી હોય તો મનુષ્ય જાતિનું કંઇક ભલું થાય ખરૂં.

બળદેવનું ભાષણ પૂરૂં થયું એટલે સાત્યકિ ઉઠયો—તે વખતે પણ જે રીતે પાર્લામેંટમાં ભાષણ કરવાની પદ્ધતિ હાલ ચાલે છે તેવી ચાલતી હતી, અને તેણે તે મત કબૂલ ન કરતાં તેનો રદીઓ આપ્યો. સાત્યકિ બહુ બળવાન ને બહાદૂર હતો, તે કૃષ્ણનો શિષ્ય હતો, અને મહાભારતના યુદ્ધમાં માત્ર અર્જુન અને અભિમન્યુજ તેનાથી ચઢીઆતા ગણાતા. કૃષ્ણે સલાહનો રસ્તો કહ્યો તે વખતે તો તે તેની વિરૂદ્ધ કાંઇ બોલી શક્યો નહિ, પરંતુ બળદેવને મોઢે તે વાત સાંભળી તેનો મિઝાજ ગયો, અને બળદેવને નપુંસક, કાયર વગેરે શબ્દો વડે તેણે બહુ અપમાન આપ્યું. દ્યૂત રમવા માટે બળદેવે યુધિષ્ઠિરની નિંદા કરેલી તેનો જવાબ સાત્યકિએ આપ્યો, અને પોતાનો અભિપ્રાય શો છે તે જણાવતાં કહ્યું કે જો કૌરવો પાંડવોને તેમનું બાપીકું રાજ્ય પાછું ન આપે તો તેમનો સમૂળો નાશ કરવો, એજ આપણું કર્ત્તવ્ય છે.

પછી વૃદ્ધ દ્રુપદનું ભાષણ શરૂ થયું. તેણે સાત્યકિના મતને ટેકો આપ્યો અને લઢાઇ માટે તૈયારી કરવા, લશ્કર એકઠું કરવા, તથા મળતીયા રાજાઓને તેડવા માણસો મોકલવાં એવી પાંડવોને સલાહ આપી, છતાં તેનું કહેવું એમ પણ હતું કે દુર્યોધન પાસે એક દૂતને તો મોકલી જોવો.

આખર કૃષ્ણને વળી પાછું ભાષણ કરી, આ સઘળી તકરારનો રદીઓ આપવો પડયો. દ્રુપદ વૃદ્ધ અને વડો હતો તેથી ખુલ્લી રીતે તેના મતથી ઉલટો વિચાર પોતે બતાવ્યો નહિ; છતાં એમ કહ્યું કે જો એમ કરતાં યુદ્ધ થશે તો તેના વેગમાં ઘસડાવાની મારી ઇચ્છા નથી, કારણ "કૌરવ અને પાંડવો સાથે મારે સરખો સંબંધ છે, તેઓએ હજુ સુધી કશો અસભ્ય વ્યવહાર ચલાવ્યો નથી, લગ્નમાં ભાગ લેવા અમને અહિં નિમંત્રણ કરવામાં આવેલું છે, તેમ આપ સૌ પણ તેજ પ્રસંગ માટે અહિ આવેલા છો. તે પ્રસંગ સમાપ્ત થયો છે, તો ખુશી ખુશાલીથી આપણે ઘેર પાછા જવું જોઇએ." આ ઉપરાંત વડીલ માણસોને

બીજો શો ઠપકો પોતે આપી શકે ? છતાં તેમણે એટલું પણ કહી સંભળાવ્યું કે "જો દુર્યોધન સંધિ ન કરે તો બીજા બધાઓને તેડાવી મંગાવ્યા પછી મને બોલાવજો", "મતલબ કે, એ યુદ્ધમાં આવવાની મારી બહુ ઇચ્છા નથી"; આટલું કહી કૃષ્ણ દ્વારકા જતા રહ્યા.

આપણે જોયું કે યુદ્ધ કરવા માટે કૃષ્ણ બહુજ વિરૂદ્ધ પડયા હતા, એટલુંજ નહિ પણ તે કારણને લીધે પોતાનું અર્ધું રાજ્ય પણ છોડી દેવા તેમણે પાંડવોને સલાહ આપેલી, વળી પાંડવ કે કૌરવ કોઇની તરફેણમાં પણ તે નહતા. બંનેની જોડે પોતાને સરખો સંબંધ હતો એમ તેમણે કબૂલ કર્યું હતું. હવે આગળ જે બનાવો બને છે, તે ઉપરથી એ બંને વાતો વધારે સબળ થયેલી દેખાશે.

આણી તરફ બંને પક્ષ તરફથી લઢાઇને માટે લશ્કર ભેગું કરવાની કોશેષ થવા માંડી, પોતપોતાના મળતીઆ રાજાઓના પાસે સૌએ મદદ માટે માણસો મોકલાવવા માંડયાં. કૃષ્ણને યુદ્ધ માટે લઇ આવવા અર્જુન પોતે દ્વારકા ગયા. દુર્યોધને પણ તેમ કર્યું. બંને જણા એકે દિવસે અને એકી વખતે કૃષ્ણની પાસે જઇ પહોંચ્યા. તે પછી શું થયું તે મહાભારતમાંથી ઉતારી લીધું છેઃ—

"વાસુદેવ તે વખતે પલંગપર સૂતેલા હતા, તેમના સૂવાના ઓરડામાં રાજા દુર્યોધન પહેલો દાખલ થયો અને તેમના માથા આગળ એક ઉત્કૃષ્ટ આસન હતું ત્યાં જઇ બેઠો. અર્જુન પછીથી દાખલ થયો અને નમ્ર તથા વિનીત ભાવે કૃષ્ણના પગ આગળ બેઠો. જ્યારે કૃષ્ણ જાગ્યા ત્યારે પહેલાં ધનંજય અને પછી દુર્યોધનપર નજર પડવાથી તેમનો બંનેનો તેમણે સત્કાર કર્યો અને પોતાની પાસે આવવાનું કારણ તેમને પૂછ્યું.

"દુર્યોધને હસ્તે મોંઢે કહ્યું, 'હે યાદવ, આ યુદ્ધ જે થવાનું છે, તેમાં તમારે મદદ આપવી પડશે. અમારે બંનેને તમારી જોડે સરખો સંબંધ છે, તથાપિ હું પહેલો આવ્યો છું. સાધુ પુરૂષ હમેશા પહેલા આવનાર માણસનેજ મદદ આપે છે. તમે સાધુ, શ્રેષ્ઠ ને માન આપવા લાયક છો, તેથી હવે તેજ સદાચાર પ્રમાણે ચાલો.'

"કૃષ્ણે કહ્યું, 'હે કુરુવીર! તમે પહેલા આવ્યા હશો તે બાબત મને જરાએ સંશય નથી. પરંતુ મેં કુંતીપુત્રને પહેલા જોયા છે, તેથી પરિણામે હું તમને બંનેને મદદ કરીશ, પરંતુ એ નિયમ તો પ્રસિદ્ધ છે કે પહેલાં બાળકને મનગમતું આપવું, માટે પહેલાં કુંતીકુમાર જે માગે તે તેને આપવું. એમ કહી વાસુદેવ ભગવાને ધનંજયને પૂછ્યું કે 'હે કૌંતેય! પહેલું તને મન ગમતું આપીશું. મારા જેવોજ એક નારાયણ નામે વિખ્યાત ગોપ યોદ્ધા એક તરફ પોતાની દશ કરોડની સેના લઇ આવશે, અને બીજી તરફ લઢાઇમાં ન ઉતરનાર તથા હથીઆર ધારણ ન કરનાર એવો હું આવીશ. માટે એ બેમાંથી જે વાત તને ગમતી હોય તે પસંદ કરી લે.'

" શત્રુને મારે એવા જનાર્દન લઢાઇમાં નહિ ઉતરે તેવું સાંભળી અર્જુને તેમને પસંદ કરી લીધા, અને રાજા દુર્યોધન વિખ્યાત ગોપ નારાયણની દશ કરોડની સેના લઇ અને વળી કૃષ્ણ લઢાઇમાં નહિ ઉતરે એવી મનવાંચ્છિત વાત સાંભળી આનંદની પરાકાષ્ઠાએ પહોંચ્યો."

ઉદ્યોગપર્વના આ ભાગપરથી એટલું સમજાય છે કે (૧) અગર જો કે કૃષ્ણનો અભિપ્રાય એવો હતો કે પોતાનો ધર્મસંયુક્ત અધિકાર કોઇએ છોડી દેવો ન જોઇએ છતાં બળ કરતાં ક્ષમા તેમના મત પ્રમાણે એટલી ઉત્કૃષ્ટ હતી કે બળ વાપરવા કરતાં અર્ધો હક છોડી દેવો એ વધારે સારું. (૨) કૃષ્ણ બધેજ સમાન દૃષ્ટિ રાખતા. લોકોનું સાધારણ રીતે માનવું એવું છે કે તે પાંડવોનો પક્ષ પકડતા અને કૌરવોના વિરુદ્ધપક્ષી હતા. એમનાં પોતાનાંજ વચન બતાવે છે કે તે બંને પ્રત્યે પક્ષપાતશૂન્ય હતા. (૩) પોતે અદ્વિતીય યોદ્ધા હતા છતાં યુદ્ધ કરવું કરાવવું તેમને ગમતું નહતું. પહેલાં તો લઢાઇ નજ થાય એવી સલાહ તેમણે આપી, છતાં જ્યારે એવુંજ જણાયું કે લઢાઇ થયા વિના રહેશેજ નહિ અને બેમાંથી એક પક્ષને મદદ કરવી પડશે ત્યારે તેમણે પોતે હથીઆર નહિ લઉં એવી પ્રતિજ્ઞા લીધી; આવું મોટાપણું કોઇ ક્ષત્રિયે બતાવ્યું નથી, જીતેંદ્રિય અને સર્વત્યાગી એવા ભીષ્મ પિતામહે પણ બતાવ્યું નથી.

આ થયા પછી કોઇ રીતે પણ યુદ્ધ ન થાય એવા કૃષ્ણે ઘણા પ્રયત્ન કરેલા, છતાં આશ્ચર્યની વાત એ છે કે જે સકળ ક્ષત્રિયોમાં યુદ્ધના શત્રુ, બધેજ સમાન દૃષ્ટિ રાખનાર હતા તેનેજ લોકો આ યુદ્ધ કરાવનાર મુખ્ય સલાહકાર, યુદ્ધ કરનાર તથા પાંડવોના પક્ષમાં રહી ઘણી લુચ્ચાઇ કરનાર માને છે. આજ કારણને લીધે એમનું ચરિત્ર આટલા વિસ્તારથી અવલોકવું પડે છે.

નિરસ્ત્ર કૃષ્ણને લઇ કયું કામ તેમની પાસ કરાવવું એનો વિચાર કરી અર્જુને પોતાનું સારથિપણું-રથ હાંકવાનું કામ-તેમને સોંપ્યું. એ કામ ક્ષત્રિયોને બહુજ હલકું લગાડનારૂં કહેવાતું હતું, કર્ણના સારથિ થવા મદ્રરાજ શલ્યને કહેતાં તે બહુ ગુસ્સે થઇ ગયો હતો, પરંતુ આદર્શ પુરૂષ અહંકારશૂન્ય-હુંપદ વિનાનો હોય છે, તેથી તે વખતેજ કૃષ્ણે અર્જુનના સારિથ થવાની હા કહી, કારણ પોતે સવ દોષરહિત અને સર્વ ગુણોથી ભરપૂર હતા.

## પ્રકરણ ૨જું.

### સંજયયાન.

બંને પક્ષે યુદ્ધની તૈયારીઓ કરવા માંડી, જો કે દ્રુપદની સલાહ પ્રમાણે યુધિષ્ઠિરના તરફથી દ્રુપદ રાજાના ગોરને ધૃતરાષ્ટ્ર પાસે સંધિ કરવાને માટે મોકલવામાં આવ્યો તોપણ તેનાથી કાંઇ વળ્યું નહિ, કારણ વિના યુદ્ધે એક સોયના નાકા જેટલી જમીન પણ પાછી આપવા દુર્યોધન રાજી નહતો. લઢાઇમાં ભીમ અર્જુન તથા* કૃષ્ણની

* પાંડવના સામાવડીઆ પણ આ વખત કૃષ્ણનું સર્વપ્રાધાન્ય કબૂલ કરતા હતા, તેના ઘણા દાખલા ઉદ્યોગપર્વમાંથી મળી આવે છે, પાંડવોને સહાય કરનાર જૂદાં જૂદાં માણસોનાં નામ દીધા પછી છેવટે ધૃતરાષ્ટ્ર કહે છે કે “ વૃષ્ણિ કુળનો સિંહરૂપી કૃષ્ણ જેને મદદ કરે તેનો પ્રતાપ કોનાથી સહન થાય ?” ( ૨૧મો અધ્યાય ), વળી કહે છે “ તેજ કૃષ્ણ હમણાં પાંડવની રક્ષા કરે છે. જીતવાની આશા રાખનારો કયો શત્રુ તેની

બીક ધૃતરાષ્ટ્રને હતી, જેથી કોઇ પણ રીતે પાંડવો યુદ્ધમાં ન ઉતરે એવી સલાહ આપવા તેણે પોતાના મંત્રી સંજયને તેમની પાસે મોકલ્યો, " તમારૂં રાજ્ય તમારા પર અધર્મ–જુલમ કરી અમે તમારી પાસેથી પડાવી લીધું હોય તોપણ તમે પાછું લેવા માટે લઢાઇ કરશો નહિ. એ સારૂં કામ નથી." આવી પરસ્પર વિરૂદ્ધ વાત કોઇ છેક બેશરમો માણુસ હોય તેજ કરે, બીજા કોઇથી કહેવાય નહિ. પરંતુ દૂત–કાસદને શરમ હોતી નથી, તે તો ચીઠ્ઠીનો ચાકર; તેથી સંજયે પાંડવની સભામાં આવી એક બહુ મોટું ભાષણ કર્યું, જેની મતલબ એ હતી કે " લઢાઇ કરવી એ મોટો અધર્મ છે. તમે તેમ કરવા તૈયાર થયા છો, તેથી તમે બહુ અધર્મી છો. " યુધિષ્ઠિરે તેના ઉત્તરમાં ઘણી વાતો કહી,. જેમાંથી જરૂર જેટલી અત્રે ઉતારી લીધી છે.

" હે સંજય ! આ પૃથ્વી પર દેવતા જેની ઇચ્છા રાખે છે તેવાં ધન સંપત્તિનો સમુદાય, પ્રજાપતિનું સ્વર્ગ અને બ્રહ્મલોક સુદ્ધાં પણ જો અધર્મથી મળતાં હોય તો તે લેવા મને વાસના નથી. તે ગમે તેમ હોય પણ મહાત્મા કૃષ્ણુ જે ધર્મપ્રદાતા, નીતિસંપન્ન અને બ્રાહ્મણોના ઉપાસક છે, જે પાંડવ તથા કૌરવ બંનેનું ભલું ચહાનાર છે, જેમણે ઘણા મોટા અને બળવાન ભૂપતિઓને પણ શાસન કર્યું છે તેમણેજ આ ક્ષણે કહેવું જોઇએ કે સલાહ કરવાની વાત જો હું કબૂલ ન રાખું તો હું નિંદાપાત્ર થાઉં કે કેમ? અને યુદ્ધ નહિ કરતાં નિવૃત્તિથી બેસી રહું તો મેં મારો પોતાનો ધર્મ છોડયો કહેવાય કે કેમ? મેં

---

જોડે દ્વંદ્વયુદ્ધમાં સામો ઉભો રહે તેવો છે? હે સંજય ! કૃષ્ણ પાંડવો માટે જે પરાક્રમ દેખાડે છે, તે મેં સાંભળ્યું છે એક ક્ષણવાર પણ તેમનાં કામનું સ્મરણ કરતાં મારા મનની શાંતિ નાશ પામે છે. જેને મોખરે કૃષ્ણ ઉભા રહે તેનો પ્રતાપ સહન કરવા કયો માણસ સમર્થ હોઇ શકે? કૃષ્ણે અર્જુનના સારથિ થવાનું કબૂલ કર્યું છે તે સાંભળી મારૂં હૃદય કંપે છે. " વળી એક બીજી જગાએ પણ ધૃતરાષ્ટ્ર કહે છે, " અધૃષ્ય (અજેય) ત્રણ લોકના અધિપતિ, મહાત્મા, આખા જગતના જે એકજ માત્ર વરેણ્ય (સર્વોત્કૃષ્ટ) એવા કેશવની સામે કયો માણસ ઉભો રહી શકે? " આવી રીતનાં ઘણાં વાક્યો છે.

મારી ફરજ અદા ન કરી કહેવાય કે કેમ? માટે એ બેમાંથી આ સ્થળે મારૂં કર્ત્તવ્ય કયું? મોટા પ્રભાવવાળા સાત્યકિ (શિનિના પૌત્ર), ચેદિ, અંધક, વૃષ્ણિ, ભોજ, કુકુર અને સંજયના વંશજો વાસુદેવની બુદ્ધિને જોરે કરીનેજ પોતાના શત્રુઓને હરાવી પોતાના મિત્રોને આનંદ આપે છે. ઇંદ્રસમાન ઉગ્રસેન વગેરે યોદ્ધાઓ, અને પુષ્કળ બળવાળા, પ્રતાપશાલી, મનસ્વી અને સચ્ચાઇને ચાહનાર યાદવો હમેશ કૃષ્ણનોજ ઉપદેશ લે છે. કૃષ્ણને ત્રાતા તથા કર્ત્તા ગણીનેજ કાશીરાજ બભ્રુએ આટલી બધી લક્ષ્મી મેળવી. ગ્રીષ્મઋતુના તાપ પછી જેમ વાદળું પાણી આપે છે તેમ વાસુદેવે કાશીરાજને તેની અભિલાષા પ્રમાણેનું સઘળું દ્રવ્ય આપ્યું. કર્મનિશ્ચયજ્ઞ કેશવ જે આવા ગુણસંપન્ન છે, તે હમેશ મને પ્રિય છે, તે સાધુઓમાં ઉત્તમ છે, તેમના કહેવાથી ઉલટું આચરણ હું કદી કરીશ નહિ."

વાસુદેવે કહ્યું, "હે સંજય! હું સદા પાંડવોનો અવિનાશ, સમૃદ્ધિ તથા હિત, અને ધૃતરાષ્ટ્ર તથા તેના પુત્રોનો ઉદય ચહાતો આવ્યો છું. કૌરવો અને પાંડવો વચ્ચે સંધિ થાય એવોજ મારો અભિપ્રાય પણ છે, અને તેમ કરવું તે સિવાય બીજી સલાહ પણ હું તે લોકોને આપતો નથી. બીજા પાંડવો પાસે વાત કરતી વખતે મેં રાજા યુધિષ્ઠિરને ઘણી વાર સંધિ કરવા વિશે બોલતા સાંભળ્યા છે, પરંતુ મહારાજ ધૃતરાષ્ટ્ર અને તેમના પુત્રો પૈસાના બહુ લોભી છે, તેથી પાંડવોની જોડે તેમની સલાહ થવી બહુ મુશ્કેલ છે, અને તેટલા માટે આ વિરોધ જો ધીમે ધીમે વધતો જાય તો તેમાં આશ્ચર્ય શું? હે સંજય! ધર્મરાજ યુધિષ્ઠિર અને હું કદી પણ ધર્મથી ચલિત થઇએ એવા નથી એવું જાણી બુઝીને શું કામ તું પોતાની મતલબ સાધવા માટે પોતાના કુટુંબપાળક રાજા યુધિષ્ઠિરને અધાર્મિક કહે છે?"

આટલું બોલી ધર્મ શાને કહેવો, તેની વ્યાખ્યા શ્રીકૃષ્ણે આપવા માંડી, કૃષ્ણના ચરિત્રમાં એ પ્રસંગ બહુજ જરૂરનો છે. તેમની જીંદગીમાં તેમને બેજ કામ—ધર્મરાજ્યનું સંસ્થાપન અને ધર્મપ્રચાર—

કરવાનાં હતાં એવું આપણે આગળ કહ્યું છે. તેમની મદદ વડે સ્થપાયેલા ધર્મરાજ્યનું વર્ણન વિસ્તારથી મહાભારતમાં આપેલું છે, પરંતુ તેમણે પ્રચલિત કરેલા ધર્મની હકીકત તો માત્ર મુખ્યત્ત્વે કરીને ભીષ્મપર્વમાં આવેલા ગીતાપર્વાધ્યાયમાંથીજ મળી આવે છે; અને તેને સંબંધે એવો સંશય પેદા થાય છે કે ગીતામાં જે ધર્મ વર્ણવાયેલો છે, તે જો કે ગીતાકારે કૃષ્ણને મોઢે કહેવડાવ્યો છે તો પણ તે ધર્મ શ્રીકૃષ્ણે પ્રચારિત કરેલો કે માત્ર ગીતાકારે પોતે રચી કાઢેલો એમાં ખરૂં શું? આપણે સારે નસીબે ગીતાપર્વાધ્યાય સિવાય પણ મહાભારતમાં બીજી જગાએ કૃષ્ણનો કહેલો ધર્મોપદેશ નજરે પડે છે. તે ધર્મનાં વ્યાખ્યાન અને ગીતામાં જે નવા ધર્મનું વ્યાખ્યાન આપ્યું છે, તેમાં જો એકતા—સરખાપણું—મળી આવે તો આપણાથી એમ કહી શકાય કે ગીતાનો ધર્મ તે કૃષ્ણનો બતાવેલો—કૃષ્ણપ્રણીત—તથા કૃષ્ણપ્રચારિતજ હોવો જોઇએ. મહાભારતનું ઐતિહાસિકપણું કબૂલ રાખીએ, અને આપણને જો તેમાંથી એટલું જડે કે તે પુસ્તક બનાવનારે ધર્મની એકની એક વ્યાખ્યા ઠેકાણે ઠેકાણે કૃષ્ણને મોઢે કહેવાયેલી બતાવેલી છે, તેમજ તે વ્યાખ્યાવાળા ધર્મ પ્રમાણે ચાલનારો માણસ ધાર્મિક કહેવાયેલો છે એમ મળી આવે, અને વળી પાછું એમ પણ મળી આવે કે તે ધર્મથી ઉલટી રીતે ચાલનાર માણસ અધાર્મિક કહેવાયેલો છે, તો એમ કહી શકાય કે તે ધર્મનો પ્રચાર કરનાર કૃષ્ણ હોવા જોઇએ. તે સિવાય એમ પણ જણાય કે ગીતામાં જે ધર્મનું સવિસ્તર અને સંપૂર્ણતાથી વ્યાખ્યાન કરવામાં આવ્યું છે, તેની જોડે સદરહુ કૃષ્ણપ્રચારિત ધર્મ મળતો આવે છે—બંને એકજ છે—માત્ર તેનું થોડું—આંશિક વ્યાખ્યાનજ છે, તો એમ કહેવાય કે ગીતાનો ધર્મ તેજ કૃષ્ણે પ્રચારેલો ધર્મ.

કૃષ્ણ સંજયને શું કહે છે તે જોઇએ.

"શુદ્ધ રહી અને કુટુંબનું પાલણપોષણ કરતાં કરતાં વેદનો અભ્યાસ કરી જીંદગી ગાળવી, એવી શાસ્ત્રની આજ્ઞા છતાં બ્રાહ્મણો જૂદી જૂદી જાતના તર્ક દોડાવે છે. કોઇ એમજ માની બેઠા છે કે

માત્ર કર્મથી મોક્ષલાભ થાય છે. બીજાઓ એમ ધારે છે કે કર્મ છોડી દઇ માત્ર વેદનું જ્ઞાન મેળવવાથીજ મોક્ષની પ્રાપ્તિ થાય છે. પરંતુ જેમ ભોજન ન કરીએ તો પેટ તૃપ્ત થતું નથી, તેમજ કર્મનો પરિત્યાગ કરી, માત્ર વેદજ્ઞ–વેદ જાણનાર–થવાથી બ્રાહ્મણોનો કદી મોક્ષ થવાનો નથી. જે સમસ્ત વિદ્યા વડે કર્મનું સંસાધન થઇ શકે, તેજ વિદ્યા ફળવતી છે; જે વિદ્યા એવું શીખવે કે કર્મ કરવાની જરૂર નથી તે નિરૂપયોગી, નિષ્ફળ જાણવી. માટે જેમ તરસ્યો માણસ પાણી પીએ કે તરત તૃષા શાંત થાય છે, તેમ અહિઆં જે કર્મનાં ફળ પ્રત્યક્ષ દેખી શકાય તેવાંજ કર્મ કરવાં એ આપણું કર્તવ્ય છે. હે સંજય ! કર્માધીનતાને લીધે આ વિધિજ કર્તવ્ય ગણાઇ છે; માટે કર્મજ સૌમાં મોટું ગણાય છે. જે માણસ કર્મ સિવાય બીજા કોઇ વિષયને ઉત્કૃષ્ટ ધારે, તો તેનાં સઘળાં કર્મ નિષ્ફળ જાય છે.

“ જો કે દેવતાઓ કર્મબળથી આટલો પ્રભાવ મેળવી શક્યા છે; પવન કર્મબળથી નિરંતર સંચાર કરે છે; સૂર્ય કર્મબળવડે આળસ છોડી રાત દિવસ પર્યટન કરે છે; ચંદ્ર કર્મબળવડે નક્ષત્ર મંડળથી વિંટાઇ પખવાડીએ પખવાડીએ ઉગે છે; અગ્નિ કર્મબળવડે લોકોના કર્મનું સંસાધન કરી નિરંતર તેમને ગરમી આપે છે; પૃથ્વી કર્મબળ-વડેજ આટલો બધો ભાર જાણે કાંઇ ન હોય તેમ વહે છે; વહેતી નદીઓ સઘળી કર્મબળવડે પ્રાણીઓને તૃપ્તિ આપી વહ્યા કરે છે; બેહદ બળવાળા દેવતાઓના રાજા ઈંદ્રે તેમના પર આધિપત્ય લેવા બ્રહ્મચર્ય પાળ્યું હતું, તેજ કર્મબળ વડે તે દશે દિશા અને આખા નભમંડળમાં ગડગડાટ કરતો વરસાદ વરસાવે છે; તેણે સાવધાન ચિત્તથી ભોગેચ્છાને તથા પોતાની પ્રિય વસ્તુઓને છોડી દેવાથી શ્રેષ્ઠત્વ મેળવ્યું એટલુંજ નહિ પણ દમ, ક્ષમા, સમતા, સત્ય અને ધર્મ પાળ-વાથી દેવતાઓપરના રાજ્યનો તે અધિકારી થયો. ભગવાન બૃહ-સ્પતિએ એકાગ્રચિત્ત થઇ પોતાની ઇંદ્રિયોને અંકુશમાં રાખી બ્રહ્મચર્ય પાળ્યું, તો તેને દેવગણનું આચાર્યપદ–ગોરપદું મળ્યું. રૂદ્ર, આદિત્ય, યમ, કુબેર, ગંધર્વ, યક્ષ, અપ્સરા, વિશ્વાવસુ અને નક્ષત્રો પોતાના

કર્મને પ્રભાવેજ બિરાજે છે. મહર્ષિઓએ પોતાનું શ્રેષ્ઠત્વ બ્રહ્મવિદ્યા, બ્રહ્મચર્ય અને બીજી એવીજ ક્રિયાઓનાં અનુષ્ઠાન કરી મેળવેલું છે."

કૃષ્ણના સમય પહેલાં પણ કર્મવાદ ચાલતો હતો, પણ તે મત પ્રમાણે તો વૈદિક ક્રિયાકાંડ વગેરે પણ કર્મ ગણાતું–કહેવાતું. મનુષ્ય જીવનમાં કરવાનાં જે સઘળાં કામ–જેને અંગ્રેજો Duty કહે છે તે અર્થમાં તે વખતના ચાલતા ધર્મમાં "કર્મ" શબ્દ વપરાતો નહતો, પરંતુ આપણે જોઇએ છીએ કે ગીતામાં "કર્મ" શબ્દનો અસલ અર્થ ફરી જાઇ, જે આપણું કર્તવ્ય, જે અનુષ્ઠેય–જે કરવા જેવું, જે Duty (ફરજ) તેને સાધારણ રીતે "કર્મ" કહ્યું છે. અહિં પણ તેમજ છે. જો કે તેજ મતલબ કહેવા ભાષા જૂદી રીતની વપરાઇ છે, તો પણ તેનો મર્માર્થ એકજ છે, તેથી જે માણસ અહિં તે વાત કહે છે, તેજ માણસ ત્યાં–ગીતામાં–પણ તેજ વાત કહેનાર હશે એમ કહી શકાય.

અનુષ્ઠેય કર્મ એટલે કરવાયોગ્ય કામનો–યથાવિધિ એટલે રીતસર–નિર્વાહ (ફરજ અદા કરવી તે), તેનું બીજું નામ સ્વધર્મપાલન–પોતાનો ધર્મ પાળવો તે. ગીતાની શરૂઆતમાંજ કૃષ્ણ અર્જુનને પોતાનો ધર્મ પાળવાનો ઉપદેશ કરે છે. અહિં પણ તે તેવોજ ઉપદેશ આપે છે.

"હે સંજય! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વગેરે સઘળા લોકોના ધર્મની તને સારી માહીતી છતાં તું શા માટે કૌરવોનું ભલું કરવાની ઇચ્છાથી પાંડવોનું અયોગ્ય તાકે છે? ધર્મરાજ યુધિષ્ઠિર વેદજ્ઞ છે, અશ્વમેધ ને રાજસૂય યજ્ઞો કરવા એ તેનું કર્તવ્ય છે; યુદ્ધવિદ્યામાં બહુ હુશીઆર તેમજ હાથી ઘોડા ને રથ ચલાવવામાં પણ તેટલાજ નિપુણ છે. હવે જો પાંડવો કૌરવોનો વધ ન કરતાં કોઇ રીતે ભીમસેનને શાંત પાડી શકે અને પોતાનું રાજ્ય પાછું મેળવવા લઢાઇ સિવાય કોઇ બીજો રસ્તો લઇ શકે તો જરૂર ધર્મનું રક્ષણ ને પુણ્યનું કામ થાય, અથવા તો તેઓ ક્ષત્રિયોનો ધર્મ પાળવા માટે પોતાનું કર્મ સંસાધન કરતાં કમનસીબે મોતના મોઢામાં પડે તો તે પણ

વખાણવા લાયક છે. સંધિ સ્થાપન કરી, અલબત્ત તું બંનેનું હિત ઇચ્છતો હશે; પરંતુ હું એમ પૂછું છું કે ક્ષત્રિયો યુદ્ધ કરે તો તેમના ધર્મની રક્ષા થાય કે ન કરે તો ધર્મની રક્ષા થાય ? એ બેમાંથી જે શ્રેષ્ઠ હોય તે કહી દે. અમે તે પ્રમાણે ચાલીશું."

પછી ચારે વર્ણના શા શા ધર્મ છે તે શ્રીકૃષ્ણે કહી સંભળાવ્યા. ગીતાના અઢારમા અધ્યાયમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રના જે ધર્મ કહ્યા છે, તેવાજ અહિં પણ કહ્યા છે. એજ રીતે મહાભારતના બીજા ભાગોમાંથી પણ એવી ઘણી સાબિતીઓ જડી આવે છે કે જેથી ગીતામાં કહેલો ધર્મ અને ત્યાં કહેલો ધર્મ એકજ કહી શકાય, તેથી ગીતામાં કૃષ્ણને નામે કહેલો ધર્મ તે માત્ર કૃષ્ણને નામેજ પરિચિત થયેલો ધર્મ નહિ, પણ ખરેખરો કૃષ્ણ-પ્રણીત ધર્મ છે, એ એક રીતે સાબિત થાય છે. કૃષ્ણે એ સિવાય પણ થોડી બીજી વાતો સંજયને સંભળાવેલી જે હવે પછી જોઇશું.

પારકાનાં રાજ્ય લઇ લેવાં તેનાં કરતાં બીજું કાંપ્ર વધારે મોટાઇનું કામ—કર્મ—યૂરોપીઅનોના મત પ્રમાણે નથી. એ કર્મને તેઓ Conquest ( વિજય ), Glory ( કીર્ત્તિ ) Extension of Empire (રાજ્યમાં વધારો ) વગેરે કહે છે. જેમ અંગ્રેજોમાં, તેમજ યૂરોપના બીજા દેશોમાં પણ પરરાજ્યહરણના એ ગુણનાં બહુ વખાણ થાય છે. માત્ર એકલા Glory શબ્દના મોહથી મુગ્ધ થઇ પ્રશીઆના રાજા બીજા ફ્રેડરીકે યૂરોપમાં ત્રણ વખત યુદ્ધનો અગ્નિ સળગાવી લાખો માણસોનો સંહાર કરેલો. લોહીના તરસ્યા રાક્ષસ સિવાય બીજું કોઇ પણ માણસ સહજ કબૂલ કરશે કે એવી Glory ( કીર્ત્તિ ) અને તસ્કરવિદ્યા એ બેમાં કશીજ ભેદ નથી. માત્ર પારકાનાં રાજ્ય લઇ લેનાર મોટા ચોર ને બીજાઓ તે ન્હાના ચોર કહેવાય, પરંતુ સાથે સાથે એટલું પણ કહેવું જોઇએ કે દિગ્વિજયમાં એવી કોઇ મોહિની રહેલી છે કે જેથી આર્ય ક્ષત્રિયો પણ મોહ પામી જઇ અનેક વખતે ધર્માધર્મ ભૂલી ગયા છે. યૂરોપમાં એકલા Diogenes ડાયોજિનિસેજ એલેકઝાંડરને કહેલું કે "તું કોઇ નહિ પણ

એક માત્ર મોટો લૂટારો છે." ભરતખંડમાં શ્રીકૃષ્ણે પણ પારકાં રાજ્ય હરી લેનારને એજ કહ્યું છે—તેમના કહેવા પ્રમાણે ન્હાના ચોર છૂપાઇને ચોરી કરે છે, મોટા ખુલ્લી રીતે કરે છે. તેઓ કહે છે કેઃ—

"ચોર છૂપાઇને કે ખુલ્લી રીતે—ગમે—તેમ—સર્વસ્વ હરણ કરી જાય છે, તે બંને કામ નિંદા લાયક છે. તેથી દુર્યોધનનું કામ પણ એક જાતની ચોરીજ કહી શકાય."

આવા ચોરને હાથે પોતાનો માલ લૂંટાઈ જતો અટકાવવો—તેનું રક્ષણ કરવું—તેને કૃષ્ણ પરમ ધર્મ કહે છે. હાલના નીતિજ્ઞોનો પણ તેવોજ મત છે. ન્હાના ચોરને હાથે ચોરાઇ જતું અટકાવવું—તેનું રક્ષણ કરવું તેનું નામ Justice: મોટા ચોરને હાથે ચોરાઇ જતું હોય તેનું રક્ષણ કરવું તેનું નામ Patriotism (દેશદાઝ). એ બંનેને આપણી ભાષામાં—સ્વધર્મપાલન—પોતાનો ધર્મ પાળવો કહે છે. કૃષ્ણ કહે છેઃ—

"એ કામને માટે પ્રાણ સુદ્ધાં છોડવો તે પ્રશંસાપાત્ર છે, પરંતુ બાપીકું રાજ્ય ફરી લેવાને માટે કાંઇ ન કરતાં મોઢું ફેરવી બેસવું એ કોઇ પણ રીતે યોગ્ય ગણાય નહિ"

ધર્મસંબંધી સંજયનો છળ જોઇ કૃષ્ણે તેનો કેટલોક તિરસ્કાર પણ કરેલો, "તું હમણાં રાજા યુધિષ્ઠિરને ધર્મોપદેશ કરવાને અભિલાષી થયો છે, પરંતુ તે વખતે (જ્યારે દુઃશાસને ભરી સભામાં દ્રૌપદી ઉપર ન સાંભળી શકાય તેવો જુલમ કરેલો ત્યારે) દુઃશાસનને ધર્મોપદેશ કરી શકયો નહિ." કૃષ્ણ બનતા સુધી કોઇને ખોટું લાગે તેવું બોલતા નહતા, પણ જ્યારે યથાથ રીતે કોઇના દોષ બતાવી આપવા હોય ત્યારે તે બહુજ સ્પષ્ટવક્તા બની જતા, તેમને સદા સત્યજ ગમતું.

સંજયનો તિરસ્કાર કરી કૃષ્ણે કહી સંભળાવ્યું કે બંને પક્ષનું ભલું થાય એવા ઇરાદાથી હું પોતેજ હસ્તિનાપુર આવીશ, "જેથી પાંડવોને અર્થહાનિ થાય નહિ અને કૌરવો પણ સંધિ કરવાની હા કહે, તેવી રીતની હવે કોશેશ કરવાની છે, અને જો તેમ થશે

તો તે એક મોટું પુણ્યનું કામ થયું સમજવું, અને કૌરવો પ્રણુ મોતના પાશમાંથી છૂટયા સમજવા.”

લોકના હિત માટે, અસંખ્ય મનુષ્યના પ્રાણુ રક્ષણુ માટે, તેમ કૌરવોના પોતાના રક્ષણુ માટે, કૃષ્ણે પોતે આ મુશ્કેલ કામ પાર પાડવા ઉપયાચક તરીકે કોશેશ કરવા માંડી. મનુષ્યશક્તિ માટે એ કામ બહુ મુશ્કેલ હતું, કારણુ એ વખતે પાંડવોએ તેમને પોતાના પક્ષમાં લઇ લીધા હતા, અને તેથી તેમને શત્રુ તરીકે ગણુવા કૌરવાને અધિકાર મળી ચૂકયો હતો, છતાં લોકોના ભલા ખાતર વગર હથીઆરે પણુ શત્રુના શહેરમાં પ્રવેશ કરવાની આનાકાની ન કરતાં તેજ પગલું વધારે હિતભરેલું તેમણે ગણ્યું.

## પ્રકરણુ ૩જું.

### યાનસંધિ.

સંજયયાનપર્વાધ્યાય અહિં પૂરો થાય છે. એ અધ્યાયના છેલ્લા ભાગમાં કહ્યા પ્રમાણે કૃષ્ણુ હસ્તિનાપુર ગયેલા, પરંતુ એ બે પર્વાધ્યાયની વચમાં બીજા ત્રણુ પર્વાધ્યાય મહાભારતમાં છે, “પ્રજાગર” “સનતસુજાત,” અને “યાનસંધિ”; પહેલા બે પાછળથી દાખલ થયેલા તેમાં કાંઇ શક જેવું નથી. તેમાં મહાભારત સંબંધી કાંઇ હકીકત નથી, બહુ ઉંચા પ્રકારના ધર્મની તથા નીતિની વાતો છે. કૃષ્ણુ સંબંધે કંઇ પણુ વાત તેમાં નથી, તેથી તે અત્રે છોડી દીધા છે.

સંજય હસ્તિનાપુર પાછો આવ્યો, અને ધૃતરાષ્ટ્રને જે જે કહ્યું, તથા તે સાંભળતાં ધૃતરાષ્ટ્ર, દુર્યોધન, વગેરે બીજા કૌરવોએ જે માંહોમાંહે તકરાર કરી, તેનું વર્ણુન “યાનસંધિ” પર્વાધ્યાયમાં છે. તેમાંનાં ભાષણો લાંબાં, ફરી ફરીને તેની તેજ વાત જણાવનારાં, તથા ઘણી જગાએ તો તદન વગર પ્રયોજનનાં છે, છતાં તેમાં કૃષ્ણુને સંબંધે એકએક જગાએ ઇશારા કરેલા છે.

પહેલો, અઠ્ઠાવનમા અધ્યાયમાં છે. સંજયને મોઢે બહુ વિસ્તારથી અર્જુનની કહેલી વાતો સાંભળી ધૃતરાષ્ટ્ર પૂછે છે, "વાસુદેવ અને ધનંજયે જે જે કહ્યું તે સાંભળવા હું ઉત્સુક છું. માટે તે કહી સંભળાવ."

તે ઉપરથી સભામાં જે હકીકત બનેલી તે ન કહી સંભળાવતાં સંજય એક ટાઢા પહોરની ગપ મારે છે. પોતે ચોરની માફક કેવી રીતે પાંડવોના જનાનામાં, જ્યાં અભિમન્યુ વગેરે પણ જઇ ન શકે ત્યાં જઇ કૃષ્ણ અને અર્જુનને જોઇ આવેલો તેનું વર્ણન આપે છે, ત્યાં દારૂ પી કૃષ્ણ અને અર્જુનને તેણે ગાંડા જેવા થઇ ગયેલા જોયા. અર્જુન દ્રૌપદી ને સત્યભામાના પગ પર પગ નાંખી બેઠેલો હતો. કાંઇ નવી વાતચીત તેઓ વચ્ચે થઇ ન હતી પણ માત્ર કૃષ્ણ દંભ કરી કહેતા હતા કે "હું અર્જુનની મદદે છું એટલે તે સૌને મારી નાંખશે."

આ સાંભળી અર્જુને શું કહ્યું તે અહિં જણાતું નથી અને ધૃતરાષ્ટ્રને તો તે સાંભળવું હતું. એ અધ્યાયના છેલ્લા ભાગમાં છે કે, "છેવટે મહાવીર અર્જુને કૃષ્ણની વાત સાંભળી રૂવાંડાં ઉભાં થાય એવાં વાક્ય કહ્યાં." આ ઉપરથી વાચકને એમ લાગશે કે અર્જુને જે કાંઇ કહ્યું હશે તેનું વર્ણન ઓગણસાઠમા અધ્યાયમાં હશે, પરંતુ તેમાં તો ધૃતરાષ્ટ્રે કંઇક ઠપકો દઇ દુર્યોધનને સલાહ કરવા સમજાવવાની હકીકત છે, તેથી વિશેષ તેમાં કાંઇ નથી. સાઠમા અધ્યાયમાં તેના જવાબમાં દુર્યોધન પોતાના બાપને કેટલાંક ન કહેવા જેવાં કડવાં વેણ કહે છે. તે પછીના અધ્યાયમાં કર્ણ આવી વચ્ચે પડી થોડું ઘણું ભાષણ કરે છે. ભીષ્મે તે વિશે પણ તેને ખૂબ મહેણાં માર્યાં અને બંને લઢી પડયા. પછીના અધ્યાયમાં ભીષ્મ દુર્યોધનને તેમ થાય છે. ત્રેસઠમામાં ભીષ્મનું ભાષણ છે. ચોસઠમામાં બાપ દીકરો લઢે છે. પછી થોડા દિવસ બાદ ધૃતરાષ્ટ્રને જાણવાનું મન થાય છે કે અર્જુને શું કહ્યું. તેથી અઠ્ઠાવનમા અધ્યાયમાં કહેતાં જે વાત તુટેલી તે પાછી જોડી દઇ સંજય અર્જુનનાં વાક્યો એને સંભળાવે છે, આથી સ્હેજ

સમજાશે કે ૫૯–૬૦–૬૧–૬૨–૬૩–૬૪ અધ્યાયો પાછળથી દાખલ થયેલા છે. તેમાંની કહેલી હકીકતથી મહાભારતના બનાવો જરા જેટલો પણ આગળ વધારો કરી શકતા નથી.

જે કારણને લીધે એ છ અધ્યાયો નવા કહીએ છીએ તેજ કારણને લીધે અઠ્ઠાવનમો અધ્યાય પણ નવોજ દાખલ થયેલો કહેવાય. અઠ્ઠાવન પછીના અધ્યાયો એ અધ્યાયને લીધેજ ઘૂસી ગયા છે. અઠ્ઠાવનમો અધ્યાય કેવળ અપ્રાસંગિક અને સંબંધ રહિત છે, એટલુંજ નહિ પણ તે પહેલાં જે જે વાત કૃષ્ણે કહેલી તેનાથી ઉલટીજ વાત તેમાં છે; વળી એ સઘળી હકીકતનો ઇશારો સરખો પણ અનુક્રમણિકાધ્યાય કે પર્વસંગ્રહાધ્યાયમાં નથી. અસુરનો સંહાર કરનાર શૌરિ ( વિષ્ણુ ) અને દેવતાઓને અવળે રસ્તે લઇ જનાર સુરા–દારૂના કોઇ રસિક ભક્તે આ વૃત્તાન્ત દાખલ કરી દીધું હશે.

બીજો ઇશારો સડસઠથી સીત્તેર સુધીના ચારે અધ્યાયમાં છે. ધૃતરાષ્ટ્રના કહેવા મુજબ સંજય અહિં કૃષ્ણના મહિમાનું વર્ણન કરે છે. જે કૃષ્ણને પહેલાં સંજયે દારૂડીઓ અને ઉન્મત્ત કહેલો તે કૃષ્ણને અહિં તે જગદીશ્વર કહે છે. આ પ્રસંગ પણ એમ લાગે છે કે પાછળથી દાખલ થયેલો, પણ તેમ હોય કે ન હોય તે જોવાની આપણે જરૂર નથી, કારણ બીજી કોઇ રીતે આપણને એમ વિશ્વાસ બેસતો હોય કે કૃષ્ણ ઇશ્વરજ હતા, તો પછી સંજયની કહેલી હકીકતની આપણે જરૂર નથી, અને તેવો મત થતોજ ન હોય તો પછી સંજયના કહેવાની તેવી અસર થવાની નથી, તેથી સંજયે જે કહ્યું છે તે તપાસવું બીનજરૂરી છે. કૃષ્ણની એક માણસ તરીકેના ચરિત્રની તેમાં કાંઇજ વાત નથી, અને આપણે તેમનું માનવચરિત્રજ અવલોકીએ છીએ. અહિં યાનસંધિપર્વાધ્યાય પૂરો થાય છે.

# પ્રકરણ ૪થું.

## શ્રીકૃષ્ણની હસ્તિનાપુર જવાની તૈયારી.

શ્રીકૃષ્ણે આગલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે હસ્તિનાપુર જવાની તૈયારી કરવા માંડી તે વખત પાંડવોએ તથા દ્રૌપદીએ એમને કેટલીક વાતો કહેલી, અને તેના જવાબ પણ તેમણે આપેલા. આ સઘળી વાતચીત અવશ્ય ઐતિહાસિક હશે એમ કહેવાતું નથી, છતાં જે કવિ તથા ઇતિહાસવેત્તાએ કૃષ્ણને મોઢે જે જે વાતો કહેવડાવી છે તે ઉપરથી, તેણે પોતે કૃષ્ણને કેવા રૂપમાં જોયેલા તે સમજી શકાય છે. એમાંથી થોડા થોડા ઉતારા નીચે આપ્યા છે.

યુધિષ્ઠિરને જવાબ આપતાં કૃષ્ણ એક ઠેકાણે કહે છે, "હે મહારાજ! બ્રહ્મચર્ય વગેરે પાળવાની ક્ષત્રિયોને જરૂર નથી. આશ્રમીઓએ ક્ષત્રિયોને ભિક્ષા માગવાનો નિષેધ કરેલો છે, લડાઇમાં જીતવું યા મરવું એજ ક્ષત્રિયનો ધર્મ વિધાતાએ નિર્માણ કર્યો છે, તેથી દીનતા ક્ષત્રિયોને માટે હમેશજ નિંદાયુક્ત છે. હે શત્રુને જીતનાર યુધિષ્ઠિર! જો તમે દીનતા પકડશો તો કદીએ તમારો ભાગ તમે મેળવી શકવાના નથી; તેથી બહાદૂરી બતાવી તમારા શત્રુઓનો નાશ કરો."

ગાતામાં પણ કૃષ્ણે અર્જુનને એવોજ બોધ આપેલો. આ ઉપરથી શું સાબિત થાય છે, તે આગળ જણાવ્યું છે. વળી ભીમને જવાબ આપતાં કહે છે, "પુરૂષપ્રયત્ન છોડી દઇ માણસ કેવળ દૈવ ઉપર યા તો દૈવ છોડી માત્ર પુરૂષપ્રયત્નપર આધાર રાખી શકતો નથી. જે મનુષ્ય એવો નિશ્ચય કરી કામ કરવા બેસે છે, તેનું કાં તો કામ થતું નથી ત્યારે દુઃખી થતો નથી, અથવા કામ થાય છે ત્યારે સંતુષ્ટ થતો નથી."

ગીતામાં પણ એમજ છે.* અર્જુનને જવાબ આપતાં કહે છે કે, "ગમે તેવું ફળદ્રુપ ખેતર હોય તેમાં હળ ચલાવી બી વાવ્યાં

---

* सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते । ४८ ।

હોય તો પણ વરસાદ પડયા સિવાય તેમાંથી કદી પણ ફળની પ્રાપ્તિ થતી નથી. માણુસ ગમે તેટલો પુરૂષપ્રયત્ન કરી તેમાં પાણી સીંચે તો પણ દૈવના પ્રભાવ વિના તે સૂકુંજ રહે છે. તેથી આપણા પૂર્વેના મહાત્માઓ કહી ગયા છે કે જ્યાં સુધી પુરૂષપ્રયત્ન ને દૈવકૃપા બે એકઠાં થાય નહિ ત્યાં સુધી કોઇ કામની સિદ્ધિ થતી નથી, તેથી મારાથી બનશે તેટલો હું પુરૂષપ્રયત્ન કરીશ. દૈવનું કામ કરવા મારી શક્તિ નથી."

આ છેલ્લું વાક્ય આગળ પણ આપણે ઉતારા તરીકે લીધું છે. કૃષ્ણ અહિં દૈવત્વ એકે અવાજે નાકબૂલ કરે છે. ઇશ્વરી શક્તિવડે કર્મસાધન કરવું તે ઇશ્વરનું કામ છે, તેના અવતારથી તે થઇ શકે નહિ.

બીજાઓને જે કહેવું હતું તે થઇ રહ્યા પછી દ્રૌપદીએ થોડી વાતો કૃષ્ણને સંભળાવી. તેમાં તેને મોઢે એવી વાત કહેવડાવાઇ છે કે જે સ્ત્રીના મોઢામાં બહુ અજબ જેવી લાગે છે. તેણે કહ્યું કે,

**"નહિ મારવા યોગ્ય માણસને મારવાથી જે પાપ થાય છે, તેજ પાપ મારવા લાયક માણસને ન મારવાથી થાય છે."**

એક સ્ત્રીને મોઢેથી આવા શબ્દો સાંભળવા ઠીક લાગે કે ન લાગે તે વાત જૂદી છે, પરંતુ ખરેખરો ધર્મ તે એજ, અને કૃષ્ણનો પોતાનો પણ એવોજ મત હતો એ પૂર્વે જરાસંધવધના પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ.

દ્રૌપદીના આ વખતના ભાષણનું વર્ણન કરતાં કવિએ અપૂર્વ કૌશલ બતાવ્યું છે, તેથી તે અત્રે ઉતારી લીધું છે.

"શ્યામનેત્રવાળી દ્રુપદપુત્રી, આ વાત સાંભળી પોતાનો કુટિલાગ્ર (જેનો આગલો ભાગ વાંકો છે તેવો), પરમ સુંદર, સુગંધથી મઘમઘ થતો, બધાં લક્ષણોથી ભરપુર, મોટા નાગના શરીર જેવો ચોટલો હાથમાં પકડી, આંસુથી ભરેલી આંખો અને દીન વદનવડે ફરીથી કૃષ્ણને કહેવા લાગી કે, 'હે જનાર્દન ! દુષ્ટ દુઃશાસને મારો આ જ ચોટલો ઝાલેલો. જો એ શત્રુઓ સલાહ કરવાનો મત દેખડાવે તો મારા આ ચોટલાનું તમે સ્મરણ કરજો. ભીમ ને અર્જુન ગરીબડા થઇ

જાઇ સંધિ કરવાનો સંકલ્પ કરી બેઠા છે, તો તેની ફિકર નહિ. મારા વૃદ્ધ પિતા તેના મહારથી શૂરવીર પ્રતાપશાલી છોકરાઓને લઇ શત્રુ જોડે સંગ્રામ કરશે; મારા મહાબળવાન પાંચે છોકરા અભિમન્યુને અગાડી કરી, તેની સરદારી નીચે કૌરવોનો સંહાર કરશે. દુરાત્મા દુઃશાસનનો કાળો હાથ કપાયેલો, પૃથ્વીપર પડેલો, ધૂળમાં રગદોળાયેલો, જ્યાં સુધી હું દેખું નહિ ત્યાં સુધી મારા હૃદયને શાંતિ થાય એવો જરાએ સંભવ નથી. હૃદયક્ષેત્રમાં સળગાવેલા અગ્નિ જેવા ક્રોધને મેં તેર વરસ દાબી રાખ્યો છે. આ ક્ષણે તે તેર વરસ પૂરાં થયાં છે, છતાં તે અગ્નિને શમવાનાં કશાં ચિહ્ન હું જોતી નથી. હજુ હમણાં પણ ધર્મપથાવલંબી વૃકોદરનાં કાંટારૂપી વચનોથી મારૂં હૃદય વિંધાઇ જાય છે.'

"ભારે નિતંબ અને મોટી આંખોવાળી કૃષ્ણાએ (દ્રૌપદીએ) આ પ્રમાણે બોલી ક્રોધથી ગદ્દગદ્દ થયેલા સ્વરે, ધ્રુજતે શરીરે, રડવા માંડયું; પ્રવાહી થઇ ગયેલા અગ્નિના જેવાં અતિ ઘણાં ઉષ્ણ, ગરમ આંસુઓવડે તેનાં બંને સ્તનો પલળી ગયાં, તેથી મહાબાહુ વાસુદેવે તેને દિલાસો આપવા કહ્યું કે, 'હે કૃષ્ણે! ઘણા થોડા દહાડામાં તું કૌરવોની સ્ત્રીઓને રૂદન કરતી જોઇશ. જે રીતે આજે તું રડે છે તેજ રીતે પોતાનાં વહાલાંઓનો નાશ જોઇ કુરૂકુળની સ્ત્રીઓ રડશે. યુધિષ્ઠિરના હુકમને તાબે થઇ ભીમ, અર્જુન, નકુળ અને સહદેવની મદદ લઇ કૌરવોનો વધ કરવા હું પ્રવૃત્ત થઇશ. જેને માથે કાળ ભમે છે તેવાઓની માફક ધૃતરાષ્ટ્રના છોકરાઓ મારા કહેવાનો અનાદર કરશે કે તરતજ તેમનો વધ થશે અને શિયાળ અને કુતરાનો ભક્ષ થઇ તેઓ જમીનપર પડશે. અગર જો કે હિમાલય હાલે, પૃથ્વી ઉંચકાઇ જાય અને નક્ષત્રો સાથે આખું આકાશમંડળ નીચે તૂટી પડે તો પણ મારૂં વાક્ય મિથ્યા થવાનું નથી. હે કૃષ્ણે! તારો ક્રોધ શમાવ, હું તને ખરૂં કહું છું, તું થોડાજ વખતમાં જોશે કે તારા પતિઓએ શત્રુનો સંહાર કરી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું છે.'"

લોહીના તરસ્યા, વધ કરવા માટે એકે પગે થઇ રહેનાર યા ક્રોધમાં આવી જઇ ક્રોધવશ થઇ બોલનાર માણસનાં આ વચન નથી.

સર્વત્રગામી, સર્વકાલવ્યાપી, ભવિષ્યમાં જે થવાનું છે તે બુદ્ધિના પ્રભાવે જોઇ શકનાર માણસનાં એ વચન છે ને ભવિષ્યમાં શું થશે તે એ કહે છે. કૃષ્ણને પૂરેપૂરી ખાત્રી હતી કે દુર્યોધન રાજ પાછું આપવાની હા કહી કદી પણ સલાહ કરવાનો નથી. આવી ખાત્રી હોવા છતાં સંધિ કરવા માટે કૌરવોની સભામાં જવા તે તૈયાર થયા હતા, તેનું કારણ એજ કે માણસને જે અનુષ્ઠેય–કરવાનું હોય તે તેણે કરવુંજ, પછી તેમાંથી ફળ પ્રાપ્ત થાય કે ન થાય. કામની સિદ્ધિ કે અસિદ્ધિ તેણે તો સરખાંજ જાણવાં. ગીતામાં પણ પોતાને મોઢે તેમણે એજ અમૃતમય ધર્મ કહી સંભળાવ્યો છે. અર્જુનને તેમણે પોતેજ શિખવેલું છે કેઃ–

**સિદ્ધ્યસિદ્ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ।**

( કર્મનું ફળ મળે તો પણ શું ને ન મળે તો પણ શું એવી સમબુદ્ધિ રાખી કર્મો કરવાં તેને યોગ કહે છે. )

નીતિના એ કાનૂન પ્રમાણે ચાલી, આદર્શરૂપ યોગીરાજ શ્રીકૃષ્ણ, જો કે ભવિષ્ય જાણતા હતા તો પણ, કૌરવો પાસે જવા તૈયાર થયા.

---

# પ્રકરણ ૫મું.

---

## કૃષ્ણની મુસાફરી.

મુસાફરી વખતનાં કૃષ્ણનાં સઘળાં આચરણ તે વખતના રીત-રિવાજોને અનુસરતાં તથા કોઇ પણ માણસને છાજે તેવાં હતાં. "કાર્તિક માસમાં જે દહાડે રેવતી નક્ષત્ર હતુ તે દહાડે મૈત્ર મુહૂર્તમાં કૌરવોની સભામાં જવાની ઇચ્છાથી તેમણે સવારના પહોરનું કર્મ આટોપી નાહી ધોઇ, વસ્ત્રાલંકાર પહેરી સૂર્ય ને અગ્નિની ઉપાસના કરી સારા ભણેલા બ્રાહ્મણો પાસેથી રસ્તે માંગલ્ય રહે એવાં પુણ્યનાં વચનો સાંભળ્યાં; ગાયના પૂંછડાનાં દર્શન કરી બ્રાહ્મણોને પગે લાગી, અગ્નિની પ્રદક્ષિણા કરી, અને બીજા સઘળા સારા સુકનો જોઇ," મુસાફરી શરૂ કરી.

ગીતામાં જે ધર્મ કૃષ્ણે કહ્યો છે તેમાં તે સમયમાં ચાલતા કામ્ય-

કર્મપરાયણ વૈદિક ધર્મની નિંદા કરી છે, છતાં તે વેદ જાણનારા બ્રાહ્મણોનો કદી તિરસ્કાર કરતા નહિ. પોતે આદર્શ મનુષ્ય હતા તેથી બ્રાહ્મણો વગેરે જોડે તે વખતમાં જે રીતે વર્ત્તાતું તે રીતે પોતે પણ વર્ત્તતા. તે સમયના બ્રાહ્મણો વિદ્વાન, જ્ઞાનવાન, ધર્માત્મા અને સ્વાર્થરહિત હતા ને લોકોનું ભલું કરવામાં તત્પર રહેતા, તેથી બીજી વર્ણના લોકો તેમને પૂજતા, તે બરાબર હતું. કૃષ્ણ પણ તેથી તેમની યોગ્ય પૂજા કરતા. દાખલા તરીકે રસ્તામાં ઋષિઓના થયેલા સમાગમનું વર્ણન આપ્યું છે,–

"આ પ્રમાણે કેટલેક દૂર ગયા પછી મહાબાહુ કેશવે રસ્તાની બંને બાજૂએ બ્રહ્મતેજથી ચળકતા કેટલાક મહર્ષિઓને જોયા. તેમને જોતાંજ એકાએક રથ ઉપરથી ઉતરી પડી તેમને વંદન કરી તેમણે પૂછ્યું, 'હે મહર્ષિઓ! સૌ કુશળ તો છો? ધર્મ ઉત્તમ રૂપે પળાય છે? ક્ષત્રિય વગેરે ત્રણે વર્ણો બ્રાહ્મણોનું બરાબર રક્ષણ તથા કામકાજ કરે છે? આપ સૌ ક્યાં જવા તૈયાર થયા છો? આપને કાંઇ કામ છે? મારાથી આપનું કાંઇ પણ કામ થઇ શકે તેમ છે? આપ શા માટે પૃથ્વીપર ઉતરી પડયા છો?' "

આ ઉપરથી મહાન ભાગ્યવાળા જામદગ્ન્યે કૃષ્ણને ભેટી પડી કહ્યું, "હે મધુસૂદન, અમારામાંથી કેટલાક દેવર્ષિ, કેટલાક બહુશ્રુત બ્રાહ્મણ, કેટલાક રાજર્ષિ ને કેટલાક તપસ્વી છે. અમારે ઘણી વખત દેવતા અને અસુરોનો સમાગમ થયો છે, તેથી હવે સઘળા ક્ષત્રિય, સભામાં બિરાજનારા રાજાઓ વગેરેને તથા આપને જોવાની ઇચ્છાથી અમો ગમન કરતા હતા. કૌરવોની સભામાં આપને મોઢે ધર્માર્થ સંબંધી જે વચનો નીકળે તે સાંભળવાની અમને અભિલાષા છે. હે યાદવશ્રેષ્ઠ! ભીષ્મ, દ્રોણ, વિદુર, વગેરે મહાત્માઓ અને આપ જે સાચી અને હિતકર વાતો કહેશો, તે સાંભળવા અમો સૌ તળેઉપર થઇ ગયા છીએ.

"હવે આપ સત્વર કુરૂઓના રાજ્ય તરફ પધારો. ત્યાં સભામંડપમાં દિવ્ય આસનપર બેઠેલા અને તેથી તેજઃપ્રદીપ્ત થયેલા આપને જોઇ વળી ફરી ત્યાં આપની સાથે વાતચીત કરીશું."

અહિં એટલું કહેવું જરૂરનું છે કે જમદગ્નિનો પુત્ર પરશુરામ જાણે કૃષ્ણના વખતમાં જીવતો હોય તેમ આ ઉપરથી સમજાય છે. રામાયણમાં તે રામના વખતમાં જીવતો હતો એમ છે, અને પુરાણમાં રામ અને કૃષ્ણ બંનેની પહેલાં થઇ ગયેલા વિષ્ણુના અવતાર પછી તે થઇ ગયો એમ છે. પુરાણમાં કહેલા દશાવતાર એક બીજાની જોડે કેટલા મળતા આવે છે તે આપણે છેલ્લે જોઇશું.

વળી હસ્તિનાપુરની આ મુસાફરીના વર્ણનપરથી એટલું પણ જણાય છે કે કૃષ્ણને તે વખતના સાધારણ લોકો પણ પૂજનીય ગણતા. એ વર્ણનમાંથી બીજું થોડું નીચે ઉતાર્યું છેઃ—

"સઘળાં ધાન્યોથી પરિપૂર્ણ, અતિરમ્ય, સુખકર, પરમપવિત્ર શાલિભવન (ગામ), તેમજ ઘણાં મનોહર, હૃદયને સંતોષ પમાડે તેવાં જાતજાતનાં પશુઓ જોતાં જોતાં, ઘણાં ગામ અને રાજ્યો છોડી શ્રીકૃષ્ણ આગળ વધ્યા. ઉપપ્લવ્ય નગરમાંથી બહાર આવી રસ્તાપર કૌરવોના રક્ષણ નીચે વસનાર, હમેશ રાજી રહેનાર, ઉત્કંઠારહિત, સુખી નગરવાસીઓ કૃષ્ણનાં દર્શન કરવાની ઇચ્છાથી આવી તેની વાટ જોતા બેસી રહ્યા હતા. થોડી વારમાં વાસુદેવ ત્યાં આવી પહોંચ્યા, તેની તેમણે વિધિ પ્રમાણે પૂજા કરી.

"હવે ભગવાન સૂર્યદેવે પોતાનાં કિરણો ખેંચી લઇ રક્તવર્ણ સ્વરૂપ ધારણ કર્યું એટલે શત્રુસંહારક મધુસુદન વૃકસ્થલ પાસે આવી લાગતાં રથ ઉભો રખાવી ઉતરી પડયા, અને શૌચ વગેરે કર્મ કરી રથના ઘોડા છોડી નાંખવાની આજ્ઞા આપી સાંઝ પડવાની વાટ જોતા બેઠા. તે પ્રમાણે દારૂકે ઘોડા છોડી નાંખ્યા, અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેની ચાકરી કરી, તેના શરીરપરથી સાજ વગેરે કાઢી લઇ તેને છૂટા મૂક્યા. સાંઝ પૂરી થતાં કૃષ્ણે પોતાની જોડેનાં માણસોને કહ્યું કે, 'યુધિષ્ઠિરના કહ્યા પ્રમાણે આપણે રાત અહિંજ ગાળવાની છે.' એ મત જાણતાંજ તેઓએ તુરત તંબુ ઊભો કરી દીધો અને જૂદી જૂદી જાતની રસોઇ તૈયાર કરી. પછી તે ગામના આર્ય કુલીન બ્રાહ્મણો અને બીજાઓએ મહાત્મા હૃષીકેશ (કૃષ્ણ)ની પાસે આવી

વિધિપૂર્વક તેમની પૂજા કરી, તેમને આશીર્વાદ આપી સૌ પોતપોતાને ઘેર આવવા કૃષ્ણને આમંત્રણ કરવા લાગ્યા. મધુસૂદન તે કબૂલ કરી, તેમની જોડે ત્યાં જઇ આવી, પાછા તેમની સાથે પોતાને તંબુએ આવ્યા, અને તે સઘળી બ્રાહ્મણ મંડળી સાથે સુંદર પકવાનો આરોગી તેમણે રાત્રિ પરમ સુખથી ત્યાં ગાળી."

આ માણસનું ચરિત્ર છે, ઇશ્વરનું નહિ. પરંતુ તે સાધારણ નહિ પણ આદર્શ મનુષ્યનું.

દેવતા ગણીને કોઇએ એમની પૂજા કરી હોય એમ અહિં દેખાતું નથી. છતાં માણસોમાં શ્રેષ્ઠ જે હોય તે જેવી પૂજા પામે છે તેવીજ પૂજા તે પામેલા, અને આદર્શ પુરૂષ લોકો જોડે જેવી રીતે વર્ત્તે તેવી રીતે વર્ત્તેલા.

---

## પ્રકરણ ૬ઠ્ઠું.

---

## હસ્તિનાપુરમાં પહેલો દિવસ.

કૃષ્ણ આવે છે એવું સાંભળી તેમનો સત્કાર કરવા વૃદ્ધ ધૃતરાષ્ટ્રે બહુ સામગ્રીઓ તૈયાર કરી. ન્હાનાં ન્હાનાં પ્રકારનાં રત્નથી જડીત સભામંડપ નિર્માણ કરાવી, તેમને નજરાણામાં આપવા હજારો હાથી, ઘોડા, રથ, દાસ, "અજાતાપત્ય ( જેને છોકરાં નહિ થયેલાં તેવી ) સો દાસીઓ," મેષ, ખચ્ચર, મણિ, માણેક વગેરેનો સંગ્રહ કરવા માંડયો.

એ બધી તજવીજ જોઇ વિદુર કહે કે, "એ બધું તો ઠીક. તમારામાં જેટલી ધાર્મિકતા છે તેટલીજ બુદ્ધિ લાગે છે, પરંતુ રત્ન વગેરે આપી તમે કૃષ્ણને ઠગી શકશો નહિ. તે અહિં જે કામ માટે આવે છે, તે કરો; તે થયે તેમને સંતોષ થશે; બાકી પૈસા વગેરેથી લોભાઇ તે તમારે વશ થવાના નથી."

ધૃતરાષ્ટ્ર ધૂર્ત્ત-ઠગારો હતો, અને વિદુર, સરળ, ચોખ્ખા મનના હતા. દુર્યોધનમાં બંને ગુણ હતા, તેથી તેણે કહ્યું, "કૃષ્ણ પૂજા કરવા

લાયક છે ખરા, પણ આપણે તેમની પૂજા કરવી નથી, કારણ યુદ્ધ કર્યા વિના આપણે રહેવાના નથી, ત્યારે પછી તેમનો સત્કાર શા માટે કરવો જોઇએ? લોકો વખતે એમ સમજશે કે આપણે ભયથી તેમની ખુશામદ કરીએ છીએ. મ્હેં તો એક સરસ યુક્તિ શોધી કાઢી છે. આપણે તેમને અહિં બાંધી રાખીશું. પાંડવોનાં બળ, બુદ્ધિ, કૃષ્ણ છે; તે કૃષ્ણજ જો અહિં અટકી પડે તો પછી તેમનો પરાજય ઝટ થઇ જશે.”

એ સાંભળી ધૃતરાષ્ટ્રને પણ પોતાના પુત્રનો તિરસ્કાર કરવાની જરૂર પડી, કારણ કૃષ્ણ દૂત તરીકે આવતા હતા, અને દૂતને એ પ્રમાણે બાંધી રાખવો એ બહુજ મોટું પાપ ગણાય. કૃષ્ણના ભક્ત ભીષ્મ તો દુર્યોધનને કેટલાંક કડવાં વચન સંભળાવી સભામાંથી ઉઠી જતાજ રહ્યા.

નગરવાસીઓ તથા કૌરવો બહુ સન્માનથી કૃષ્ણને કુરૂસભામાં લઇ આવ્યા. તેમને માટે જે સભામંડપ બનાવવામાં આવ્યો હતો, જે રત્નો એકઠાં કરવામાં આવ્યાં હતાં, તેનાપર નજર સરખી પણ તેમણે નાંખી નહિ. ધૃતરાષ્ટ્રને ત્યાં થઇ કૌરવોની સભામાં આવ્યા, જેમ જેની જોડે ઘટે તેમ સંભાષણ કર્યું, અને પછી તે મહેલ છોડી, તે દીનબંધુ (ગરીબોના મદદગાર) એક ગરીબને ઘેર જઇ ઉતર્યા.

વિદુર એક રીતે ધૃતરાષ્ટ્રના ભાઇ થાય, કારણ બંને વ્યાસદેવના ઔરસ પુત્ર થતા હતા, પરંતુ ધૃતરાષ્ટ્ર રાજા વિચિત્રવીર્યના ક્ષેત્રજ–વિવાહિત સ્ત્રીને પેટે (પણ વ્યાસદેવથી) થયેલા–પુત્ર હતા. વિદુર તેવા ન હતા; વિચિત્રવીર્યની એક વૈસ્ય દાસીને પેટે તેમનો જન્મ થયેલો. તેમને વિચિત્રવીર્યના ક્ષેત્રજ પુત્ર કહીએ તોપણ તેમની જાત નક્કી થઇ શકશે નહિ, કારણ બ્રાહ્મણના વીર્યથી, ક્ષત્રિયના ક્ષેત્રમાં, વૈસ્ય દાસીને પેટે તેમનો જન્મ થયેલો.* તે જો કે હતા તો સાધારણ પંક્તિના

* મહાભારતના સઘળા મુખ્ય પુરૂષોની જાતિ સંબંધે એવીજ અનિશ્ચિતતા છે. પાંડવો સંબંધે પણ તેમજ છે. તેમની દાદી સત્યવતી દાસકન્યા–શૂદ્ર વર્ગની હતી. ભીષ્મની મા કયા વર્ણની હશે તે છૂપાવવાનું વિશેષ કારણ લાગે છે, માટે તેને ગંગાપુત્ર કહે છે. ધૃતરાષ્ટ્ર ને પાંડુ બંને બ્રાહ્મણ વ્યાસદેવના વીર્યથી ક્ષત્રિય સ્ત્રીઓને પેટે જન્મેલા. વ્યાસ

માણુસ તોપણ બહુ ધાર્મિક હતા. રાજમહેલ છોડી કૃષ્ણ તેમને ત્યાં ગયા, અને ત્યાં તેમની પરોણાગત સ્વીકારી તેથી આજ પણ આપણામાં “ વિદુરજીની ભાજી ” એ કહેવત ચાલે છે. પાંડવોની મા ને કૃષ્ણની ફોઇ, કુંતી, ત્યાંજ રહેતી હતી, કારણ પાંડવો વનમાં જતી વખત ત્યાં તેને મૂકી ગયા હતા. કૃષ્ણ કુંતીને પ્રણામ કરવા ગયા. છોકરા વહુનું દુઃખ સંભારી કુંતી બહુ રડવા લાગી. તેને દિલાસો આપવા કૃષ્ણે જે વચન કહ્યાં તે અમૂલ્ય છે. મનુષ્યચરિત્રના આખા પ્રદેશથી સંપૂર્ણ રીતે જે માણસ જાણીતો થયો હશે, તેજ તેનું અમૂલ્યત્વ સમજી શકશે. શ્રીકૃષ્ણ કહે છે કે,

---

પોતે માછીની દીકરી સત્યવતીના કાનીન પુત્ર (કન્યાકાળમાં, પરણ્યા પહેલાં થયેલા) હતા. આવાં કારણોને લીધે ધૃતરાષ્ટ્ર ને પાંડુની ન્યાત નક્કી કરવામાં એવી ગરબડાટ થઇ જાય છે, કે હાલના વખતમાં તો કોઈ તેમની જોડે પંક્તિ વ્યવહાર પણ રાખે નહિ. પાંડુના છોકરા કુંતીના પેટના ખરા, પરંતુ પોતાના બાપથી નહિ, કારણ પુત્ર ઉત્પન્ન કરવાની શક્તિ પાંડુ પાસથી શાપને લીધે જતી રહી હતી, તેથી તે લોકો ઇંદ્ર વગેરેથી પેદા થયેલા કહેવાય છે. તેમજ દ્રોણાચાર્યના પિતા ભરદ્વાજ ઋષિ ખરા, પણ તેનો જન્મ એક માટીના ઘડામાંથી થયેલો. ઘડો ગર્ભ ધરી શકે એવું જેઓ ન માની શકે તેમને મન દ્રોણના માતૃકુલ સંબંધી વાત સંદેહ પડતીજ રહી જશે. જેવી પાંડુના પુત્ર સંબંધી હકીકત છે, તેવી કર્ણ સંબંધી પણ છે. ઘણે ભાગે તે પણ કુંતીનો કાનીન (કન્યાકાળમાં સૂર્યથી થયેલો) પુત્ર હતો. દ્રૌપદી અને તેના ભાઇ ધૃષ્ટદ્યુમ્નનાં માબાપ કોણ તે કહી શકાતું નથી, કારણ તેઓ યજ્ઞકુંડમાંથી બહાર આવ્યાં હતાં.

એમ છતાં, તે વખતે વિવાહ-લગ્ન સંબંધી કાંઇ અંધેર ચાલતું નહતું, કારણ લગ્ન તો થતાંજ હતાં; જો કે તે લગ્નપદ્ધતિ સારી કે નરસી હતી, તે વિશે અત્રે કાંઇ કહેવાની જરૂર નથી. ઘણા ઋષિઓની ધર્મપત્ની ક્ષત્રિયોની છોકરીઓ હતી; જેમકે અગસ્ત્યની સ્ત્રી લોપામુદ્રા, ઋષ્યશૃંગની સ્ત્રી શાંતા, ઋચીકની સ્ત્રી, જમદગ્નિની-( કેટલાક કહે છે પરશુરામની) સ્ત્રી રેણુકા, વગેરે. વળી એમ પણ કહેવાય છે કે પરશુરામે પૃથ્વી નક્ષત્રી કરી, ત્યાર પછી બ્રાહ્મણોના બીજથી ક્ષત્રિયાણીને પેટે પાછળના ક્ષત્રિયો પેદા થયા. વળી પાછલા સમયમાં ક્ષત્રિય રાજા યયાતિની સ્ત્રી તે એક બ્રાહ્મણની છોકરી દેવયાની હતી. ભોજન વ્યવહાર વિશે કોઇ પણ તરેહનો અટકાવ હતો નહિ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, એકબીજાનું ખાતા હતા.

"પાંડવો, ઉંઘ, થાક, ક્રોધ, હર્ષ, ભૂખ, તરસ, સરદી અને ગરમીનો પરાજય કરી જેવી રીતે વીર મનુષ્યોને ઉચિત સુખ ભોગવવું જોઇએ તેવું ભોગવે છે; ઇંદ્રિય સુખ છોડી દઇ વીર પુરૂષો જેવું સુખ ભોગવે છે, તેવા સુખથી સંતોષ માની બેઠા છે. તે મહાબળવાન, મોટા ઉત્સાહવાળા વીરગણો એથી જરા પણ થોડું સુખ હોય તો કદાચ સંતુષ્ટ થાય નહિ. જે વીર મનુષ્ય હોય તેને તો ઘણો ક્લેશ હોય યા ઘણું સુખ હોય તોપણ તેને તે સરખાંજ લાગે છે. **જેને ઇંદ્રિય સુખની ઇચ્છા હોય તેવા માણસો બેમાંથી વચલી અવસ્થામાં રહી સંતોષ પામે છે, પરંતુ એ અવસ્થા દુઃખની ખાણ છે; રાજ્યલાભ અથવા તો વનવાસ એજ સુખનું નિદાન–મૂળ કારણ–છે."**

'રાજ્યલાભ કે વનવાસ"* એ વાત હાલના હિંદુ સમજી શકતા નથી, કારણ જો સમજતા હોય તો આટલા દુઃખી થાય નહિ. જે દિવસે એ વાત સમજશે, તે દિવસે તેઓ દુઃખમાંથી છૂટશે. હિંદુઓના અસલ ઇતિહાસમાં આવી કથાઓ હોવા છતાં, આપણે શા માટે મેમસાહેબોની લખેલી નોવેલો વાંચીને દિવસ ગુજારતા હોઇશું? અથવા કે પાંચ જણા મળી, સભા ભરી, પક્ષીઓની પેઠે કચકચ કરતા હોઇશું?

વળી કૃષ્ણે તેને એમ પણ કહ્યું કે, "પોતાના શત્રુનો વિનાશ કરી સઘળા લોકોપર આધિપત્ય તથા અતુલ સંપત્તિ ભોગવતા તેમને તમે જોશો."

---

* ક્ષુદ્રબુદ્ધિવાળો મિલ્ટનનો સેતાન કહે છે કે, "It is better to reign in hell than serve in heaven." "નરકમાં રાજ્ય કરવું સારૂં, પણ સ્વર્ગનું દાસત્વ ન જોઇએ." એ વાક્યમાં અને ઉપર લખેલાં કૃષ્ણનાં મહત્‌વચનમાં કાંઇ પણ ભેદ કેટલાક વાચકોને લાગશે નહિ. પરંતુ લઘુબુદ્ધિવાળો પારકાનું મહત્ત્વ સહન કરી શકતો નથી, મહાત્મા પોતાના કર્તવ્યને લીધે તેમ કરી શકે છે, કારણ, તે જાણે છે કે, મહા સુખ કે મહા દુઃખ વગર માણસની બહુ વિસ્તાર પામવાને આકાંક્ષિત ચિત્તવૃત્તિ સંપૂર્ણ રીતે સ્ફૂર્તિને પામી શકતી નથી.

કૃષ્ણ નક્કી જાણતા હતા કે, સલાહ તો થવાની નથી, છતાં તે હસ્તિનાપુર આવ્યા હતા, તેનું કારણ આપણે ઉપર જોઇ ગયા છીએ કે પોતાના કર્મનું ફળ મળશે કે નહિ મળે તેની આસક્તિ રાખ્યા વગર જે કામ કરવાનું છે, તે તો માણસે કરવુંજ જોઇએ. ગીતામાં જેને કર્મયોગ કહ્યો છે, તે આ જ ધર્મ. લડાઇ કરતાં સલાહ હમેશાં મનુષ્યનું વધારે ભલું કરનાર છે, તેથી સંધિ કરવા પ્રયત્ન કરવો એ માણસનું કર્તવ્ય છે, છતાં જ્યારે પ્રયત્ન કર્યા છતાં પણ સંધિ નજ સ્થાપન થઇ, ત્યારે યુદ્ધપર શ્રદ્ધા ખોઇ બેઠેલા અર્જુનને ઉત્સાહ આપનાર, તેને સહાય કરનાર કૃષ્ણજ હતા, કારણ જ્યારે સંધિ અસાધ્ય થઇ, ત્યારે યુદ્ધ એજ પાંડવોનો અનુષ્ઠેય ધર્મ હતો, તેથી જે કર્મયોગનો તેમણે ગીતામાં ઉપદેશ કર્યો છે, તેને અમલમાં લાવનાર તે પોતેજ થયા.

કુંતીની પાસેથી વિદાય થઇ કૃષ્ણ પાછા કૌરવોની સભામાં આવ્યા. ત્યાં તેમને દુર્યોધને જમવાનું નોતરૂં દીધું, પણ તેમણે ના કહેવાથી દુર્યોધને તેમ કરવાનું કારણ તેમને પૂછ્યું. તેના જવાબમાં પહેલાં તો લોકોમાં ચાલતા રીતરિવાજને અનુસરીને તે બોલ્યા, “જે દૂત થઇને આવ્યો હોય તે તો પોતાનું કામ પૂરૂં થયા પછીજ ભોજન અથવા પૂજાનું ગ્રહણ કરી શકે, તેથી મારૂં કામ થઇ રહેશે કે હું તમારી પૂજાનો સ્વીકાર કરીશ,” પણ એટલેથી તે તેમને છોડે તેમ ન હતું, તેથી તેણે ફરી આગ્રહ કરવા માંડયો, ત્યારે કૃષ્ણે કહ્યું,

“લોકો કાંતો પ્રીતિને લીધે અથવા તો દુઃખમાં આવી પડે છે તોજ પારકાનું ખાય છે. તમે પ્રીતિને લીધે કાંઇ મને જમાડવાની ઇચ્છા રાખતા નથી, તેમ હું કાંઇ દુઃખમાં આવી પડયો નથી, માટે મારે શા નિમિત્તે તમારૂં અન્ન ખાવું ?”

જમવાનું નોતરૂં કબૂલ કરવું એ માત્ર એક સાધારણ વાત હતી, પરંતુ આપણું રોજનું જીવન તે એવાંજ સામાન્ય કર્મોના સમુદાયનું બનેલું છે. માટે એવાં સામાન્ય કર્મો માટે એક જાતનો નિયમ હોય તો સારૂં. મોટાં મોટાં કામોમાં જેવી રીતે એ નિયમ અમલમાં મૂક-

વાનો પ્રસંગ આવે છે, તેમજ નાનાં નાનાં કામોમાં પણ તેવીજ રીતના પ્રસંગ આવે છે. એ નિયમ પ્રમાણે ચાલવું તેજ ધર્મ. ઉન્નતચરિત્ર અને ક્ષુદ્રબુદ્ધિ મનુષ્ય વચ્ચે તેથી ભેદ એટલોજ છે કે ક્ષુદ્રબુદ્ધિવાળો માણસ જો કે ધર્મથી પરાંગમુખ થતો નથી, ધર્મ છોડતો નથી, તોપણ ક્ષુદ્ર, નાની બાબતોમાં તે નીતિ નિયમ પ્રમાણે ચાલી શકતો નથી, જ્યારે આદર્શ મનુષ્ય તેવી નાની નાની બાબતમાં પણ તે નિયમોને વળગી રહે છે. કૃષ્ણે જોયું કે એ નોતરૂં સ્વીકારવું અને ચોખ્ખું મન રાખવું, સત્યતા રાખવી, એ બે વિરૂદ્ધ વાત થશે, તેથી દુર્યોધનને સરળ અને સાચો જવાબ આપતાં, સ્પષ્ટ વાત તેને કહેતાં પોતે જરા પણ મનમાં સંકોચ રાખેલો નહિ. ઘણી વખતે અકપટ વ્યવહાર, સ્પષ્ટ બોલવું તેજ ખરેખરો ધર્મ હોય છે, ત્યાં પણ તેમ કરવાથી કોઇને ખોટું લાગશે, એમ કહી તે રસ્તો આપણે લેતા નથી, અને તેથીજ એવી ધર્મવિરૂદ્ધની લાજ ઘણી વખત નાની નાની બાબતમાં આપણી પાસે અધર્મ કરાવે છે.

કૃષ્ણ પછી ત્યાંથી ઉઠી વિદુરને ઘેર ગયા. ત્યાં રાત્રે બે જણા વચ્ચે ઘણી વાતચીત થઇ. વિદુરે તેમને કહ્યું કે તમે હસ્તિનાપુર આવ્યા તે ઠીક કર્યું નથી, કારણ ગમે તેમ થશે તો પણ દુર્યોધન સલાહ કરવાનો નથી. કૃષ્ણના જવાબમાંથી નીચેનો ઉતારો ટાંકી લીધો છે:

" જે હાથી, ઘોડા, રથ, વગેરે સહિત છિન્નભિન્ન થયેલી પૃથ્વી મૃત્યુપાશમાંથી મુક્ત કરી શકે તેનેજ ઉત્કૃષ્ટ ધર્મનો લાભ થાય છે."

યૂરોપના દરેક રાજમહેલપર આ વાકય સોનાના અક્ષરે લખી રાખવું જોઇએ. વળી કૃષ્ણ એમ પણ કહે છે કે,

"પોતાના વ્યસનગ્રસ્ત ભાઇને જે માણસ મુક્ત કરવા પોતાનાથી બને તેટલો પ્રયત્ન ન કરે તેને પંડિતો નૃશંસ–નિર્દય કહે છે. પ્રાજ્ઞ–જ્ઞાની માણસ પોતાના મિત્રના વાળ પકડીને પણ ન કરવા જેવું કામ કરતાં તેને અટકાવે છે.........જો તે (દુર્યોધન) મારી હિતકર વાત સાંભળવા છતાં મારાપર શંકા લઇ જશે તો તેમાં મને કાંઇ નુકસાન નથી. પોતાના મિત્રો તથા સગાંઓને સારો ઉપદેશ આપ-

વાની દરેક માણસની ફરજ છે, તે અદા કરેથી મને પરમ સંતોષ થશે, અને તે ઋણમાંથી હું છૂટીશ. માંહોમાંહે ફાટફુટ થવાનો સમય આવે તે વખતે જે માણસ સારી સલાહ ન આપે તે આત્મીય-પોતાનો કહેવાય નહિ."

યૂરોપીઅનો માને છે કે કૃષ્ણ માત્ર એક પરસ્ત્રીલંપટ પાપી મનુષ્ય હતા: આપણા દેશના કેટલાક લોકોનો મત પણ એવોજ છે. કેટલાક વળી એમ માને છે કે મનુષ્યહત્યા કરવા માટેજ તેમણે અવતાર લીધેલો અને કેટલાકો એમ માને છે કે તે બહુ લુચ્ચા ને ખટપટી હતા: પોતાનો સ્વાર્થ સાધવા પારકાઓ પાસે ગમે તેમ કરાવતા. તેમનામાં આ બધામાંથી એકે અવગુણ નહતો. તેનાથી ઊલટું લોકોનું ભલું કરવા હમેશ તે તત્પર રહેતા, જ્ઞાનિઓમાં અને ધર્મોપદેશકોમાં શ્રેષ્ઠ હતા, એવું આ સઘળા ઉતારાપરથી સહજ જણાશે.

---

## પ્રકરણ ૭મું.

## હસ્તિનાપુરમાં બીજો દિવસ.

બીજે દિવસે સવારે દુર્યોધન પોતે અને શકુનિ આવીને શ્રીકૃષ્ણને સભામાં લઇ ગયા. નારદ વગેરે દેવર્ષિ, જમદગ્નિ વગેરે બ્રહ્મર્ષિ ત્યાં હાજર હતા. એવી મહાન સભામાં કૃષ્ણે બહુ છટાદાર ભાષણ કરી ધૃતરાષ્ટ્રને સલાહ કરવા માટે સમજાવવા માંડયું. ઋષિઓએ પણ તેમજ કર્યું, પણ કોઇનું કાંઇ વળ્યું નહિ, કારણ ધૃતરાષ્ટ્રે કહ્યું કે "એ વાત મારા હાથમાં નથી, તમે દુર્યોધનને કહો." કૃષ્ણ, ભીષ્મ, દ્રોણ, વગેરેએ તેને ઘણો સમજાવ્યો, પણ દુર્યોધન એકનો બે થયો નહિ, સલાહ કરવાની વાત તો દૂર રહી, પણ તેણે કૃષ્ણને કડવાં વચન કહેવા માંડયાં. કૃષ્ણે પણ તેના ઉત્તરમાં દુર્યોધનનાં દુષ્ટ કર્મ તથા પાપાચરણ કહી સંભળાવ્યાં, તેથી ગુસ્સે થઇ તે સભામાંથી ઉઠી ગયો.

પછી આખી પૃથ્વીપરની રાજનીતિનું જે મૂળસૂત્ર તે પ્રમાણે કામ લેવા, કૃષ્ણે ધૃતરાષ્ટ્રને સલાહ આપી. રાજકારભારનું મૂળસૂત્ર

એજ છે કે, પ્રજાનું રક્ષણ કરવા માટે દુષ્ટ કામ કરનારને સજા કરવી, એટલે કે ઘણાનું ભલું કરવા માટે એકને સજા કરવી પડે તો તે કરવી; સમાજ એટલે લોકના હિતને માટે હત્યાકારી–ખરાબ કામ કરનાર–નો વધ કરવો યોગ્ય છે, જેને કેદ ન કર્યાથી તેના પાપાચરણથી હજારો પ્રાણીઓનો સંહાર થાય તેવું હોય ત્યાં જ્ઞાનીઓ એવો જ ઉપદેશ કરે છે કે તેને કેદજ કરવો. યૂરોપના સઘળા રાજા તથા મંત્રીઓએ મસલત કરી એટલાજ માટે ઇ. સ. ૧૮૧૫ માં નેપોલીઅનને જીવતા સુધી કેદમાં નાંખેલો, અને એજ ધોરણપર રાજનીતિજ્ઞ કૃષ્ણે પણ ધૃતરાષ્ટ્રને સલાહ આપી કે દુર્યોધનને કેદ કરી પાંડવો જોડે સલાહ કરવી. આખા યદુવંશનું રક્ષણ કરવા માટે તેમણે પોતે કંસ જો કે પોતાનો મામો થતો હતો, તોપણ તેનો વધ કર્યો હતો, એવું તેમણે ઉદાહરણ આપ્યું, પરંતુ કહેવાની જરૂર નથી કે એ સલાહ કબૂલ રાખવામાં આવી નહિ.

આણી તરફ ગુસ્સે થયેલા દુર્યોધને કૃષ્ણને પકડી બાંધી રાખવા માટે કર્ણ જોડે મસલત ચલાવવા માંડી.

સાત્યકિ, કૃતવર્મા વગેરે કૃષ્ણના પક્ષનાં માણસો સભામાં હાજર હતાં. સાત્યકિ તો હમેશ તેમની જોડેજ રહેતો ને કૃષ્ણની તેનાપર બહુ પ્રીતિ હતી. અસ્ત્રવિદ્યામાં તે અર્જુનનો શિષ્ય હતો, અને ઘણે ભાગે અર્જુનના જેવોજ બહાદૂર હતો. કેટલીક હીલચાલ ઉપરથી બુદ્ધિમાન સાત્યકિ એ કાવત્રું સમજી ગયો. કૃતવર્માને લશ્કર સાથે નગરના દ્વાર આગળ જઇ તૈયાર થઇ રહેવાનું કહી પોતે તે વાતની ખબર કૃષ્ણને કહી; અને ખુલ્લી રીતે સભામાં ધૃતરાષ્ટ્ર વગેરેને પણ દુર્યોધનનો શો ઇરાદો છે તે જણાવી દીધું. તે સાંભળી વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું,

"જેમ પતંગીઆં દીવામાં પડી નાશ પામે છે, તેવી દશા એમની થવાની છે કે શું? જનાર્દન જો તેવી જરાપણ ઇચ્છા બતાવે તો યુદ્ધકાલે એ સઘળાને પોતે યમને દ્વારે મોકલી શકે તેમ છે."

પરંતુ પછી શ્રીકૃષ્ણ જે બોલ્યા તે તો દરેક રીતે આદર્શ પુરૂષને છાજે તેવુંજ બોલ્યા. પોતે બળવાન હતા છતાં ક્રોધશૂન્ય અને ક્ષમાવંત હતા, તેમણે ધૃતરાષ્ટ્રને કહ્યું:—

"એમ સાંભળ્યું છે કે દુર્યોધન વગેરે બીજા સઘળા ગુસ્સે થઇ ગયા છે, ને મને બાંધી પકડી રાખવા માગે છે, પરંતુ આપ રજા આપો ને પછી જુઓ કે એઓ મને જીતી શકે છે કે હું એમને? મારામાં હમણાં એટલું બળ છે, કે હું એકલો એ બધાને પકડી કેદ કરી શકું, પરંતુ હું કોઇ પણ પ્રકારે એવું નિંદિત, પાપી કામ કરવાનો નથી આપના પુત્રો પાંડવોનું પડાવી લેવાના લોભથી સ્વાર્થવડે આંધળા થઇ ગયા છે પણ ખરૂં જોતાં તો મને અહિં પકડી રાખવાની ઇચ્છાથી યુધિષ્ઠિરનું તો તેઓ કામ કરી આપે છે, કારણ હમણાંને હમણાં હું તેમને તથા તેમના અનુચરવર્ગને પકડી લઇ જઇ પાંડવોને સોંપી શકું તેમ છે, અને તેમ હું કરૂં તો તે શું કોઇ રીતે દુષ્ટ કામ ગણાય? પરંતુ આપની પાસે એવું–ક્રોધ અને પાપબુદ્ધિ કરાવે તેવું–નિંદિત કામ કરવા હું રાજી નથી. દુર્નીતિપરાયણ પુરૂષો દુર્યોધનની મરજી પ્રમાણે ભલે ચાલે."

પછી દુર્યોધનને ધૃતરાષ્ટ્રે બોલાવી મંગાવી, બહુ કડવાં વેણ કહી તેને ઠપકો દીધો કે "તું બહુ નિર્દય, પાપી અને નીચવૃત્તિવાળો છે, અને તેથીજ ન બની શકે તેવું, ગેરઆબરૂ ભરેલું, સારા માણસ નિંદે એવું, પાપ કરવા ઇચ્છા કરે છે. પોતાના કુળની બેઆબરૂ કરનાર મૂર્ખ માણસની માફક ખરાબ ટોળીમાં મળી જઇ જેનો પરાભવ થાય એમ નથી એવા જનાર્દનને પકડી કેદ કરવાનો તારો ઇરાદો છે. જેમ બાળક ચંદ્ર પકડવાને ઉત્સુક થાય છે, તેમ તું જેને ઇંદ્રાદિ દેવો પણ પકડી ન શકે તેવા કેશવને કેદ કરી બાંધી રાખવા મન કરે છે. દેવ, મનુષ્ય, ગંધર્વ, અસુર, સર્પ પણ જેની સાથે લઢવા સમર્થ નથી, તેવા કેશવને તું શું ઓળખતો નથી? પુત્ર! હાથવડે કોઇ દહાડો પવન ઝલાતો નથી, હાથેલીમાં કદી દેવતા પકડાતો નથી, માથા ઉપર કોઇ દહાડો પૃથ્વી ઉંચકી શકાતી નથી, તેમ કોઇ દહાડો કેશવને પણ બળવડે પકડી શકાય તેમ નથી."

વિદુરે પણ ત્યાર પછી દુર્યોધનને ખૂબ સપડાવ્યો. તેનું ભાષણ પૂરૂં થતાં કૃષ્ણ ખડખડ હસી પડયા, અને સાત્યકિ અને કૃતવર્માના હાથ પકડી, પોતે સભાની બહાર ચાલ્યા ગયા.

મહાભારતમાં આટલે સુધી કૃષ્ણનાં આગમનનું જે વર્ણન આપ્યું છે તે બરાબર બંધબેસતુ અને સ્વાભાવિક છે, તેમાં માની ન શકાય તેવું કશું નથી, પરંતુ પાછળથી મહાભારતમાં શ્લોકો વધારી દેનારની કલમ આવું વર્ણન જોઇ સંતોષ પામેલી નહિ એમ જણાય છે, અને આવા મોટા દૂતકાર્યમાં કૃષ્ણ તરફથી કોઇ પણ પ્રકારનું અનૈસર્ગિક-અદ્ભુત કામ ન થયું એ તેને ઠીક નહિ લાગવાથી તેણે કૃષ્ણના હાસ્ય તથા પ્રયાણ ( સભા છોડીને જવું ) એ બેની વચમાં તેમના સ્વરૂપમાં વિશ્વદર્શન કરાવ્યું છે. આજ મહાભારતના ભીષ્મપર્વના ભગવદ્ગીતાપર્વાધ્યાયમાં ( એ અધ્યાય પાછળથી વધેલો હો કે ન હો પણ તેમાં ) એકવાર કૃષ્ણ અર્જુનને એવીજ રીતે વિશ્વરૂપનું દર્શન કરાવે છે, પરંતુ તે અને આ વિશ્વરૂપ પ્રદર્શનના વર્ણનમાં કેટલો બધો આશ્ચર્યકારક તફાવત છે ? ગીતાના અગીયારમા અધ્યાયનું વિશ્વરૂપ-દર્શન એ ઉત્તમ પ્રકારના કવિની રચના દેખાય છે. આખું સાહિત્યરૂપ જગત્ ખોળીએ તોપણ એવી રીતનું ઉચ્ચ પ્રકારનું વર્ણન મળવું દુર્લભ છે, તેથી ઉલટું અહિં જેણે એ વર્ણન રચ્યું છે, તે જોતાં તે રચના-રની કાવ્યરચના તે એક માત્ર નામની કવિતા કહેવાય. વળી ગીતામાં કહ્યું છે કે, ભગવાને અર્જુનને એમ કહ્યું કે, "તારા સિવાય પહેલાં આ વિશ્વદ-ર્શન કોઇને થયું નથી," પરંતુ જો અહિં લખેલી હકીકત આપણે માનીએ તો કૌરવ સભામાં બેઠેલા દુર્યોધને સૌ સભાસદોની સમક્ષજ કૃષ્ણનું એ વિશ્વરૂપ અર્જુનની પહેલાંજ જોયેલું, વળી ગીતામાં કૃષ્ણે એમ પણ કહ્યું છે કે, "મનુષ્ય લોકમાં તારા સિવાય વેદાધ્યયન, યજ્ઞાનુષ્ઠાન, દાન, ક્રિયા, લય અને અતિકઠોર તપસ્યાદ્વારા, કોઇ પણ મારૂં આવું રૂપ જોઇ શકે તેવું નથી," પરંતુ હલકા કવિઓને હાથે એ વિશ્વરૂપ તો ગમે તે માણસ આ ઠેકાણે તો જોઇ શકે છે. વળી ગીતામાં છે કે, "ઘણી અસાધારણ પ્રકારની ભક્તિવડેજ મારાં આ રૂપનું જ્ઞાન થાય છે, મારૂં દર્શન કરી શકાય છે, મારામાં પ્રવેશ કરી શકાય છે," પરંતુ અહિં તો દુષ્કર્મી, પાપાત્મા, ભક્તિશૂન્ય શત્રુઓ પણ તે રૂપ જુએ છે.

વગર કારણે મૂર્ખ પણ કાંઇ કામ કરતો નથી, તો પછી જે પોતે જાતેજ વિશ્વરૂપ હોય તેનું તો કહેવુંજ શું ? અહિં કૃષ્ણને

વિશ્વરૂપ બતાવવાનો કાંઇ સબબ હતો નહિ. દુર્યોધન વગેરે બળજોરાવરીથી કૃષ્ણને પકડી રાખવા વિચાર કરતા હતા, પણ તે અમલમાં મૂકાયો ન હતો; તેના પિતા તથા કાકાએ તેનો તિરસ્કાર કર્યો તેથી દુર્યોધન નિરૂત્તર થઇ ગયો હતો; વળી જો બળજોરાવરી વાપરી હોત તો તેમાં દુર્યોધનનું કાંઇ વળત નહિ, તે પણ કૃષ્ણ જાણતા હતા, કારણ તે પોતે એટલા જોરાવર હતા કે માત્ર બળથી કોઇ તેમને પકડી રાખી શકે તેમ હતું નહિ: ધૃતરાષ્ટ્ર, વિદુર, અને કૃષ્ણ પોતે પણ તેવું બોલી ગયા હતા. કૃષ્ણ પોતે પોતાનું રક્ષણ કરવા પોતાની શક્તિ ન વાપરે તો પણ સાત્યકિ, કૃતવર્મા વગેરે બહાદૂર વૃષ્ણિવંશના લડવૈયા તેમની મદદમાં તૈયાર હતા, તેમનું લસ્કર પણ દરવાજે તૈયાર હતું, તેથી માત્ર બળથી તો એ કામ પાર પડે એવો સંભવ હતોજ નહિ. આવી સ્થિતિમાં માત્ર બહુ ક્રોધી અથવા તો દાંભિક માણસ સિવાય બીજું કોઇ પોતાના શત્રુને ભય દેખાડવા વિચાર કરે નહિ, પણ જે કૃષ્ણ વિશ્વરૂપ હોય તે કૃષ્ણમાં ક્રોધ અને દાંભિકતા હોય ખરી? માટે વિશ્વરૂપ - દર્શનની હકીકત કોઇ હલકા પ્રકારના કવિએ દાખલ કરી દીધી છે, એમ ગણી તેને છોડી દેવી જોઇએ.

સભામાંથી ઉઠી કૃષ્ણ કુંતી પાસે ગયા, અને ત્યાંથી ઉપપ્લવ્ય નગર જ્યાં પાંડવો રહેતા હતા ત્યાં પાછા ફર્યા, પણ થોડે સુધી કર્ણને પોતાની જોડે રથમાં બેસાડી લીધો.

કૃષ્ણને પકડી બાંધી રાખવાની મસલત કરનારાઓમાં એક કર્ણ પણ હતો, છતાં કૃષ્ણ તેને પોતાની જોડે રથમાં બેસાડી લઇ ગયા તેનું શું કારણ હશે તે હવેના પ્રકરણમાં આપણે જોઇશું. એ હકીકતથી કૃષ્ણનું ચરિત્ર વધારે ખીલેલું–સ્પષ્ટ થયેલું જોવામાં આવશે. સામ અને દંડ એ બે બાબતમાં કૃષ્ણની નીતિજ્ઞતા આપણે જોઇ છે, હવે ભેદનીતિમાં પણ તે તેવાજ હુશીયાર આપણને દેખાશે, અને જોડે એ પણ દેખાશે કે તેમની દયા, લોકોનું ભલું કરવાની વૃત્તિ તથા બુદ્ધિ એ બધાં અલૌકિક હતાં.



# પ્રકરણ ૮મું.

---

## કૃષ્ણ-કર્ણ સંવાદ.

કૃષ્ણ પ્રાણી માત્રપર દયા રાખતા હતા. આ મહાન યુદ્ધને લીધે જે અસંખ્ય પ્રાણીઓનો સંહાર થવાનો તેથી માત્ર એકલા કૃષ્ણનેજ દુઃખ થતું હતું, બીજા કોઇ ક્ષત્રિયના મનને કશી પણ વ્યથા થતી નહતી. વિરાટ નગરમાં પણ જ્યારે પહેલવહેલી યુદ્ધની વાત થઇ, ત્યારે કૃષ્ણે તો તેની વિરૂદ્ધજ મત આપેલો, અર્જુન જ્યારે તેને લઢાઇમાં મદદ કરવા આમંત્રણ કરવા ગયા ત્યારે પોતે અસ્ત્ર ધારણ નહિ કરે, અને યુદ્ધમાં ભાગ નહિ લે એવી પ્રતિજ્ઞા કરેલી; પરંતુ તેથી કાંઇ લઢાઇ બંધ રહે એવું લાગ્યું નહિ ત્યારે, અને બીજો કાંઇ ઉપાય ન દેખાયો તેથી, પોતે જાતે ધૃતરાષ્ટ્રની સભામાં ગયા. ત્યાં પણ કાંઇ વળ્યું નહિ, પ્રાણીહત્યા અટકવાનો કાંઇ સંભવ દેખાયો નહિ, તેથી રાજનીતિજ્ઞ કૃષ્ણે એ સઘળા લોકોને બચાવવા બીજો કાંઇ રસ્તો શોધી કાઢવા મથન કરવા માંડયું.

કર્ણ મહા વીરપુરૂષ હતો, તે અર્જુનની બરોબરીઓ રથી-રથમાં બેસી યુદ્ધ કરનાર-ગણાતો હતો. તેના જોરપર દુર્યોધન કૂદતો હતો, અને તેનાજ બળને લીધે ખરૂં જોતાં મોટે ભાગે તે પાંડવો જોડે યુદ્ધ કરવા પણ તૈયાર થયો હતો. કર્ણની મદદ ન મળે તો કદી તે લઢાઇ કરે નહિ એવો મામલો હતો, અને જો પોતાના શત્રુઓને સહાય કરતો તે કર્ણને જુએ તો તો લઢાઇ કરતોજ અટકી જાય એવું હતું, માટે કોઇ રીતે તેવું બની શકે તો તેમ કરવું, એવા ઇરાદાથી કૃષ્ણ તેને પોતાના રથમાં બેસાડી પોતાની જોડે લઇ ગયા. કર્ણ જોડે એકાંતમાં વાત કરવાની ઘણી જરૂર હતી.

કૃષ્ણનો આ ઇરાદો પાર પાડવામાં બીજા કોઇને જે વાતની ખબર નહતી, તેવી એક વાતની કૃષ્ણને ખબર હતી, અને તેનો ઉપયોગ તે કરવા ધારતા હતા.

અધિરથ નામના સારથિના પુત્ર તરીકે કર્ણ ઓળખાતો હતો, ખરૂં જોતાં તે તેનો ખરો પુત્ર નહતો. તેણે તો માત્ર કર્ણને પાળી-પોષીને ઉછેર્યો હતો, પણ તેની કર્ણને ખબર નહતી. પોતાનો જન્મ-વૃત્તાંત તે જાણતો નહતો. સારથિની સ્ત્રી રાધાના ગર્ભથી તે જન્મેલો નહિ, કુંતીને સૂર્યથી તેનો ગર્ભ રહેલો, પરંતુ તે વખત કુંતી પરણેલી નહતી, કન્યા હતીઃ તેથી છોકરો જન્મતાં તરતજ તેને પોતે તજી દીધેલો, તેથી ખરૂં જોતાં તો તે યુધિષ્ઠિર વગેરેનો સહોદર-મોટો ભાઇ થાય, પણ કુંતીના સિવાય એ વાતની કોઇને ખબર નહતી, જો કે પોતાની અલૌકિક બુદ્ધિના પ્રભાવવડે કૃષ્ણને એ વાતની કાંઇક માહીતી હતી. કુંતી એમની ફોઇ થતી અને ભોજરાજના ઘરમાં રહેતી હતી તે વખતેજ એ બનાવ બન્યો હતો, તેથી સ્વાભાવિક રીતે મનુષ્યબુદ્ધિથી પણ કૃષ્ણને એ વાતની ખબર પડે તો તેમાં અસંભવિત કશું નથી.

એ વાત કૃષ્ણે પોતાની જોડે રથમાં બેઠેલા કર્ણને કહી. તેમણે કહ્યું કે,

" શાસ્ત્ર જાણનારાઓ એમ કહે છે કે જે પુરૂષ કોઇ પણ કન્યાનું પાણિગ્રહણ કરે તેજ તે કન્યાના વિવાહપૂર્વે* તથા વિવાહ પછી* થયેલા પુત્રોનો પિતા થાય છે. હે કર્ણ ! તું પણ તારી માના કન્યાકાળ વખતે જન્મેલો છે, તેથી ધર્મતઃ તું પણ પાંડુનો પુત્ર કહેવાય, માટે ધર્મશાસ્ત્ર પ્રમાણે તું રાજેશ્વર થઇ શકશે."

તેમણે કર્ણને સમજાવ્યું કે તું જ્યેષ્ઠ-મોટો ભાઇ છે, તેથી રાજા થઇશ, બાકીના પાંચ પાંડવો તારા તાબેદાર થઇ રહેશે અને તારી સેવા ચાકરી કરશે.

કૃષ્ણની આ સલાહ બધાના ધર્મની વૃદ્ધિ કરનારી તથા હિત

---

* જે પુત્ર તેની માતાના વિવાહ વખતે તેના ગર્ભમાં હોય ને વિવાહ પછી જન્મે તેને સહોઢ કહે છે ને જેનો જન્મ તેની માતાના વિવાહપૂર્વે ( કુમારી અવસ્થામાં ) થાય તેને કાનીન કહે છે. શાસ્ત્રમાં બાર જાતના પુત્ર ગણાવ્યા છે. ભા. ક.

કરનારી હતી. પહેલેવહેલાં તો કર્ણનું પોતાનુંજ હિત તેમાં સમાયેલું હતું, કારણ તે પ્રમાણે ચાલ્યાથી તે પોતે ગાદીપતિ થાય; પાંડવોના સંબંધમાં પણ તે ધર્માનુસાર હતું, કારણ તેથી તે પોતાના ભાઇઓ જોડે શત્રુભાવ છોડી દઇ મિત્રભાવ ધારણ કરે. દુર્યોધનાદિનું પણ તેથી પરમ ભલું થાય તેમ હતું, કારણ જો યુદ્ધ થાય તો તેનું એકલું રાજ્ય જાય તેમ ન હતું, તેના આખા વંશનો નાશ થવાનો સંભવ હતો. યુદ્ધ ન થાય તો તે જીવતો રહે, રાજ્ય પણ તેની પાસે રહે, માત્ર પાંડવોનો ભાગજ તેમને પાછો આપી દેવો પડે, વળી એમાં પાંડવોનાં પણ હિત ને ધર્મ સમાયેલાં હતાં. યુદ્ધ જેવું અણગમતું કામ ન કરતાં, પોતાનાં સગાંવહાલાંઓનો વધ ન કરતાં, પોતાનું રાજ્ય કર્ણની જોડે રહી તેઓ ભોગવી શકે, અને તે બધા ઉપરાંત એ સલાહની મોટામાં મોટી ધર્મ્યતા અને હિતકારિતા તો એ હતી કે તેથી અસંખ્ય માણસો મરતાં બચે.

કર્ણે પણ કૃષ્ણની સલાહની ઉપયોગિતા કબૂલ કરી. તે પોતે પણ જાણતો હતો કે આ લઢાઇમાં દુર્યોધન વગેરે બચવાના નથી; પરંતુ કૃષ્ણના કહેવા પ્રમાણે ચાલવાથી તે કેટલાએક બહુ મોટા અપરાધનો અપરાધી થાય એમ તેને લાગ્યું. અધિરથ અને રાધાએ તેને પાળેલો, તેમને ત્યાં રહી સારથિના વંશમાં તે પરણેલો, અને તે સ્ત્રીથી તેને પુત્ર, પૌત્ર વગેરે થયેલાં તેમનો કોઇ રીતે પોતે ત્યાગ કરી શકે તેમ ન હતું. વળી તેર વરસ સુધી દુર્યોધનને આશ્રયે રહી તેણે રાજ્ય કરેલું અને દુર્યોધન તેના પર પૂરેપૂરો વિશ્વાસ રાખતો હતો, તેથી જો હવે પોતે દુર્યોધનને છોડી પાંડવોના પક્ષમાં ભરાય તો લોકો તેને કૃતઘ્ની, પાંડવો પાસેથી ઐશ્વર્ય મેળવવાનો લાલચુ, અથવા તેમના ભયથી બ્હીતો એવો કાયર પુરૂષ કહે, એટલા માટે કર્ણે કૃષ્ણની સલાહ પ્રમાણે ચાલવાની ના કહી.

કૃષ્ણે તે સાંભળી કહ્યું, "જ્યારે મારી વાત તારા મનમાં નથી ઉતરતી, ત્યારે તો હવે નક્કી એમજ સમજવું કે આ વસુંધરા–પૃથ્વીના સંહારની દશા નજદીક આવી લાગી છે."

ઘટે તેવો તેનો ઉત્તર આપી, કૃષ્ણને હેતથી ભેટી, મનમાં ખેદ પામી કર્ણ ત્યાંથી વિદાય થયો.

કૃષ્ણનું ચરિત્ર સમજવા કર્ણચરિત્ર વિસ્તારથી અવલોકવાની જરૂર નથી, તેથી અત્રે તેમ કર્યું નથી, બાકી કર્ણનું ચરિત્ર પણ બહુ મહત્તાવાળું ને મનોહર છે.

---

# પ્રકરણ ૯મું.

---

## ઉપસંહાર.

કૃષ્ણ ઉપપ્લવ્ય નગરમાં પાછા ફર્યા એટલે યુધિષ્ઠિર વગેરેએ તેમને પૂછ્યું કે તમે હસ્તિનાપુરમાં શું કરી આવ્યા તે કહો.

કૃષ્ણે પોતે જે કર્યું હતું અને બીજાઓએ તેમને જે કહ્યું હતું, તે બધું તેમને કહી સંભળાવ્યું, પરંતુ આગળ જે જે રીતે તેનું વર્ણન થયું છે તે અને કૃષ્ણ આહં જે કહે છે તે બિલકુલ એક બીજા જોડે મળતું આવતું નથી, કારણ જો તેમ મળતુંજ આવતું હોત તો બહુ મોટી પુનરૂક્તિ થાત, તેને તેજ વાત ફરી ફરી કહ્યાથી ગ્રંથ મોટો થઇ જાત, તેથી મુશ્કેલીમાંથી નીકળી નાસવા કોઇ મહાપુરૂષે નવી નવી બાબતો અંદર દાખલ કરી દીધી લાગે છે.

અહિં ભગવદ્યાન–પર્વાધ્યાય સમાપ્ત થાય છે. પછી સૈન્યનિર્વાણ–પર્વાધ્યાય આવે છે. તેમાં બહુ હકીકત નથી. જો કે તેનો કેટલોક ભાગ અસલ છે, ને કેટલોક નવો છે, તોપણ કૃષ્ણ સંબંધે તેમાં બહુજ થોડી બાબત છે. કૃષ્ણ અને અર્જુનના વિચાર પ્રમાણે પાંડવોએ ધૃષ્ટદ્યુમ્નને સેનાપતિનો ઓદ્ધો આપ્યો, અને બળરામે દારૂ પીને આવી કૃષ્ણને થોડાં મીઠાં મીઠાં મર્મનાં વાક્ય કહી ઠપકો દીધો, કારણ તેને મન કૌરવ–પાંડવો સરખા ન હતા. તે ઉપરાંત કૌરવોની સભામાં જે થયું હતું, તેની થોડી વાત સિવાય એ અધ્યાયમાં બીજું કાંઇ વધારે નથી.

આના પછી ઉલૂક દૂત રૂપે આવે છે તે પર્વાધ્યાય છે. એ તદ-

નજ માલ વગરનો છે, કારણુ બંને પક્ષ પરસ્પર ગાળાગાળી કરે છે તે સિવાય તેમાં બીજું કાંઇ નવલ વિશેષ નથી. દુર્યોધને શકુનિ વગેરેની સલાહથી પાંડવો તથા કૃષ્ણને માત્ર ગાળો દેવાની મતલબથીજ ઉલૂકને ત્યાં મોકલ્યો હતો. ઉલૂકે પણ આવી તે છએ જણને ખૂબ ગાળો દીધી. પાંડવોએ તેને જવાબ પણ તેવાજ આપ્યા. કૃષ્ણ પોતે તો કાંઇ બહુ બોલ્યા નહિ, કારણ જેને ક્રોધ નહિ તેવા માણસ ગાળાગાળી કરે નહિ, છતાં બહુ બોલાચાલી ન થાય તેવા વિચારથી પાંડવો કાંઇ જવાબ આપે તે પહેલાં તેમણે ઉલૂકને પાછો વિદાય કરી દેવા પ્રયત્ન કર્યો. તેમણે કહ્યું, "તું એકદમ પાછો જા, અને દુર્યોધનને કહે કે, પાંડવોએ તારો મોકલાવેલો સંદેશો સાંભળ્યો છે, ને તેનો યથાર્થ અર્થ પણ તેઓ સમજ્યા છે. માટે હવે તમને જેમ ઠીક લાગે તેમ કરો." તેણે કૃષ્ણ તથા અર્જુનને પણ ખૂબ ગાળો દીધી.

પણ ઉલૂક (ઘુવડ)ની દુર્બુદ્ધિ ઉલૂક છોડે તેમ ન હતું. તે પણ દુર્યોધનનો ભાઇ હતો. તેણે તો ફરી ગાળાગાળી કરવા માંડી. પછી પાંડવોએ એક પછી એક તેને જવાબ આપતાં વ્યાજ સાથે તેની મુડી પાછી આપી. કૃષ્ણે પણ કહ્યું, "મેં અર્જુનના સારથિ થવાની હા કહી છે, અને હું લઢાઇમાં ઉતરવાનો નથી, એમ મનમાં ખાતરી હોવાથી તમે કોઇ હવે બ્હીતા નથી; પણ જેમ અગ્નિ ઘાસ બાળી નાંખે છે, તેમ આખર વખતે મારા ક્રોધના જોરે હું બધા પાર્થિવગણનો સંહાર કરીશ, એમ બેશક જાણજો."

મહાભારતના બનાવો જોડે ઉલૂકદૂતાગમનપર્વાધ્યાયને કશો સંબંધ નથી, વળી તેમાં નથી તેવી નિપુણ રચના કે નથી તેવો ઉંચો કવિત્ત્વનો અંશ, ઉલટું કેટલીક જગાએ મહાભારતમાં કહેલી બીજી હકીકતથી વિરૂદ્ધ હકીકત તેમાં નજરે પડે છે. અનુક્રમણિકાધ્યાયમાં સંજય તથા કૃષ્ણ દૂત તરીકે ગયેલા તે વાત છે, ઉલૂકની નથી. આ બધાં કારણોને લીધે આદિ મહાભારતનો એ ભાગ નહિ એમ જણાય છે.

પછીના અધ્યાયોમાં રથ, ઘોડા વગેરેની હકીકત છે. કૃષ્ણને લગતું કાંઇ નથી. અહિં ઉદ્યોગપર્વ પૂરું થાય છે.

# ખંડ છઠ્ઠો.



## કુરૂક્ષેત્ર.

यो निषण्णो भवेद्रात्रौ दिवा भवति विष्ठितः ।
इष्टानिष्टस्य च द्रष्टा तस्मै द्रष्ट्रात्मने नमः ॥

शान्तिपर्व, ४७ अध्याय.



# ખંડ છઠ્ઠો.

## કુરૂક્ષેત્ર.

### પ્રકરણ ૧લું.

#### ભીષ્મનું યુદ્ધ.

હવે મહાભારતનું મોટું યુદ્ધ શરૂ થાય છે. એ યુદ્ધની હકીકત ચાર પર્વમાં વર્ણવી છે, તે ચારેનાં નામ, દુર્યોધનના ચાર સેનાપતિઓનાં નામ પરથી, ભીષ્મપર્વ, દ્રોણપર્વ, કર્ણપર્વ અને શલ્યપર્વ રાખેલાં છે.

આ યુદ્ધપર્વો મહાભારતનો હલકામાં હલકો ભાગ છે. પુનરૂક્તિ, અણુગમો ઉપજાવે તેવાં લાંબાં લાંબાં વર્ણન, અસ્વાભાવિકતા, અત્યુક્તિ, અસંગતિ વગેરે ઘણા દોષો તેમાં નજરે પડે છે. એનો ઘણોજ થોડો ભાગ અસલ મહાભારતમાં હશે, પણ તે કયો તે નક્કી કરવું બહુ અઘરૂં છે. જ્યાં આખું વન કાંટાથી ભરેલું હોય ત્યાં ફૂલ વિણવાં એ બહુ દુઃસાધ્ય છે, છતાં એ ભાગમાં જ્યાં જ્યાં કૃષ્ણને લગતુ કાંઇ કહેલું હશે, ત્યાં ત્યાં આપણે તે અસલ છે કે નહિ તે નક્કી કરવા પ્રયત્ન કરીશું.

ભીષ્મપર્વમાં પહેલા અધ્યાય—જંબુખંડ-વિનિર્માણપર્વાધ્યાય—ને અને એ યુદ્ધને—બલકે મહાભારતને પણ કશું લાગતુ વળગતુ નથી. કૃષ્ણને વિશે પણ તેમાં કશું છે નહિ. પછી ગીતાપર્વાધ્યાય આવે છે, તેના પહેલા

ચોવીશ અધ્યાય છોડી પછી ગીતાની શરૂઆત થાય છે. કૃષ્ણને માટે એ ચોવીશ અધ્યાયમાં કાંઇ જીવ જેવું કહેલું નથી. કૃષ્ણે અર્જુનને સલાહ આપી હતી કે લઢાઇ શરૂ થતાં પહેલાં તારે દુર્ગાસ્તવનો પાઠ કરી જવો, અને અર્જુને તેમ કર્યું. કોઇ મહાન કામ આરંભતાં પહેલાં દરેક માણસ પોતાને જે દેવપર આસ્થા હોય તેની સ્તુતિ કરી જાય છે, કારણ એ પણ એક રીતે ઇશ્વિરનીજ પ્રાર્થના છે.

ત્યાર પછી ગીતા આવે છે. કૃષ્ણચરિત્રનો પ્રધાન અંશ એમાંજ છે. ગીતામાં કહેલા અનુપમ પવિત્ર ધર્મનો પ્રચાર એજ કૃષ્ણના આદર્શ પુરૂષત્વ અથવા દેવત્વનો ખ્યાલ આપણને આપે છે.*

પછી ભીષ્મપર્વાધ્યાય આવે છે. અહિંથી યુદ્ધનો ખરેખરો આરંભ થાય છે. લઢાઇમાં કૃષ્ણ માત્ર અર્જુનના સારથિ હતા. હવે એ સારથિઓનું કામ કાંઇ બહુ અદેખાઇ કરવા લાયક હતું નહિ, કારણ તે વખતની લઢાઇઓનું જે બ્યાન મહાભારતમાં આપેલું છે તે ઉપરથી જણાય છે કે જ્યારે રથમાં બેસી બે યોદ્ધાઓ એક બીજા જોડે યુદ્ધ કરતા ત્યારે તેમની પહેલી નજર સારથિ તથા ઘોડાઓ પર પડતી, અને જેમ બને તેમ પહેલું તે એનું કાસળ કાઢવા તેઓ મથતા; કારણ સારથિ કે ઘોડાનો નાશ થાય એટલે રથ ચાલતો અટકી પડે. સારથિઓ કાંઇ લઢવૈયા હોય નહિ, તેથી તેઓ વગર દોષે, વગર લઢાઇએ માર્યા જતા. કૃષ્ણના નસીબમાં પણ એજ સુખ ભોગવવાનું હતું. તે મરી તો ન ગયા પણ લઢાઇના અઢારે દહાડા ઘડીએ ઘડીએ તેમના પર બાણો આવીને પડતાં તેથી બહુ જખમી થતા. બીજા સારથિઓ કાંઇ ક્ષત્રિયો હતા નહિ, તેઓ વૈશ્ય જાતિના હતા તેથી તેઓ પોતાનું રક્ષણ કરવા અસમર્થ હતા. કૃષ્ણ પોતાનો બચાવ કરવા સમર્થ હતા, છતાં પોતે લીધેલી પ્રતિજ્ઞાને લીધે બેઠા બેઠા માર ખાયા કરતા હતા.

---

* બાબુ બંકિમચંદ્રે બે જુદા જુદા ગ્રંથોમાં–ધર્મ તત્ત્વ અને શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપર બંગાળીમાં ટીકામાં–એ વિશે પોતાનો મત સકારણ બતાવ્યો છે, તેથી અહિં તે વિશે તેમણે કાંઈ લખ્યું નથી, છતાં એ અભિપ્રાયનો ઇશારો આ પુસ્તકના આગલા ભાગમાં આવી ગયો છે.

છતાં એક દિવસ તેમને આશ હાથમાં લેવાં પડયાં હતાં, જો કે તેનો ઉપયોગ તેમણે કર્યો ન હતો, કારણ તેમ કરે તો તો પછી પોતાની પ્રતિજ્ઞા છોડી કહેવાય. ભીષ્મ દુર્યોધનના સેનાપતિ તરીકે યુદ્ધમાં ઉતર્યા હતા. લડાઇમાં તે એટલા નિપુણ હતા કે પાંડવોના પક્ષમાં અર્જુન સિવાય કોઇ તેમની સામું ટક્કર ઝીલે તેવું હતું નહિ, પણ ભીષ્મ અર્જુનના પિતામહને ઠેકાણે હતા. ન્હાનપણમાં બાપ વિનાના પાંડવોનું તેમણે પાલણપોષણ કર્યું હતું, એવાં એવાં કારણને લીધે અર્જુન પોતાની ખરેખરી શક્તિનો ઉપયોગ કરી તેમની સામું ઉભો રહેલો નહતો. હાલ જો કે દુર્યોધનની તરફેણ લઇ નિરૂપાયે ભીષ્મ પાંડવોના શત્રુ તરીકે તેમનું ભૂડું કરવા તૈયાર થયા હતા, તેથી ધર્મની નજરે જોતાં અર્જુને તેમનો વધ કરવો યોગ્ય હતો, છતાં આગલી વાતો સંભારી અર્જુન કોઇ પણ રીતે ભીષ્મને મારવા તૈયાર થતો ન હતો. ભીષ્મની જોડે લડાઇ કરવાની શરૂઆત કરતાંજ અર્જુન જેમ તેમ ફાંફાં મારતો. ખતે ભીષ્મ મારે હાથે મરાશે એવી લાગણીને લીધે તેનું મન બહુ સંકોચ પામતું. આને લીધે ભીષ્મે, એ લાગ છોડવો નહિ એમ ધારી, પાંડવોની બહુ મોટી સેનાનો સંહાર કરી નાંખ્યો. આ જોઇ ભીષ્મનો વધ કરવાનો વિચાર કરી કૃષ્ણે એક દિવસ પોતાના હાથમાં ચક્ર લઇ રથપરથી ઉતરી પડી તેમના તરફ દોડવા માંડયું. તે જોઇ કૃષ્ણના ભક્ત ભીષ્મ બહુ ખૂશ થયા અને બોલ્યાઃ—

**एह्येहि देवेश जगन्निवास नमोऽस्तु ते शार्ङ्गगदासिपाणे।**
**प्रसह्य मां पातय लोकनाथ रथोत्तमाद् भूतशरण्य संख्ये॥**

"આવો આવો, દેવેશ! જગન્નિવાસ! હે શાર્ઙ્ગગદાખડ્ગધારી! તમને હું નમસ્કાર કરૂં છું. હે લોકોના નાથ! ભૂતોના શરણ્ય! યુદ્ધમાં રથપરથી એકદમ મને નીચે નાંખી દો!"

અર્જુન પણ કૃષ્ણની પાછળ દોડયો, અને તેમને પાછા વાળી કહ્યું કે હું હવે ભીષ્મ જોડે બરાબર યુદ્ધ કરીશ.

આ બનાવનું બ્યાન બે વખત આપવામાં આવ્યું છે, એક વખત યુદ્ધને ત્રીજે દિવસે અને બીજી વખત નવમે દિવસે. એક

એકનો એકજ છે, તેથી એમ લાગે છે કે લખનારની ભૂલથી યા જાણી જોઇને તે બે વાર લખાયો હશે. સંસ્કૃત ગ્રંથોમાં એવું ઘણી વખત નજરે પડે છે.

એ શ્લોકની રચના વગેરે જોતાં, એ મહાભારતના પહેલા થર-માંથીજ હશે એમ લાગે છે. કવિત્વ પહેલી શ્રેણિનું, ભાવ અને ભાષા ઉદાર તથા જટિલતા ( ગૂઢાર્થ–ગુંચવણ ) વિનાનાં છે, માટે જેટલે અંશે પહેલો સ્તર અસલ ગણાય તેટલેજ અંશે એ બનાવ પણ મૌલિક ગણાવો જોઇએ.

આ ઉપરથી કૃષ્ણના ભક્તોએ અનેક વિચાર દોડાવ્યા છે. કેટલા-એકે તો આ પ્રતિજ્ઞાભંગપરથી કૃષ્ણનું માહાત્મ્ય સાબિત કર્યું છે. તેઓ કહે છે કે લઢાઇ થતાં પહેલાં ભીષ્મે કૃષ્ણની મુલાકાત લઇ કહેલું કે જેમ તમે પ્રતિજ્ઞા લીધી છે કે મારે યુદ્ધમાં હથીઆર ધારણ કરવાં નહિ, તેમ મેં પ્રતિજ્ઞા લીધી છે કે મારે તે ધારણ કરાવવાં, આને લીધે ભક્તવત્સલ કૃષ્ણે પોતાની પ્રતિજ્ઞા તોડી પોતાના ભક્તની પ્રતિજ્ઞા પાળી.

આમ કરવાનો કાંઇ સબબ જણાતો નથી. ભીષ્મની આ પ્રતિજ્ઞા મૂળ મહાભારતમાં જડતી નથી, તેમ કૃષ્ણની પ્રતિજ્ઞાનો કોઇ રીતે ભંગ થયેલો પણ જણાતો નથી. તેમની પ્રતિજ્ઞાનો મર્મ તે એજ હતો કે હું યુદ્ધ કરીશ નહિ. દુર્યોધન અને અર્જુન બંને એકે વખતે તેમની મદદ લેવા આવેલા, અને બંનેની સાથે સરખી રીતે ચાલવું એવા વિચારને લીધે, તેમણે કહેલું કે "મારાજ જેટલા બળવાળી મારી નારાયણી સેના એક જણ લો, અને એક જણ મને લો." **अयुध्यमानः संग्रामे न्यस्तशस्त्रोऽहमेकतः** આટલીજ તેમની પ્રતિજ્ઞા હતી, અને તે પ્રતિજ્ઞા તૂટી નથી, કારણ કૃષ્ણે યુદ્ધ કર્યું નથી. ભીષ્મના સંબંધમાં જે આ બનાવ બનેલો તેની મતલબ માત્ર એટ-લીજ કે પોતાનું પૂરેપૂરૂં બળ ન બતાવતો હતો એવા અર્જુનને તેમ કરવા માટે ઉત્તેજિત કરવો, અને સારથિઓ તેમ કરતા હતા. તેમનો ઉદ્દેશ સફળ થયો તે પણ આપણે જોયું.

યુદ્ધના નવમા દિવસની રાતે પણ કૃષ્ણે એવોજ વિચાર દર્શાવેલો. ભીષ્મનો પરાજય ન થતો જોઇ યુધિષ્ઠિરે પોતાના ભાઇ ભાંડુઓને બોલાવી તેમનો વધ શી રીતે કરવો તે વિશે મસલત કરવા માંડી. કૃષ્ણે કહ્યું, મને રજા આપો તો હું તેમને મારૂં, નહિ તો એ કામ અર્જુનને માથે નાંખો, તે પણ તેમ કરવા સમર્થ છે.

પરંતુ યુધિષ્ઠિરે કૃષ્ણને હા કહી નહિ. જો કૃષ્ણ ધારે તો ભીષ્મને મારી શકે એ વાત તેમણે કબૂલ કરી, છતાં કહ્યું કે, "મારી પોતાની મોટાઇ વધારવા માટે તમને હું જુઠા પાડવા ચાહાતો નથી. તમારે તો લઢાઇમાં ન ઉતરવું પડે એવી રીતે અમને મદદ કરવી." અર્જુન સંબંધે તેમણે કાંઇ કહ્યું નહિ, પછી કૃષ્ણની સંમતિ લઇ, બીજા પાંડવો કૃષ્ણને સાથે લઇ ભીષ્મનો વધ શી રીતે થાય તે તેમને પૂછવા ગયા.

ભીષ્મે તેમને તે રસ્તો બતાવ્યો. બહારથી જોતાં તેજ રીતે તે કામ પાર પડયું, પણ ખરી રીતે તેમ થયેલું નહિ. ખરૂં તો કૃષ્ણે કહ્યું હતું તેમજ થયું. અર્જુનેજ ભીષ્મને બાણના બીછાનાપર સુવાડયા ને રથપરથી નીચે પાડી નાંખ્યા. મૂળ મહાભારતમાં સુધારો કરી કોઇ કવિએ શિખંડી સંબંધી એક સંગતિશૂન્ય, નિષ્પ્રયોજન, પણ મનોહર કથા તેમાં ઘુસાડી દીધી છે, પણ કૃષ્ણની જોડે તેને કાંઇ સંબંધ ન હોવાથી તેનું અવલોકન અત્રે છોડી દીધું છે.

---

## પ્રકરણ ૨જું.

---

### જયદ્રથવધ.

ભીષ્મની પછી સેનાપતિ દ્રોણાચાર્ય થયા. એ પર્વની શરૂઆતમાં કૃષ્ણ કાંઇ બહુ કામ કરતા જણાતા નથી. નિપુણ સારથિની માફક માત્ર પોતે સારથિપણુંજ કર્યા કરતા હતા. કુરૂક્ષેત્રના યુદ્ધના નેતા—મુખ્ય માણસ—કર્ત્તા હર્તા એજ હતા, એ હકીકત અહિં ખરી લાગતી નથી. વખતો વખત યુધિષ્ઠિરને અને અર્જુનને સદુપદેશ આપ્યા સિવાય

બીજું કાંઇ કામ કરતા તે જણાતા નથી. દ્રોણાભિષેકપર્વાધ્યાયના અગીઆરમા અધ્યાયમાં સંજયને મોઢે કૃષ્ણના બળનો મહિમા ગવાડયો છે, તેની જરૂર ત્યાં જણાતી નથી, તેથી એ અધ્યાય કાંઇ અસલ નહિ પણ નવો દાખલ થયેલો હોવો જોઇએ. કૃષ્ણના મહિમાનો મહાભારતમાં અભાવ નથી કે તે ફરી વળી ત્યાં કહેવાની જરૂર હોય. આપણે તેમનું માનવચરિત્ર અવલોકીએ છીએ; માણસનું ચરિત્ર તેનાં કામોપરથી દેખાય છે, તેથી આપણે તો તેમનાં આમ કામોજ જોઇશું.

ભગદત્તના વધ સમયે પહેલવહેલું એ પર્વમાં કૃષ્ણ કાંઇ કામ કરે છે. ભગદત્ત બહુ જબરો યોદ્ધા હતો. પાંડવોમાંથી કોઇ તેની સામે લઢાઇમાં ઉતરી શક્યું નહિ, તેથી છેવટે અર્જુને તેની જોડે યુદ્ધ કરવા માંડયું. ભગદત્તે જોયું કે તેની જોડે લઢવાની મારામાં શક્તિ નથી, તે ઉપરથી તેણે તેનાપર વૈષ્ણવાસ્ત્ર નામનું એક બાણ ફેંક્યું. તે બાણ પાછું વાળવા શું અર્જુન કે શું કોઇ બીજું સમર્થ નહતું, તેથી કૃષ્ણે અર્જુનની આડા ઉભા રહી તેને ઢાંકી તે અસ્ત્ર પોતાની છાતીપર ઝીલી લીધું. ત્યાં પડતાં તે બાણ વૈજયંતી માળા જેવું શોભવા લાગ્યું.

આ અસ્ત્રની વાત અનૈસર્ગિક, ન બને તેવી છે, તેથી તે માનવા માટે વાચકને આગ્રહ નથી અને એવી વાતો ઉપર સત્યનો પાયો રચાય નહિ, માટે આ વાત માનવા જેવીજ નથી.

દ્રોણપર્વમાં ખરેખરો કૃષ્ણનો હાથ તો અભિમન્યુના મરાયા પછી દેખાય છે. જે દિવસે ચક્રવ્યૂહમાં સાત મહારથિઓએ ભેગા થઇ અન્યાયપૂર્વક અભિમન્યુનો વધ કર્યો તે દિવસે કૃષ્ણ અને અર્જુન તે રણક્ષેત્રપર હતા નહિ. તેઓ કૃષ્ણની નારાયણી સેના—જે કૃષ્ણે દુર્યોધનને આપી હતી તેની જોડે યુદ્ધ કરવા ગયા હતા.

લઢાઇ પૂરી કરી સંધ્યાકાળે છાવણીમાં પાછા ફરતાં તેઓએ અભિમન્યુ પડ્યાના સમાચાર સાંભળ્યા. પોતાના પુત્ર અને કૃષ્ણના ભાણેજ અભિમન્યુની માઠી ખબર સાંભળી અર્જુન મોટા શોકસાગરમાં ડૂબી

ગયો. યોગેશ્વર કૃષ્ણ પોતે શોકમોહશૂન્ય હતા; તેથી તેમણે અર્જુનને દિલાસો આપવો એજ પોતાની પહેલી ફરજ ધારી. જે જે વચન કહી તેમણે અર્જુનના મનની સાંત્વના કરી છે, તે તેમને પૂરેપૂરાં છાજતાં છે. ગીતામાં જે ધર્મ વર્ણવ્યો છે, તે ધર્મ પ્રમાણેનાં મહાવાક્યોદ્વારા તેમણે અર્જુનની દિલગીરી શમાવી. યુધિષ્ઠિરને ઋષિઓએ એવો ઉપદેશ આપેલો કે, આ દુનીઆમાં બધુંજ નાશવંત છે; પણ કૃષ્ણે તેવું ન કહેતાં, ઉલટું એમ કહ્યું કે,

"યુદ્ધ જેનું ઉપજીવન છે એવા ક્ષત્રિયોનો તો એજ રસ્તો છે. **યુદ્ધ કરતાં કરતાં મરવું તેજ ક્ષત્રિયોનો સનાતન ધર્મ છે."**

પોતાની બહેન સુભદ્રા—અભિમન્યુની માને પણ કૃષ્ણે એજ ઉપદેશ આપ્યોઃ—

"સારા ખાનદાનના, ધૈર્યશાલી ક્ષત્રિયને જે રૂપે મરવું ઘટે છે તેજ રૂપે તારો પુત્ર મુવો છે, તેથી શોક કરવાની જરૂર નથી. મહારથી, ધીર, અને પોતાના બાપના જેટલોજ પરાક્રમી અભિમન્યુ સુદૈવથી યોદ્ધાઓ જેવી રીતે મરવા ઇચ્છે તેવી રીતે મુવો છે. બળવાન અભિમન્યુ મોટા મોટા શત્રુઓનો સંહાર કરી માત્ર પુણ્યથીજ મળે એવા સર્વકામપ્રદ સ્વર્ગમાં ગયો છે. સાધુઓ, તપસ્યા અને બ્રહ્મચર્ય, શાસ્ત્ર અને પ્રજ્ઞા વડે પોતાની જેવી ગતિ થવા ચાહે છે, તેવીજ ગતિ તારા પુત્રની થઇ છે. હે સુભદ્રા! તું વીરપુરૂષની માતા છે, વીરપુરૂષની પત્ની છે, વીરપુરૂષની પુત્રી છે, અને વીરપુરૂષોની બહેન છે; તેથી તારા પુત્રને માટે શોક કરવો તને ઉચિત નથી."

આણી તરફ પોતાના પુત્રના શોકથી બહુ ક્રોધમાં આવી જઇ અર્જુને એક જબરી પ્રતિજ્ઞા લીધી. બધી હકીકત સાંભળવાથી તેને એમ લાગેલું કે અભિમન્યુના વધનું મુખ્ય કારણ જયદ્રથ છે, તેથી બહુ આકરા શપથ લઇ તેણે પ્રતિજ્ઞા કરી કે બીજે દિવસે સૂર્યાસ્ત પહેલાં પોતે જયદ્રથનો વધ કરશે, જો તેમ નહિ થાય તો અગ્નિમાં પડી પોતે પોતાનો પ્રાણ તજશે.

એ વાતની ખબર પડતાં બંને છાવણીમાં બહુ હાહાકાર થઇ ગયો. પાંડવસૈન્યે બહુ કોલાહલ કરી મૂકયો, વાજાં વગાડનારાઓ ખૂબ

વાજાં વગાડવા મંડી ગયા તેથી કૌરવો બહુ ચમકી ગયા, અને તેના કારણની ખબર કઢાવતાં અર્જુનની પ્રતિજ્ઞાની વાત સાંભળી જયદ્રથનું રક્ષણ કરવાનો બંદોબસ્ત કરવા તેઓ મંડી ગયા.

કૃષ્ણે પણ જોયું કે પ્રસંગ બહુ વિષમ આવી પડયો છે; અર્જુને બહુ વિચાર ન કરતાં મહાન કઠણ પ્રતિજ્ઞા લીધી છે, તે પાર પડવી બહુ મુસ્કેલ છે. જયદ્રથ પોતે મહારથી છે, સિંધુ સૌવીર દેશનો રાજા, અસંખ્ય મોટા સૈન્યનો અગ્રેસર અને દુર્યોધનનો બનેવી થાય છે, તેથી કૌરવના પક્ષમાંના અપરાજેય—નહિ જીતાય તેવા યોદ્ધાઓ સઘળા તેને પડખે ઉભા રહેવા તૈયાર થશે. પાંડવના પક્ષના સઘળા લઢવૈયાઓ, તેથી ઉલટા—અભિમન્યુના શોકને લીધે વિહ્વળ થઇ ગયા છે, તેથી કોઇ પણ જાતની સલાહ આપી શકે તેવી સ્થિતિમાં તેઓ નથી, તેથી કૃષ્ણે પોતેજ એ કામમાં આગળ પડતો ભાગ લેવાનું નક્કી કર્યું. તેમણે કૌરવની છાવણીમાં છૂપા જાસૂસો મોકલી ત્યાંની વાત જાણી લીધી, કે કૌરવોને અર્જુનની પ્રતિજ્ઞાની ખબર પડી છે, વ્યૂહ-રચના દ્રોણ કરવાના છે, અને તેની પાછળ કર્ણ વગેરે સમસ્ત કૌર-વોના બહાદૂર લઢવૈયાઓ ઉભા રહી જયદ્રથનું રક્ષણ કરવાના છે. અંદર ન જઇ શકાય એવા અભેદ્ય વ્યૂહને ભેદી, એક સામટા એ બધા લઢવૈયાઓને હરાવી, મહાવીર જયદ્રથને મારવો, એ અર્જુનથી ન બની શકે એવું તેમને લાગ્યું, અને જો અર્જુનથી જયદ્રથને મરાય નહિ તો અર્જુન પોતે મરશે એ પણ નક્કી હતું.

હવે પોતાને આ વખતે શું કરવું તે બાબતનો વિચાર કરી, કૃષ્ણે પોતાના સારથિ દારૂકને બોલાવી હુકમ કર્યો કે કાલે મારો પો-તાનો રથ, ઉંચી તોખમના ઘોડા જોડી તેમાં હથીઆર વગેરે ગોઠવી, તૈયાર રાખવો. તેમનો ઇરાદો એવો હતો કે જો એક દિવસમાં અર્જુન વ્યૂહને ભેદી અંદર જઇ સઘળા વીરગણોને હરાવી ન શકે તો પછી મારે પોતેજ જાતે યુદ્ધ કરી કૌરવના અગ્રેસરોને મારી નાંખી જયદ્-રથને મારવાનો રસ્તો ખુલ્લો કરી આપવો.

પણ કૃષ્ણને પોતાનો ઇરાદો અમલમાં મૂકવાનો પ્રસંગજ આવ્યો નહિ, કારણ અર્જુને પોતેજ પોતાની બહાદૂરીથી પોતાની પ્રતિજ્ઞા

બળી, પરંતુ હવે આપણે વિચાર એ કરવાનો છે કે જો કૃષ્ણને યુદ્ધ કરવું પડયું હોત તો **अयुध्यमानः संग्रामे न्यस्त[illegible]ऽहमेकतः** એ પ્રતિજ્ઞા છોડવી પડત કે કેમ? ખરૂં જોતાં એ વચન ભંગ ન થાત, કારણ જે યુદ્ધમાં ન ઉતરવાની પોતે પ્રતિજ્ઞા લીધી હતી તે યુદ્ધ આ ન હતું, કૌરવ પાંડવને રાજ્ય માટે જે યુદ્ધ થતું હતું તે યુદ્ધ આ ન હતું, એ તો માત્ર અર્જુનની પ્રતિજ્ઞાને લીધે ઉપસ્થિત થયેલી એક લઢાઇ હતી. એ લઢાઇની મતલબ જૂદી હતી; એક તરફ અર્જુનનો જીવ અને બીજી તરફ જયદ્રથનો જીવ, તેને સંબંધે એ યુદ્ધ હતું. યુદ્ધમાં જો અર્જુન હાર્યો હોત તો તે અગ્નિમાં પડી બળી મરી આત્મહત્યા કરત. પ્રથમ ઉપસ્થિત થયેલું એ યુદ્ધ નહિ તેથી "**अयुध्यमानः संग्रामे**" વગેરે પ્રતિજ્ઞા એને લાગુ પડે નહિ. અર્જુન કૃષ્ણનો મિત્ર, શિષ્ય અને બનેવી થતો હતો તેથી તેને આત્મહત્યા કરતો અટકાવવો એ તેમની ફરજ હતી.

આના પછી કૃષ્ણ અને બીજા સઘંળાઓ ઉંઘી જાય છે, અને ઉંઘમાં સ્વપ્ન જુએ છે, એવી રીતનાં કેટલાંક ગપ્પાં આવે છે. સ્વપ્નમાં કૃષ્ણ અર્જુનની પાસે આવે છે, બંને રાત્રે હિમાલયપર જઇ મહાદેવની ઉપાસના કરે છે, અને જે પાશુપત અસ્ત્ર માત્ર અર્જુનને પહેલાં (એટલે વનવાસમાં) મળેલું હતું તેજ પાછું ફરી માગે છે ને મેળવે છે. એ બધું ખોટું હોવાથી તેના પર ધ્યાન આપવાની જરૂર નથી.

બીજે દિવસે સૂર્યના આથમતાં પહેલાં અર્જુને જયદ્રથને માર્યો, તે કામમાં કૃષ્ણને કાંઇ અર્જુનને મદદ કરવી પડેલી નહિ છતાં એવી વાત ચાલે છે કે કૃષ્ણે બપોર પછી માયાદ્વારા સૂર્યને ઢાંકી દીધો, અને જયદ્રથના મરાયા પછી પાછો તેનો પ્રકાશ પડવા દીધો. આમ કરવાનું કારણ એવું બતાવાય છે કે સૂર્યાસ્ત થઇ ગયો અને અર્જુનની પ્રતિજ્ઞા તૂટી એમ ધારી જયદ્રથ તેની સામું આવે પરંતુ એવી ભ્રાંતિના ભોગ થઇ પડી, જયદ્રથ અને તેના રક્ષકો એકદમ આનંદમાં આવી જઇ, એમ કરે એવું સંભવતું નથી. અહિં અસલ થરના ઉપર એક બીજો થર ચઢાવી દેવામાં આવ્યો છે, એમ ખુલ્લું દેખાઇ

આવે છે. એક રીતે વિચાર કરતાં જણાય છે કે એવી રીતની ઠગાઇ કરવાની બિલકુલ જરૂર હતી નહિ, કારણ એ પ્રમાણે સૂર્યના ઢંકાઇ જવા પહેલાં પણ અર્જુને જયદ્રથને જોયો હતો, તેણે જયદ્રથઉપર પ્રહાર કરવા માંડયા હતા અને જયદ્રથે તેનાપર સામા પ્રહાર કરવા શરૂ કર્યા હતા, સૂર્યના ઢંકાઇ જવા પછી પણ તે વ્યાપાર તો ચાલુજ રહ્યો. તે પહેલાં અર્જુનને જે કરવાનું હતું તે તે વખતે પણ તેને કરવાનું બાકીજ રહ્યું હતું, કારણ જ્યાં સુધી બધા કૌરવ યોદ્ધાઓને તે મારી નાંખે નહિં ત્યાં સુધી જયદ્રથને અર્જુન મારી શકે નહિ, માટે એ કામ તો તેને માથે ઉભુંજ હતું. બીજી તરફ એ બધી હકીકત જોડે બંધ ન બેસે તેવો સૂર્યને ઢાંકી નાંખનાર યોગમાયાનો વિકાશ નજરે પડે છે, તેનું એટલે એ ભ્રાંતિ ઉભી કરવાનું કારણ હવે પછીના પ્રકરણપરથી સમજાશે.

## પ્રકરણ ૩જું.

### નવીન ભાગ દાખલ કરનાર કવિ.

અત્યાર સુધી આપણો રસ્તો સરળ હતો, તેથી વગર મુશ્કેલીએ તે આપણે કાપી શકયા, પરંતુ હવેથી મોટી ગુંચવણ શરૂ થાય છે. મહાભારત એક દરીઓ છે, છતાં અહિં સુધી તેનાં સ્થિર પાણીપર કોમળ, મધુર શબ્દો સાંભળતાં સાંભળતાં સુખે મુસાફરી કરી આપણું વહાણ આપણે લઇ આવ્યા છીએ, પણ હવે તોફાની પવનથી ઉછળતાં મોજાંને લીધે આપણે ઉંચે ઉછળવું ને નીચે પડવું પડશે, કારણ હવે આપણે મુખ્ય કરીને મહાભારતનો બીજો થર ચણનાર કારીગર કવિના હાથમાં આવી પડ્યા છીએ. તેને હાથે કૃષ્ણચરિત્રનું રૂપજ બધું ફેરવાઇ ગયું છે. જે ઉદાર હતું તે હવે સાંકડું ને નાનું થઇ જાય છે; જે સરળ હતું તે હવે કૌશલ્યભરેલું કુટિલ થઇ પડે છે; જે સત્યમય હતું તે હવે અસત્ય અને ઠગાઇની ખાણ થઇ જાય છે; જેનાપર ન્યાય ને ધર્મ બંને દીપી નીકળતાં હતાં તે હવે અન્યાય

અને અધર્મના હાથથી કલુષિત થઇ જાય છે; એ કવિના હાથમાં કૃષ્ણચરિત્ર એવો વિકાર પામે છે.

પણ આમ થવાનું કારણ શું હશે? એ ભાગ રચનાર કવિ કાંઇ જેવો તેવો ન હતો, કારણ તેનું સૃષ્ટિકૌશલ્ય પણ બહુ જાજવલ્યમાન છે. તે ધર્માધર્મના જ્ઞાન વગરનો ન હતો, છતાં તેણે કૃષ્ણની એવી દશા કેમ આણી દીધી હશે? એ પ્રશ્નના ખુલાસામાં એક ગુઢ તાત્પર્ય રહેલું છે.

આપણે વારંવાર જોયું છે ને ફરી પણ જોઇશું કે પ્રથમ અંશ રચનાર કવિને હાથે કૃષ્ણનો ઇશ્વરાવતાર લેશમાત્ર પણ પરિસ્ફુટ—ખુલ્લો થયો નથી, તેમ કૃષ્ણને પોતાને મોઢેથી તો એ વાત નીકળીજ નથી; ફરી ફરીને તેઓ પોતે તો પોતાના મનુષ્ય તરીકેનાજ ગુણ, ધર્મ ને સ્વભાવનો પરિચય કરાવે છે, અને માણસની શક્તિ વડે થાય તેજ કામો કરે છે. કવિએ પણ તેમને તેજ ભાવથી વર્ણવ્યા છે. પ્રથમ સ્તર વાંચતાં એવો સંદેહ પણ થઇ આવે છે કે જ્યારે તે રચાયેલો ત્યારે કૃષ્ણનો ઇશ્વરાવતાર સર્વ લોકોમાં સ્વીકાર પામેલોજ નહિ હોય. તેમના પોતાના મનમાં પણ બધી વખતે એ ભાવ હશે નહિ. ખરી વાત એ છે કે મહાભારતનો પહેલો થર તે સમયના લોકોમાં ચાલતી વાયકા—વાતોનો કવિની કલમથી અલંકારવડે શોભાયમાન કરેલો સંગ્રહ છે, પણ જ્યારે બીજો થર રચાયેલો ત્યારે એમ લાગે છે કે કૃષ્ણનું ઇશ્વરત્વ બધે મનાતું હશે, અને તેથી તે સ્તરના કવિએ તેમને ઇશ્વરાવતારરૂપેજ સ્થાપિત કરેલા—ઠરાવેલા. તેની કવિતામાં કૃષ્ણ પોતે પોતાને ઘણી વખત ઇશ્વર તરીકે ઓળખાવે છે, અને ઇશ્વરીશક્તિવડે કામકાજ કરે છે; છતાં ઇશ્વર પુણ્યમય છે, એવી તે કવિને ખબર હતી, તેથી કૃષ્ણના ચરિત્રનું એક અમુક તત્ત્વ પરિસ્ફુટ કરવામાં એ બહુ ગુંચવાઇ ગયેલો લાગે છે. યૂરોપીઅનો પણ તે બાબતમાં તેવાજ ગુંચવાઇ પડયા છેઃ તેઓ કહે છે કે ઇશ્વર દયામય છે, માત્ર કરૂણા—દયા ખાતરજ તેણે જીવોને પેદા કર્યા છે, એ જીવોનું—પ્રાણીઓનું—મંગળ કરવું, ભલું કરવું—એજ તેની કામના છે, અને જ્યારે એમજ છે, ત્યારે પૃથ્વીપર

દુઃખ શા માટે જોવામાં આવે છે? તે પોતે પુણ્યમય છે, પુણ્ય તેને વહાલું છે, તો પછી પૃથ્વીપર પાપ આવ્યું ક્યાંથી? આ તત્વની મીમાંસા ખ્રીસ્તીઓને બહુ અઘરી થઇ પડી છે. હિંદુઓ પાસે ખુલાસો સહજ છે, કારણ હિંદુઓના અભિપ્રાય પ્રમાણે ઇશ્વરજ જગત્ છે; તે પોતે સુખદુઃખ પાપપુણ્યથી વિરક્ત છે; આપણે જેને સુખદુઃખ કહીએ છીએ તે તેની પાસે સુખદુઃખ નથી, જેને આપણે પાપપુણ્ય કહીએ છીએ તેને તે પાપપુણ્ય ગણતો નથી; માત્ર લીલાને ખાતરજ તેણે આ જગત્ સરજાવ્યું છે; જગત્ તેનાથી જૂદું નથી, તેનોજ એક અંશ–ભાગ છે. પોતાની સત્તાને માત્ર અવિદ્યાના ઢાંકણથી ઢાંકી દીધેલી હોવાથી તે સુખદુઃખ પાપપુણ્યનો આધાર થયો છે, અને તેથી સુખદુઃખ પાપપુણ્ય તેની માયાને લીધેજ જન્મેલાં છે, તેનાથી જ સુખદુઃખ ને પાપપુણ્ય છે. દુઃખ ભોગવીએ છીએ તે પણ તેની માયા છે; પાપ કરીએ છીએ, તે પણ એવીજ માયા છે. કૃષ્ણને હાથે પીડા પામતા કાળીનાગને મોઢે વિષ્ણુપુરાણમાં કવિએ કહેવડાવ્યું છે કેઃ—

**यथाहं भवता सृष्टो जात्या रूपेण चेश्वर।**
**स्वभावेन च संयुक्तस्तथेदं चेष्टितं मम॥**

"તમેજ મને સર્પની જાતિ આપી છે, અને તેથીજ હું હિંસા કરૂં છું." પ્રહ્લાદ વિષ્ણુની સ્તુતિ કરતાં કરતાં કહે છેઃ—

**विद्याविद्ये भवान् सत्यमसत्यं त्वं विषामृते॥**

(विष्णुपुराण॥ १ अंश, १९ अध्याय.)

"તમેજ વિદ્યા, તમેજ અવિદ્યા, તમેજ સત્ય, તમેજ અસત્ય, તમેજ ઝેર, તમેજ અમૃત છો." તેના સિવાયનું, તેનાથી ભિન્ન જગતમાં કશુંજ નથી. ધર્મ, અધર્મ, જ્ઞાન, અજ્ઞાન, સત્ય, અસત્ય, ન્યાય, અન્યાય, સદ્બુદ્ધિ, દુર્બુદ્ધિ, એ બધુંજ તેના વડે છે. ગીતામાં પોતેજ કહે છે કેઃ—

**ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये।**
**मत्त एवेति तान् विद्धि न त्वहं तेषु ते मयि॥ ७। १२॥**

"સાત્વિક ભાવ, રાજસ કે તામસ, બધું મારાથીજ છે એમ જાણવું. હું તેને વશ નથી, તે સૌ મારે વશ છે." ભીષ્મ શાંતિપર્વમાં જ્યાં કૃષ્ણની सत्यात्मने नमः। धर्मात्मने नमः। વગેરે કહી સ્તુતિ કરે છે, ત્યાંજ कामात्मने नमः। घोरात्मने नमः। क्रौर्यात्मने नमः। ...त्यात्मने नमः। વગેરે શબ્દોવડે પણ તેને નમસ્કાર કરે છે, અને છેવટ કહે છે કે सर्वात्मने नमः। અસલ હિંદુશાસ્ત્ર-માંથી જો એવાં વાક્યોના ઉતારા કરીએ તો પાનાંનાં પાનાં ભરાઇ જાય.

આ પ્રમાણે હોવાથી દુનીઆમાંના માણુસને એક મહાન વાત સમજાવી શકાય છે. દુઃખ જગદીશ્વરના તરફથી આવે છે, તેના વિના તેનું કાંઇ બીજું કારણુ નથી, તેથી જે લોકો પાપ કરે છે, અને તે-ટલા માટે જે લોકો તેમની નિંદા કરે છે, યા તેમને શિક્ષાને પાત્ર ગણે છે, તેમને આપણે કહી શકીએ કે એમની પાપબુદ્ધિ જગદીશ્વરે પ્રેરી છે, તેથી તેની સજાનો વિચાર કરનાર તે છે, તમે કોણુ ?

આ બીજા ભાગનો કવિ એ તત્ત્વ એવી રીતે સમજ્યો લાગે છે, કારણુ તેની કૃતિમાં વચમાં વચમાં તે તરી આવે છે. આપણા સ-મયના લેખકોની માફક શ્રેષ્ઠ કવિઓ, પોતાના લેખની પૂર્વે પ્રસ્તાવના રચી, તેમાં પોતાના કાવ્યની મતલબ કહી ગયેલા નથી. તેમના લખ-વાનો મર્મ યત્ન કરી શોધી કાઢવો પડે છે. શેકસપીઅરના એક એક નાટકનો મર્માર્થ સમજવા કેટલા વિદ્વાનોએ વિચાર કર્યા છે, કેટલાએ પુસ્તકો લખ્યાં છે, ને તે સમજવા આપણે કેટલી મહેનત લઇએ છીએ ? છતાં આપણા આ અપૂર્વ મહાભારત ગ્રંથના એક અધ્યાયનો મર્મ સમજવા એક કલાકની પણુ આપણે તસ્દી લેતા નથી, અને કોઇ સમજાવે તો સમજવાની ઇચ્છા પણુ બતાવતા નથી.

ઇશ્વર પોતે સર્વ છે, ઇશ્વરમાંથીજ સમસ્ત સરજાયું છે, તેના વડેજ જ્ઞાન, તેને લીધેજ જ્ઞાનનો અભાવ યા ભ્રાંતિ, તેને લીધેજ સારી યા નરસી બુદ્ધિ, તેને લીધેજ અસત્ય, તેને લીધે ન્યાય, તેને લીધે અન્યાય, મનુષ્યજીવનનાં પ્રધાન ઉપાદાન જે જ્ઞાન ને બુદ્ધિ, સત્ય ને ન્યાય, અને તેને અભાવે, ભ્રાંતિ, દુર્બુદ્ધિ, અસત્ય ને અન્યાય,

એ સઘળાં ઇશ્વરપ્રેરિત છે. જ્ઞાન, બુદ્ધિ, સત્ય ને ન્યાય, તેને લીધેજ છે, એ સમજાવવાની જરૂર નથી; કારણ હિંદુઓ પાસે તે વાત સ્વતઃસિદ્ધ, પોતાની મેળેજ સાબિત થયેલી છે. પરંતુ ભ્રાંતિ, દુર્બુદ્ધિ, વગેરે પણ તેને જ લીધે છે, એ વાત માણસના મનમાં ઉતારવાની જરૂર છે; એવો મહાભારતના એ ભાગ લખનાર કવિનો અભિપ્રાય હોવો જોઇએ, એમ લાગે છે. હાલના ખગોળવેત્તાઓ કહે છે કે ચંદ્રનો એકજ ભાગ આપણે હમેશ જોઇ શકીએ છીએ, તેનો બીજો–પૃષ્ઠ ભાગ–પીઠ આપણે કદી જોતા નથી. એ કવિ જગદ્રહસ્યની તે નહિ દેખાતી પીઠ આપણને બતાવવા માગે છે. જયદ્રથવધ વખતે તે બતાવે છે કે ભ્રાંતિ તે માત્ર ઇશ્વરપ્રેરિતજ છે, અને ઘટોત્કચવધ વખતે પણ એજ રીતે બતાવે છે કે દુર્બુદ્ધિને પણ ઇશ્વરજ પ્રેરે છે. દ્રોણવધ વખતે દેખાડે છે કે અસત્ય પણ ઇશ્વરને લીધેજ છે, દુર્યોધનવધ વખતે કહે છે કે અન્યાયની પ્રેરણા પણ તેજ કરે છે; વળી એક બીજી પણ વાત તે કહે છે. બાહુબળ પાસે જ્ઞાનબળ, બુદ્ધિબળ, સત્યબળ, ન્યાયબળ, કાંઇજ નથી. રાજ ચલાવવામાં મુખ્ય જરૂર બાહુબળની પડે છે, ને તેજ પ્રાધાન્ય ભોગવે છે. ખરૂં જોતાં મહાભારત રાજનૈતિક કાવ્ય અર્થાત્ ઐતિહાસિક કાવ્ય (Political Epic) છે, કારણ ઇતિહાસના બનાવો ઉપર એ કાવ્ય રચાયું છે, તેથી એ કાવ્યમાં બાહુબળની યોગ્ય જગા જ્ઞાન અને બુદ્ધિની ઉપર છે. એ કવિએ ધાર્યું હશે કે કેવળ જ્ઞાન, ભ્રાંતિ, બુદ્ધિ, દુર્બુદ્ધિ, સત્યાસત્ય, ન્યાયાન્યાય, ઇશ્વરના હુકમને આધીન છે, એટલું કહેવાથી રાજનીતિનું તત્ત્વ સંપૂર્ણ થતું નથી, કારણ બાહુબળ અને બાહુબળનો અભાવ પણ તેમાં જરૂરનાં છે અને એ વિચાર સ્પષ્ટ રીતે દેખાડવા માટેજ તેણે મૌસલપર્વ રચ્યું લાગે છે, કારણ તેમાં કૃષ્ણની ગેરહાજરીને લીધે ખુદ અર્જુન પણ હથીઆર વગરના દંડુકીઆ ગામડીઆઓને હાથે હારી ગયેલો તેણે દેખાડયો છે.

જેને અહિં ઇશ્વરી નિયોગ–હુકમ કહ્યો છે, જેને એ કવિ ઇશ્વરપ્રેરણા કહે છે, તેની જગાએ યૂરોપીઅનો Law (કાયદા, નિયમ) ને મૂકે છે. એ "Law"ને એ કવિની બુદ્ધિમાં કાંઇ સ્થાન મળેલું

કે નહિ તે કહી શકાતું નથી. છતાં એટલું તો કહેવાય કે જે Law ની પણ ઉપર છે, જેનાવડે Law હસ્તીમાં આવે છે તે તત્ત્વ તે સારી રીતે સમજતો હતો, કારણ તે તો એમજ કહે છે કે બધુંજ ઇશ્વરેચ્છાથી થાય છે. કૃષ્ણને કર્મક્ષેત્રમાં ઉતારી એ કવિ ઇશ્વરેચ્છા બતાવવાનોજ પ્રયત્ન કરે છે.

# પ્રકરણ ૪થું.

## ઘટોત્કચવધ.

જયદ્રથના વધ સંબંધે કૃષ્ણને વિશે એક વિશેષ અસ્વાભાવિક વાત કહેવાય છે. અર્જુને જયદ્રથનું માથું કાપી નાંખવા માંડતાં કૃષ્ણે તેને એક ઉપદેશ આપ્યો, કે એના બાપે પોતાના છોકરા માટે તપસ્યા કરી એવું વરદાન માગી લીધું છે કે જે માણસ જયદ્રથનું માથું જમીનપર ફેંકે તેના પોતાના માથાના વિંધાઇ હજારો કડકા થઇ જાય; માટે તું એનું માથું જમીનપર ફેંકતો નહિ, પણ બાણવડે એનું માથું એવી રીતે ઉડાવી દે કે જ્યાં એનો બાપ સંધ્યા વગેરે કરવા બેઠો છે, ત્યાં જઇ તેના ખોળામાં પડે. અર્જુને તેમ કર્યું. બુઢ્ઢો સંધ્યા કરીને ઉઠયો કે તરતજ તે માથું એના ખોળા પરથી ગબડી ભોંય પર પડયું, તેથી તેનું પોતાનું મસ્તક ફાટી તેના હજારો કડકે કડકા થઈ ગયા!

આ વાત બની શકે એવી નથી, તેથી આપણે છોડી દઇએ છીએ. હવે ઘટોત્કચનો ઇતિહાસ તપાસીએ.

હિડિંબ નામના રાક્ષસને હિડિંબા નામની એક બ્હેન હતી. ભીમે એક વખત તે રાક્ષસને મારી, તેની બ્હેન જોડે લગ્ન કરેલું. એ રાક્ષસીને પેટે જે પુત્ર થયો તેનું નામ ઘટોત્કચ. તે પણ રાક્ષસ અને બહુ બળવાન હતો, અને તેથી કુરૂક્ષેત્રના યુદ્ધમાં લશ્કર લઇ પોતાના બાપ કાકાને મદદ કરવા આવ્યો હતો. રાક્ષસ છતાં પણ કોઇ રીતની માણુસ કરતાં જૂદી પ્રેરણાથી તે ચાલતો નહતો; દાખલા

તરીકે પોતાની સામે લઢવા આવનારાઓને ખાઇ જતો નહતો, પણ માણસોની માફક બાણ વગેરેથી તેમની જોડે લઢાઇ કરતો હતો. માત્ર તેને કમનસીબે દુર્યોધનના પક્ષમાં પણ એક રાક્ષસ હતો, તેથી એ બે રાક્ષસોની ખૂબ લઢાઇ જામતી.

હવે એક દહાડો રોજના કરતાં બહુ ભયંકર યુદ્ધ ચાલ્યું હતું. હમેશાં તો દિવસના ભાગમાં લઢાઇ ચાલી રાત્રે બંધ રહેતી, પણ તે દિવસે તો મશાલની રોશનીની મદદથી યુદ્ધ ચાલુ રહેલું. રાત્રે નિશાચરનું —રાત્રે ફરનારા રાક્ષસોનું—જોર બહુ વધે છે, જેથી ઘટોત્કચ (રાક્ષસ, નિશાચર હોવાથી ) તો કોઇથી ગાંજ્યો ન જાય તેવો બળવાન થઇ બેઠો. કૌરવોમાંથી કોઇ તેની સામે જઇ ઉભું રહી શકતું નહતું, કૌરવોવાળો રાક્ષસ પણ માર્યો ગયો હતો તેથી એકલો કર્ણજ તેની સામે થઇ એ રાક્ષસ જોડે લઢાઇ કરવા લાગ્યો. છેવટ કર્ણને પણ લાગ્યું કે હવે હું પણ ઝાઝી વાર ટકી શકીશ નહિ, પણ તેની પાસે ઇન્દ્રની આપેલી પુરૂષનો ઘાત કરે એવી એક શક્તિ હતી, એ શક્તિને વિશે અદ્દ્ભુતમાં અદ્દ્ભુત ગપ્પાં મહાભારતમાં મારેલાં છે, પણ તે અત્રે ન કહેતાં એટલુંજ માત્ર કહીશું કે તેનામાં એવો ગુણ હતો કે એ શક્તિ કદી વ્યર્થ જતી નહિ. કોઇ એક માણસની ઉપર ફેંકવામાં આવે તો તે માણસ તો જરૂર માર્યો જતો, પણ તે શક્તિ પાછી ફરતી નહિ; કારણ તે એકજ માણસને મારી શકતી. કર્ણે એ અમૂલ્ય શક્તિ માત્ર અર્જુનની સામે વાપરવા રાખી મૂકી હતી, પરંતુ ઘટોત્કચની જોડેના યુદ્ધમાં પોતાને સપડાઇ ગયેલો જોઇ તે શક્તિ તેનાપર ફેંકી તેથી ઘટોત્કચ મુઓ. મરતી વખત વિંધ્યાચળ જેટલું તેનું શરીર મોટું થઇ ગયું, અને તેના ભારથી એક અક્ષોહિણી સેના કચડાઇ મરી ગઇ ! !

આવી આવી ગપને માટે આપણે વખતે એ પ્રાચીન હિંદુ કવિને ક્ષમા કરી શકીએ, કારણ બાળક અને બીનકેળવાયેલી સ્ત્રીઓને એ વાત બહુ પસંદ પડે છે, પરંતુ ત્યાર પછી જે લખ્યું છે તે તો માત્ર તેને પોતાનેજ તે મનોહર લાગતું હશે તેથી લખ્યું હશે. તે

કહ્યું છે કે ઘટોત્કચ મરાયો તે સાંભળી પાંડવો શોક કરવા લાગ્યા, પણ કૃષ્ણ તો રથ પર ચઢી નાચવા માંડયું. તે હવે નાના સરખા ગોવાળીઆ નહતા, તેમનાં છોકરાંને ઘેર છોકરાં થયાં હતાં, તેમજ તેમને અકસ્માત્ વાયુનો રોગ થયો હતો એવું પણ કવિ કહેતો નથી કે જેથી એમ સમજાય કે તે રોગને લીધે તેમણે એવું કરવા માંડયું હશે. ત્યારે એ રથ પર ચઢી નાચ્યા શા માટે હશે? માત્ર નાચતા નહતા, જોડે મોટી મોટી બૂમ પાડી હાથના તાબોટા—તાળીઓ પાડતા હતા. અર્જુને પૂછયું કે "તમને થયું છે શું? નાચો છો કેમ?" કૃષ્ણે કહ્યું કે "કર્ણની પાસે જે શક્તિ હતી, અને જે તારી સામે વાપરવા તેણે સંઘરી રાખી હતી તે ઘટોત્કચ સામે તેણે વાપરી દીધી છે, તેથી હવે તને કાંઇ બીક નથી. તું કર્ણની જોડે લઢાઇ કરી શકશે." જયદ્રથવધના વૃત્તાંતમાં છે કે અર્જુનને ઘણી વખતે કર્ણ સામે લઢવું પડતું, અને તેમાં કર્ણ હારતો છતાં તે વખત કોઇને એ શક્તિની વાત યાદ આવી નહિ. કવિને પણ આવી નહિ, કદિ તે વખતે મનમાં એમ હશે કે જયદ્રથ મરાવાનો નથી, અને કર્ણ તો માત્ર જયદ્રથનો રક્ષક છે, તેથી સૌ ચૂપચાપ બેઠેલા! ટૂંકામાં એ શક્તિનું આખું વૃત્તાંતજ અનૈસર્ગિક છે, અને તેથી આપણે તેની સામે જોવુંજ જરૂરનું નથી, પરંતુ ઘટોત્કચવધને સંબંધે જે વાત કહેવાની છે તે એ છે કે, કૃષ્ણે અર્જુનને જવાબ આપતાં કહેલું કે, "તે ગમે તે હોય તો પણ હે ધનંજય! તારૂં ભલું કરવા માટે વિવિધ ઉપાયોદ્વારા એક પછી એક, મહાબળવાન જરાસંધ, શિશુપાળ, નિષાદ એકલવ્ય, વગેરેને મારી નાંખ્યા, ને હિડિંબ, કિર્મીર, બક, અલાયુધ, ઉગ્રકર્મા, ઘટોત્કચ, વગેરે રાક્ષસોનો મેં વધ કરાવ્યો છે."

આ હકીકત ખરી નથી. કૃષ્ણે શિશુપાળને મારેલો, પણ તે અર્જુનના હિતને સારૂ નહિ, તેણે ભરી સભામાં તેમનું અપમાન કરેલું તથા તેમને પોતાની જોડે લઢાઇમાં ઉતરવાનું કહેલું તેથી અને યજ્ઞનું રક્ષણ કરવા માટે. જરાસંધનો વધ પણ તેમણે કરેલો નહિ, માત્ર રસ્તો બતાડેલો; તે પણ અર્જુનના હિત માટે નહિ પણ કેદ પકડાયેલા રાજાઓને છોડવવા. પરંતુ હિડિંબ, કિર્મીર વગેરે રાક્ષસોનો વધ કરવામાં,

અને એકલવ્યનો અંગુઠો કાપી નાંખવામાં કૃષ્ણે લેશ માત્ર પણ ભાગ લીધેલો નહિ. તેમને તે વાતની ખબર નહતી; એમ બન્યું તે વખત પોતે ત્યાં હાજર પણ નહતા. મહાભારતમાં એક જગાએ એવું છે ખરૂં કે કૃષ્ણે એકલવ્યને માર્યો, પણ આ અંગુઠો કાપી નાંખવાની વાત તેથી ઉલટીજ હકીકત કહે છે. ખરી રીતે જોતાં તો રાક્ષસોનો વધ અને એ અંગુષ્ઠચ્છેદન, એ બનાવો બનેલાજ નહિ.

ત્યારે કૃષ્ણને મોઢે એવું જૂઠું બોલાવવાની મતલબ શી હશે?

તેનો ખુલાસો વખતે આવો હશે, કૃષ્ણના ભક્તો એમ કહેશે કે પોતાની મરજીવડે કૃષ્ણ બધું કરી શકતાઃ તેમની ઇચ્છાવડેજ હિડિંબનો વધ થયેલો અને કર્ણદ્વારા ઘટોત્કચ પર શક્તિ ફેંકાયેલી. એ વાત બરાબર બંધ બેસતી નથી, કારણ કૃષ્ણ કહે છે કે મેં વિવિધ "ઉપાયો" દ્વારા એ કામ કર્યાં છે. વળી ઇચ્છામય એવા જે સર્વકર્ત્તા તે પોતાની મરજીવડેજ સર્વ કામ કરી શકે છે તો પછી મનુષ્યશરીર લઇ તેને પૃથ્વીપર અવતરવાની જરૂર શી? આપણે વારંવાર જોયું છે કે પોતાની ઇચ્છાશક્તિ વડે કૃષ્ણ કાંઇજ કામ કરતા નથી, માત્ર પુરૂષશક્તિથીજ કરે છે. તે પોતે પણ તેમ કહે છે, વળી આપણે જોયું છે કે પાંડવકૌરવ વચ્ચે સલાહ કરાવવાની તેમની ઇચ્છા હતી છતાં, તેમ કરવા પ્રયત્ન કર્યા છતાં, તે ફાવ્યા નહિ, તેમ કર્ણને યુધિષ્ઠિરના પક્ષમાં પણ ખેંચી લાવી શકયા નહિ, અને જ્યારે પોતાની ઇચ્છા વડેજ તે કામ કરી શકતા હતા તો પછી જડપદાર્થ એવી એક એ શક્તિ (નામના અસ્ત્ર) ને લીધે તે ઇચ્છામય એટલી બધી ચિંતામાં કેમ પડી ગયા હતા?

પરંતુ આની અંદરની મુખ્ય વાત—એમાંનો મૂળ મર્મ—તો આગલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે છે. જેમ સારી બુદ્ધિ ઇશ્વર પ્રેરે છે, તેમ કુબુદ્ધિનો પ્રેરનાર પણ એજ છે, એવું કહેવાનો કવિનો આશય છે. કર્ણ ઇંદ્રવાળી શક્તિ અર્જુનને માટે રાખી મૂકી હતી, છતાં તે ઘટોત્કચપર વાપરી એ તેની દુર્બુદ્ધિનું પરિણામ. કૃષ્ણ કહે છે કે તે મેં કરાવ્યું છે, મતલબ કે એ દુર્બુદ્ધિ ઇશ્વરે પ્રેરેલી. શિશુપાલે સભામાં દુર્બુદ્ધિને તાબે થઇ કૃષ્ણને અપમાન આપેલું. જરાસંધ જો

લશ્કર લઇ લઢાઇના મેદાનમાં બહાર પડે તો તે જીતાવો મુશ્કલ હતો. યાદવોની સહાયતાથી કૃષ્ણ પોતેજ તેને જીતી ન શક્યા હતા તો પછી પાંડવોનો તો પત્તોજ ક્યાંથી ખાય ? પરંતુ શારીરિક બળમાં ભીમ તેનાથી વધારે જોરાવર હતો. ભીમની એકલાની જોડે મોટા રાજેશ્વર થઇ, સાધારણ મલ્લના જેવું બાહુયુદ્ધ કરવું, એ તેની દુર્બુદ્ધિ હતી, તેને શોભતું નહતું: માટે કૃષ્ણના કહેવાનો અર્થ એ કે એ દુર્બુદ્ધિ મેંજ મોકલેલી. દ્રોણાચાર્યે અનાર્ય–જંગલી–ભિલ્લ એકલવ્યની પાસે ગુરૂદક્ષિણા તરીકે તેનો અંગુઠો માંગેલો. એ અંગુઠો જો જાય, તો મહામહેનતે મેળવેલી એકલવ્યની ધનુર્વિદ્યા નિષ્ફળ જાય તેમ હતું, છતાં તે ભિલ્લે પોતાના ગુરૂએ માગેલી દક્ષિણા આપી, એ તેની મોટી દુર્બુદ્ધિ. કૃષ્ણનું કહેવું એ છે કે એ બુદ્ધિ તેમણે પ્રેરેલી, ઇશ્વરે પ્રેરેલી. રાક્ષસોના સંબંધમાં પણ તેવોજ અર્થ નીકળે છે, પણ એટલું યાદ રાખવાનું છે કે એ બધો ભાગ બીજા થરને લગતો છે.

---

## પ્રકરણ ૫મું.

---

### દ્રોણવધ.

પ્રાચીન ભરતખંડમાં એકલા ક્ષત્રિયોજ લઢાઇમાં ઉતરતા એમ નહતું: બ્રાહ્મણ અને વૈશ્ય યોદ્ધાઓની કથા પણ મહાભારતમાં છે. દુર્યોધનના સેનાપતિઓ ત્રણ બ્રાહ્મણો હતા: દ્રોણ, તેમનો સાળો કૃપ, અને તેનો પુત્ર અશ્વત્થામા. જેમ બીજી વિદ્યામાં તેમ યુદ્ધવિદ્યામાં પણ બ્રાહ્મણો આચાર્યપદ ભોગવતા હતા, તેવી રીતે કૃપ ને દ્રોણ યુદ્ધાચાર્ય હતા, તેટલા માટે તેઓ દ્રોણાચાર્ય ને કૃપાચાર્ય કહેવાતા.

બ્રાહ્મણો જોડે લઢાઇ કરવામાં બહુ આપત્તિ હતી, કારણ રણક્ષેત્રપર પણ જો બ્રાહ્મણનો વધ થાય તો બ્રહ્મહત્યાનું પાપ ચ્હોંટતું, તેથી મહાભારત લખનારને પણ બ્રાહ્મણ યોદ્ધાઓ વિશે લખતાં ગુંચવણ પડે છે, એવું સ્પષ્ટ દેખાય છે, તેથીજ કૃપ અને અશ્વત્થામા લઢાઇમાં મરતા નથી. જો કે કૌરવોના પક્ષનાં સઘળાં માણસો મરાયાં

તો પણ એ બે મરાયા નહિ. તેઓ અમર હતા, એમ કહી ગ્રંથકારે પોતાની મુશ્કેલીનો અંત આણ્યો છે, પરંતુ જો દ્રોણાચાર્ય મરાય નહિ તો ચાલે નહિ, કારણ ભીષ્મ પછી મોટામાં મોટા યોદ્ધા તે હતા. તે જીવતા રહે તો પાંડવોનો વિજય થાય નહિ, છતાં એમ દેખાય છે કે ગ્રંથકારની એમ પણ કહેવાની ઇચ્છા નથી કે, ધાર્મિક રાજાઓમાં બ્રહ્મહત્યાનું પાપ માથે લેવા કોઇ રાજી હતો. વળી દ્વંદ્વયુદ્ધમાં દ્રોણાચાર્યને જીતે એવો પાંડવોના પક્ષમાં અર્જુન સિવાય બીજો કોઇ નહતો, પણ દ્રોણાચાર્ય અર્જુનના ગુરૂ થતા હતા, તેથી અર્જુન તેમને મારે એમ નહતું, તેથી ગ્રંથકારે એક યુક્તિ શોધી કાઢી તેનો આધાર લીધો છે.

પાંડવોની સ્ત્રી દ્રૌપદીના પિતા દ્રુપદ જોડે દ્રોણને આગળ બહુ તકરાર થયેલા. દ્રુપદ દ્રોણના જેવો બળવાન નહતો, તેથી તેને પોતાનાં માન આબરૂ ખોવાં પડયાં હતાં, તેથા તેણે દ્રોણનો વધ કરવા માટે યજ્ઞ કરેલો. તે યજ્ઞમાંથી દ્રોણનો વધ કરે એવો એક ધૃષ્ટદ્યુમ્ન નામનો પુત્ર પેદા થયો હતો. એજ ધષ્ટદ્યુમ્ન કુરૂક્ષેત્રના યુદ્ધમાં પાંડવોનો સેનાપતિ હતો, તેથી તેજ દ્રોણનો વધ કરશે એવો પાંડવોને ભરોંસો હતો, કારણ જેને દૈવે બ્રાહ્મણોનો વધ કરવાજ ઉત્પન્ન કરેલો, તેને બ્રહ્મહત્યાનું પાપ ચ્હોંટે નહિ.

પણ મહાભારત એક હાથે લખાયું નથી, તેથી જૂદા જૂદા લખનારાઓને જેમ ઠીક લાગ્યું તેમ બનાવોનાં વર્ણન તેઓ કરતા ગયા છે. પંદર દિવસ સુધી યુદ્ધ ચાલ્યું છતાં ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્યને કાંઇજ કરી શકયો નહિ, ઉલટો તેમને હાથે હાર ખાતો ગયો, તેથી દ્રોણ હવે મરશે એવી આશા રહેતી નહતી. દરરોજ પાંડવોની વધારે ને વધારે સનાનો સંહાર થતો ચાલ્યો જતો હતો તેથી દ્રોણનો વધ કરવા એક ઘોર પાપ કરવાનો પાંડવોએ વિચાર કર્યો, અને તે પાપ કરવાની સલાહ આપવાનું કલંક કૃષ્ણને માથે ચ્હોંટાડાયું છે; એ પાપના પ્રવર્ત્તક તેજ હતા, એમ કહેવાયું છે.

કૃષ્ણે કહ્યું, “હે પાંડવો ! બીજાની વાત તો દૂર રહેવા દો, પણ સાક્ષાત ઇંદ્ર પણ સંગ્રામમાં દ્રોણનો પરાજય કરી શકવા સમર્થ

નથી, પણ જો એ અસ્ત્રશસ્ત્ર છોડી દે તો કોઇ પણ માણસ એમને મારી શકે માટે હવે તો તમે ધર્મ છોડી દઈ, એમને મારવા પ્રયત્ન કરો."

આશરે દશેક પાનાં પૂર્વેજ કવિએ જેને મોઢે એવું વાક્ય બોલાવેલું કે,

"હું શપથ લઇને કહું છું કે જ્યાં બ્રહ્મ, સત્ય, દમ, શૌચ; ધર્મ, શ્રી, લજ્જા, ક્ષમા અને ધૈર્ય સ્થાન કરે છે, ત્યાંજ હું પણ રહું છું."*

જેમણે ભગવદ્‌ગીતાપર્વાધ્યાયમાં કહેલું કે, ધર્મનું સંરક્ષણ કરવાજ હું યુગે યુગે જન્મ લઉં છું, જેમનું ચરિત્ર અત્યાર સુધી માત્ર ધાર્મિક મનુષ્યના ચરિત્ર જેવુંજ દેખાયું છે, ધર્મમાં જેમની દૃઢતા જેમના શત્રુઓ પણ કબૂલ કરતા§ તે શું એમ કહે કે, "તમે ધર્મનો ત્યાગ કરો ?" આવાં આવાં કારણોને લીધેજ કહેવું પડે છે કે મહાભારત જૂદા જૂદા માણસોને હાથે રચાયેલો ગ્રંથ છે. જેને જે ઠીક લાગ્યું તે તેણે અંદર દાખલ કરી દીધું.

કૃષ્ણે કહ્યું, "મને ખાત્રી છે કે અશ્વત્થામા પડયો સાંભળશે એટલે દ્રોણ વધારે વાર યુદ્ધ કરશે નહિ, તેથી કોઇ તેની પાસે જઇને કહો કે અશ્વત્થામા મરાયો છે."

જૂઠું બોલવાની અર્જુને તો હા કહીજ નહિ; યુધિષ્ઠિરે માત્ર મહા મુશ્કેલીથી કબૂલ કર્યું. ભીમે તો કશું બોલ્યા ચાલ્યા વગર અશ્વત્થામા નામના એક હાથીને મારી નાંખીને દ્રોણને જઇને કહ્યું કે "અશ્વત્થામા મરાયો." પોતાનો પુત્ર બહુ બળવાન, પરાક્રમી અને શત્રુઓ જેની સામે ટકી ન શકે તેવો હતો, તેની દ્રોણને ખબર હતી, તેથી તેણે ભીમનું કહ્યું માન્યું નહિ. ધૃષ્ટદ્યુમ્નને મારવાનો વિચાર કરી પાછા તે યુદ્ધ કરવા લાગ્યા, છતાં તેણે ફરીથી એકવાર યુધિષ્ઠિરને પૂછ્યું કે અશ્વત્થામાના મરવાની વાત સાચી કે ખોટી? તે કોઈ દિવસ જૂઠું બોલે કે અધર્મ કરે નહિ એવી તેની ખાત્રી હતી,

* ઘટોત્કચપર્વાધ્યાય, ૧૮૨મા અધ્યાયમાં. § ધૃતરાષ્ટ્રનાં વચન જુઓ.

તેથી તેમને પૂછ્યું. તેમણે જવાબ આપ્યો, "અશ્વત્થામા હાથી મરાયો છે," પરંતુ "હાથી" શબ્દ બહુ ધીમે બોલ્યા.*

આનું પરિણામ શું થયું? દ્રોણ પહેલાં તો જરા વિચારમાં પડી ગયા ખરા, પણ જરાવાર પછી પાછું ઘોર યુદ્ધ જારી થયું. તેના મૃત્યુસ્વરૂપ ધૃષ્ટદ્યુમ્ને પોતે પોતાની શક્તિ બહાર યુદ્ધ કરવા છતાં, તે હથીઆર વગરનો થઇ રથપરથી ઉતરી પડી દ્રોણને હાથે મરવાની તૈયારીમાં હતો. તે વખત ભીમે ત્યાં જઇ તેને બચાવ્યો ને દ્રોણના રથને અટકાવી તેમને કેટલીક વાતો સંભળાવી, કે જે દ્રોણને યુદ્ધમાંથી પાછા ફેરવવા માટે બહુ ઉપયોગની થઇ પડી. ભીમે કહ્યું:—

"હે બ્રહ્મ! પોતાના ધર્મથી અસંતુષ્ટ થઇ અસ્ત્રવિદ્યા શીખી અધમ થઇ બ્રાહ્મણ લડાઇમાં ઉતરે નહિ ત્યાં સુધી ક્ષત્રિયોનો કદી ક્ષય થાય નહિ. પ્રાણીહિંસા ન કરવી એજ મોટો ધર્મ છે, એવી પંડિતોની આજ્ઞા છે, અને તે ધર્મ પ્રમાણે ચાલવું એ બ્રાહ્મણોનું અવશ્ય કર્ત્તવ્ય છે. તમે પણ બ્રાહ્મણ છો, પરંતુ ચાંડાલણી માફક અજ્ઞાન અને અંધ થઇને પુત્ર અને પત્નીને જેનાથી લાભ થાય એવો પૈસો મેળવવાની લાલસાના બંધનમાં પડી જઇ જૂદી જૂદી જાતના મ્લેચ્છો તથા બીજાં પ્રાણીઓનો જીવ લોછો. માત્ર એક પુત્રના ભલા ખાતર પોતાનો ધર્મ ભૂલી જઇ પોતાની શક્તિનો ઉપયોગ કરી અસંખ્ય જીવનો નાશ કરતાં તમને લજ્જા કેમ નહિ આવતી હોય?"

એ વાત બધી સાચી હતી. આના કરતાં બીજો તીવ્ર તિરસ્કાર કેવો હોઈ શકે? દુર્યોધન જેવો દુરાત્મા કાંઇ એવા તિરસ્કારથી ફરી બેસે નહિ, પણ દ્રોણાચાર્ય ધર્માત્મા હતા, તેથી ભીમનું કહેવું

---

* अश्वत्थामा हत इति गजः "અશ્વત્થામા હણાયો છે, પણ હાથી" એ વાક્ય મૂળ મહાભારતમાં નથી. કોઈ કથા કરનારે દાખલ કરી દીધેલું. મહાભારતમાં તો છે કે:—

"तमतथ्यभये भग्नो जये सक्तो युधिष्ठिरः ।
अव्यक्तमब्रवीद्वाक्यं हतः कुंजर इत्युत ॥ १९७

'અસત્યના ભયથી નિરાશ અને જયવિષે આસક્ત યુધિષ્ઠિર "હાથી હણાયો" એવું વાક્ય અસ્પષ્ટ બોલ્યા.'

તેમને બરાબર લાગ્યું. આવી લાગણી થયા પછી અશ્વત્થામાના મૃત્યુની વાત ન ઉઠાવી હોત તોપણ ચાલત, છતાં તે વાત ફરીથી અહિં કહેવામાં આવી છે.

આ વાત સાંભળી દ્રોણે અસ્ત્રશસ્ત્ર છોડી દીધાં, એટલે ધૃષ્ટદ્યુમ્ને તેમનું માથું કાપી નાંખ્યું.

હવે એ સંબંધે આપણે જરા વિચાર કરીએ. ઉપર વર્ણવેલા બનાવો જો ખરેખરી રીતે બન્યાજ હોય તો જે જે માણસોએ તેમાં ભાગ લીધેલો તે તે બધાઓ ઘોર પાપમાં ખરડાયેલા સમજવા. ગ્રંથકાર પોતે પણ તે સમજતો હોય એમ લાગે છે, કારણ તેણે કહ્યું છે કે પહેલાં ધર્માત્મા યુધિષ્ઠિરનો રથ જે પૃથ્વીથી ચાર આંગળ ઉંચો રહેતો હતો, તે હવે પૃથ્વીને સ્પર્શ કરી ચાલવા માંડયો. એ અપરાધને લીધે તેમને નરક પણ જોવું પડેલું એમ કહ્યું છે. ખરૂં જોતાં જો એવો વિશ્વાસઘાત ને ઠગાઇનો ખરેખરો ગુન્હો કરી ગુરૂહત્યા તેમણે કરી હોય તો માત્ર નરકનું દર્શન એ તેની યોગ્ય સજા ગણાય નહિ; તેમણે તો સદાજ નરકમાં વસવું જોઇએ.

એ પાપકર્મ યોજનાર કૃષ્ણને પણ એટલાજ અપરાધી ગણવા જોઇએ, પરંતુ તેનો જવાબ એમ આપવામાં આવે છે કે પાપ પુણ્યના કર્ત્તા અને વિધાતા તે પોતેજ છે. પાપપુણ્ય તેમણે પોતેજ સરજાવેલાં છે, તો પછી તેમને પોતાને પાપપુણ્ય અડકે શી રીતે? એ વાત ખરી, પણ તેથી શું મનુષ્યદેહ ધારણ કરે તે વખત ઇશ્વિરને–કૃષ્ણને–પાપ કરવું ઘટે ખરૂં? તેમણે પોતેજ કહ્યું છે કે હું ધર્મની સંસ્થાપના કરવા અવતર્યો છું, તો પછી પાપ કર્યાથી શું ધર્મનું સંસ્થાપન થતું હશે? તે પોતે તો એમ કહેતા નથી. તેમણે ગીતામાંજ કહ્યું છે કેઃ–

"જનક વગેરેએ કર્મ કરી પોતાને જે જોઇતુ તે મેળવેલું; લોકોને પોતાના ધર્મમાં પ્રવૃત્ત કરવાને માટે (દૃષ્ટાંતદ્વારા) તમો કર્મ કરો. જેમ મોટા માણસ કરે છે, તેમ તેમનું જોઇ બીજાઓ કરે છે. મોટા માણસો જે માને તે બીજાઓ પણ માને છે. હે

પાર્થ ! ત્રણે લોકમાં મારૂં કર્ત્તવ્ય કશું નથી; મારે મેળવવા જેવું કશું નથી, ન મેળવવા જેવું કશું નથી, છતાં હું કર્મ કરૂં છું, કારણ હું જો સાવધાન થઇ કોઇ દિવસ કર્મ ન કરૂં તો સર્વે મનુષ્યો સર્વથા મારા માર્ગનેજ અનુસરે."

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા. ૩ અ. ૨૦-૨૩.

માટે માનવ અવતાર ધારણ કરીને ધર્મનું સંસ્થાપન પોતાનાં કામોનાં દૃષ્ટાંત વડે કરવું, એ કૃષ્ણના પોતાનાજ શબ્દોમાં, તેમના ઉદ્દેશોમાંનો એક હતો, અને તેથી તે પોતાની જાતે પાપાચારણ કરી તેવું દૃષ્ટાંત લોકોને આપે નહિ.

ત્યારે એ બનાવ કેવા પ્રકારનો હોવો જોઇએ ? એનો ખુલાસો મળે નહિ તો કૃષ્ણચરિત્ર બરાબર આપણે સમજ્યા કહેવાઇએ નહિ, કારણ વૃંદાવનની ગોપીઓ સાથેનો સંબંધ અને "अश्वत्थामा हत इति गजः" એ બે વાતો કૃષ્ણને માથે મોટામાં મોટા આરોપ છે.

એનો ખુલાસો એ છે કે એ બધો બનાવજ અલૌકિક છે. આટલે સુધી આ ગ્રંથ વાંચનારે હવે તો ખાત્રીથી જાણી લીધું હશે કે હાલ જે મહાભારત કહેવાય છે તે એક હાથે નહિ પણ ઘણે હાથે લખાયેલો ગ્રંથ છે. તેનો કેટલોક ભાગ મૂળ-અસલ છે, બાકીનો પાછળના કવિઓની કલમથી વધારાયેલો છે. કયો અસલ ને કયો નવો તે બરાબર નક્કી થઈ શકવું મુશ્કેલ છે, છતાં તેમ કરવા માટે કેટલાક નિયમો પ્રમાણે આપણે ચાલ્યા છીએ તે વાચકને યાદ હશે, તેમાંનો એક એ છે કે ઉંચા પ્રકારના કવિને હાથે લખાયેલું ચરિત્ર સુસંગત હોય છે, જ્યાં ફેરફાર દેખાય તે કોઇ બીજાને હાથે લખાયેલો ભાગ હોવો જોઇએ. તેના ઉદાહરણમાં કહેલું છે કે જ્યાં ભીષ્મને વ્યભિચારી કે ભીમને બીકણ કહેલો જોવામાં આવે ત્યાં એમ જાણવું કે તે ભાગ નવો દાખલ થયેલો હોવો જોઇએ.

(૧) અહિં પણ તેવોજ મામલો છે, અને તે એક નહિ પણ ત્રણ જણના સંબંધમાં. પરમ ધર્માત્મા યુધિષ્ઠિરના ચરિત્રને જેટલું અસંગત આ ઘોર વિશ્વાસઘાત અને ઠગાઇભરેલું ગુરૂહત્યા કરાવવાનું

પાપ છે, તેટલું અસંગત આ દુનીઆમાં ભાગ્યેજ બીજું કાંઇ મળી આવશે. તેમજ મહા તેજસ્વી, પોતાના બળથી મગરૂર, ભયરહિત ભીમના ચરિત્રને પણ એ કામ બંધબેસતું આવતું નથી. ભીમને બાહુબળ સિવાય બીજા કશાપર શ્રદ્ધા હતી નહિ, અને શત્રુ સામે બળ સિવાય તે બીજું કશું વાપરતો પણ ન હતો, પછી તેથી રાજ્ય મળતું હોય તો પણ શું, અને જીવ બચતો હોય તો પણ શું. એ યુદ્ધનો પ્રસંગ વર્ણવતાં એક જગાએ કહ્યું છે કે અશ્વત્થામાએ નારાયણાસ્ત્ર નામનું એક દિવ્યાસ્ત્ર મૂકેલું, કે જેના જોરથી આખી પૃથ્વીનો નાશ થઇ જાય. જેની પાસે દિવ્યાસ્ત્રો હતાં તેવો અર્જુન પણ તેને પાછું વાળવા અશક્ત હતો, અને તેથી આખું પાંડવોનું સૈન્ય નાશ પામવા લાગ્યું. આ આપદામાંથી છૂટવાનો માત્ર એકજ ઉપાય હતો. લઢાઇ કરતાં અટકી જનાર માણસને એ અસ્ત્ર હાનિ કરતું નહિ, તેથી પોતાનો જીવ બચાવવા કૃષ્ણની આજ્ઞાને અનુસરી પાંડવોના લશ્કરનાં માણસો તથા સરદારો, રથ અને વાહનપરથી જમીન પર ઉતરી પડી અસ્ત્રશસ્ત્ર છોડી દઇ લઢાઇ કરવાની રહેવા દઇ બેસી ગયાં. અર્જુને પણ કૃષ્ણની આજ્ઞા માની, માત્ર ભીમે તે કબૂલ કર્યું નહિ, અને કહેવા લાગ્યો કે, “ હું બાણનું ભાથું ખાલી કરી અશ્વત્થામાના એ અસ્ત્રને પાછું કાઢીશ. આ સોનેરી મોટી ગદા વડે દ્રોણપુત્રના નારાયણાસ્ત્રના ચૂરેચૂરા કરી નાંખી, યમની માફક હું રણસ્થળપર ફરીશ. આ ભૂમંડળમાં કોઇ પણ તેજવાળો એવો પદાર્થ નથી કે જે સૂર્યની બરાબરી કરી શકે, તેમ મારા જેવો પરાક્રમવાળો મનુષ્યલોકમાં બીજો કોઇ છે નહિ. ઐરાવત હાથીની સૂંઢ જેવો મારો આ સુદઢ હાથ તમે જુઓ છો ? એ હિમાલય પર્વતને પાડી નાંખવા પણ સમર્થ છે, અયુત (દશ હજાર) નાગના જેટલું મારામાં બળ છે, દેવલોકમાં પુરંદરની સામે કોઇ લઢી શકતું નથી, તેમ નરલોકમાં મારી સામે કોઇ ટકી શકે તેવું નથી. એ દ્રોણના પુત્રના અસ્ત્રનું નિવારણ હું આજે કરૂં છું, માટે સૌએ મારા બાહુનું બળ જોવું. એ અસ્ત્રની સામે કોઇજ ઉભું નહિ રહે, છતાં હું પાંડવકૌરવ સર્વેની સમક્ષ તેની સામા ટક્કર ઝીલવા તૈયાર છું.” આ બડાઇ બહુ જબરી, અને વાત

તદ્દન ગપાષ્ટક જેવી છે, તે આપણે કબૂલ કરીએ છીએ, અને તે સાચી છે એમ માનવાનું અમે કાંઇ કહેતા પણ નથી, કારણ એ કવિના લખેલા ચરિત્રનો એક ભાગ બીજા જોડે બંધ બેસે છે કે નહિ તે માત્ર આપણે જોવાનું છે. નારાયણાસ્ત્રને લગતી હકીકત મૂળમાં નહિ ખરી, પરંતુ ભીમનું આખું ચરિત્ર જે કુલડીમાં ઢાળેલું છે, તેની જોડે શિયાળવાના જેવી લુચ્ચાઇ ભરેલી આ દ્રોણને ઠગવાની હકીકત કેટલે દરજ્જે બંધ બેસે છે? સ્ત્રીઓ પણ જેનાપર તિરસ્કારની નજરે જુએ તવી રીતે એજ ભીમ શત્રુનો વધ સાધવાનું કબૂલ કરે? દ્રોણાચાર્યના કરતાં નારાયણાસ્ત્ર સહસ્ત્રગણું વિશેષ ભયંકર હતું, છતાં તેની સામે સિંહના જેવો મગરૂર થઇ જે ભીમ ઉભેલો ને જેને ત્યાંથી બળજોરીથી ખસેડીને કૃષ્ણ અને અર્જુનને લઇ જવો પડેલો, તે ભીમ જેવો એક યોદ્ધા શું દ્રોણના ભયથી અધમ શિયાળના જેવી યુક્તિ કરે? ભીમનું ચરિત્ર એવી રીતે વર્ણવવામાં કવિત્વ ક્યાં આવ્યું તેજ સમજાતું નથી.

દ્રોણને આ પ્રમાણે મારવા માટે યુધિષ્ઠિર કે ભીમ યુક્તિ કરે એવું તેમના ચરિત્રપરથી લાગતું નથી, પણ જો એ બનાવ કોઇ પણ રીતે એ બે જણાના ચરિત્રને બંધ બેસતો ન હોય, તો શ્રીકૃષ્ણના ચરિત્રને તો તેથી પણ વિશેષ અસંગત છે. અત્યાર સુધી કૃષ્ણને સંબંધે આપણે જે જે જોયું છે, તેટલુંજ એ અસંગતિ સાબિત કરવાને બસ છે. અંધારાને ને અજવાળાને, કાળાને ને ધોળાને, ગરમીને ને શરદીને, મધુરતાને ને કર્કશતાને, રોગને ને નીરોગિતાને, ભાવને ને અભાવને જેટલું મળતાપણું છે, તેટલું એ બનાવને ને કૃષ્ણના ચરિત્રને છે, માટે એક નહિ પણ ત્રણ મૂળ ચરિત્રોને અને એ હકીકતને અસંગતિ હોવાને લીધે જ કોઇ બીજા કવિની રચના ગણી આપણે તેને છોડી દઇ શકીએ છીએ.

(૨) મૌલિક અમૌલિક અંશ નક્કી કરવાના જે નિયમો કર્યાં છે તેમાંના એકવડે તપાસતાં ઉપલી હકીકત પાછળથી દાખલ થયેલી લાગે છે, હવે તેજ વાત બીજા એક નિયમ વડે તપાસીએ. આપણે

પાગળ એક નિયમ એવો કહ્યો છે કે એકજ વાતનાં બે વર્ણન એકબીજાથી ઉલટાં મળી આવે તો જરૂર તેમાંનું એક પાછળથી વધારાલું હોવું જોઇએ. હવે મહાભારતમાં આ અશ્વત્થામા હાથીની વાત જોડે દ્રોણવધની બીજી એક હકીકત પણ જણાવેલી છે. એ બેમાંથી એક હકીકત ખરી હોવી જોઇએ, પરંતુ બંને એક બીજા જોડે જોડાઇ એકત્ર થઇ ગઇ છે. એ હકીકતનો ઉતારો મહાભારતમાંથી નીચે આપ્યો છે. તે સમજવા એટલું જાણવાની જરૂર છે કે દ્રોણ અધર્મ યુદ્ધ કરતા હતા. ભારતમાં ઘણાં દૈવાસ્ત્રો કહ્યાં છે, તેમાં એક બ્રહ્માસ્ત્ર પણ છે. આજે પણ એવો કોઇ ઉપાય હોય છે કે જેના વડે ધારેલું કામ પાર પડયા વિના રહે નહિ, તેને આપણા દેશના લોકો તે કામનું "બ્રહ્માસ્ત્ર" કહે છે. હવે એ અસ્ત્રને માટે ઋષિયો વગેરેનો એવો અભિપ્રાય હતો કે જેને અસ્ત્રવિદ્યા આવડતી ન હોય તેના ઉપર એ અસ્ત્રનો પ્રયોગ કરવો નિષિદ્ધ તથા અધર્મયુક્ત હતો. દ્રોણ એ અસ્ત્રવડે તેવા માણસોનો નાશ કરતા હતા તે સમયે, "વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, વશિષ્ઠ, અત્રિ, ભૃગુ, અંગિરા, સિકત, પ્રશ્નિ, ગર્ગ, વાલખિલ્ય, મરીચિ અને બીજા ન્હાના ન્હાના અગ્નિક ઋષિયો આચાર્યને ક્ષત્રિયોનો વધ કરવાનો નિશ્ચય કરી રહેલા જો તેમને બ્રહ્મલોકમાં લઇ જવાની ઇચ્છાથી એકદમ ભેગા થઇ કહેવા લાગ્યાઃ 'હે દ્રોણ! તમે અધર્મયુદ્ધ કરો છો તેથી હવે તમારો મરવાનો વખત પાસે આવ્યો છે. તમે હથીઆર છોડી દઇ એકવાર અમારા તરફ નજર કરો. હવે વધારે વાર તમારે આવું કામ કરવું યોગ્ય નથી, તમે વેદવેદાંગ જાણનારા છો, સત્યધર્મપરાયણ છો, તેથી આવું કામ કરવું તમને જરા પણ ઘટતું નથી; તમે મોહ છોડી દઇ હથીઆર તજી શાશ્વતપથે ચાલવા માંડો, મૃત્યુલોકમાં રહેવાનો તમારો કાળ હવે સંપૂર્ણ થયો છે; હે વિપ્ર! અસ્ત્રોની ખબર નહિ એવા માણસોનો બ્રહ્માસ્ત્રથી નાશ કરી તમે બહુ અસત્કાર્ય કર્યું છે; તેથી અગર ઢીલ તમે હથીઆર છોડી દો, વધારે વાર એ ક્રૂર કામ કરવું તમને ઘટતું નથી.'"

આથી દ્રોણાચાર્ય યુદ્ધ કરતા શાંત પડી ગયા. આગળ કહ્યું છે

કે, યુધિષ્ઠિરને મોઢેથી પોતાના પુત્રના મોતની ખબર સાંભળી તે લઢતાં અટકેલા નહિ, કારણ ત્યાર પછી તેમણે ધૃષ્ટદ્યુમ્નને મારવા માટે હુમલો કરેલો અને યદુવંશી સાત્યકિએ આવી ધૃષ્ટદ્યુમ્નને બચાવેલો. એ સાત્યકિની સામું લઢવાનું કોઇનામાં સામર્થ્ય હતું નહિ, અને દ્રોણ પણ તેમ કરતાં અટકી ગયા તે વખતે યુધિષ્ઠિરે પોતાના પક્ષના યોદ્ધાઓને કહ્યું કે,

"હે યોદ્ધાઓ ! તમે ખૂબ કોશેશ કરી દ્રોણ પર હલ્લો કરો, મહાવીર ધૃષ્ટદ્યુમ્ન દ્રોણને મારવા બહુ પ્રયત્ન કરે છે; દ્રુપદના પુત્રનું લઢાઇના મેદાનમાં કામ જોતાં સ્પષ્ટ રીતે દેખાય છે કે ક્રોધના આવેશમાં આવી જઇ હવે તે દ્રોણને પાડશે, તેથી હવે તમે તેની જોડે મળી જઇ દ્રોણ જોડે યુદ્ધનો આરંભ કરો."

આ ઉપરથી તેઓ દ્રોણની સામા થવા દોડયા.

"મહારથી દ્રોણ પણ મરવું એવોજ નિશ્ચય કરી ધસી આવતા યોદ્ધાઓની સામે થયા. સત્યપ્રતિજ્ઞાવાળા મહાવીર દ્રોણાચાર્યને એ મહારથીઓ સામે દોડતા જોઇ પૃથ્વી કાંપવા લાગી, અને સેનાને જાણે બીવડાવતો હોય તેમ પ્રચંડ વાયુ જોરથી વાવા લાગ્યો. ઉલ્કાપાત થયો. સૂર્યના તેજમાંથી મોટી મોટી અગ્નિશિખા નીકળવા માંડી, જેના તેજ વડે સૌ શંકામાં પડી ગયા. દ્રોણાચાર્યનાં બધાં હથીઆર પ્રજ્વલિત થઇ ઉઠયાં; રથોનો ખડખડાટ ભડભડાટ થવા માંડયો ને ઘોડાઓની આંખમાંથી આંસુ પડવા માંડયાં. તે વખતે મહારથી દ્રોણ નિસ્તેજ થઇ ગયા. તેમની ડાબી આંખ ને ડાબો હાથ કંપવા લાગ્યાં, ધૃષ્ટદ્યુમ્નને સામો જોઇ વ્યાકુળ થઇ ગયા અને બ્રહ્મવાદી ઋષિઓનાં વચનો સંભારી ધર્મયુદ્ધ કરતાં કરતાં પ્રાણત્યાગ કરવાની તેમણે ઇચ્છા કરી."

વાચકે જોયું હશે કે દ્રોણના પ્રાણત્યાગની અભિલાષા સંબંધે કારણો આપવામાં ગ્રંથકારે અશ્વત્થામાનું મૃત્યુ કારણરૂપ ગણ્યું નથી. આપણા લાભમાં આ એકજ સાબિતી બસ છે, તથાપિ દ્રોણે યુદ્ધ કરવું રહેવા દીધું નહિ. મહાભારતમાં દશહજારથી ઓછાં માણસ

મરાવાની વાત તો હોની જ નથી. તેમ અહિં દ્રોણે ત્રીશહજાર સિપાઇઓનો ઘાણ કાઢી ધૃષ્ટદ્યુમ્નને પાછો હરાવ્યો. આ વખત ભીમ તેની મદદે આવ્યો અને દ્રોણાચાર્યનો રથ પકડી, આગળ કહેલાં તિરસ્કારનાં વચન* તેમને કહી સંભળાવ્યાં, તે સાંભળી દ્રોણે પોતાનાં હથીઆર છોડી દીધાં.

"એટલે પછી રથપરનાં સઘળાં અસ્ત્રશસ્ત્ર ભેગાં કરી, યોગ સાધી સમસ્ત જીવને તેમણે અભયદાન આપ્યું. તે વખતે મહાવીર ધૃષ્ટદ્યુમ્ન આ છિદ્ર જોઇ ભયંકર ધનુર્બાણને મૂકી હાથમાં તરવાર લઇ દ્રોણ તરફ દોડયો. એ રીતે દ્રોણ ધૃષ્ટદ્યુમ્નથી વશ થયા જાણી લઢાઇના મેદાનમાં હાહાકાર વર્ત્તી રહ્યો. આણી તરફ જ્યોતિર્મય મહા તપ કરનાર દ્રોણાચાર્યે હથીઆર છોડી દઇ, શમતા પકડી, યોગ સાધી અનાદિ પુરૂષ વિષ્ણુનું ધ્યાન ધરવા માંડયું, અને મુખ જરા ઉંચું, છાતી સ્તંભિત, અને બંને આંખો મીચેલી, એવે રૂપે વિષયોની વાંછના છોડી દઇ સાત્વિક ભાવથી એકાક્ષરી વેદમંત્ર ઓંકાર તથા પરાત્પર દેવદેવેશ વાસુદેવનું સ્મરણ કરતાં સાધુજનને પણ દુર્લભ એવા સ્વર્ગ લોકમાં ગયા."

પછી ધૃષ્ટદ્યુમ્ને આવી તે શબનું માથું કાપી લીધું.

આ પ્રમાણે દ્રોણના મૃત્યુ સંબંધે મહાભારતમાં બે જૂદાં જૂદાં વૃત્તાન્ત મળી આવે છે. બંને એકબીજાથી તદન ઉલટાં નથી, પરંતુ એકમાં બીજું ગુંથાઇ ગયું છે. છતાં તે ગુંથણ બરાબર બેસતું નથી, તેમાં ઠેકાણે ઠેકાણે ફાંકાં પડે છે—ખુલ્લી જગાઓ રહી જાય છે. એટલું તો કહી શકાય કે એ બે વૃત્તાન્તમાંથી એક ખરૂં હશે, એકજ કવિ એવી જાતનાં બે જૂદાં જૂદાં વૃત્તાન્તો ગાંઠી દેવાનો પ્રયત્ન કરે નહિ. માટે બે જૂદા જૂદા સ્તરના બે કવિયોએ એ લખ્યાં હશે એમ સમજાય છે. ત્યારે એ બેમાંથી મૂળ કયું ને બનાવટી કયું ? દ્રોણના મૃત્યુની ઇચ્છા થવાનાં કારણો જે ઉપર બતાવ્યાં છે તેમાં અશ્વત્થામાનું મોત ગણાવ્યું નથી, તેથી અશ્વત્થામાના

* જુઓ પૃષ્ઠ ૩૩૨.

વધ સંબંધી જે બનાવ બનાવી કાઢવામાં આવ્યો છે તે ખરો હોઇ શકે નહિ.

હવે આપણે આગળ કહ્યું છે કે બે પરસ્પરવિરોધી વૃત્તાન્તમાંથી કયાને પ્રક્ષિપ્ત થયેલું કહેવું, તે નક્કી કરવા માટે એ પણ જોવાની જરૂર છે કે તે વૃત્તાંતનાં બીજાં લક્ષણો જોતાં જો તે અમુક વૃત્તાંત પાછળથી દાખલ થયેલું જણાય, તો એમાંથી તેનેજ તેવું ગણવું. પૂર્વે આપણે જોયું છે કે અશ્વત્થામાના વધ સંબંધે જોવામાં આવતી વર્તણુક યુધિષ્ઠિર, ભીમ કે કૃષ્ણ ત્રણેમાંથી એકેના ચરિત્રને બંધ બેસતી નથી, એ લક્ષણ નવા દાખલ થયેલા ભાગનું છે માટે આ નિયમને અનુસરીને પણ અશ્વત્થામાવધવૃત્તાંત પાછળથી દાખલ થયેલું કહેવામાં કાંઇ હરકત નથી.

(૩) વળી એક વધારે વાત જોવાની છે. અશ્વત્થામાના વધની વાત સાંભળી દ્રોણ લડતાં અટકેલા નહિ, એ આપણે જોયું છે. છતાં કૃષ્ણે એવી વાત કહેવડાવી શા માટે ? દ્રોણ લડતા અટકશે એવો સંભવ હોવાથી ? પરંતુ એવો સંભવ હોય જ શી રીતે એ સવાલ થાય છે, કારણ અશ્વત્થામા અમર છે તે દ્રોણ જાણતા હતા. છતાં એ વાત અસ્વાભાવિક છે એમ ગણી આપણે આગળ છોડી દીધેલી. સામાન્ય માણસના જેટલી બુદ્ધિ જો કૃષ્ણમાં હોય તો કદી પણ તે એવી સલાહ આપે નહિ, કારણ દ્રોણ હોય કે તેની જગાએ બીજું ગમે તે હોય, છતાં આત્મહત્યા કરવા તૈયાર થતા પહેલાં તે માણસ પોતાની તરફના કોઇ માણસને સ્વાભાવિક રીતે પૂછે કે અશ્વત્થામા મરાયો છે કે નહિ ? વળી અશ્વત્થામાની ભાળ કાઢવા પણ કોઇને મોકલે કે નહિ ? તેમ તે કરે તેવો સંપૂર્ણ સંભવ હતો, અને જો તેમ થાય તો બધી લુચ્ચાઇ તરત પકડાઇ આવે.

તેથી એ વૃત્તાંત પહેલું તો પ્રક્ષિપ્ત અને પછી ખોટું લાગે છે, તેમ એમ પણ આપણે કહી શકતા નથી કે ઋષિનાં વચનોને લીધે દ્રોણે અસ્ત્ર છોડી દીધાં એ વાત સાચી છે. ઋષિઓ એ પ્રમાણે લડાઇના મેદાનપર આવે એજ ગનવા જેવી વાત નથી, માટે તે પણ

આપણે છોડી દઇ શકીએ છીએ. આ બધી હકીકતમાં બનવા જેવી વાત માત્ર એટલીજ હોઇ શકે કે દ્રોણે અધર્મનું કામ કરેલું ને ભીમના તીવ્ર તિરસ્કારને લીધે તેમના મનમાં પણ એમ આવેલું કે મેં ખોટું કામ કર્યું છે. યુદ્ધ છોડી જવું એ પણ બની શકે તેમ હતું નહિ, કારણ તેને લીધે અકુશલતા—ગેરઆવડત—અને આપ્તના વખતમાં દુર્યોધનનો પરિત્યાગ, એ બે દોષથી તેમને દૂષિત થવું પડે, તેથી મરવું જ એમ પોતે નક્કી કર્યું હોય એમ પણ બની શકે. તે અરસામાં વખતે એવી વાત લોકોમાં ચાલતી હોય અને તેના ઉપર મહાભારતનો પહેલો સ્તર રચાયો હોય. જો તેમ હોય તો તે પણ બરાબર નથી, કારણ સાચી હકીકત તો એજ હોવી જોઇએ કે દ્રોણ દ્રુપદના પુત્રને હાથે મરાયેલા. હવે પછીની હકીકતપરથી પણ તેમજ સમજાય છે. પ્રતાપી પાંચાલ વંશને બ્રહ્મહત્યાના પાપમાંથી ઉગારવા પાછળથી આવી આવી નાના પ્રકારની વાતો રચાયેલી હોવી જોઇએ.

(૪) હવે અનુક્રમણિકાધ્યાય અને પર્વસંગ્રહાધ્યાયમાં શું છે તે જોઇએ. અનુક્રમણિકાધ્યાયમાં ધૃતરાષ્ટ્રનો વિલાપ છે, તેમાં છે કે,

**यदाश्रौषं द्रोणमाचार्यमेकं धृष्टद्युम्नेनाभ्यतिक्रम्य धर्मम् ।**
**रथोपस्थे प्रायगतं विशस्तं तदा नाशंसे विजयाय संजय॥**

એટલે, હે સંજય, જ્યારે મેં સાંભળ્યું કે અનશન વ્રત લઇ મૃત્યુની રાહ જોતા બેઠેલા દ્રોણાચાર્યને ધૃષ્ટદ્યુમ્ને ધર્મનું ઉલ્લંઘન કરી રથપર ચઢી જઇ મારી નાંખ્યા ત્યારે જય થશે તેનો મને સંદેહ રહ્યો નહિ.

તેથી અહિં પણ જણાય છે કે દ્રોણને મારવાનો અધર્મ ધૃષ્ટદ્યુમ્ન સિવાય કોઇ બીજાએ કર્યો નથી. ધૃષ્ટદ્યુમ્નનો અપરાધ એટલો કે અનશન વ્રત લઇ મૃત્યુની રાહ જોતા બેઠેલા વૃદ્ધને તેણે માર્યા. એ પ્રમાણે દ્રોણાચાર્યે પ્રાયોપવેશન કરવાનું કારણ આ જગાએ કહેવામાં આવ્યું નથી. યુધિષ્ઠિરનાં વચનથી કે ભીમના તિરસ્કારથી, કે ઋષિઓના કહેવાથી દ્રોણ એ પ્રમાણે અન્નપાન છોડી બેઠા તે કંઇ જણાવેલું નથી. આની પાછળ કહ્યું છે કે, પછી શ્રમિત થવાથી તેમનો વધ થયો. જેનું મૃત્યુ પાસે આવેલું છે એવા બ્રાહ્મણને આ પ્રાયોપવેશન વ્રત લેવું એ ઉચિત છે.

(૫) પર્વસંગ્રહાધ્યાયમાં માત્ર એટલુંજ છે કે–"**द्रोणे युधि निपातिते,**" 'દ્રોણ યુદ્ધમાં પડયા એટલે'. હાથી મરાયાની વાત નથી. જો તે હકીકત સાચી હોત તો જરૂર તેને વિષે અહિં ઇશારો કર્યો હોત. અભિમન્યુ યુદ્ધમાં અધર્મથી મરાયો તે પ્રસંગ છે, તેથી દ્રોણની વાત પણ ખરી હોત તો એમાં હોત, પરંતુ એ બનાવટ તે વખતે ઉભી થઇ નહિ હોય, તેથી દાખલ થયેલી નહિ.

(૬) આ સિવાય દ્રોણપર્વના સાતમા અને આઠમા અધ્યાયમાં દ્રોણયુદ્ધનું સંક્ષિપ્ત વર્ણન છે, તેમાં પણ આ ઠગાઇની હકીકત નથી, માત્ર એટલુંજ છે કે ધૃષ્ટદ્યુમ્ને દ્રોણને માર્યો, માટે એમ લાગે છે કે જ્યારે એ અધ્યાય લખાયો હશે ત્યારે પણ એ વાત જોડી કઢાઇ નહિ હોય.

(૭) આશ્વમેધિકપર્વમાં છે કે જ્યારે કૃષ્ણ પાછા દ્વારકા ગયા ત્યારે વસુદેવે તેમને કહ્યું કે મને યુદ્ધની હકીકત સંભળાવો. શ્રી કૃષ્ણે ટૂંકામાં વર્ણન કરી સંભળાવ્યું. તેમાં આ બાબત વિષે તો એટલુંજ કહ્યું કે દ્રોણ અને ધૃષ્ટદ્યુમ્નને પાંચ દિવસ યુદ્ધ થયું, તેમાં આખરે દ્રોણ લડાઇના શ્રમથી ઘણા થાકી ગયા, અને તેથી ધૃષ્ટદ્યુમ્નને હાથે મરાયા. આજ હકીકત સાચી લાગે છે, અને જુવાન જોડે યુદ્ધ કરતાં વૃદ્ધ માણસ થાકી ગયા તેથી તેમણે યુદ્ધ કરવું છોડી દીધું, એજ તેમના વધનું ખરૂં કારણ હશે. બાકી બીજું બધું માત્ર કવિકલ્પનાજનિત સમજવું, અને તેમ સમજવાને માટે આપણે આ સુદ્ધાં સાત સાબિતિઓ જોઇ છે, છતાં એ કલ્પનામાં એ આખી ઠગાઇના પ્રવર્તક તરીકે કૃષ્ણને હોમવાનું કારણ શું હશે, તે આગળ જણાવ્યું છે. જેમ જ્ઞાન ઇશ્વરદત્ત છે, તેમ અજ્ઞાન તથા ભ્રાંતિ પણ તેવાંજ છે. જયદ્રથવધ વખતે કવિએ બતાવ્યું છે કે ભ્રાંતિ ઇશ્વરપ્રેરિત છે, ઘટોત્કચવધ વખતે તેણે દેખાડયું છે કે જેમ બુદ્ધિ તેમ દુર્બુદ્ધિ પણ ઇશ્વરજ આપે છે, તેમ દ્રોણવધમાં બતાવે છે કે સત્ય અને અસત્ય બંને ઇશ્વરનાં આપેલાં છે.

પછી નારાયણાસ્ત્રમોક્ષપર્વાધ્યાય છે. તેનું વર્ણન સંક્ષેપમાં કર્યું

છે. તે વિસ્તારીને અવલોકવાની જરૂર નથી, કારણ તે અસ્વાભાવિક છે, અને તેથી છોડી દેવા લાયક છે, છતાં તેમાં એક રહસ્યની વાત રહેલી છે.

દ્રોણ પડયા તેથી અર્જુન પોતાના ગુરૂને માટે બહુ શોકથી ગળગળો થઇ ગયો. જૂઠું બોલી પોતાના ગુરૂનો વધ કરાવવા માટે તેણે યુધિષ્ઠિરનો બહુ તિરસ્કાર કર્યો, અને ધૃષ્ટદ્યુમ્નની નિંદા કરી. યુધિષ્ઠિર ભલા માણસ હોવાથી કાંઇ બોલ્યા નહિ, પણ ભીમે તો અર્જુનને ખૂબ વાતો સંભળાવી; ધૃષ્ટદ્યુમ્ને પણ તેને છોડયો નહિ. તે ઉપરથી અર્જુનના શિષ્ય યદુવંશી સાત્યકિએ તેનો પક્ષ લઇ ધૃષ્ટદ્યુમ્નને ઘણી ગાળો દીધી, તેણે તેને તે વ્યાજ સાથે પાછી આપી; તેથી બંને જણા એક બીજાનો વધ કરવા તત્પર થઇ ગયા. કૃષ્ણના કહ્યાથી ભીમે તથા સહદેવે તેમને ઠંડા પાડયા. અત્રે એ વિષયવિષે બોલવાની મતલબ એ છે કે દ્રોણને માર્યા એ બરાબર હતું કે નહિ તેટલીજ બાબત ઉપર તકરાર ચાલતાં બે પક્ષ બંધાઇ ગયા, પણ તેમાંથી એક પણ પક્ષે કૃષ્ણનું નામ તે સંબંધે સારા કે નરસા માટે દીધેલું નહિ, કોઇએ એવો શબ્દ પણ ઉચ્ચારેલો નહિ કે કૃષ્ણને લીધે એ કામ થયું હતું, માટે જો મહાભારતની આ સઘળી હકીકત એક હાથે લખાઇ હોત તો કદી એમ થાતજ નહિ, કૃષ્ણનું નામ વચમાં ગવાઇ જ જાત, પણ જ્યાં જૂદે જૂદે હાથે એક ગ્રંથ લખાય ત્યાં આવી ખામીઓ રહી જ જાય.

---

# પ્રકરણ ૬ઠું.

---

## કૃષ્ણે કહેલું ધર્મતત્ત્વ.

જે કવિએ અશ્વત્થામાના વધ વિશેના સંવાદનું વૃત્તાંત રચ્યું છે તેણે અર્જુનને બહુજ ઉંચું સ્થાન આપ્યું છે. કૃષ્ણ, યુધિષ્ઠિર, અને ભીમ કરતાં પણ તેની ધાર્મિકતા વિશેષ હોય તેમ બતાવ્યું છે, કારણ, જે જૂઠું બોલવાનું ઉપાસન કૃષ્ણે કરી આપેલું, જે જૂઠું બોલવા

આખરે યુધિષ્ઠિર અને ભીમે હા કહી, તેવું જૂઠાણું ચલાવવા અર્જુને ના કહી, અને તેટલા માટે યુધિષ્ઠિરને પોતે ઠપકો સુદ્ધાં આપ્યો. આમ છતાં હવે જે પ્રસંગ આપણે અવલોકવાનો છે તેમાં અર્જુનને બહુજ લુચ્ચો–અને દગારો હોય તેવો બતાવ્યો છે, અને માત્ર કૃષ્ણ પાસથી ઉપદેશ મેળવીને સાચો રસ્તો તેણે પકડયો હોય તેમ દર્શાવ્યું છે. એ હકીકત નીચે પ્રમાણે છે.

દ્રોણના પછી દુર્યોધનનો સેનાપતિ કર્ણ થયો, તેના યુદ્ધને લીધે પાંડવોનું લશ્કર ખળભળી ઉઠયું. દુર્ભાગ્યથી દોરાઇ યુધિષ્ઠિર પોતે તેની સામે લડવા ગયા, ત્યાં કર્ણે તેમને એટલા તો પજવ્યા કે યુધિષ્ઠિરને બીકના માર્યા લડાઇનું મેદાન છોડી પોતાની છાવણીમાં આવી છૂપાઇ સુઇ રહેવું પડયું. અર્જુન લડાઇમાં ફાવેલા હોવાથી યુદ્ધક્ષેત્રપર યુધિષ્ઠિરને ન જોવાથી ફિકરમંદ થઇ તેને શોધવા છાવણીમાં ગયા. પરંતુ તે વખતે કર્ણ મરાયેલો નહિ. યુધિષ્ઠિરે જ્યારે એમ સાંભળ્યું કે હજુ પણ કર્ણ જીવતો છે, ને અર્જુને તેને માર્યો નથી, ત્યારે બહુ ગુસ્સે થઇ અર્જુનપર ઉતરી પડયા. બીકણ માણસનો સ્વભાવજ એવો હોય છે કે જે વાત પોતાનાથી બની શકે નહિ, તે જો બીજા ન કરી આપે તો તેનાપર ગુસ્સે થઇ જવું, તેથી યુધિષ્ઠિરે અર્જુનને બહુ વાતો સંભળાવી અને કહ્યું કે જ્યારે તું પોતે પણ લડાઇમાંથી ભયને લીધે પાછો આવતો રહ્યો છે, ત્યારે તારૂં ગાંડીવ ધનુષ્ય કૃષ્ણને આપી દે.

એ વાત સાંભળતાંજ અર્જુન તરવાર લઇ યુધિષ્ઠિરને મારવા તૈયાર થયો. કૃષ્ણે કારણ પૂછ્યું, ત્યારે કહ્યું કે "મારૂં એવું વ્રત છે કે જે માણસ મને એમ કહે કે તારૂં ગાંડીવ ધનુષ્ય* ફલાણાને આપી દે, તો તેમ કહેનારનું માથું મારે કાપી નાંખવું, તમારા દેખતાંજ મહારાજ યુધિષ્ઠિરે મને એમ કરવાનું કહ્યું છે, માટે આ ધર્મથી કાયર રાજાનો વધ કરી હું મારી પ્રતિજ્ઞા પાળીશ, અને સત્ય પાળવાના ઋણમાંથી છૂટી નિશ્ચિંત થઇશ"

---

* આ ધનુષ્ય અર્જુનને દેવતાઓએ આપ્યું હતું, તેનો નાશ કોઇનાથી થઇ શકે તેવું નહતું, તથા જૂદી જૂદી જાતનાં ધનુષ્યોમાં એ બહુ ભયંકર કહેવાતું.

આ વાત મૂઢ માણુસ તેમજ પાખંડી માણસોના મોઢામાંથી નીકળે, અર્જુન જેવાના મોઢામાંથી નહિ. ગાંડીવ કોઇને આપી દો, એમ કહે તે માણુસનું ખૂન કરવું, એવી પ્રતિજ્ઞા લેનાર માણુસ મૂઢ જ હોઇ શકે, વળી પોતાનો મોટો ભાઇ ઉત્તેજન આપવા—પાનો ચઢાવવા કાંઇ વાત કહે તેટલા માટે તેનો વધ કરવા તૈયાર થવું એ મૂર્ખ માણસનું લક્ષણ કહેવાય, પરંતુ ખરૂં જોતાં એ હકીકતમાં એક મોટું રહસ્ય રહેલું છે, તેની મીમાંસા વિસ્તારીને કૃષ્ણે કહી છે, તેથી આ વાતનો પ્રસંગ આપણે અત્રે લેવો પડયો છે.

રહસ્ય એ છે કે સત્ય એજ પરમ ધર્મ છે, ને તે બતાવવાનો એ વાતનો આશય છે. જો અર્જુન પ્રતિજ્ઞા પ્રમાણે યુધિષ્ઠિરનો વધ ન કરે તો તેણે સત્ય છોડયું કહેવાય. અર્જુને તેથી કૃષ્ણને પૂછ્યું કે સાચ જાળવવા માટે મારે યુધિષ્ઠિરને મારવા એ મારૂં કર્ત્તવ્ય ખરૂં કે નહિ? તમારો અભિપ્રાય શો છે? મારી ફરજ આ ક્ષણે શી છે?

કૃષ્ણે શો જવાબ દીધો તે જોતાં પહેલાં દરેક વાચક એ પ્રશ્નનો ઉત્તર પોતે જ આપી જોશે તો વધારે ઠીક પડશે. ઘણું ખરૂં બધાઓનો એવોજ મત થશે કે આવી સાચવટ જાળવવા યુધિષ્ઠિરને મારવા એ અર્જુનની ફરજ કહેવાય નહિ. કૃષ્ણે પણ એજ ઉત્તર આપેલો. પરંતુ યુરોપી નીતિ શીખેલા હાલના પંડિતો જે કારણને લીધે એવો જવાબ આપે તે કારણને લીધે કૃષ્ણે તે જવાબ આપેલો નહિ, કારણ તે તો આપણી પ્રાચીન હિંદુસ્તાનની નીતિના અનુયાયી હતા, અને તેથી તેમણે તેનેજ અનુસરીને જવાબ આપેલો.

અર્જુનને એ તત્ત્વ સમજાવવા કૃષ્ણે જે લંબાણથી સંવાદ કરેલો તેનો માત્ર મર્મ—તેની મતલબજ—અત્રે આપી છે, અને જ્યાં કાંઇ તકરારી વિષય લાગે ત્યાંજ ઉતારા કર્યા છે.

**અહિંસા પરમ ધર્મ**—એ તેમની કહેલી મુખ્ય વાત છે. આ નિયમ અમલમાં મૂકતાં પહેલી મુસ્કેલી એ આવે છે કે બધી જગાએજ અહિંસા એ ધર્મ ગણી શકાય નહિ, અને બીજી એ કે કૃષ્ણે પોતેજ ગીતાપર્વાધ્યાયમાં અર્જુનને જે ઉપદેશ આપી યુદ્ધમાં ઉતરવા તૈયાર કર્યા તે ઉપદેશથી એ નિયમ વિરૂદ્ધ જાય છે.

હવે અહિંસા તત્ત્વનો યથાર્થ મર્મ જે માણસ સમજતો નથી તેનેજ મન પહેલી મુશ્કેલી ખડી થાય છે. એ તત્ત્વનો અર્થ એવો નથી કે બધીજ વખતે કોઇ પણ રીતે પ્રાણીહિંસા કરવી તે અધર્મ ગણાય. ખરૂં જોતાં તો પ્રાણીહિંસા વિના આપણાથી એક ક્ષણ માત્ર પણ જીવાય નહિ, અને પ્રાણીહિંસા એ એક રીતનો ઈશ્વરી નિયમ છે. દાખલા તરીકે, પાણીના એક ઘૂંટડામાં સૂક્ષ્મદર્શક યંત્રવડે દેખાય એવાં હજારો ઝીણાં ઝીણાં જંતુઓને આપણે પેટમાં ઉતારી દઇએ છીએ; શ્વાસોચ્છ્વાસ લેતાં તેવાંજ અસંખ્ય નાનાં જંતુઓ દમમાં લઇએ છીએ, ચાલતાં દરેક પગલે તેવાં હજારો જંતુઓને આપણે કચડી નાંખીએ છીએ, ભાજીનાં એક પાંતરાં જોડે, અથવા એક નાના સરખા રીંગણાના શાકમાં હજારો નાનાં જીવડાંઓને આપણે રાંધી નાંખીએ છીએ. કોઇ એમ કહેશે કે એ પ્રાણીહિંસા તો આપણે અજ્ઞાન હોવાથી કરીએ છીએ માટે તેમાં કોઇ પ્રકારનું પાપ નથી. તો તેનો જવાબ એ છે કે જાણી જોઇને પણ પ્રાણીહિંસા કર્યા સિવાય આપણાથી આપણો જીવ બચાવી શકાયજ નહિ. આપણા ઘરમાં કે બીછાનાતળે ઝેરી સાપ કે વીંછી હોય તેને જો આપણે મારી ન નાંખીએ તો તે આપણને મારી નાંખે. આપણને પકડી કોળીઓ કરવા જે વાઘ તૈયાર થઇ ઉભો હોય તેનો જો વધ ન કરીએ તો તે આપણો જીવ લે. આપણું ખૂન કરવા નક્કી વિચાર કરી હાથમાં હથીઆર લઇ જે શત્રુ ઉભો હોય તેનો આપણે નાશ ન કરીએ તો તે આપણો નાશ કરે. હાથમાં કટાર લઇ આપણા ઘરનું સર્વસ્વ લૂંટી જવા જે ચોર રાત્રે ઘરમાં ભરાયો હોય, તેના હાથમાંથી બચવાનો ઉપાય તેને મારી નાંખવા સિવાય જો બીજો ન હોય તો તેને મારવો એજ આપણી ફરજ છે. જે કોઇ ઇનસાફ કરનારની સમક્ષ ખૂનીનું ખૂન સાબિત થયું હોય, અને તેને ફાંસીની સજા જ કાયદા પ્રમાણે ઘટતી હોય તો ધર્મ એમજ કહે છે કે તેને સંબંધે તેવોજ હુકમ કરવો. તેજ પ્રમાણે જેનો વધ કરવો યોગ્ય હોય તેનો વધ કરવાની જવાબદારી જે રાજાને માથે હોય, તેનો ધર્મ છે કે તેણે તે માણસનો વધ કરવોજ જોઇએ. સિકંદર, મહમૂદ ગઝનવી, એટીલા, ચંગીઝ, તૈમૂર, નાદર, બીજો

ફ્રેડરીક અને નેપોલીઅન, એમના જેવા પારકાનું પડાવી લેવા અને પરરાજ્યો લઇ લેવા તૈયાર થયેલા રાજાઓ હજારો કેળવાયેલા લૂટારાઓને લઇ પારકા રાજ્યોમાં દાખલ થઇ જાય છે, તેવા જો લાખો માણુસો હોય તો પણુ તેમાંના દરેકે દરેકનો વધ કરવો એવી ધર્મની આજ્ઞા છે. અહિં હિંસા એજ ધર્મ કહેવાય છે.

એથી ઉલટું, આકાશમાં ઉડતું પક્ષી હોય, તેનો ભોજન માટે યા શિકાર માટે પણુ નાશ કરવો એ અધર્મ છે. પોતાનો ખોરાક શોધવા મીઠા પદાર્થપર જે માખી ભમતી હોય, તેને પકડી રમતીઆળ છોકરાં મારી નાંખે છે, એ અધર્મ છે. જે હરણુ કે જે કુકડો આપણી માફક આ દુનીઆમાં જીવનયાત્રા કરવા આવ્યાં છે, તેનો વધ માત્ર પેટના પોષણુને અર્થે કરવો તે અધર્મ છે. જેમ આપણે વાયુ, હવામાં જીવીએ છીએ, તેમ માછલાં પાણીમાં જીવે છે, માટે તેને પકડી ખાવાં, એ પણુ અધર્મ છે.

તેથી અહિંસા પરમધર્મ એ વાક્યનો ખરો અર્થ એજ છે કે ધર્મ્ય—ધર્માનુસારી પ્રયોજનને માટે જે હિંસા કરવી પડે તે કરવી, તે સિવાયની હિંસા ન કરવી તેજ પરમધર્મ. હિંસા કરનારથી છૂટવા માટે જે હિંસા કરે તે અધર્મ ન કહેવાય, તે તો ઉલટો ધર્મ કહેવાય. એ વાત ચોખ્ખી કરી સમજાવવા માટે કૃષ્ણે અર્જુનને બલાકનો ઇતિહાસ સંભળાવેલો, જેનો સારાંશ એ હતો કે બલાક નામના એક શિકારીએ હજારો માણુસ મારી નાંખનાર એક જંગલી પ્રાણીને મારી નાંખ્યું, તે ઉપરથી "તેનાપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ, અપ્સરાઓએ મનોહર ગીત ગાવા માંડયાં અને તે પારધીને સ્વર્ગમાં લઇ જવા વિમાન આવી ઉભું." શિકારીનું પુણ્ય એટલુંજ કે તેણે હિંસા કરનાર પ્રાણીની હિંસા કરી.

અહિંસા પરમધર્મ ઉપરના અર્થમાં સમજવાનો છે. હવે ધર્મ્ય—એટલે યોગ્ય કારણુ વિના હિંસા કરવી નહિ, એ નિયમને લીધે બહુ ગુંચવાડો ઉત્પન્ન થાય છે, અને ખરૂં જોતાં લાંબો વખત થયા દુનીઆમાં એ ગુંચવાડો ચાલતો આવે છે. કારણુ ધર્મ્ય પ્રયોજન શાને

કહેવું? ધર્મ શાને કહેવો? એ સવાલોનો નિર્ણય કરવો બાકીજ રહે છે. ખ્રિસ્તી કેથોલીક ધર્મનું Inquisition ધર્મ્ય પ્રયોજન માટેજ છે, એવે બ્હાને કરોડો માણસને પાદરીઓએ જમપુરીમાં મોકલેલાં; સેન્ટ બાર્થોલોમ્યુની કતલ તે પણ ધર્માર્થેજ થયેલી; ધર્મને ખાતરજ ક્રૂઝેડની લડાઇથી પૃથ્વી માણસના લોહીથી ખરડાયેલી; અને ધર્મનો વિસ્તાર કરવા માટેજ મુસલમાનોએ લાખો માણસોનો સંહાર કરેલો. ખરૂં જોતાં તો ધર્મ્ય પ્રયોજનને માટે પોતે કામ કરે છે, એવી ભ્રાંતિમાં પડી માણસે જેટલા જીવોનો પ્રાણ લીધો છે તેટલો બીજા કોઇ કારણને લીધે કોઇએ લીધો નથી.

અર્જુનના મનમાં પણ આ વખતે એજ ભ્રાંતિ ઉઠેલી. તેના મનમાં એમ આવ્યું કે મારૂં સત્ય જાળવવા માટે યુધિષ્ઠિરનો પ્રાણ લેવોજ મારે યોગ્ય છે, તેથી અહિંસા પરમધર્મ એટલોજ તેને ઉપદેશ આપ્યાથી તેના મનની ભ્રાંતિ દૂર થાય એવું નહતું, તેથી કૃષ્ણે બીજો ઉપદેશ પણ આપ્યો.

આ ઉપદેશ એ હતો કે **જરૂર પડે એક વખત જૂઠું બોલવું પડે તો બોલવું, પરંતુ કોઇ પણ વખત પ્રાણીહિંસા કરવી એ આપણો ધર્મ નથી.*** એનું તાત્પર્ય એ કે સત્ય અને અહિંસા એ બે મધ્યે અહિંસા વધારે શ્રેષ્ઠ ધર્મ છે. જેમ કે, જૂદી જૂદી જાતનાં પુણ્યો કરવાં તે પણ ધર્મ કર્યો કહેવાય છે, જેવાં કે દાન, તપ, દેવભક્તિ, સત્ય, શૌચ, અહિંસા વગેરે. હવે એ બધાં એક સરખા દરજ્જાનાં હોઇ શકે નહિ. કોઇ એક બીજાના કરતાં વિશેષ પણ હોય, શૌચનું માહાત્મ્ય કે દાનનું માહાત્મ્ય તે સત્યના કે

---

* મૂળ સંસ્કૃત શ્લોક, જેનો ભાવાર્થ આ વાક્ય છે, તે નીચે મુજબ છે.

प्राणिनामवधस्तात सर्वज्यायान्मतो मम ।
अनृतां वा वदेद्वाचं न तु हिंस्यात् कथञ्चन ॥

આ ઉપરથી જણાશે કે "અહિંસા પરમધર્મ" એ વાક્ય ઉપલા શ્લોકનો બરાબર તરજુમો નથી. "મારા અભિપ્રાય પ્રમાણે પ્રાણીઓની અહિંસા સર્વ કરતાં શ્રેષ્ઠ છે," એવો તેનો અર્થ છે. પરંતુ બંને અર્થોમાં બહુ ફેર નથી.

અહિંસાના માહાત્મ્ય બરાબર ગણી શકાય ? ન ગણાય, અને તેના વચ્ચે ફેર હોય તો તેમાં સર્વથી શ્રેષ્ઠ કયું ? કૃષ્ણ કહે છે કે અહિંસા, સત્યનો દરજ્જો તેનાથી ઉતરતો છે.

હાલ આપણે યૂરોપી એટલે પશ્ચિમ દિશાના રહેવાશીના શિષ્ય થયા છીએ; અને આ હકીકત સાંભળી કાંપી ઉઠીએ છીએ, કારણ તે લોકો—પાશ્ચાત્યો—તો એમજ કહે છે કે કોઇ પણ વખતે જૂઠું તો બોલાયજ નહિ. તે વાત ખરી હશે; પરંતુ તે પ્રશ્નનો નિકાલ અહિં કરવાનો નથી. યૂરોપીઅનોમાં પણ કોઇ એમ કહેનાર ભાગ્યેજ નીકળશે કે એક જૂઠું બોલનાર માણસ તે એક ખૂનીના કરતાં વધારે પાપી ગણાવો જોઇએ, યા તો ખૂની ને જૂઠો બંને સરખા દરજ્જાનુંજ પાપાચરણ કરે છે. તે લોકોનો એવો અભિપ્રાય નથી, તેની સાબીતી તેમના ગુન્હેગારોને શિક્ષા કરવાના કાયદાજ છે. આને લીધે કૃષ્ણના ઉપદેશ અને પાશ્ચાત્ય શિષ્યોના અભિપ્રાયમાં મતભેદ હોવાનું કાંઇ કારણ દેખાતું નથી, કારણ આપણે તો માત્ર પાપના તારતમ્યની વાત કરીએ છીએ. ખરૂં જોતાં કોઇ પણ વખતે કોઇ પણ અધર્મનું કામ કરવું જોઇએ નહિ; ન માણસની હિંસા કરવી, ન તો જૂઠું બોલવું. પરંતુ કૃષ્ણના ઉપદેશનું ફળ એ છે કે, છતાં જો કોઇ માણસ એવી મુશ્કેલીમાં આવી પડે કે કાં તો તેને જૂઠું બોલવું પડે, નહિ તો કોઇ માણસનો તે બદલ જીવ લેવો પડે, તો તેણે જૂઠું બોલવું પણ માણસની હત્યા કરવી નહિ. તેમ છતાં એવો કોઇ ધર્માત્મા નીતિજ્ઞ નીકળે કે જે કહે કે બસ હું તો માણસ મારીશ, પણ જૂઠું નહિ બોલું, તો તેને તો બીજો શો જવાબ દેવો ? માત્ર એટલુંજ કહીશું કે તારો ધર્મ તને મુબારક, અમારાં હિંદુસ્તાનમાં તે જોઇતો નથી.

કૃષ્ણનો આવો અભિપ્રાય હતો. જો અર્જુન તે પ્રમાણે ચાલે તો ભાઇનો જીવ લેવાના પાપમાંથી બચવાને માટે તેને તે યોગ્ય ઉપાય હતો, પરંતુ અર્જુન એવો સવાલ ઉઠાવે કે, એ તો માત્ર તમારો પોતાનો અભિપ્રાય છે, પરંતુ લોકોમાં સાધારણ રીતે ચાલતો

ધર્મ કેવો છે ? જે વાત તમારા અભિપ્રાય પ્રમાણે બરાબર હોય, પરંતુ લોકો તેને તેવી ન ગણતા હોય તો તમારા કહ્યા પ્રમાણે ચાલ્યાથી લોકોમાં તો મને સત્ય છોડનારા પાપાત્મા તરીકે બટ્ટો બેસે. આવા કારણને લીધે પોતાનો અભિપ્રાય જણાવ્યા પછી કૃષ્ણ લોકોમાં ચાલતો ધર્મ પણ કહી બતાવે છે.—તેણે કહ્યું, “ હે ધનંજય ! કુરૂપિતામહ ભીષ્મ, ધર્મરાજ યુધિષ્ઠિર, વિદુર અને યશસ્વિની કુંતીએ જે ધર્મરહસ્ય કહ્યું છે, તે હું હવે તને કહી બતાવું છું; માટે તે સાંભળ.”

સાધુ માણસોજ સાચી વાત કહે છે; સત્યથી શ્રેષ્ઠ બીજું કાંઇ નથી.* સત્યતત્ત્વ બહુ દુર્જ્ઞેય છે. સાચું બોલવું એજ અવશ્ય કર્ત્તવ્ય છે.” આમાં સ્થૂલ નીતિ શું તેજ માત્ર કહ્યું છે. હવે શું તજવું તે એટલે વાજત તત્ત્વ કહે છે.

“ પરંતુ જ્યાં અસત્ય સત્ય સ્વરૂપ જેવું હોય અને સત્ય અસત્ય સ્વરૂપ જેવુ હોય, ત્યાં અસત્ય બોલવાથી દોષ લાગતો નથી. ”

કોઇ પૂછશે કે વળી એવું કોઇ વખતે બને પણ ખરૂં કે ખોટું સત્યસ્વરૂપ હોય અને સત્ય મિથ્યાસ્વરૂપ હોય ? એનો જવાબ આગળ જતાં આપીશું. કૃષ્ણ કહે છે કે,

“ વિવાહ, રતિક્રીડા, પ્રાણ જવાનો સમય, અને સર્વસ્વ લૂટાવાની વખતે તેમજ બ્રાહ્મણને નિમિત્તે બ્રાહ્મણના રક્ષણ માટે જૂઠું બોલવાથી પાપ થતું નથી. ”

આ વાક્ય વાંચી તેમાં આપેલી સલાહ ઘણાઓ તકરારી ગણશે, પણ તે તકરારનો વિષય દૂર રાખી એનું મૂળ આપણે તપાસીએ. મૂળમાં એને વિશે બે શ્લોક છે.

(१) प्राणात्यये विवाहे च वक्तव्यमनृतं भवेत्।
सर्वस्वस्यापहारे च वक्तव्यमनृतं भवेत्॥

---

*“ न सत्याद्विद्यते परम् ” । આગળ કૃષ્ણે કહ્યું છે કે “प्राणिनामबधस्तात सर्वज्यायान्मतो मम ” ॥ આ બે મત એક બીજાથી ઉલટા છે, તેનું કારણ એ છે કે, એક કૃષ્ણનો પોતાનો મત છે, અને બીજો ભીષ્મ વગેરેએ કહેલો તે વખત ચાલતી ધર્મનીતિ પ્રમાણેનો મત છે.

(૨) विवाहकाले रतिसम्प्रयोगे प्राणात्यये सर्वधनापहारे।
विप्रस्य चार्थे ह्यनृतं वदेत पञ्चानृतान्याहुरपा[ तक]ानि॥

આ બે શ્લોકનો અર્થ એકજ થાય છે, માત્ર પહેલામાં બ્રાહ્મણને વિશે કાંઇ નથી એટલોજ ફેર છે. તેથી વાચકના મનમાં સહજ સવાલ ઉઠશે કે એકજ અર્થવાચક બે શ્લોક લખવાનો સબબ શો હશે?

એનો જવાબ એ છે કે એ બંને શ્લોક કોઇ બીજી જગાએથી લીધેલા—એટલે Quotation છે, તે કૃષ્ણના પોતાના બોલ નથી. સંસ્કૃત ગ્રંથોમાં વારંવાર એવું જોવામાં આવે છે કે બીજી ચોપડીઓમાંથી વાક્યો લઈ તેમાં લખેલાં હોય છે, પરંતુ સ્પષ્ટ રીતે તેમાં એમ કહેલું હોતું નથી કે બીજા ગ્રંથમાંથી લીધેલો તે ઉતારો માત્ર છે. મહાભારતના ગીતાપર્વાધ્યાયમાંથી તેનાં ઉદાહરણ મળી આવે છે.

એ બે શ્લોક ઉતારા છે, એમ અનુમાનથી કહ્યું નથી. કારણ બીજો શ્લોક તે વશિષ્ઠનુંજ વચન છે. તે વશિષ્ઠના સોળમા અધ્યાયનો પાંત્રીશમો શ્લોક છે. મહાભારતના આદિપર્વના ૩૪૧૨મા શ્લોકમાં, જ્યાં કૃષ્ણને તે પ્રસંગ જોડે કાંઇ સંબંધ નથી, ત્યાં પણ સ્હેજસ્હાજ ફેરફાર સાથે એ શ્લોક દાખલ થઇ ગયેલો છે.

न नर्मयुक्तं वचनं हिनस्ति न स्त्रीषु राजन्न विवाहकाले।
प्राणात्यये सर्वधनापहारे पञ्चानृतान्याहुरपातकानि॥

અહીં ચાર સિવાય પાંચમો પ્રસંગ બતાવ્યો નથી; છતાં વશિષ્ઠનું વાક્ય "पञ्चानृतान्याहुरपातकानि છે. તેનું કારણ કે એક મોઢેથી બીજાને ને બીજાને મોઢેથી ત્રીજાને જતાં જતાં પ્રચલિત વચનોમાં એવી વિકૃતિ સ્હેજ થઇ જાય છે.

પહેલો શ્લોક અને તેની પૂર્વેનો શ્લોક એમ બે શ્લોકો નીચે લખ્યા છે.

(क) भवेत् सत्यमवक्तव्यं वक्तव्यमनृतं भवेत्।
(ख) यत्रानृतं भवेत् सत्यं सत्यञ्चाप्यनृतं भवेत्
(ग) प्राणात्यये विवाहे च वक्तव्यम[नृ]तं भवेत्।
(घ) सर्वस्वस्याप[हा]रे च वक्तव्यम[नृ]तं भवेत्॥

નીચેનો શ્લોક મહાભારતના આદિપર્વમાંથી ( ૧૩૮૪૪ મો લીધો છે તેને પણ કૃષ્ણ જોડે કાંઇ સંબંધ નથી.

**(च) प्राणान्तिके विवाहे च वक्तव्यमनृतं भवेत्।**

**(छ) अनृतेन भवेत् सत्यं सत्येनैवानृतं भवेत् ।**

આ ઉપરથી જણાશે કે (ग) ને (च) તેમ (ख) ને (छ) એકજ છે. શબ્દો પણ લગભગ એક સરખા છે તેથી તે વખતમાં ચાલતાં પુરાતન વચન એ હોવાં જોઇએ.

હવે એ કૃષ્ણનો પોતાનો મત નહતો, તેમ પોતે તે પસંદ કરે છે, એમ પણ તેમનું કહેવું ન હતું. ભીષ્મ વગેરે પાસેથી જે પોતે સાંભળેલું તેજ કહે છે. પોતાને એ નીતિ પસંદ હો કે ન હો પરંતુ શા કારણથી તે વચન તેમને અર્જુનને સંભળાવવાં પડેલાં તે આગળ કહ્યું છે, માટે કૃષ્ણનું ચરિત્ર અવલોકતાં એ નીતિની યથાર્થતા કે અયથાર્થતા જોવાની જરૂર નથી. છતાં કૃષ્ણનો પોતાનો મત તો બાકી રહેછે જ કે કેટલેક પ્રસંગે સત્ય મિથ્યા અને મિથ્યા સત્ય હોય છે, અને તેવી જગાએ જૂઠુંજ બોલવું ઉચિત છે.

હવે સાચું જૂઠું અને જૂઠું સાચું કદી હોઇ શકે ખરૂં, તે જોવાનું છે. આ વાકયનો સ્થૂલ અર્થ એ છે કે જેને ધર્મ અનુમોદન આપે તેજ સત્ય કહેવાય, જેને અધર્મ અનુમોદન આપે તે અસત્ય કહેવાય. ધર્મના અનુમોદનવાળું કામ મિથ્યા ન હોય, અધર્મવાળું સત્ય ન હોય, એટલે કે સત્યાસત્યનો નિર્ણય ધર્માધર્મ ઉપર આધાર રાખે છે અને તેથીજ શ્રીકૃષ્ણ પહેલવહેલો ધર્માધર્મનો નિર્ણય કરે છે ને તેમાં ગીતાની ઉદાર નીતિના ગંભીર શબ્દોનો પ્રતિઘોષ થતો આપણને સંભળાય છે. તે કહે છેઃ—

"ધર્મ અને અધર્મનો નિર્ણય કરવા માટે કેટલાંક ખાસ લક્ષણો નક્કી થયેલાં છે. કેટલેક સ્થાને માત્ર અનુમાનથી—તર્કથી—બિલકુલ દુર્બોધ એટલે ન સમજી શકાય તેવા—ધર્મનો નિર્ણય કરવો પડે છે."

યૂરોપમાં પણ આથી વધારે ઉદાર નિયમ જોવામાં આવતો નથી. વળીઃ—

"ઘણાઓ શ્રુતિને ધર્મનું પ્રમાણ ગણે છે, તેનો હું દોષ કાઢતો નથી; પરંતુ શ્રુતિમાં સમસ્ત ધર્મતત્ત્વ નક્કી કરેલું નથી, માટેજ ઘણી જગાએ માત્ર અનુમાનથી ધર્મ નક્કી કરવો પડે છે."

આવીજ હકીકતને લીધે આજે પણ દુનીઆમાં સત્ય શેને કહેવું તે બાબત ગુંચવણ ચાલે છે, કારણ જે લોકો એમ કહે છે કે દેવવાણી–ઇશ્વરનાં વચન–પછી તે વેદ, કે કોરાન કે બાઇબલમાં હો–તેજ ખરો ધર્મ છે, તે વચનોની બહારનું જે કાંઇ હોય તે ધર્મ ન કહેવાય–તે લોકોનો પક્ષ બહુ સબળ છે. તેમનું કહેવું એ છે કે ધર્મ એ ઇશ્વરની વાણીએ નક્કીજ કરી આપેલો છે, તેમાં અનુમાનને ઉભા રહેવાનું સ્થળજ નથી. ખરૂં જોતાં એ હકીકત મનુષ્ય જાતિની ઉન્નતિના રસ્તામાં ખરેખરા કાંટારૂપ છે. આપણા દેશની વાત દૂર રાખીએ તોપણ આજે યુરોપમાં પણ ઉન્નતિના માર્ગમાં એજ મત મુસ્કેલી નાંખી ઉભો છે, તેમ આપણા દેશની પડતીનું એક મુખ્ય કારણ પણ એજ છે. આજે પણ ભરતખંડનું ધર્મજ્ઞાન બધું વેદ, મનુ અને યાજ્ઞવલ્કય વગેરેની સ્મૃતિઓમાં આવી રહેલું છે; અને તેથી અનુમાનનો રસ્તો બંધ થઇ ગયો છે. આજ કારણ લોકોની ઉન્નતિ થવામાં મોટી મુસ્કેલીરૂપે આવી પડશે એવું દૂરદર્શી શ્રીકૃષ્ણ ઘણા પ્રાચીનકાળમાં પણ પામી ગયા હતા અને તેથી હિંદુઓનું હાલનું ધર્મજ્ઞાન જોઇ પીડિત થયેલું મન શ્રી કૃષ્ણને શરણ જવા ઇચ્છા કરે તો તેમાં આશ્ચર્ય નથી.

પરંતુ અનુમાનને પણ મૂળ જોઇએ, જેમકે અગ્નિ ન હોય તો ધૂમાડો હોય નહિ. એ મૂળ ઉપર અનુમાન કરી, આપણે સામેનો ધૂમાડાવાળો પર્વત અગ્નિવાળો છે એમ નક્કી કરીએ છીએ. તેમજ આવા અનુમાનને માટે પણ તેવા એક લક્ષણની જરૂર છે કે જે જોતાં આપણને એમ લાગે કે અમુક કામ ધર્મરહિત કહેવાઇ શકે નહિ. શ્રીકૃષ્ણ પોતેજ તે લક્ષણ કહે છે.

"ધર્મ સર્વ પ્રજાને ધારણ કરે છે, અર્થાત્ તેની રક્ષા કરે છે, તેથી તેને ધર્મ કહે છે, **માટે જેના વડે જીવોનું રક્ષણ થાય તેનુંજ નામ ધર્મ.**"

ધર્મનું લક્ષણ કૃષ્ણે આ પ્રમાણે નક્કી કર્યું છે. હાલના ફિલસુફો હર્બર્ટ સ્પેન્સર, બેન્થામ, મિલ વગેરેના શિષ્યો પણ એ મત કબૂલ રાખશે, પરંતુ કેટલાકો એમ પણ કહેશે કે એ બહુ જબરો હિત-વાદ–Utilitarian જાતનો ધર્મ થઇ ગયો કહેવાય તે વાત ખરી છે, પણ "ધર્મતત્ત્વ" નામના ગ્રંથમાં બતાવ્યું છે તેમ ધર્મતત્ત્વ હિતવાદથી છૂટું પાડી શકાયજ નહિ. જગદીશ્વરની સાર્વભૌમિકતા તથા સર્વમયતાના લક્ષણમાંથીજ એ અનુમાન નીકળે છે. સાંકડા ખ્રીસ્તી ધર્મ જોડે હિતવાદને વિરોધ આવી શકે ખરો, પરંતુ જે હિંદુ ધર્મમાં એમ કહેલું છે કે દરેક સરજાયેલી ચીજમાં ઇશ્વર રહેલો છે, તે ધર્મનો હિતવાદ એ એક ખરેખરો ભાગ છે, અને તેથી કૃષ્ણનું ઉપલું વાક્ય ધર્મનું યથાર્થજ લક્ષણ છે.

ધર્મનું જેને અનુમોદન તે સત્ય, જેને તેનું અનુમોદન નહિ તે અસત્ય, એમ આગળ કહ્યું છે, તેથી સર્વ લોકોનું જેનાથી હિત થાય તે સત્ય કહેવાય, જેનાથી અહિત થાય તે મિથ્યા કહેવાય. એજ અર્થમાં જેને લોકો સત્ય કહે તે ધર્મની આંખે જોતાં મિથ્યા હોઇ શકે, અને લોકો જેને મિથ્યા કહેતા હોય તે સત્ય હોઇ શકે અને તેથી તેવી જગાએ મિથ્યા સત્યસ્વરૂપ અને સત્ય મિથ્યાસ્વરૂપ હોઇ શકે છે.

એના ઉદાહરણમાં શ્રી કૃષ્ણ કહે છે કે, "કોઇ અમુક માણસને મારી નાંખવા માટે એક માણસ કોઇ બીજા માણસને પૂછે કે તે માણસ ક્યાં છે, તો **જેને સવાલ પૂછયો હોય તે માણસે ચૂપ-કીદી પકડવી એજ તેને ઉચિત છે.** છતાં જો તેને જવાબ આપવોજ પડે, તો તેને જૂઠું બોલવુંજ ઉચિત છે. એ જગ્યાએ જૂઠું સત્યસ્વરૂપ કહેવાય છે."

આ વાત કહેતાં પહેલાં તેની પ્રસ્તાવના તરીકે કૃષ્ણે અર્જુનને કૌશિકની કથા સંભળાવેલી; તે એવી છે કેઃ—

"કૌશિક નામે એક બહુ ભણેલો તપસ્વી બ્રાહ્મણ પોતાના ગામથી બહુ આઘે નદીઓના સંગમપર વાસ કરી રહેતો હતો. એ બ્રાહ્મણ હમેશાં સાચું બોલતો, અને તે વખતના સત્યવાદી માણસ

તરીકે જાણીતો થયેલો હતો. એક વખત કેટલાંક માણુસો લૂટારાઓના ભયથી નાસતાં તે વનમાં આવ્યાં, તેમની પાછળ તેમને શોધતા શોધતા ક્રોધભરેલા લૂટારા પણુ ત્યાં આવી પહોંચ્યા અને કૌશિકને જોઇને પૂછ્યું કે, મહારાજ ! આણી તરફ કેટલાંક માણુસો આવ્યાં છે, તેઓ કયે રસ્તે ગયાં છે તેની આપને ખબર હોય તો સાચેસાચું કહો. લૂટારાઓનો આ પ્રશ્ન સાંભળી કૌશિકે પોતાની સાચવટ જાળવવા કહ્યું કે કેટલાંક માણુસો આ ઝાડથી વીંટાયેલા વનમાં પેસી ગયાં છે. આ ઉપરથી તે ક્રૂર લૂટારાઓએ તે માણુસોને શોધી કાઢી તેમને મારી નાંખ્યાં, સૂક્ષ્મ ધર્મથી અજાણુ એવો કૌશિક પણુ સત્ય વાક્ય બોલવાને લીધે જે પાપ થયું તેનો બદલો પામવા નરકમાં પડયો." આ ઉપરથી એમ સમજાય છે કે કૌશિકને ખબર હોવી જોઇએ કે તેને સવાલ કરનારાઓ લૂટારાઓ હતા અને તેઓ ન્હાસી ગયેલાં માણુસનો જીવ લેવા તેમની પાછળ લાગેલા હતા, કારણુ જો તેને તે બાબતની ખબર ન હોય તો લૂટારાઓને જવાબ આપવામાં તેણે પાપ કર્યું કહેવાય નહિ, અને જો ખબર હોય તો કૃષ્ણુના કહેવા મુજબ સાચું બોલી પાપ કર્યું કહેવાય. આ વિષયમાં પૂર્વ અને પશ્ચિમમાં બહુ મતભેદ ચાલે છે. યુરોપીઅન શિક્ષકોના હાથ તળે આપણે શિખ્યા છીએ કે સત્ય નિત્ય છે, તે કોઇ દહાડો મિથ્યા—જૂઠું થતું નથી, અને જૂઠું કદી પણુ બોલવું યોગ્ય નથી. માટે એ શિક્ષણુ પામેલાઓ અલબત કૃષ્ણુના મતને નિંદનીયજ ગણે, પરંતુ એવા નિંદકોને આપણે એકજ સવાલ પૂછીશું કે કૌશિકે આ ઠેકાણે શું કરવું જોઇતું હતું? વખતે કોઇ કહેશે કે એનો જવાબ તો સહેલ છે, તેણે ચૂપ રહેવું હતું. કૃષ્ણે એ વાત તો આગળ કહીજ છે, માટે એ સંબંધે કાંઇ મતભેદ નથી, પણુ લૂટારાઓ કૌશિકને ચૂપ બેસી ન રહેવા દેતાં તેને મારી ઠોકી તેની પાસેથી જવાબ કઢાવે તેનું કેમ? કેટલાક વળી જવાબ આપશે કે પીડા તો શું પણુ મોત પણુ સહન કરી કૌશિકે ચૂપજ રહેવું જોઇતું હતું, એ પણુ બરાબર છે, પણુ સવાલ એટલો જ ઉભો રહે છે કે એવી રીતનો ધર્મ પૃથ્વીપર સાધારણુ રીતે ચાલી શકે ખરો? સાંખ્યદર્શનવાળા કપિલે કહ્યું છે

કે " **नाप्राक्योपदेशाविधिविकल्पा- ष्टेऽप्यनुपदेशः** (અધ્યાય પહેલો, ૯મું સૂત્ર). આવી રીતનો ધર્મ પ્રચાર કરવો નિષ્ફળ જાય એવું દેખાય છે, છતાં ફળીભૂત થાય તો માણસ જાતનું પરમ સૌભાગ્ય સમજવું.

આપણે તેટલા માટે વિચારવાનું એ છે કે જ્યારે બોલવું તો પડેજ, જવાબ તો દેવોજ પડે ત્યારે શું કરવું ?

**अवश्यं .जितव्य वा शङ्केरन् वाप्यकूजतः।**

આવું હોય ત્યાં શું કરવું ? સાચું બોલીને જાણી જોઇને નરહત્યા કરવામાં મદદગાર થઇ પડવું ? જે એવી રીતે વર્ત્તવામાંજ પોતાનો ધર્મ રહેલો સમજતો હોય તેનો ધર્મ યથાર્થ હોય કે અયથાર્થ હોય પણ નૃશંસ–નિર્દય તો કહેવાયજ.

આ મતથી ઉલટા અભિપ્રાયવાળા વખતે એમ કહેશે કે કૃષ્ણોક્ત નીતિનું ફળ એક એ પણ થશે કે ખૂનીનો જીવ બચાવવા પણ જૂઠું બોલવું તે ધર્મ ગણાય. એમ કહેનારા આ તત્ત્વ બરાબર સમજ્યા કહેવાય નહિ. ખૂનીને સજા કરવી એ મનુષ્ય જીવનના રક્ષણને માટે જરૂરનું છે, કારણ જો તેમ ન થાય તો જેમ જેની મરજીમાં આવે તેમ એક બીજાને મારી નાંખે, માટે ખૂનીને સજા કરવી તેજ ખરો ધર્મ કહેવાય, તેનું રક્ષણ કરવા જૂઠું બોલવું તે તો ઉલટો અધર્મ થાય.

કૃષ્ણનું કહેલું આ સત્યતત્ત્વ નિર્દોષ અને તે પ્રમાણે માણસોએ સાધારણ રીતે ચાલવા જેવું છે કે નહિ તે કહેવાની અહિં જરૂર નથી, કારણ માત્ર કૃષ્ણચરિત્ર સમજાવવા ખાતરજ તેનાપર આટલું વિવેચન કરવું પડયું છે, છતાં યુરોપીઅનો જે કહે છે કે સત્ય સર્વદા સત્યજ છે, હંમેશ સત્ય બોલવું જોઇએ, સત્ય કદી પણ તજવું નહિ, તે સંબંધે પણ કેટલોક વિચાર કરવાનો છે, કારણ જ્યાં માણસનું હિત થતું હોય ત્યાંજ સત્ય એ ધર્મ ગણાય, જ્યાં હિતકારી નહિ ત્યાં અધર્મ ગણાય એવું ધર્મતત્ત્વ માનીને બેસતાં મનુષ્યજીવન અને મનુષ્યસમાજ તદન અંકુશ વગરનાં થઇ જાય એવો ભય રહે છે; લોકોનું હિત કરવાનો જે ઉદ્દેશ, તે ધસડાઇ જાય છે. અમુક વખતે

સાચું બોલવું જરૂરનું છે કે જૂઠું બોલવું જરૂરનું છે, તેનો નિર્ણય કોણ કરે? ગમે તે કરે એમ જો હોય તો તો પછી કદી ધર્મનો અનુમોદનવાળો નિર્ણય બની શકેજ નહિ, કારણ દુનીઆમાં ઘણા મોટા ભાગનાં બુદ્ધિ, જ્ઞાન, કેળવણી બહુ સાધારણ પ્રકારનાં હોય છેઃ તે સંબંધે કોઇનામાં સંપૂર્ણતા તો છેજ નહિ. વિચારશક્તિ પણ મૂળમાં ઘણી થોડી હોય છે, તેમાં ઇંદ્રિયો એક તરફ ખેંચે, સ્નેહ, મમતા બીજી તરફ ખેંચે, અને ભય, લોભ, મોહ વગેરે ત્રીજી તરફ ખેંચે, તેથી સત્ય તો હંમેશ પાળવું જોઇએ, એવો ધર્મ ન હોય તો મનુષ્યનીતિ સત્ય વગરની થઇ જાય એવો સંભવ બહુ અંશે રહે છે.

આ મુશ્કેલી પ્રાચીન હિંદુ ઋષિઓ સમજતા હતા, તેથી તેમણે કઇ કઇ અવસ્થામાં મિથ્યા બોલવું યોગ્ય છે તે નક્કી કરી આપેલું છે. "પ્રાણ જવાની વખતે," વગેરે પ્રસંગો ઉપરના શ્લોકમાં બતાવેલા છે તે તેમનાજ કહેલા છે. મનુ, ગૌતમ વગેરેનો પણ તેવોજ મત છે. હવે તેમણે જે કેટલાક પ્રસંગો તથા વિધિઓ બતાવ્યાં છે તે ધર્માનુમત છે કે નહિ તેનો વિચાર કરવાની આપણે જરૂર નથી, કારણ કૃષ્ણનું કહેલું સત્યતત્ત્વજ આપણે અવલોકવાનું છે. હાલના યુરોપીઅનોની માફક કૃષ્ણ પણ જાણતા હતા કે કેટલાક ખાસ પ્રસંગો બતાવ્યા સિવાય, જો એક સાધારણ વિધિજ લોકોને બતાવી દીધો હોય, તો તે પ્રમાણે ચાલવું તેમને બહુ અઘરૂં થઇ પડે છે; તેમને "પ્રાણ જવાને પ્રસંગે" ઇત્યાદિ થોડા ખાસ પ્રસંગો બતાવી દીધાથી તેઓ ધર્મ પ્રમાણે સત્યાચરણ શું તે સમજી શકે નહિ, માટે શેને સારૂ અને કેવી અવસ્થામાં સાધારણ નિયમ તોડી તેથી ઉલટું ચાલવું યોગ્ય છે, તે પણ કૃષ્ણે સ્પષ્ટ કરીને કહ્યું છે.

દાન, તપ, શૌચ, આર્જવ, સત્ય વગેરે ઘણાં કામો ધર્મ કહેવાય છેઃ એ સાધારણ રીતે ધર્મ કહેવાય છે, પરંતુ કેટલાક અમુક પ્રસંગોએ એ અધર્મનું સ્વરૂપ પણ લે છેઃ અનુચિત પ્રયોગ કે વ્યવહાર તે અધર્મ. દાનનોજ દાખલો આપતાં કહે છે કે, "આપણી પાસે ગમે તેટલી સમૃદ્ધિ હોવા છતાં પણ ચોરને દાન કરવું એ

કદાપિ આપણું કર્ત્તવ્ય કહેવાય નહિ, પાપાત્માને ધન દાન કરવાથી અધર્માચરણના બંધનથી દાતાને પણ પીડાવું પડે છે." સત્ય સંબંધે પણ એવુંજ છે. શ્રીકૃષ્ણે તેનાં બે ઉદાહરણ આપ્યાં છે, તેમાંનું એક ઉપર કહી ગયા છીએ, અને બીજું એ છે કે, "મિથ્યા શપથથી જો ચોર લૂટારાઓ પાસથી છૂટી શકાતું હોય તો તે જગાએ જૂઠું બોલવું સારૂં છે; એ જૂઠું સત્ય સ્વરૂપ છે," એ સિવાય "**प्राणात्यये विवाहे**" વગેરે વાકયો પણ ફરીથી કહી સંભળાવ્યાં છે.

ટૂંકામાં કૃષ્ણના કહેલા સત્યતત્ત્વનું સ્થૂલતાત્પર્ય એ છે કે,

૧. જેને ધર્મનું અનુમોદન હોય તે સત્ય, ધર્મવિરૂદ્ધ તે અસત્ય.

૨. જેનાથી લોકોનું ભલું થાય તે ધર્મ.

૩. માટે જેનાથી લોકોનું ભલું થાય તેજ સત્ય, તેનાથી વિરૂદ્ધ તે અસત્ય.

૪. એવી રીતનું સત્ય હોય તે સર્વદા સર્વ સ્થાને કહેવું યોગ્ય છે.

આ ઉપરથી કૃષ્ણના ભક્તો એમ કહી શકે કે જો આનાથી વધારે ઉત્કૃષ્ટ સત્યતત્ત્વ કોઇ જગાએ કહેવાયેલું બતાવવામાં આવે તો અમે કૃષ્ણનો મત છોડી દેવા તૈયાર છીએ, ને જો તેવું ન જડે તો તો પછી આદર્શ મનુષ્યના વાકય તરીકે એ માન્ય રાખ્યા સિવાય છૂટકોજ નથી.

## પ્રકરણ ૭મું.

### કર્ણવધ.

અર્જુને કૃષ્ણનો ઉપદેશ તો સાંભળ્યો, પણ પોતે ક્ષત્રિય હતો અને તેથી પોતાની પ્રતિજ્ઞા પાળવા માટે તે વ્યાકુળ થઇ ગયો, તેથી બંને પક્ષની રક્ષા થાય એવો રસ્તો લેવો કૃષ્ણે તેને સુઝાડયો.

કૃષ્ણે તેને કહ્યું કે, અપમાન તે માનનીય માણસને મૃત્યુ જેવું લાગે છે, માટે યુધિષ્ઠિરનું અપમાન થાય એવું એક વેણ તું તેને સંભળાવ, એટલે તેનો જીવ લીધા બરાબર તે થશે, તેથી અર્જુને

યુધિષ્ઠિરને અપમાન ભરેલાં વચનો કહી ઠપકો આપ્યો, પણ તેમ કરીને તેણે કૃષ્ણને બીજી આપત્તિમાં આણી મૂક્યા. તેણે કહ્યું કે "મારા મોટા ભાઇનું મેં અપમાન કર્યું તેથી મેં મોટું પાપ કર્યું છે, અને તેથી હું મારો પોતાનો જીવ લઇશ," એમ કહી પોતે તરવાર ખેંચી, પણ કૃષ્ણે તેનો પણ ઉપાય શોધી કાઢ્યો. તેમણે કહ્યું, "પોતાનાં વખાણ પોતાને મોઢે કરવાં એ સારા માણસને મન મોત બરાબર છે, માટે તું તેમ કર." અર્જુને બહુ આત્મશ્લાઘા કરી, એટલે એ મુશ્કેલીનો પણ અંત આવ્યો.

કૃષ્ણ ખરૂં જોતાં અર્જુનના સારથિ હતા, પરંતુ જેમ તેના ઘોડાને અંકુશમાં રાખતા હતા, તેમ વારંવાર અર્જુનને પોતાને પણ તે અંકુશમાં રાખતા હતા. કોઇ વખત અર્જુનની આજ્ઞા પ્રમાણે કૃષ્ણ રથ ચલાવતા તો કોઇ વખત કૃષ્ણની આજ્ઞા પ્રમાણે અર્જુનને ચાલવું પડતું. કૃષ્ણે હવે તેને કર્ણનો વધ કરવાનું કહ્યું.

કર્ણનો વધ મહાભારતમાં બહુ મહત્ત્વનો બનાવ છે. કર્ણજ અર્જુનનો બરોબરીઓ કહેવાતો. જ્યારે ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ ચારે જણ મળીને યુધિષ્ઠિરને માટે દિગ્વિજય કરવા શક્તિવાન થયેલા ત્યારે માત્ર કર્ણે એકલાએ દુર્યોધનને માટે તેવોજ વિજય મેળવેલો. અર્જુન તો દ્રોણનો શિષ્ય હતો, પણ કર્ણ તો દ્રોણના ગુરૂ પરશુરામનો શિષ્ય હતો. અર્જુન પાસે "ગાંડીવ" ધનુષ્ય હતું તો તેથી ઉત્કૃષ્ટ ધનુષ્ય "વિજય" કર્ણ પાસે હતું. અર્જુનના સારથિ કૃષ્ણ હતા તેમ મહા બહાદૂર લડવૈયો શલ્ય કર્ણનો સારથિ હતો. બંને જણાને અનેક દિવ્યાસ્ત્રોની વિદ્યા આવડતી હતી. એક બીજાનો જીવ લેવા બંનેએ લાંબો વખત થયા પ્રતિજ્ઞા લઇ મૂકી હતી. ભીષ્મ અને દ્રોણનો વધ કરવા અર્જુને કાંઇ પણ પ્રયત્ન કરેલો નહિ, પરંતુ કર્ણને મારવાનો તેનો દૃઢ વિચાર હતો. કુંતીએ જ્યારે કર્ણને તેની જન્મની ખરેખરી હકીકતથી જાણીતો કર્યો ત્યારે તેણે પોતાની માને વચન આપ્યું હતું કે હું યુધિષ્ઠિર, ભીમ, નકુલ અને સહદેવને નહિ મારૂં, પણ તેણે અર્જુનને જીવતો રાખવા માટે તેની વિનંતિ કબૂલ રાખી

ન હતી: કાંતો તેને મારીશ, યા તો તેને હાથે મરીશ, એવો પોતાનો નિશ્ચય કુંતીને કહી સંભળાવ્યો હતો.

એવા મહા યુદ્ધમાં કૃષ્ણ હવે અર્જુનને દોરી ગયા. એટલાજ માટે કૃષ્ણ અર્જુનને યુધિષ્ઠિરની છાવણીમાં લઇ આવ્યા હતા. યુધિષ્ઠિરને મળવા જવા ભીમે અર્જુનને કહેલું ખરૂં, પરંતુ લઢાઇ પૂરી થયા સિવાય તેમ કરવાની અર્જુનની ઇચ્છા હતી નહિ, છતાં કૃષ્ણ જીદ કરીને અર્જુનને ત્યાં લઇ આવેલા હતા. તેમના મનમાં એમ હતું કે ભલે લઢાઇ કરી ચાલતા યુદ્ધમાં ભાગ લઇ કર્ણ થાકી જાય, અને અર્જુન તેટલા વખતમાં આસાયેશ લઇ પાછો તૈયાર થઇ જાય; તેમ વળી લઢાઇમાં જતી વખતે તેને વિશેષ ઉત્તેજન આપવા પોતે અર્જુનની બહાદૂરીનાં વખાણ કરવા માંડયાં, અને આગળ ઉપર તેણે કરેલાં શૌર્યનાં કામોની યાદદાસ્ત તાજી કરી આપી. દ્રૌપદીને આપેલું અપમાન, અન્યાયયુક્ત યુદ્ધમાં કરેલો અભિમન્યુનો વધ, વગેરે કર્ણને હાથે થયેલો પાંડવો-પરનો જુલમ તેને સંભારી આપ્યો. એ બધાં વચન અત્રે ઉતારી લેવાનો કાંઇ સબબ નથી. માત્ર એટલુંજ જણાવવું જરૂરનું છે કે "પૂર્વ જેવી રીતે વિષ્ણુએ દાનવોનો નાશ કરેલો", "પૂર્વે જેમ દાનવો વિષ્ણુને હાથે હણાયેલા" એવાં એવાં વાક્યો કૃષ્ણને મોઢે નીકળેલાં હોવાથી, હજુ સુધી પણ પોતે પોતાને વિષ્ણુના અવતાર તરીકે ઓ-ળખાવતા નથી, એટલું નક્કી થાય છે. પોતે દેવ છે એવો અધિકાર પહેલા સ્તરમાં કૃષ્ણ કોઇ જગાએ લેતા નથી; બીજા સ્તરમાં એથી જૂદુંજ નજરે પડે છે.

કર્ણ ને અર્જુન વચ્ચે જે યુદ્ધ થયેલું તેનું વર્ણન કરવું જરૂરનું નથી, પણ એમ કહેવાય છે કે કર્ણના સર્પબાણથી અર્જુનને કૃષ્ણે બચાવેલો. એ બાણનું નિવારણ કરવા અર્જુનમાં શક્તિ ન હતી તેથી પોતાના પગથી દબાવી કૃષ્ણે અર્જુનનો રથ જરા પૃથ્વીમાં પે-સાડી દીધો, અને તેથી ઘોડાઓ ઘુંટણભર થઇ ગયા, તેથી અર્જુનનું માથું બચી ગયું, માત્ર મુગટનો ઉપરનો જરા ભાગ ઉડી ગયો. અર્જુને પોતે જરા માથું નીચું કર્યું હોત તોપણ એજ પરિણામ

આવત, માટે એ બનાવ ઉપર વિશેષ વિચાર કરવાની જરૂર નથી, જો કે કૃષ્ણના સારથિપણાનાં વખાણ વારંવાર મહાભારતમાં તો કરેલાં છે.

લઢાઇના આખરના ભાગમાં કર્ણના રથનું પૈડું જમીનમાં ખૂંચી ગયું તેને ઉંચકવા કર્ણ જમીનપર ઉતર્યો, અને જ્યાંસુધી પૈડું ઉંચકી પાછું બરાબર કરે ત્યાં સુધી લઢાઇ કરતા અટકવાનું તેણે અર્જુનને કહ્યું. અર્જુને તેમ કર્યું હોય તેમ જણાય છે, કારણ રથપર ચઢી કર્ણ પાછું આગળની માફકજ યુદ્ધ કરવા માંડયું એવું મહાભારતમાં કહ્યું છે, પરંતુ કર્ણને કમનસીબે તેણે અર્જુનને એમ પણ કહ્યું કે આ પ્રમાણે લઢતા અટકવું એ તેનો ધર્મ છે, તેની ફરજ છે. કૃષ્ણ હંમેશા અધર્મીને સજા કરનાર હતા તેથી તેમણે કર્ણને કહ્યું કે,

"હે સૂતપુત્ર ! તું આ વખતે ધર્મ સંભારે છે. નીચ પુરૂષો જ્યારે દુઃખી થાય છે ત્યારે સાધારણ રીતે ઇશ્વિરને નિંદે છે, પણ પોતાનાં દુષ્કર્મોનો વિચાર સરખો કરતા નથી, દાખલા તરીકે જ્યારે દુર્યોધન, દુઃશાસન અને શકુનિએ તારા કહેવા પ્રમાણે એક વસ્ત્રથી આચ્છાદિત દ્રૌપદીને સભામાં પકડી આણી હતી, ત્યારે તારો ધર્મ ક્યાં ગયો હતો? જ્યારે નિંદ્ય હેતુને વશ થઇ તારા અભિપ્રાય પ્રમાણે દ્યૂતવિદ્યાથી અજ્ઞાન રાજા યુધિષ્ઠિરને દુષ્ટ શકુનિએ હરાવ્યા ત્યારે તારો ધર્મ ક્યાં ગયો હતો? જ્યારે તારા મતને અનુસરી દુર્યોધને ભીમને ભોજનમાં ઝેર ખવડાવ્યું હતું ત્યારે તારો ધર્મ ક્યાં ગયો હતો? જ્યારે લાક્ષાગૃહમાં વારણાવત નગરમાં રહેલા પાંડવોને તેં તે ઘર સળગાવી મૂકાવી બાળી દેવાનો બંદોબસ્ત કર્યો હતો, ત્યારે તારો ધર્મ ક્યાં ગયો હતો? જ્યારે દુઃશાસનને હાથ પડેલી રજસ્વલા દ્રૌપદીને સભા મધ્યે આણી 'હે કૃષ્ણે ! પાંડવો પાયમાલ થયા છે ને હંમેશને માટે તેઓ નરકમાં ગયા છે, તેથી હવે તું બીજા પતિને પરણ' એ શબ્દો બોલી તેની મશ્કરી કરી હતી ત્યારે તારો ધર્મ ક્યાં ગયો હતો? હે કર્ણ! દુષ્ટ લોકોએ પૂર્વે જ્યારે નિરપરાધી દ્રૌપદીને દુઃખ દેવા માંડયું ત્યારે તું પાસે બેસીને જોયા કરતો હતો, તે સમયે તારો ધર્મ ક્યાં ગયો હતો? જ્યારે રાજ્ય લોભને વશ થઇ

શકુનિપર આધાર રાખી જુગટું રમવા પાંડવોને તેં બોલાવ્યા હતા ત્યારે તારો ધર્મ ક્યાં ગયો હતો? જ્યારે મહારથીઓને એકઠા કરી બાળક અભિમન્યુને ઘેરી લઇ મારી નાંખ્યો ત્યારે તારો ધર્મ ક્યાં ગયો હતો? હે કર્ણ! તેં જ્યારે આવી આવી વખતે અધર્મ કરેલો છે, તો પછી આ સમયે "ધર્મ, ધર્મ" કરી નકામું તાળવું સૂકવ્યાથી શું થવાનું હતું? આ વખતે તું ધર્મપરાયણ થશે, અને તેથી તારો જીવ બચશે એવું જરાપણ ધારીશ નહિ. પૂર્વે જેમ નિષધ દેશના રાજા નળે પુષ્કર જોડે પાસા રમી રાજ્ય ખોઇ, ફરી પાછું તે મેળવ્યું હતું તેમ ધર્મપરાયણ પાંડવો પોતાના બાહુબળથી સોમક વગેરે સહિત શત્રુઓનો નાશ કરી પોતાનું રાજ્ય પાછું મેળવશે; અને ધૃતરાષ્ટ્રના પુત્રો ધર્મવડે સંરક્ષિત પાંડવોને હાથે જરૂર હણાશે."

કૃષ્ણનાં વચન સાંભળી શરમના માર્યા કર્ણે પોતાનું માથું નીચું ઘાલી દીધું, પછી આગળની માફકજ યુદ્ધ કરતાં કરતાં અર્જુનના બાણ વડે તેણે પોતાનો પ્રાણ ખોયો.

## પ્રકરણ ૮મું.

### દુર્યોધનનો વધ.

કર્ણના મુવા પછી દુર્યોધને શલ્યને સેનાપતિ નીમ્યો. આગલા દિવસના યુદ્ધમાં ક્ષત્રિયને કલંક લગાડે એવી નામર્દી યુધિષ્ઠિરે બતાવી હતી, તે કલંક કાઢી નાંખવાની જરૂર હતી તેથી સર્વદર્શી શ્રી કૃષ્ણે આજના મોટા યુદ્ધ માટે યુધિષ્ઠિરને નીમ્યા. તેમણે પણ સાહસ કરી શલ્ય જોડે યુદ્ધ કરી તેને માર્યો.

તેજ દિવસે પાંડવોને હાથે આખું કૌરવસૈન્ય નાશ પામ્યું અને માત્ર બે બ્રાહ્મણ, કૃપ ને અશ્વત્થામા, તથા યદુવંશી કૃતવર્મા અને દુર્યોધન પોતે એ ચારજ જણ જીવતા રહ્યા. દુર્યોધન પણ ન્હાસી જઇ દ્વૈપાયન નામના તળાવના પાણીમાં નીચે ઉતરી બેસી ગયો, ત્યાં જઇ પાંડવોએ તેને શોધી કાઢ્યો, પણ વગર લઢાઇ કરે તેને માર્યો નહિ.

યુધિષ્ઠિર હંમેશનાજ સ્થૂલબુદ્ધિ–મંદઅક્કલવાળા હતા અને તેમના એ ગુણને લીધેજ પાંડવોને આટલું બધું કષ્ટ વેઠવું પડયું હતું. તેમના સ્વભાવ પ્રમાણે આ પ્રસંગે પણ તેમની બુદ્ધિએ પોતાનો ભાવ ભજવ્યો. તેમણે દુર્યોધનને કહ્યું, તારે જે જોઇએ તે હથીઆર લઇ અમારામાંથી જે કોઇને તું પસંદ કરે તેની જોડે યુદ્ધ કર. બાકીના અમે બધા રણસ્થળ આગળ ઉભા રહી તે લઢાઇ જોયા કરીશું. વળી હું એમ પણ કહું છું કે અમારામાંના ગમે તે એક જણને તું મારશે તો આખું રાજ તારૂં થશે." દુર્યોધને કહ્યું, "હું ગદાયુદ્ધ કરીશ." કૃષ્ણને ખબર હતી કે ગદાયુદ્ધમાં ભીમ સિવાય કોઇ બીજું દુર્યોધન સામું ટકી શકે તેવું ન હતું, અને તેથી દુર્યોધન જો ભીમ સિવાય બીજા કોઇ પાંડવ જોડે લઢાઇ કરવાનું કહેશે તો પછી પાછી પાંડવોને તો ભિક્ષાવૃત્તિજ નસીબે વ્હોંટવાની. બધા પોતપોતાના મદથી મગરૂર થઇ ગયા હતા, તેથી કોઇ કાંઇ બોલ્યું નહિ. યુધિષ્ઠિરને ઠપકો આપવાનું કામ કૃષ્ણને માથે આવી પડયું. તે તેમણે સારી રીતે પાર પણ પાડયું.

દુર્યોધનને પોતાને પણ પોતાના બળ માટે બહુ મગરૂરી હતી અને તેથી યુધિષ્ઠિરની બુદ્ધિએ દોષ કર્યો હતો, તેનો બદલો વળી ગયો. તેણે કહ્યું, જેની મરજીમાં આવે તે મારી જોડે ગદાયુદ્ધમાં ઉતરે, હું બધાનો વધ કરી શકું તેમ છું." આ ઉપરથી ભીમજ ગદા લઇ, લઢાઇ કરવા બહાર પડયો.

અહિં પાછો મહાભારતનો સૂર બદલાય છે. અઢાર દિવસ સુધી લઢાઇ ચાલી તેમાં ભીમ દુર્યોધન ઘણી વખત એકબીજા જોડે લઢતા, ગદાયુદ્ધ પણ કરતા, અને તે યુદ્ધમાં ભીમને હાથે દુર્યોધને ઘણી વખત હાર પણ ખાધેલી, પરંતુ હવે આજનું યુદ્ધ વર્ણવતાં કવિ કહે છે કે ગદાયુદ્ધમાં ભીમ દુર્યોધનનો બરોબરીઓ ન હતો. ભીમ આજે હારવાની અણીપર હતો, પણ તેને પોતાની આગલી પ્રતિજ્ઞા યાદ આવી. દ્યૂતક્રીડા પૂરી થયા પછી, દુર્યોધને જીતી લીધેલી દ્રૌપદીને તેના કહેવાથી દુ:શાસન રજસ્વલા સ્થિતિમાં એક વસ્ત્ર પહેરેલીને તેના કેશ પકડી સભા મધ્યે ખેંચી લાવી તેનાં ચીર ખેંચતો હતો, તે વખતે

ભીમે પ્રતિજ્ઞા કરી હતી કે હું દુઃશાસનને મારી નાંખી તેની છાતી ચીરી તેનું લોહી પીશ. ભીમે મહા શ્મશાનજેવા વિકટ રણક્ષેત્રપર દુઃશાસનને મારી રાક્ષસની માફક તેનું ઉનું લોહી પી, સઘળાનાં સાંભળતાં કહ્યું હતું કે "મેં આજે અમૃત પીધું." તેજ સભા મધ્યે દુર્યોધને "હસતાં હસતાં દ્રૌપદી તરફ નજર નાંખી વસ્ત્ર ઉઘાડી સર્વે લક્ષણથી સંપૂર્ણ, વજ્રના જેવી દૃઢ, અને કેળના થડ જેવી, હાથીની સુંઢ સરખી પોતાની ડાબી સાથળનો મધ્ય ભાગ તેને બતાવ્યો હતો." તે વખતે ભીમ પણ લીધું હતું કે "મહા યુદ્ધમાં ગદાના પ્રહાર વડે જો એ સાથળ હું ભાંગું નહિ તો હું નરકમાં જાઉં." તેથી તેજ સાથળ ગદાના પ્રહારથી તેને આજે ભાંગવાની હતી. તેમ કરવામાં તેને એક અડચણ આવે તેમ હતું. ગદાયુદ્ધનો નિયમ એવો હતો કે નાભિની નીચે કોઇનાપર ગદાનો પ્રહાર થાય નહિ. જો તેમ કોઇ કરે તો તે ગેરવાજબી—અન્યાયી યુદ્ધ કહેવાય, માટે જો રીતસર યુદ્ધ કરે અને દુર્યોધનને ભીમ મારે તો તેની પ્રતિજ્ઞા જળવાય નહિ.

જે રાક્ષસે પોતાના મોટા કાકાના છોકરાના હૃદયનું રૂધિર પી નાચ કરેલો તે રાક્ષસને મન માથાપર ગદા મારવી ને સાથળપર મારવી તેમાં ફેર શો? દ્રોણના ભયથી જે વૃકોદર ઠગાઇ કરવાને તત્પર થયેલો એવો જેને કવિએ ચીતરેલો છે, તેને સાથળપર ગદા મારવા માટે કોઇ બીજાના તરફથી ઉપદેશ અથવા સૂચનાની જરૂર હોય નહિ. પણ એવું કાંઇ બન્યું નહિ. ભીમ સાથળ ભાંગવાનું પોતાનું પણજ ભૂલી ગયો! આપણે આગળ જોયું છે કે બીજો સ્તર રચનાર કવિ (અને આ પ્રસંગના બ્યાનમાં તેનોજ હાથ જણાય છે) ચરિત્રની સુસંગતિ જાળવવામાં બહુજ ઓછી આવડતવાળો હતો. આ ઠેકાણે ભીમના ચરિત્રનું બંધબેસ્તાપણું તેણે જરા પણ જાળવ્યું નથી, તેમજ અર્જુનનું પણ કર્યું છે. ભીમ ભૂલી ગયો કે મારે સાથળ ભાંગવાનું પણ છે અને જે પરમધાર્મિક અર્જુન, દ્રોણનો વધ કરતી વખત, પોતાને આયુધકળા શિખવનાર, પોતાના ધર્મના આચાર્ય, મિત્ર, અને પરમ શ્રદ્ધાને પાત્ર કૃષ્ણની વાતને પણ મિથ્યા કહી તે પ્રમાણે ચાલેલો નહિ તે આ વખત પોતાની મેળેજ ગેરરીતિથી યુદ્ધ

કરવા ભીમને તૈયાર કરવા બેઠો! છતાં એ વાત કૃષ્ણના તરફથી જન્મ પામેલી ન હોવાથી કવિની મતલબ પાર પડેલી નહિ, તેથી તેણે નીચે પ્રમાણે એ કથાનો પ્રકાર ઉઠાવ્યો.

ભીમ દુર્યોધનનું યુદ્ધ થતું જોઈ અર્જુને કૃષ્ણને પૂછયું, કે એ બેમાંથી ગદાયુદ્ધમાં કોણ વધારે ચઢીઆતું હશે? કૃષ્ણે કહ્યું, "ભીમમાં બળ વધારે છે, પરંતુ દુર્યોધનમાં યત્ન અને નિપુણતા વધારે છે, વળી જે શરૂઆતમાં જીવ ખોવાની બ્હીકે લઢાઇ છોડી ન્હાસી જાય છે, અને પછી પાછા ફરી શત્રુની સામા ઉભા રહે છે તે લોકો મરણીઆ થઇ જાય છે, અને એકાગ્ર ચિત્તે લઢાઇ કરે છે. જીવવાની આશા છોડી સાહસ કરી જે માણસ લઢાઇ કરે તેને કોઇ જીતી શકતું નથી, માટે જો ભીમ અન્યાયથી દુર્યોધનને મારશે નહિ તો દુર્યોધન જીતશે અને યુધિષ્ઠિરના આપેલા વચન પ્રમાણે રાજ્ય ભોગવશે."

કૃષ્ણની વાત સાંભળી અર્જુને "પોતાની ડાબી જાંગ ઠોકી ભીમને નિશાની વડે સમજાવ્યો એટલે ભીમે તેની સાથળ ભાંગી નાંખી તેને નીચે પાડયો."

જેમ ન્યાય ઇશ્વર પ્રેરિત છે, તેમ અન્યાય પણ ઇશ્વર પ્રેરિતજ છે, એ બતાવવું એજ બીજા સ્તર રચનાર કવિનો ઉદ્દેશ છે તે આપણે જોઇ ગયા છીએ.

લઢાઇ ચાલતી હતી તે જોનારામાં બળરામ પણ હતા; ભીમ અને દુર્યોધન ગદાયુદ્ધ શિખવામાં તેના શિષ્યો હતા, પરંતુ દુર્યોધન પર તેને વિશેષ પ્રીતિ હતી, અને તેથી હંમેશ તે તેનો પક્ષપાત કરતા, તેથી આવું અન્યાયી યુદ્ધ ચાલતું જોઇ, તેમનો મિજાજ ગયો અને પોતાની ખાંધ પર હળ—જેના પરથી એમનું ઉપનામ હળધર પડેલું છે તે—લઇને ફરતા હતા તે ઉંચકી ભીમની સામે દોડયા. કૃષ્ણે તેમને સમજાવી શાંત પાડવા માંડયા, પણ તે શાંત થયા નહિ ને ગુસ્સામાં ને ગુસ્સામાં ત્યાંથી ન્હાસી ગયા.

એ થયા પછી એક ધિક્કારવા યોગ્ય બનાવ બનેલો કહેવામાં આવે છે. ભોંયે પડેલા દુર્યોધનના માથાપર ભીમે લાત મારેલી કહે-

વાય છે. યુધિષ્ઠિરે તેને તેમ કરતાં વાર્યો પણ ભીમે તેમનું કહ્યું સાંભળ્યું નહિ. તેને તેમ કરતાં અટકાવવા યુધિષ્ઠિરે પણ વિશેષ પ્રયત્ન ન કર્યો તેથી કૃષ્ણે તેનો તિરસ્કાર કર્યો. ભીમની ફતેહ જોઇ પાંડવોએ તેનાં બહુ વખાણ કરવા માંડયાં ને દુર્યોધનની હાંસી કરવા માંડી, કૃષ્ણે તેમને તેમ કરતાં અટકાવવાને કહ્યું કે,

"મરણની અણી પર આવેલા શત્રુને કડવાં વચન કહેવાં એ આપણો ધર્મ કહેવાય નહિ."

કૃષ્ણને લગતી આ હકીકત આદર્શ મનુષ્યના જેવી છે, પરંતુ ત્યાર પછી તેમણે જે કરેલું કહેવાય છે તે તો તદન અજાયબ જેવુંજ છે.

જેમણે હારેલા શત્રુને કડવાં વેણ કહેવાં નહિ એવો ઉપદેશ આપેલો તેજ કૃષ્ણ દુર્યોધનને કડવું કહેવા લાગ્યા ! તેનો જવાબ જે દુર્યોધને આપ્યો તે એથી વધારે અજાયબ જેવી હકીકત છે.

દુર્યોધન મૂવો નહતો, પણ ભાંગેલી સાથળે ભોંય પર પડી રહ્યો હતો. તેણે કૃષ્ણના કડવા બોલ સાંભળી કહ્યું કે, "હે કંસના દાસના છોકરા ! તારા કહ્યાથી અર્જુને મારી સાથળ ભાંગી નાંખવાની નિશાની ભીમને કરી અને તેથી અધર્મ યુદ્ધમાં ભીમે મને પાડયો છે, તે જોઇ તને શરમ લાગતી નથી ? તારા અન્યાયી ઉપાયો વડે જ દરરોજ ધર્મયુદ્ધ કરનારા હજારો રાજા મરણ પામ્યા છે.* શિખંડીને આગળ કરી તેં પિતામહને હરાવ્યા.§ અશ્વત્થામા નામનો હાથી મરાયો તેનો લાભ લઇ લુચ્ચાઇ કરી આચાર્યનાં અસ્ત્રશસ્ત્ર તેં છોડાવ્યાં, તે વખતે દુરાત્મા ધૃષ્ટદ્યુમ્ન તેને મારવા તૈયાર થયો છતાં તેં તેને અટકાવ્યો નહિ.‡ અર્જુનને મારવા જે શક્તિ નામનું આયુધ કર્ણે ઘણા દહાડા થયા સાચવી રાખ્યું હતું તેનો ચતુરાઇ વાપરી તેં ઘટો-

* આવી વાત મહાભારતમાં કોઇ જગાએ કહી નથી, તેમ તેના એક સ્તરમાં પણ નથી.

§ આમાં કૃષ્ણનો જરાએ હાથ હોય એવું મહાભારતમાં કોઇ ઠેકાણે નથી.

‡ શત્રુને મારવા તૈયાર થાય તેમાં અટકાવવો શા માટે જોઇએ ?

ત્કચપર ઉપયોગ કરાવી નકામું કરાવી નાંખ્યું.* તારી લુચ્ચાઇને લીધે સાત્યકિએ હાથ કપાઇ ગયેલા એવા ભૂરિશ્રવાને માર્યો.§ બહાદૂર કર્ણ જ્યારે અર્જુનની સામે લઢતો હતો ત્યારે તેનું સર્પબાણ વ્યર્થ કરાવનાર તુંજ હતો.‡ છેવટે સૂતપુત્ર કર્ણના રથનું પૈડું જ્યારે જમીનમાં ઉતરી ગયું અને તેને બહાર ખેંચી કાઢવા તે રોકાયેલો હતો ત્યારે પહોંચ વાપરી અર્જુનને સમજાવી તેં તેનો વધ કરાવ્યો.+ માટે તારા જેવો પાપાત્મા, નિર્દય અને નિર્લજ્જ બીજો કોણ છે? જો તેં મારી, ભીષ્મની, દ્રોણની અને કર્ણની જોડે ન્યાયની રીતે લઢાઇ કરી હોત તો કદાપિ પાંડવો જીતત નહિ. તારી અનાર્ય યુક્તિઓને લીધેજ મારો અને ધર્મ પ્રમાણે ચાલનારા મારા સહાયકોનો પરાભવ થયો."

દુર્યોધનના આ ભાષણને સંબંધે તેની જે નીચે ટીકા આપી છે, તેપરથી વાચકને સ્હેજ જણાશે કે તેમાં જણાવેલી હકીકત બધી ખોટી છે. આખા મહાભારતમાં જૂઠાણાથી ભરેલાં તિરસ્કારનાં એવાં વચન બીજી કોઇ જગાએ નથી, માટેજ ઉપર કહેલું છે કે દુર્યોધનનો જવાબ બહુ અજાયબ જેવો છે.

---

* કૃષ્ણે એ બાબતમાં કશો પ્રયત્ન કરેલો નહિ તેમજ ચતુરાઇ પણ વાપરેલી નહિ. મહાભાતમાં તો ઉલટું એમ છે કે કૌરવોની સંમતિથીજ અને તેમના કહેવાથીજ કર્ણે ઘટોત્કચનાપર એ શક્તિ નામનું આયુધ વાપરેલું.

§ આ હકીકત તદ્દન ખોટી છે. કારણ મહાભારતમાં એવી વાત કોઈ જગાએ નથી. સાત્યકિએ ભૂરિશ્રવાને મારેલો એ વાત ખરી પરંતુ તેના હાથ કપાઈ ગયેલા હોવાથી તેને મારવાની કૃષ્ણે તો ઉલટી મના કરેલી.

‡ એ કૃષ્ણની હુશીઆરીનું લક્ષણ છે. તેમણે પોતાના પગના જોર વડે રથનું પૈડું જમીનમાં બેસાડી દીધેલું. એ રસ્તો બહુ ન્યાય્ય હતો, કારણ સારાથનો ધર્મ, રથમાં બેસનાર માણસને બચાવવાનો છે.

\+ એમાં પહોંચ શી તે સમજાતું નથી. મહાભારતમાં કૃષ્ણે કોઇ પણ તરેહની પહોંચ એ સંબંધમાં વાપરી હોય એવી હકીકત નથી. માત્ર યુદ્ધમાં અર્જુને કર્ણનો નાશ કર્યો એટલુંજ છે.

આશ્ચર્યની હજી ત્રીજી વાત એ છે કે આ ભાષણનો કૃષ્ણે જવાબ આપ્યો. આપણે આગળ જોયું છે કે કૃષ્ણનો સ્વભાવ ગંભીર અને ક્ષમાશીલ હતો. કોઇ તેમનું અપમાન કરતું તો પોતે તેનો જવાબ આપતા નહિઃ ભરી સભામાં શિશુપાલે તેમની નિંદા કરેલી તે એક પણ શબ્દ બોલ્યા વગર પોતે સાંભળી રહેલા, વળી વિશેષમાં અહિં દુર્યોધનનો મરણ કાળ પાસે આવેલો હતો, તેથી તેવા માણસને જવાબ આપી કડવાં વેણ બોલવાં તેજ કૃષ્ણની પોતાની નિંદા કરાવવા જેવું કામ હતું, છતાં મહાભારતમાં કહ્યું છે કે કૃષ્ણે દુર્યોધનને જવાબ આપ્યો એટલુંજ નહિ પણ તેને ન ઘટે તેવાં વેણ સંભળાવ્યાં, દુર્યોધનનાં બધાં પાપાચરણ વિસ્તારથી તેને કહી બતાવ્યાં ને છેલ્લે કહ્યું કે, "તેં નહિ કરવાં જેવાં ઘણાં કામ કર્યાં છે, તો હવે તેનું ફળ ભોગવ."

તેના ઉત્તરમાં દુર્યોધને કહ્યું, "મેં અધ્યયન કર્યું છે, વિધિપૂર્વક માન મેળવ્યું છે, સાગરથી વીંટળાયેલી પૃથ્વીપર રાજ્ય ભોગવ્યું છે, મારા શત્રુઓના માથાપર પગ મૂક્યા છે, બીજા રાજાઓને ન મળે તેવાં સુખ ભોગવ્યાં છે, ને બહુ ઉત્કૃષ્ટ ઐશ્વર્ય મેળવ્યું છે, અને છેવટ ધર્મ પ્રમાણે ચાલનાર ક્ષત્રિય જેવું માગે તેવું મોત—લઢાઇમાં મૃત્યુ—મેં પ્રાપ્ત કર્યું છે, તેથી મારા જેવો બીજો ભાગ્યશાલી છેજ કોણ? હું તો હવે મારા ભાઇ ભાંડુઓ જોડે સ્વર્ગે જાઉં છું, ને તમો સૌ તો શોકાતુર ચિત્તે મુએલા જેવાજ આ પૃથ્વીપર રહી જશો."

આ જવાબમાં કાંઇ નવાઇ જેવું નથી. જે શત્રુ પોતાનું સર્વસ્વ હારી ગયો હોય, જે શત્રુ દુર્યોધન જેવો દાંભિક હોય, તે જો પોતાના શત્રુને એમ કહે કે તું હાર્યો છે, ને હું જીત્યો છું તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી, તળાવમાં પડયો પડયો દુર્યોધન એવીજ વાત કરતો હતો. લઢતાં મરીશું તો સ્વર્ગમાં જઇશું એવું બધાજ ક્ષત્રિયો કહે છે, પરંતુ એ જવાબ જોઇને નવાઇ ન લાગે તેટલી તે જવાબનું પરિણામ જોઇને લાગે છે. કારણ દુર્યોધન એ શબ્દો બોલી

રહ્યો કે તરતજ, આકાશમાંથી સુગંધિ ફુલોની વૃષ્ટિ થવા લાગી, ગંધર્વોએ વાદિત્ર વગાડવા માંડયાં અને અપ્સરાઓએ રાજા દુર્યોધનના યશનાં ગીત ગાવા માંડયાં, સિદ્ધ પુરૂષો તેને "સાધુ, સાધુ" કહેવા લાગ્યા, સુગંધવાળો સુખકર પવન ધીમે ધીમે વાવા લાગ્યો, સર્વે દિશાઓ અને આકાશ નિર્મળ થઇ ગયાં, તેથી વાસુદેવ જેમાં મુખ્ય છે તેવા પાંડવો દુર્યોધનની સંમાનસૂચક આ હકીકત જોઇ બહુ શરમાઇ ગયા, અને તેઓએ ભીષ્મ, કર્ણ, દ્રોણ, અને ભૂરિશ્રવાને અધર્મ યુદ્ધમાં મારી નાંખ્યા એમ સાંભળી શોક દર્શાવવા માંડયો."

જેને મહાભારતમાં પાપીઓમાં પાપી ગણેલો છે તે પાપી માણસનું આવી અદ્‌ભુત રીતે સંમાન થાય અને તેને સાધુવાદ મળે, અને જેને સર્વોત્કૃષ્ટ ધર્માત્મા ગણેલા છે તેવા કૃષ્ણને આવાં અધર્માચરણ માટે લજ્જા પ્રાપ્ત થાય, એ પણ એક આશ્ચર્યની વાત છે. સિદ્ધ, અપ્સરા, ને દેવગણ મળી એવું કહે કે પાપી દુર્યોધન તે ધર્માત્મા અને પાંડવ કૃષ્ણ મહા પાપાત્મા, એ પણ મહાભારતની ખુબી; અને એને એ ગ્રંથની ખૂબી કહેવી પડે છે, કારણ આખા મહાભારતમાં જે કહેલું છે તેનાથી એ તદ્દન ઉલટી હકીકત છે. દેવગણની વાત તો ઉંચી રાખીએ પણ કોઇ માણસજાતે પણ આવાં કામને માટે દુર્યોધનને સાધુવાદ આપ્યો હોય તો તે મહાભારતમાં આશ્ચર્ય જેવી હકીકત કહેવાય, કારણ મહાભારતનો ઉદ્દેશજ દુર્યોધનનો અધર્મ અને કૃષ્ણ તથા પાંડવોનો ધર્મ બતાવવાનો છે, તેમણે દુર્યોધનને મોઢેજ સાંભળ્યું કે ભીષ્મ, દ્રોણ, કર્ણ અને ભૂરિશ્રવાને તેઓએ અધર્મથી મારેલા, અને તેથીજ હવે તેઓ દિલગીર થવા લાગ્યા. આટલો વખત જાણે એ વિશે તેમને કાંઇ ખબરજ હતી નહિ, તે હવે તેમણે પોતાના પરમ શત્રુ પાસેથી સાંભળી સજ્જનો માફક પોતાનો તે સંબંધી શોક પ્રદર્શીત કરવા માંડયો ! તેમને તો માલમ હતું કે ભીષ્મ કે કર્ણને કોઇને તેમણે અધર્મથી માર્યા નથી છતાં જ્યારે તેમના કટ્ટા વેરી દુર્યોધને તેમને તે વાત કહી, ત્યારે તેમને ગળે તરત ઉતરી ગયું કે ખરેખર પોતે અધર્મથીજ એ યોદ્ધાઓને હણેલા, તેથી તેઓ દિલગીર થવા બેઠા. તેઓ જાણતા હતા કે

તેમણે કોઇએ તો ભૂરિશ્રવાને મારેલો નહિ, અને અર્જુન, ભીમ અને કૃષ્ણે પોતે પણ સાત્યકિને તેમ કરતાં વારેલો, છતાં એ અધર્માચરણ તમે કર્યું છે, એમ કહેતાંજ ગરીબ બીચારા પાંડવોને તરત તે વાતપર વિશ્વાસ બેસી ગયો, અને એ પાપને માટે પોતાનો શોક બતાવવા ઝટ તેઓ રડવા બેસી ગયા. આવી આવી વાતોનું અવલોકન કરવું નકામું છે; આટલું કહેવાની જરૂર પણ એટલા માટેજ પડી છે કે આપણા દેશના લોકોના મનમાંથી હજુ એ ખ્યાલ ખસતો નથી કે સંસ્કૃત પુસ્તકોમાં જે લખ્યું હોય તે બધુંજ ઋષિવાક્ય ને તે બધુંજ માથે ચઢાવવું તથા ખરૂં માનવું, પછી તે સંભવિત હો કે અસંભવિત હો.

આશ્ચર્યની વાત એટલેથી અટકતી નથી, કારણ કૃષ્ણને પોતાનાં અધર્માચરણને માટે જે લાજ લાગી, તે લાજને ન ગણકારતાં તરતજ નિર્લજ્જ થઇ પાંડવો પાસે તેમણે પોતાનાં વખાણ કરવા માંડયાં.*

કહેવાની જરૂર નથી કે દુર્યોધન સંબંધી તિરસ્કારનું આખું વૃત્તાન્તજ અસલ ભાગમાં નથી. દ્રોણવધ સંબંધી પણ જે અમૌલિક હકીકત હતી તે આગળ સાબિત કરી આપી છે. વળી અમૌલિક

* કૃષ્ણે કહ્યું કે "મહારથીઓમાં મુખ્ય એવા ભીષ્મ અને રાજા દુર્યોધન અસાધારણ મોટા યોદ્ધાઓ હતા, તેમને તમે ધર્મયુદ્ધથી કદી પણ જીતી શકત નહિ. મેં માત્ર તમારૂં હિત વિચારી ઘણા ઉપાયો યોજી અને માયાબળ બતાવી તેમનો નાશ કર્યો છે. જો મેં એવાં કુટિલ કામ ન કર્યાં હોત તો તમને જય, રાજ્ય ને અર્થ મળતજ નહિ. જુઓ, ભીષ્મ અને એ ચારે યોદ્ધાઓ દુનિયામાં અતિરથને નામે પ્રખ્યાત થયેલા છે. આખી પૃથ્વીના રાજા ભેગા થાય તોપણ તેમને જીતી શકે તેમ નહતું, તેમજ જુઓ કે લઢાઇમાં જે કદી ન થાકે તેવા ગદાધારી દુર્યોધનને સાક્ષાત્ યમ પણ રીતસર યુદ્ધ કરી મારી શકે તેવું નહતું તેથી ભીમે તેને અધર્મ ઉપાયથી માર્યો છે, તેમાં ચર્ચા કરવાની જરૂર નથી. એ નિયમ તો પ્રસિદ્ધજ છે કે શત્રુની સંખ્યા ઝાઝી હોય તો તેને કપટથી હણવી. મોટા મોટા દેવતાઓએ પણ તેવી રીતે અસુરોને હણ્યા છે માટે તેમનો દાખલો લેવો તે આપણું સદા કર્ત્તવ્ય છે." આવો નિર્લજ્જ અધર્મ બીજે કાંઈ જડી આવતોજ નથી.

હકીકત જો કોઈ અમુક ભાગમાં હોય તો તે પણ અવશ્ય અમૌલિક લેખવીજ જોઈએ; તે સાથે એટલું પણ કહેવું જોઈએ કે અહિં બીજો સ્તર રચનાર કવિનો હાથ પણ દેખાતો નથી. એ કામ ત્રીજો સ્તર લખનારનું હોવું જોઈએ. બીજા સ્તરનો લખનાર કૃષ્ણનો ભક્ત હતો, ત્રીજાનો કૃષ્ણનો દ્વેષી હતો. શૈવ વગેરે અવૈષ્ણવ અથવા વૈષ્ણવમતના દ્વેષીઓએ પણ મહાભારતનું કદ વધાર્યું છે, એમ આગળ કહ્યું છે. વખતે તે લોકોએ આ ભાગ રચ્યો હોય તો તે બની શકે એવું છે; તેમ કૃષ્ણભક્તે પણ તેવું વખતે લખ્યું હોય, કારણ નિંદાના રૂપમાં સ્તુતિ કરવી એ ભરતખંડના કવિઓની વિદ્યાની એક શાખા છે.*

આ ગમે તેમ હોય પણ આગળ જતાં જણાય છે કે દુર્યોધન અશ્વત્થામાને કહે છે કે "ઘણા તેજવાળા વાસુદેવના માહાત્મ્યથી હું અજાણ્યો નથી. તેમણે મને ક્ષત્રિય ધર્મથી ભ્રષ્ટ કર્યો નથી, તો મારે માટે શોક કરવાનું તમારે શું પ્રયોજન છે?"

## પ્રકરણ ૯મું.

### લડાઈનો અંત.

અધર્મ યુદ્ધમાં દુર્યોધન મરાયો એ વાતને લીધે યુધિષ્ઠિરના મનમાં એવો ભય પેસી ગયો કે મહાતપના પ્રભાવવાળી ગાંધારી એ હકીકત સાંભળતાંજ પાંડવોને બાળી મૂકશે; માટે તેમણે કૃષ્ણને વિનંતિ કરી કહ્યું કે તમે હસ્તિનાપુર જઈ ગાંધારી તથા ધૃતરાષ્ટ્રને શાંત પાડી આવો.

---

* આના દાખલા તરીકે બાબુ બંકિમચંદ્ર એક બંગાલી પુસ્તકમાંથી નીચેનો ફકરો આપે છે; મદનના બળી ગયા પછી વિલાપ કરતાં રતિ અગ્નિને ઉદ્દેશી કહે છે, કે

एकेर कपाले रहे, आरेर कपाल दहे
आगुनेर कपाले आगुन

છેલ્લા ચરણનો ભાવાર્થ અગ્નિને ગાળ દેવાનો છે, પરંતુ તેનો અર્થ એવો પણ થઈ શકે છે કે "હે અગ્નિ, તારી શિખા જવાલાવિશિષ્ટ થાવ."

આ હકીકત પહેલા સ્તરની હોય એમ લાગતું નથી, કારણ અહિં યુધિષ્ઠિર કૃષ્ણને "અવ્યય, પૃથ્વીના સરજાવનાર તથા સંહાર કર્ત્તા" કહે છે. વળી આ વાત થતાં પહેલાં થોડાજ વખતપર અર્જુનના રથપરથી કૃષ્ણ ઉતર્યા કે તરત તે બળી ભસ્મ થઇ ગયો હતો, તેનું કારણ અર્જુને કૃષ્ણને પૂછ્યું ત્યારે કૃષ્ણે કહ્યું કે "બ્રહ્માસ્ત્રને જોરે એ રથ ક્યારનોએ બળી ગયો હોત પણ હું તેના પર બેઠો હતો તેથી અત્યાર સુધી તેને અગ્નિ સ્પર્શ કરી શક્યો નહિ," મતલબ કે કૃષ્ણ પોતે કહે છે કે હું દેવતા અથવા વિષ્ણુ છું. આ બીજા કે ત્રીજા સ્તરનો ભાગ સમજવો.

હસ્તિનાપુર જઇ કૃષ્ણે ગાંધારી તથા ધૃતરાષ્ટ્રને જે દિલાસો આપ્યો તેમાં આપણે અવલોકન કરવા જેવી કાંઇ હકીકત નથી.

પછી દુર્યોધને અશ્વત્થામાને સેનાપતિ થવાનું કહ્યું છે તે વાત છે, પરંતુ તે વખતે લશ્કરમાં માત્ર ત્રણજ માણસ હતાંઃ અશ્વત્થામા, કૃપાચાર્ય ને કૃતવર્મા. અહિં શલ્યપર્વ પૂરૂં થાય છે.

શલ્ય પછી સૌપ્તિકપર્વ આવે છે, તે ઘણાજ ભયંકર બનાવોથી ભરપૂર છે. શરૂઆતના ભાગમાં અશ્વત્થામા રાત્રે ચોરની માફક પાંડવની છાવણીમાં દાખલ થઇ નિદ્રાવસ્થ ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, દ્રૌપદીના પાંચ પુત્ર અને પાંચાળોનાં ખૂન કરે છે, તેમની આખી સેના તથા બધા સરદારોનું કાસળ કાઢી નાંખે છે, પાંચ પાંડવો ને કૃષ્ણ સિવાય તેમના પક્ષમાં કોઇ જીવતું રહેતું નથી.

ખરૂં જોતાં આ કુરૂક્ષેત્રનું યુદ્ધ તે કૌરવો તથા પાંચાળો વચ્ચેનું યુદ્ધ હતું અને તેથી બધા પાંચાળો નિર્મૂળ થતાં એ યુદ્ધનો પણ અંત આવ્યો કહેવાય.

આના પછી સૌપ્તિકપર્વમાં એક ઐષીકપર્વાધ્યાય આવે છે. આવું ચોરના જેવું કામ કરી પાંડવોની બ્હીકથી અશ્વત્થામા વનમાં જઇ સંતાઇ ગયા. પાંડવો બીજે દિવસે તેમની શોધમાં નીકળી પડયા. તેમને હાથે પોતે પકડાઇ ગયા તેથી બહુ ભયંકર એવું બ્રહ્મશિરા-અસ્ત્ર તેમણે તેમનાપર ફેંક્યું. તેને પાછું વાળવા અર્જુને પણ

તેવુંજ એક અસ્ત્ર તેની સામે નાંખ્યું, એ બે અસ્ત્રોના તેજથી બ્રહ્માંડનો નાશ થઇ જશે એવા ભયને લીધે ઋષિઓએ વચમાં પડી તે તકરારનો નીવેડો આણ્યો: પોતાના માથાનો સહજમણિ કાઢી અશ્વત્થામાએ દ્રૌપદીને ભેટ આપ્યો અને બ્રહ્મશિરા અસ્ત્ર પાંડવના પુત્રની વહુ ઉત્તરાના પેટમાં પેસી ગયું, ને ગર્ભનો નાશ કરી શાંત થઇ ગયું.

આ બધી અસ્વાભાવિક હકીકત છે, તેમાં કૃષ્ણને લગતું કાંઇ નથી તેથી તે આપણે છોડી દઇએ છીએ.

સૌપ્તિક પછી સ્ત્રીપર્વ આવે છે, તે પર્વ તેના કરતાં ભયંકર છે. લઢાઇમાં મરાયેલા યોદ્ધાઓની સ્ત્રીઓનું જેવું ભયંકર રૂદન એમાં વર્ણવ્યું છે તેવું બીજા કોઇ ગ્રંથમાંથી ભાગ્યેજ જડી આવશે. એમાં કૃષ્ણ સંબંધી માત્ર બેજ વાત છે.

૧. ભીમને ભેટતી વખત તેને દાબી મારી નાંખવો એવો ધૃતરાષ્ટ્રે વિચાર કરી રાખેલો તે વાતની કૃષ્ણને ખબર હતી, તેથી એક લોઢાનો ભીમ બનાવી પોતે તૈયાર રાખ્યો હતો તેને ભેટતાં આંધળા ધૃતરાષ્ટ્રે તેના ચૂરેચૂરા કરી નાંખ્યા. આ અસ્વાભાવિક બનાવ હોવાથી તેને પણ આપણે છોડી દઇએ છીએ.

૨. ગાંધારીએ કૃષ્ણની પાસે બહુ વિલાપ કરી અંતે તેમનેજ શાપ દીધો કે, "હે જનાર્દન! જ્યારે પાંડવો અને કૌરવો એક બીજાના ક્રોધાગ્નિથી બળતા હતા ત્યારે તે બાબતમાં તેમની ઉપેક્ષા તેં શા માટે કરી હશે? તારી પાસે ઘણા નોકર ચાકર તથા લશ્કર છે; તું શાસ્ત્રજ્ઞાનસંપન્ન, વાકયવિશારદ, ને બળ–વીર્યશાલી છે, છતાં જાણી જોઇને તેં કૌરવોનો વિનાશ કરવા ઉપેક્ષા બતાવી છે, તેથી અવશ્ય તેનું ફળ તારે ભોગવવું જોઇએ. પતિની સેવારૂપે જે કાંઇ તપ મેં કર્યું છે તે દુર્લભ તપના પ્રભાવથી હું તને શાપ દઉં છું કે, જે રીતે પાંડવ અને કૌરવોનાં સગાંવહાલાંઓના વિનાશ માટે તેં ઉપેક્ષા બતાવી છે, તેવીજ રીતે તારાં સગાંવહાલાંઓનો પણ તારે લીધે વિનાશ થશે. આજથી છત્રીશ વર્ષ પછી તું અમાત્ય, સગાંવહાલાં અને પુત્ર વિનાનો થઇ વને વને રઝળી ઘણી માઠી રીતે મોત

પામીશ. ભરતવંશની સ્ત્રીઓની માફક મારા કુળની સ્ત્રીઓ પણ પુત્ર અને બંધુ બાંધવ વિનાની થઇ વિલાપ અને પરિતાપ કરશે." કૃષ્ણે હસીને ઉત્તર આપ્યો, "દેવિ, મારા સિવાય યદુવંશીઓનો વિનાશ કરે એવું બીજું કોઇ નથી. હું તે વંશનો વિનાશ કરીશ એ હું ઘણા દહાડા થયા જાણું છું, તેથી જે મારું કર્તવ્ય છે તે તમે કહ્યું છે. યાદવોને માણસ કે દેવ દાનવો પણ મારી શકે તેમ નથી, તેથી તેઓ એક બીજાને મારી નાંખશે." અહિં બીજા સ્તરના કવિએ મૌસલપર્વમાં જે હકીકત કહેવાની તેની આગળથીજ ગોઠવણ કરી રાખેલી જણાય છે, અને મૌસલપર્વ એ તે વખતની રચના છે, તે આપણે પણ અત્યારથીજ ધ્યાનમાં રાખવાનું છે.

---

## પ્રકરણ ૧૦મું.

### વિધિસંસ્થાપન–કાયદાસર રાજ.

કુરૂક્ષેત્રના યુદ્ધના મુશ્કેલી ભરેલા વર્ણનમાંથી હવે આપણે છૂટયા છીએ; કૃષ્ણનું માનવચરિત્ર પાછું નિર્મળ પાણીના પ્રવાહમાં તરતું જણાય છે, જો કે માત્ર શાંતિ અને અનુસાશનપર્વમાં તેમને ઈશ્વર તરીકે માનેલા છે.

લડાઇને અંતે મહાન બુદ્ધિમાન યુધિષ્ઠિરે પાછો એક ગોટાળો ગબડાવ્યો; તેમણે અર્જુનને કહ્યું કે આટલાં બધાં સગાંવહાલાંઓનો વધ કર્યાથી મારા મનને બહુ દુઃખ થયું છે તેથી હું તો વનમાં જતો રહું છું ત્યાં ભિક્ષા માગી મારું પૂરું કરીશ. અર્જુનનો તે સાંભળી મિજાજ ગયો, અને તેણે યુધિષ્ઠિરને બહુ ઠપકો દીધો. તે ઉપરથી બે જણા વચ્ચે બહુ ભારે વાદવિવાદ થયો, જેમાં ભીમ, નકુળ, સહદેવ અને કૃષ્ણ તથા દ્રૌપદીએ તેમને બહુ સમજાવ્યા, પણ યુધિષ્ઠિરે કેમે કરી પોતાની હઠ છોડી નહિ. વ્યાસ, નારદ વગેરે ઋષિઓએ પણ સમજાવ્યા તેમનું પણ કાંઇ વળ્યું નહિ; છેવટ કૃષ્ણે કેટલીક વાત સંભળાવી તે ઉપરથી તે સમજી ગયા અને મહા મોટા આડંબર સાથે પોતે હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો.

કૃષ્ણે તેમનો રાજ્યાભિષેક કરાવ્યો; તેમણે કૃષ્ણની બહુ સ્તુતિ કરી, જેમ જગદીશ્વરની સ્તુતિ કરે તેમ, અને છેવટ તેમને પગે પડયા: કૃષ્ણ યુધિષ્ઠિરથી ઉમરમાં નાના હતા, અને આગળ યુધિષ્ઠિરે કોઇ પણ વખત નહિ કૃષ્ણની સ્તુતિ કરેલી કે નહિ તેમને પગે પડેલા, એ હકીકત ધ્યાનમાં રાખવાની છે.

બીજી તરફ બાણની શય્યાપર સૂતેલા કૌરવોમાં શ્રેષ્ઠ એવા ભીષ્મ, દુઃખથી કંટાળી ગયેલા ઉત્તરાયણની રાહ જોતા પોતાનું શરીર પડવા દેતા ન હતા. ઋષિઓથી વીંટળાયેલા એવા ભીષ્મ સર્વમય, સર્વાધાર, પરમ પુરૂષ કૃષ્ણનું ધ્યાન ધરવા લાગ્યા. તેમની સ્તુતિને લીધે કૃષ્ણનું મન તેમના તરફ દોડયું અને તેથી યુધિષ્ઠિર વગેરેને લઇ પોતે તેમને દર્શન દેવા ગયા. રસ્તે જતાં જતાં યુધિષ્ઠિરે કૃષ્ણને વિનંતિ કરી પરશુરામની કથા સાંભળી લીધી.

કૃષ્ણે યુધિષ્ઠિરને એવું કહેલું કે તમારે ભીષ્મ પાસેથી જ્ઞાન-લાભ મેળવવો, કારણ ભીષ્મ સર્વધર્મવેત્તા–બધા ધર્મ જાણનારા છે; અને તેમનું તે જ્ઞાન તેમના મોતની જોડે આ દુનીઆમાંથી ચાલ્યું જશે: વળી એ જ્ઞાન તેમના મરવા પહેલાં જગતમાં પ્રચાર પામે તો સારૂં એવી તેમની ઇચ્છા હતી એટલા માટેજ ખરૂં જોતાં તેમણે યુધિષ્ઠિરને તે જ્ઞાન પ્રાપ્ત કરી લેવાનો ઉપદેશ આપેલો, તેમજ ભીષ્મને પણ યુધિષ્ઠિર વગેરે સૌને ધર્મોપદેશ કરવાનું કૃષ્ણે કહેલું.

ભીષ્મે તેમ કરવા કબૂલ્યું નહિ, કારણ તેમણે કહ્યું, ધર્મ, કર્મ વગેરે સઘળું તમારા વડેજ છે, તમારી પાસેથીજ તે મળ્યાં છે, સર્વ જ્ઞાન તમારામાંજ સમાયેલું છે, માટે તમે યુધિષ્ઠિરને ઉપદેશ આપો, મારી બાણની શય્યાપર સૂતાં સૂતાં મને બહુ કષ્ટ થાય છે, હું મરવાની સ્થિતિમાં આવી ગયો છું ને મારી બુદ્ધિનો પણ લોપ થઇ ગયેલો લાગે છે, વળી મારાથી ઉઠી શકાશે પણ નહિ. તે સાંભળી કૃષ્ણે કહ્યું, મારા વરદાન વડે તમારા સઘળા બાણના ઘાનું દુઃખ ઓછું થઇ જશે, તમારૂં અંતઃકરણ જ્ઞાનના તેજથી ઉજ્જવળ થશે, બુદ્ધિ પ્રકાશ પામશે અને તમારૂં મન કેવળ સત્ત્વગુણી થઇ

જશે ને દિવ્ય ચક્ષુ વડે તમે ભૂત ભવિષ્ય સઘળું એક સરખી રીતે જોઇ શકશો.

કૃષ્ણની કૃપાથી સઘળું તેમ થયું ખરૂં, પણ ભીષ્મે સ્વાભાવિક રીતે કૃષ્ણને પૂછ્યું કે, તમે પોતે યુધિષ્ઠિરને કેમ ઉપદેશ આપતા નથી? કૃષ્ણે જવાબ આપ્યો કે સારૂં નરસું બધું મારા થકીજ થાય છે, જેવી રીતે ચંદ્ર શીતળ કિરણવાળો છે એ કહેવામાં વિસ્મય પામવા જેવું નથી તેવીજ રીતે હું યશસ્વી છું એવું કહેવામાં કાંઇ નવાઇ જેવું નથી, પણ મારી ઇચ્છા તમને વધારે યશસ્વી કરવાની હોવાથી મેં મારી બધી બુદ્ધિ તમને અર્પણ કરી છે, ઇત્યાદિ.

આ ઉપરથી ભીષ્મે પ્રફુલ્લિત ચિત્તે યુધિષ્ઠિરને ધર્મતત્ત્વ સંભળાવવા માંડયું, ને રાજધર્મ, આપદ્ધર્મ ને મોક્ષધર્મ બહુ વિસ્તારથી સમજાવ્યા; મોક્ષધર્મ આગળ શાંતિપર્વ પૂરૂં થાય છે.

શાંતિપર્વમાં ત્રણે સ્તરો દેખાય છે. એ પર્વનું હાડપિંજર તે પહેલો સ્તર, પછી તેનાપર જેમ જે ધર્મ પોતાને સુઝયો ને ઠીક લાગ્યો તેમ તે તેણે શાંતિપર્વમાં આણી તેનાં હાડ માંસ ને ચામડી બનાવી ચોંટાડી દીધાં; છતાં એમાં આપણે અવલોકવા જેવી એક મોટી વાત છે, અને તે એ છે કે માત્ર ધાર્મિક પુરૂષને રાજા બનાવ્યાથી દેશમાં ધર્મનું સંસ્થાપન થયું સમજવાનું નથી, કારણ આજે ધાર્મિક રાજા યુધિષ્ઠિર રાજ કરતો હોય તો કાલે તેના પછી ગાદીએ બેસનારો બીજો રાજા પાપાત્મા નીકળે, તેટલા માટે ધર્મરાજ્યની સ્થાપના કર્યા પછી પણ તે રાજ્ય જાળવી રાખવા માટે ધર્મ જેને અનુમતિ આપે તેવા કાયદાઓ બાંધવાની જરૂર છે. લઢાઇમાં ફતેહ તે તો રાજ્ય સ્થાપવાનું માત્ર પહેલું પગલું કહેવાય; પણ તે રાજ્ય ચલાવવાને કાયદાની વ્યવસ્થા ( Legislation ) કરવી તેજ ખરેખરૂં મોટું કામ છે, તે કામ કરવાનું કૃષ્ણે ભીષ્મને સોંપ્યું. ભીષ્મને સોંપવાનું મુખ્ય કારણ એ હતું કે જે માણસ આદર્શનીતિજ્ઞ—નીતિ બરાબર રીતે જાણનારો—હોય તેજ એ કરી શકે તેમ હતું અને તેજ કારણ કૃષ્ણના પોતાના મનમાં પણ હતું, તેથીજ તેમણે ભીષ્મને કહ્યું

કે, "આપ ઉમરે મોટા છો, શાસ્ત્રજ્ઞાન અને શુદ્ધાચારવાળા છો, રાજધર્મ અને બીજા ધર્મથી અજાણ નથી. આપના જન્મથી તે અત્યાર સુધી આપનામાં એકે દોષ દેખાયો નથી. રાજાઓ આપને સર્વધર્મવેત્તા કહે છે, માટે જાણે તેમના પિતા હો તેવા ભાવથી આ રાજાઓને આપ નીતિનો ઉપદેશ કરો. આપે મોટા મોટા દેવતા અને ઋષિઓની ઉપાસના કરી છે. હમણા આ રાજાઓ આપની પાસે ધર્મવૃત્તાન્ત સાંભળવા ઉત્સુક થયા છે, તેથી આપને સવિસ્તર સમસ્ત ધર્મ કહેવો પડશે. પંડિતોના મત પ્રમાણે ધર્મોપદેશ આપવો એ વિદ્વાનોનુંજ કર્ત્તવ્ય છે."

પછી અનુશાસનપર્વ આવે છે, તેમાં પણ હિતોપદેશજ છે. ભીષ્મ તે ઉપદેશ આપે છે, યુધિષ્ઠિર સાંભળે છે. એ સિવાય પણ તેમાં બીજી કેટલીક હકીકત છે તે ઉપરથી એ આખું પર્વજ ત્રીજા સ્તરનો ભાગ લાગે છે, અને તેમાં આપણા કામનું કાંઇ નથી.

છેવટ ભીષ્મનો દેહ પડયો, તેમણે સ્વર્ગવાસ કર્યો, એજ હકીકત માત્ર પહેલા સ્તરની છે.

---

## પ્રકરણ ૧૧મું.

### કામગીતા.

ભીષ્મના સ્વર્ગવાસ પછી વળી પાછા યુધિષ્ઠિર રૂદન કરવા બેઠા ને હઠ લીધી કે હું તો વનવાસ કરૂં છું. બધાએ બહુ કહ્યું પણ કોઇનું કહ્યું તેમણે માન્યું નહિ, પરંતુ આ વખતે એ રોગનું ખરેખરૂં ઓસડ કૃષ્ણે શોધી કાઢ્યું. એમણે જે રોગની પરીક્ષા કરી તે બીજું કોઇ કરી શકે તેમ ન હતું. યુધિષ્ઠિરનો ખરો રોગ અહંકાર હતો. એ અહંકારનો પર્યાય અંગ્રેજીમાં Pride કહેવામાં આવે છે, પરંતુ તે બરાબર નથી, કારણ અહંકાર ને મત્સર એ જૂદા જૂદા દુર્ગુણો છે. "હુંજ બધું કરૂં છું," "આ મારૂં," "આથી મને સુખ છે," "આથી મને દુઃખ છે," એવી એવી જે મનની વૃત્તિઓ તેનું નામ અહંકાર.

યુધિષ્ઠિરના દુઃખનું કારણ એ અહંકાર હતું. મેં આ પાપ કર્યું છે ને મને આ શોક થાય છે, મારે લીધેજ આ બધું ઉપસ્થિત થયું છે માટે હું વનમાં જઇશ એવી એવી જાતનું આત્માભિમાન યુધિષ્ઠિરના આ રૂદન તથા હઠનું કારણ હતું, તેથી તે રોગને મૂળમાંથી છેદવા અને તેમાંથી યુધિષ્ઠિરને બચાવવા એવી મતલબથી ધર્મવેત્તામાં શ્રેષ્ઠ એવા કૃષ્ણે મહા કઠોર વાણીથી તેમને કહ્યું કે, " હજુ તમારો એક શત્રુ બાકી છે. તમારા શરીરની અંદર જે ન જીતી શકાય એવો અહંકારરૂપી દુશ્મન રહેલો છે, તેને શું તમે જોઇ શકતા નથી ?" એમ કહી તત્ત્વજ્ઞાન વડે એ અહંકાર રૂપી દુશ્મનનો સંહાર કરવા કૃષ્ણે એક રૂપક યુધિષ્ઠિરને સંભળાવ્યું અને પછી બહુ ઉત્તમ પ્રકારનો જ્ઞાનનો જે ઉપદેશ કર્યો તે બધો નીચે ઉતારી લીધો છે. ગીતામાં જે નિષ્કામ ધર્મ આપણે વાંચીએ છીએ તેજ ધર્મનો અહિં પણ ઉપદેશ કરેલો છે.

" હે ધર્મરાજ ! વ્યાધિ બે પ્રકારના હોય છે. શરીરના અને મનના, તે બે એક બીજાની સહાયતાથી ઉત્પન્ન થાય છે. શરીરમાં જે રોગ થાય તેને શારીરિક અને મનને જે પીડા થાય તેને માનસિક વ્યાધિ કહે છે. કફ, પિત્ત ને વાયુ, એ ત્રણ શરીરના ગુણ છે, જ્યારે એ ત્રણે સરખા પ્રમાણમાં હોય છે ત્યારે શરીર સારૂં રહે છે, અને જ્યારે તેમાં કાંઇ ફેરફાર થાય છે ત્યારે શરીરને અસુખ થયેલું કહેવાય છે. પિત્ત વધે તો કફ ઓછો થાય છે ને કફ વધે તો પિત્ત ઓછું થાય છે. શરીરની માફક આત્માના પણ ત્રણ ગુણ છે, તેનાં નામ સત્ત્વ, રજ, અને તમઃ એ ત્રણ ગુણનો સમભાવ હોય તો આત્માને સ્વસ્થતા રહે છે પણ તેમાંથી જો એકનો વધારો હોય તો બીજાનું કમીપણું થાય છે. હર્ષ પેદા થાય તો શોક ને શોક પેદા થાય તો હર્ષ ઢંકાઇ જાય છે. દુઃખ વખતે સુખનો અને સુખ વખત દુઃખનો કોઇ અનુભવ કરી શકે છે ખરૂં ? તે ગમે તેમ હોય છતાં સુખ દુઃખ બંનેનું સ્મરણ કરવાનો આ વખત નથી, કારણ સુખ દુઃખથી પણ ચઢીઆતો જે પરબ્રહ્મ તેનું સ્મરણ કરવું આપણને

યોગ્ય છે......પૂર્વે ભીષ્મ, દ્રોણ વગેરે જોડે જે ઘોર યુદ્ધ તમારે કરવું પડ્યું હતું તેના કરતાં વધારે ભયંકર યુદ્ધ હવે તમારે અહંકાર જોડે કરવાનું છે. એ યુદ્ધમાં આમા ટકી રહેવું એ તમારૂં અવશ્ય કર્તવ્ય છે. યોગ અને તેને ઉપયોગી બધાં કાર્યનું અવલંબન કરવાથીજ આ લડાઇમાં ફતેહ મળી શકશે. એ લડાઇમાં નથી કામ આવતાં મનુષ્ય બાણ કે નથી કામ આવતાં સગાંવહાલાં ને નોકર ચાકરો; માત્ર પોતાના મનની સહાયતા લઇ એ લડાઇમાં ઉતરવાનું છે. જો એમાં ફતેહ ન મળે તો દુઃખની પરિસીમા રહેતી નથી, માટે મારા ઉપદેશ પ્રમાણે ચાલી એકદમ અહંકારનો પરાજય કરી શોક છોડી સ્વસ્થ ચિત્તે તમારૂં બાપીકું રાજ્ય ભોગવો.

“હે ધર્મરાજ ! માત્ર રાજ્યાદિ છોડી દીધાથી કદાપિ સિદ્ધિલાભ થવાનો સંભવ નથી. માત્ર ઇંદ્રિયોને જીતવાથી પણ તે લાભ મળી શકે છે કે નહિ તે નક્કી નથી. જેઓ રાજ્યાદિ વિષય છોડી દીધા પછી પણ મનમાં વિષય ભોગની વાસના રાખતા હોય તેમનો ધર્મ અને તેમનું સુખ ભલે તમારા શત્રુઓ પ્રાપ્ત કરે. મમતા સંસારપ્રાપ્તિનું ને નિર્મમતા બ્રહ્મલાભનું કારણ નિર્માણ થઇ ચુકેલું છે. પરસ્પર વિરૂદ્ધ ધર્મનો આશ્રય કરવાવાળી એ બન્ને—મમતા અને નિર્મમતા લોકના મનમાં ન જણાય તેવી રીતે સ્થાન લઇ એક બીજાપર હુમલા કરી એક બીજાનો પરાજય કરે છે. ઇશ્વરનું અસ્તિત્વ અનાદ્યનન્ત હોવાને લીધે જગત્નું અસ્તિત્વ પણ આદિ અંત વિનાનું માની જે માણસ જીવોની હિંસા કરે તેને તે હિંસાનું પાપ લાગતું નથી. જે માણસ સ્થાવરજંગમ મિશ્રિત આખા જગતનું ઉપરિપણું મેળવ્યા છતાં, મમતાનો ત્યાગ કરી શકે છે, તે કદી સંસારના પાપોથી દૂષિત થતો નથી, પણ જંગલમાં રહી ફળ મૂળ ખાઇને જીવનાર માણસ પણ જો વિષયવાસના છોડી ન શકે તો જરૂર તે સંસારની જાળમાં સપડાઇ જાય છે; તેટલા માટે ઇંદ્રિયસુખ તથા વિષય માત્રને માયામય ગણવાં એ તમારૂં કર્તવ્ય છે. જે માણસ તેના તરફ લેશ માત્ર મમતા કરતો નથી તે જરૂર સંસારથી મુક્તિ મળવે છે. જે કામને વશ રહે છે તેનાં કોઇ વખાણ કરતું નથી.

કામનાઓ મનમાંથી ઉત્પન્ન થાય છે, અને પ્રવૃત્તિના આખા સમુદાયનું મૂળ કારણ તેજ છે. જે બધા મહાત્માઓ બહુ જન્મના અભ્યાસને જોરે કામનાને અધર્મ રૂપ જાણી દાન, વેદનું અધ્યયન, તપસ્યા, વ્રત, યજ્ઞ, વિવિધ નિયમ, ધ્યાન અને યોગ ફળ મેળવવાની ઇચ્છાથી કરતા નથી તેઓ તરત કામનાનો પરાજય કરી શકે છે. કામનો નિગ્રહ એજ ખરો ધર્મ અને મોક્ષનું બીજ છે, એમાં કંઇ સંદેહ નથી.

"હવે પૂર્વવૃત્તાન્ત જાણનારા પંડિતો જે કામગીતા કહી ગયા છે, તે હું તમને કહું છું તે સાંભળો. કામનાએ પોતેજ કહ્યું છે કે નિર્મમતા અને યોગાભ્યાસ સિવાય કોઇ મને જીતી શકતું નથી, માત્ર જપ વગેરે વડે જે મને જીતવા માગે છે, તેના મનમાં હું અહંકાર રૂપે ભરાઇ તેનું કામ ફળ વિનાનું કરૂં છું. જે માણસ જૂદી જૂદી જાતના યજ્ઞો કરી મને જીતવા માગે છે, તેના મનમાં જંગમમાં રહેતા જીવાત્માની માફક વ્યક્તરૂપે હું દેખા દઉં છું. જે માણસ વેદ-વેદાંતના સમાલોચન દ્વારા મને જીતવા યત્ન કરે છે તેના મનમાં હું સ્થાવરમાં રહેતા જીવાત્મા માફક અવ્યક્તરૂપે દેખા દઉં છું. જે માણસ ધૈર્યદ્વારા મને જીતવા યત્ન કરે છે, તેના મનમાંથી કદી હું ખસતી નથી. જે માણસ તપસ્યાવડે મને જીતવા માગે છે, તેની તપસ્યામાંજ હું દેખાઉં છું, અને જે માણસ મોક્ષને માટે મારો જય કરવાની ઇચ્છા કરે છે તેની હાંસી કરી હું નાચું છું. પંડિતો એમ કહી ગયા છે કે કોઇ માણસથી મારો વધ ન થાય એવી હું સનાતન છું.

"હે ધર્મરાજ ! એ કામગીતા મેં વિસ્તારવડે તમને સંભળાવી છે. કામનાનો પરાજય બહુ મુસ્કેલ છે. વિધિપૂર્વક અશ્વમેધ અને બીજા યજ્ઞો કરી તમે પણ તેને મેળવો. હણેલા બંધુઓ વિશે વારંવાર શોક કરવો નકામો છે, કારણ તેમ કર્યાથી કદી તમે તેને પાછા જોઇ શકશો નહિ, તેથી હવે મોટા આડંબરથી મોટા મોટા યજ્ઞો કરો, તેમ કર્યાથી આ લોકમાં અતુલ કીર્ત્તિ ને પરલોકમાં ઉત્કૃષ્ટગતિને તમે પ્રાપ્ત થશો."

# પ્રકરણ ૧૨મું.

## કૃષ્ણનું પાછું જવું.

ધર્મરાજ્યનું સંસ્થાપન થયું, અને ધર્મનો પ્રચાર થવા માંડયો છે. આ ગ્રંથમાં પાંડવો જોડે કૃષ્ણને લીધે જે સંબંધ આપણે રાખવો પડેલો અને કૃષ્ણે જ્યાં જ્યાં દેખા દીધેલી, તે સંપૂર્ણ થવાનો હવે વખત આવ્યો છે. ઉપલી બે મતલબ પાર પડી એટલે હવે શ્રીકૃષ્ણ જો એ ગ્રંથમાંથી ખસી જાય તો કાંઇ અડચણ જેવું ન હતું છતાં પોતાના રચેલા ગ્રંથો અંદર દાખલ કરી દેવાની ઇચ્છાવાળા કવિઓ કૃષ્ણને તેમ છોડે તેવા ન હતા. તેઓએ અર્જુનને મોઢે પ્રસંગ તદન ન બંધ બેસે તેવી એક અદ્દભુત વાત કહેવડાવી છે. અર્જુને કૃષ્ણને કહ્યું કે, યુદ્ધ કરતી વખતે તમે જે ધર્મોપદેશ મને કરેલો તે બધો હું ભૂલી ગયો છું, માટે તે ફરી કહી સંભળાવો. કૃષ્ણે કહ્યું, તેમ બની શકશે નહિ, કારણ તે બધી વાતજ મારા મનમાંથી ખસી ગઇ છે, તે વખતે તો મેં યોગ સાધેલો હતો તેથી હું તે બધો ઉપદેશ કરી શકયો હતો, તું પણ વળી બહુ નિર્બોધ અને શ્રદ્ધા વિનાનો થઇ ગયો છે, તેથી હું તને કાંઇ પણ સંભળાવવા ઇચ્છતો નથી, છતાં એક જૂનો ઇતિહાસ કહું છું.

એ બહાને કૃષ્ણે અર્જુનને થોડું તત્ત્વજ્ઞાન સંભળાવ્યું. પહેલાં જે જ્ઞાન આપેલું તે "ગીતા" ને નામે જણાવેલું હોવાથી હાલના ઉપદેશને ગ્રંથકારે "અનુગીતા" નું નામ આપ્યું છે, એ "અનુગીતા" ના એક ભાગને "બ્રાહ્મણગીતા" કહે છે.

ભગવદ્દગીતા, પ્રજાગર, સનત્સુજાતીય, માર્કંડેય સમસ્યા, અનુગીતા વગેરે ધર્મસંબંધી ઘણા ગ્રંથો મહાભારતમાં દાખલ હોવાથી આજે જાણે તે મહાભારતનાજ અંશ હોય તેવી રીતે ઓળખાય છે. એ બધામાં શ્રેષ્ઠ ગીતા છે, પરંતુ બાકીના બીજા ગ્રંથો પણ ઉંચી પંક્તિના છે. "અનુગીતા" પણ ઉત્તમ ગ્રંથ છે. ભટ્ટ મેકસમ્યૂલરે પોતાની Sacred Books of the East નામની ગ્રંથાવલીમાં તેને સ્થાન

આપ્યું છે, છતાં એ ગ્રંથ ગમે તેવા પ્રકારનો હોય તેની જોડે આપણે કામ નથી, કારણ એ ઉપદેશ કૃષ્ણને મોઢે થયેલો નથી એટલું નક્કી છે. એના બનાવનારે જેમ તેમ કરી એને મહાભારતના મૂળ ગ્રંથ જોડે જોડી દેવા પ્રયત્ન કર્યો છે, પણ તેનો તે પ્રયત્ન નિષ્ફળ થયો છે, એ સહજ જણાઇ આવે છે. ગીતામાં કહેલા ધર્મને અને અનુગીતામાં કહેલા ધર્મને એવું કોઇ પણ રીતનું મળતાપણું નથી કે જેથી ગીતાનો રચનાર તે અનુગીતાનો રચનાર પણ કહી શકાય. મર્હૂમ મી૦ કાશીનાથ ત્ર્યંબક તેલંગે ઉપલી ગ્રંથાવલીમાં અનુગીતાનું ભાષાંતર આપતાં જે પ્રસ્તાવના લખી છે, તેમાં પણ કેટલાંક પ્રમાણો વડે તેણે સાબીત કરી આપ્યું છે કે ગીતા લખાયા પછી અનુગીતા ઘણે લાંબે વખતે, ઘણા સૈકા પછી લખાયેલી હોવી જોઇએ, વળી અનુગીતા અને બ્રાહ્મણગીતા (બ્રહ્મગીતા) મહાભારતમાં પાછળથી દાખલ થઇ ગયેલી તેની સાબીતીમાં એટલુંજ કહેવું બસ થશે કે પર્વસંગ્રહાધ્યાયમાં એને વિશે કાંઇ પણ ઇશારો કરેલો નથી.

અર્જુનને ઉપદેશ આપી યુદ્ધિષ્ઠિર વગેરે પાસેથી રજા લઇ કૃષ્ણ પાછા દ્વારકા ગયા. કૃષ્ણે રજા લેતી વખતે માણસની પ્રકૃતિનેજ માત્ર સુલભ એવા જે સ્નેહ વગેરેના ગુણો બતાવેલા, તે ઉપરથી તેમની માનવિકતાનું એક વિશેષ ઉદાહરણ મળે છે.

રસ્તે જતાં ઉતંક મુનિ સાથે કૃષ્ણને મુલાકાત થયેલી તેનું વર્ણન મહાભારતમાં છે. લઢાઇ થતી અટકાવી નહિ તેથી એ મુનિ કૃષ્ણને શાપ દેવાને તત્પર થયા હતા. કૃષ્ણે તેમને કહ્યું કે તમે શાપ દેશો નહિ, કારણ તેમ કરશો તો તમારા તપમાં ભંગ પડશે. સલાહ કરાવવા મેં પ્રયત્ન કર્યો હતો; વળી હું જગદીશ્વર છું, માટે મને શાપ દેતાં વિચાર કરજો, આ ઉપરથી ઉતંકે કૃષ્ણને પગે પડી તેમની સ્તુતિ કરી. પછી ઉતંકે કૃષ્ણનું વિશ્વરૂપ જોવાની ઇચ્છા કરી, અને કૃષ્ણે તે તેમને બતાવ્યું અને તેમને કેટલાંક વરદાન આપ્યાં. તેમાં એક એવું હતું કે જ્યારે તેઓ પાણી વગરના મારવાડ દેશમાં પાણીની ઇચ્છા કરશે ત્યારે તેમને પાણી મળશે. એક વખત એવી ક રતાં એક ચાંડાળ તરત પ્રકટ થયો, અને તેની જોડે એક કૂતરો પણ પ્રકટ થયો, અને

મુનિને ચાંડાળે કહ્યું કે પાણી પીવું હોય તો આ કૂતરાનો પિશાબ પીવો, વગેરે વગેરે ઘણી મલીન વાતોથી એ ભાગ ભરપૂર છે. ઉત્તંક જોડે કૃષ્ણની આ મુલાકાતનો પ્રસંગ પર્વસંગ્રહાધ્યાયમાં નથી. એ અસલ મહાભારતનો અંશ નથી અને તેથી એને વિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી. ત્રીજા સ્તરનો એ અંશ હોય એમ લાગે છે.

કૃષ્ણ દ્વારકા જઇ પોતાના ભાઇભાંડુઓ વગેરેને મળ્યા તે વખતે વસુદેવે યુદ્ધનું વૃત્તાંત સાંભળવા ઇચ્છા બતાવી. કૃષ્ણે તે કહી સંભળાવ્યું, તે વૃત્તાંત ટૂંક, અતિશયોક્તિ વિનાનું અને કોઇ પણ જાતના અસ્વાભાવિક બનાવોથી તદ્દન વિરક્ત એવું છે. તેટલા ટૂંક ઇતિહાસમાં આખા યુદ્ધના બધા બનાવોનો સમાવેશ થઇ જાય છે, માત્ર અભિમન્યુના વધની વાત તેમાં આવતી નથી, પણ સુભદ્રા તેમની જોડે દ્વારકા ગયેલી તેણે તે વાત છેડી અને તેથી કૃષ્ણને પણ તે હકીકત માંડીને કહેવી પડેલી.

કૃષ્ણને રજા આપતી વખતે અશ્વમેધયજ્ઞ કરતી વેળાએ પાછા આવવા યુધિષ્ઠિરે તેમને આગ્રહપૂર્વક કહ્યું હતું; તે સમય આવી લાગ્યાથી, યાદવો વગેરેને લઇ કૃષ્ણ પાછા હસ્તિનાપુર આવ્યા.

કૃષ્ણના આવ્યા પછી, અભિમન્યુની સ્ત્રી ઉત્તરાને એક મુવેલો છોકરો જન્મ્યો, તેને કૃષ્ણે જીવતો કર્યો. આ હકીકતપરથી એમ આપણાથી કહી શકાતું નથી કે કૃષ્ણે કોઇ ઇશ્વરી શક્તિ વાપરી આ કામ કર્યું હશે. હાલ પણ ઘણા ડાક્તરો મુવેલાં છોકરાનો પ્રસવ થયે તેમને જીવતાં કરી શકે છે, અને તે શી રીતે કરે છે તે પણ આપણે જાણીએ છીએ. આ બનાવપરથી તો માત્ર એટલુંજ સાબિત થાય છે કે તે વખતના લોકોને જે વિદ્યા આવડતી નહતી, તેની કૃષ્ણને ખબર હતી. તે આદર્શ મનુષ્ય હતા, અને તેથી તેમને સઘળી જાતની વિદ્યા આવડતી હોય તો તેમાં નવાઇ નથી.

પછી યજ્ઞ નિર્વિઘ્ને પૂરો થયો, અને તેથી કૃષ્ણ પાછા દ્વારકા ગયા; ત્યાર પછી તેમની અને પાંડવોની બિલકુલ મુલાકાત થઇ નહિ.

# ખંડ સાતમો.



## પ્રભાસ.

योऽसौ युगसहस्रान्ते प्रदीप्तार्चिर्विभावसुः ।
संभक्षयति भूतानि तस्मै घोरात्मने नमः ॥

शान्तिपर्व ४७ अध्याय.



# ખંડ સાતમો.

## પ્રભાસ.

## પ્રકરણ ૧લું.

### યાદવોનો નાશ.

આશ્રમવાસિકપર્વ જોડે કૃષ્ણને કોઇ રીતનો સંબંધ નથી, પરંતુ તેના પછીનું પર્વ—મૌસલપર્વ મહા ભયાનક છે. બધા યાદવોનો—એક પણ બચ્યા સિવાયનો—સંહાર તથા કૃષ્ણ અને બળરામનો દેહત્યાગ તેમાં વર્ણવ્યો છે. યાદવોએ એક બીજાને મારી નાંખ્યા, કૃષ્ણને પોતાને એ મહા ભયાનક કૃત્ય થતું અટકાવવાનો કોઇ ઉપાય સૂઝયો નહિ, અને ઉલટા ઘણા યાદવોનો કાળ એમને હાથેજ આવ્યો, એવું એમાં કહેલું છે.

એ હકીકત નીચે પ્રમાણે છે. ગાંધારીએ પોતાના શાપમાં કહેલાં છત્રીશ વર્ષ પૂરાં થયાં હતાં, તેમ યાદવો પણ બહુ અનીતિથી ચાલતા હતા, એવામાં વિશ્વામિત્ર, કણ્વ અને નારદ એ ત્રણે ઋષિઓ દ્વારકા આવી ચઢયા. અનીતિથી પૂર્ણ એવા યાદવો કૃષ્ણના પુત્ર સાંબને છોકરીનાં કપડાં પહેરાવી તેમની પાસે લઇ ગયા ને તેમને પૂછયું કે આ છોકરી ગર્ભવતી છે, તેને શું અવતરશે, છોકરો કે છોકરી ? પુરાણના ઇતિહાસમાં વર્ણવેલા ઋષિઓ બહુજ તુંદ મિઝાજી હતા, જરાજરામાં તેઓ ગુસ્સે થઇ જતા કહેવાય છે, ઠેકાણે ઠેકાણે તેમના શાપની કથા આપણે વાંચીએ છીએ, ખરૂં જોતાં તે ઉપરથી જિતેંદ્રિય ઇશ્વ-

રપરાયણ ઋષિઓને બદલે મહા દુષ્ટ મનુષ્યની ચાલ ચલાવતા તેઓ નજરે પડે છે. હાલના કોઇ સારા માણસ પાસે આવો તમાશો બતાવ્યો હોય તો તેઓ તેને હસી કાઢે અને તેટલેથીજ વાત પતે, વિશેષ થાય તો તમાશાખોર માણસોનું અપમાન કરી તેમને કાઢી મૂકે, પરંતુ આ જિતેંદ્રિય મહર્ષિઓએ પોતાની હાંસી થઇ એમ ગણી આખા યાદવ કુળનો નાશ એકી વખતે થશે એવો શાપ યાદવોને દીધો. તેમણે કહ્યું, એને લોઢાનું મૂસળું અવતરશે અને તે મૂસળવડે કૃષ્ણ ને બળરામ સિવાયના બીજા બધા યાદવોનો સંહાર થશે. કૃષ્ણને એ વાતની ખબર પડી; તેમણે કહ્યું, મુનિઓએ કહ્યું છે તેમજ થશે, એ શાપ નિવારણ કરવાનો કાંઇ ઉપાય નથી.

આ શાપને લીધે, સાંબને, પછી તે પુરૂષ હો કે સ્ત્રી હો તો પણ, એક મૂસળને જન્મ આપવો પડયો. યાદવોના રાજાએ (ઉગ્રસેને) તે મૂસળને ભાંગી ચૂર્ણ કરી નાંખવાનો હુકમ કર્યો, તે પ્રમાણે મૂસળના ચૂરેચૂરા કરી દરીઆમાં નાંખી દીધા. યાદવોએ પછી સઘળા ધર્મનો ત્યાગ કરી દીધેલો હોવાથી તેમનો "વિનાશ થાય એવી ઇચ્છાથી" કૃષ્ણે તેમને પ્રભાસપાટણની યાત્રા કરવા જવાનું કહ્યું.

પ્રભાસપાટણમાં આવી દારૂ પી યાદવોએ નાના પ્રકારની મીજબાનીઓ ઉડાવવા માંડી, અને તેમ કરતાં છેવટ માંહોમાંહે લઢી પડયા: કુરૂક્ષેત્રના મહારથી સાત્યકિએજ પહેલો કલહ શરૂ કર્યો. કૃતવર્મા જોડે તે લઢતો હતો, તેમાં પ્રદ્યુમ્ને તેનો પક્ષ લીધો, સાત્યકિએ કૃતવર્માનું માથું કાપી નાંખ્યું, તે ઉપરથી કૃતવર્માના કુટુંબીઓએ સાત્યકિને અને પ્રદ્યુમ્નને મારી નાંખ્યા. તે ઉપરથી કૃષ્ણે ગુસ્સે થઇ એક મૂઠી ભરી એરકા* જાતનું ઘાસ લઇ તેનાવડે ઘણા યાદવોનો ઘાણ કાઢયો. બીજા પુસ્તકમાં એવું કહ્યું છે કે મૂસળનું ચૂર્ણ કરી દરીઆમાં નાખવામાં આવેલું તેમાંથી એ તૃણ ઉત્પન્ન થયેલું. મહાભારતમાં એવું કાંઇ નથી, પરંતુ તેમાં તો ઉલટું એવું

---

* એરકા, ઘાબાજરીઉં, જેને કાઠીઆવાડમાં ઘાહુંડી કહે છે. પ્રભાસમાં દરીઆ કિનારે આ જાતનું ઘાસ ઘણું ઉગે છે. ભા. ક.

કહ્યું છે કે કૃષ્ણે એરકાતૃણ હાથમાં લીધું કે તે મૂસળ રૂપે બદલાઇ ગયું અને વળી એમ પણ કહ્યું છે કે એ જગાનાં એરકાનાં તૃણ બધાંજ બ્રાહ્મણના શાપથી મૂસળ રૂપે બદલાઇ ગયાં, પછી યાદવોએ એ એરકાને હાથમાં લઇ માંહોમાંહે લઢવા માંડયું અને એકબીજાને મારી નાંખ્યા, તે ઉપરથી કૃષ્ણના સારથિ દારૂકે અને બભ્રુ નામના એક યાદવે કૃષ્ણને કહ્યું, "જનાર્દન, આપે અહિં બહુ માણસોને મારી નાંખ્યા, તેથી ચાલો પાછા, આપણે બલભદ્ર પાસે જઇએ."

કૃષ્ણે દારૂકને હસ્તિનાપુર અર્જુનની પાસે મોકલ્યો, અને કહેવડાવ્યું કે તેણે દ્વારકા આવી યાદવોના કુટુંબની સઘળી સ્ત્રીઓને હસ્તિનાપુર લઇ જવી, પછી પોતે બળરામની પાસે ગયા અને તેમને યોગાસન કરી બેઠેલા દીઠા. તેમના મોંમાંથી ધોળા મસ્તકવાળો એક સર્પ નીકળી, સાગર, નદી, વરૂણ તેમજ વાસુકિ વગેરે બીજા સર્પો તરફથી સત્કાર તથા સ્તુતિ પામી સમુદ્રમાં પેશી ગયો. આથી બળરામનું શરીર જીવ વિનાનું થઇ પડયું, તે ઉપરથી કૃષ્ણે પોતે પણ આ મર્ત્યલોકનો ત્યાગ કરવાની ઇચ્છાથી યોગ સાધી જમીનપર લંબાવ્યું. જરા નામના પારધીએ તેમને હરણ જાણી તેમનો પગ વીંધાય એ પ્રમાણે બાણ માર્યું, પણ પાછળથી તેને પોતાની ભૂલ માલમ પડવાથી તે કૃષ્ણને પગે પડયો, કૃષ્ણે તેને દિલાસો આપ્યો અને આકાશમંડળ પ્રકાશમય કરી સ્વર્ગગમન કર્યું.

અર્જુને દ્વારકા આવી કૃષ્ણ બળરામ વગેરેની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરી યાદવસ્ત્રીઓનો સમુદાય લઇ હસ્તિનાપુર તરફ ચાલવા માંડયું. રસ્તામાં લૂટારાઓએ લાકડીઓ લઇ તેનાપર હલ્લો કર્યો. જેણે ભીષ્મ અને કર્ણ જેવા યોદ્ધાઓને માર્યા હતા, જેણે આખી પૃથ્વી જીતી હતી તે અર્જુન આ ડાંગધારી ભીલડાંઓને હાંકી કાઢી શકયો નહિ, ગાંડીવ ધનુષ્ય સુદ્ધાં ઉંચકી શકયો નહિ, અને રૂક્મિણી, સત્યભામા, હૈમવતી, જાંબુવતી વગેરે કૃષ્ણની મુખ્ય મુખ્ય સ્ત્રીઓ સિવાય બીજી બધી સ્ત્રીઓને લૂટારા ઉપાડી ગયા.

આ બધી હકીકત શું અસલ મહાભારતનો ભાગ ગણાય?

મૂસળ, એરકાતૃણની હકીકત અસ્વાભાવિક છે તેથી આપણા નિયમ પ્રમાણે તે આપણે છોડી દઇશું, પણ તે છોડતાં પણ બાકીની જે સ્થૂળ હકીકત રહે છે તે તેવી રીતે મૂકી દેવાય તેવી નથી. યાદવો દારૂડીઆ તથા અનીતિવાન થઇ ગયા હતા એવું આગળ કહ્યું છે. તેઓ એક વંશના ન હતા, વૃષ્ણિ, ભોજ, અંધક, કુકુર, વગેરે જૂદા જૂદા વંશના અને જૂદા જૂદા કુટુંબના હોવાથી તેઓ હમેશાં એકબીજાની જોડે લઢયા કરતા. કુરૂક્ષેત્રના યુદ્ધમાં પણ વૃષ્ણિ વંશના સાત્યકિ અને કૃષ્ણ પાંડવો તરફ હતા, ત્યારે અંધક અને ભોજ વંશનો કૃતવર્મા દુર્યોધન તરફ હતા; વળી યાદવોનો કોઇ રાજા ન હતો, ઉગ્રસેનને આપણે કોઇ કોઇ વખત રાજા તરીકે ગણ્યો છે, પણ ખરી રીતે જોતાં તેમનામાં તે પદવી કોઇ ભોગવતું નહતું એ વાત પ્રસિદ્ધ છે. પોતાના અધિક ગુણને લીધે કૃષ્ણ યાદવોના નાયક તરીકે લેખાતા છતાં તેમને પોતાના મોટા ભાઇ બળરામ જોડે મતભેદ ચાલ્યાજ કરતો. વળી શાંતિપર્વમાં જ્યાં ભીષ્મ કૃષ્ણ—નારદ સંવાદની હકીકત કહે છે ત્યાં કૃષ્ણને નારદને મોઢે પોતાનું દુ:ખ રડતા બતાવ્યા છે કે મેં મારી જ્ઞાતિનાં માણસો, યાદવોને ખુશ રાખવા ઘણા પ્રયત્નો કર્યા પણ તેમાં મને ફતેહ મળી નથી. આ વાત આગળ આવી ગઇ છે તેથી જ્યારે યાદવોને એકબીજાની અદેખાઇ કરનારા, પોતપોતાને મન મસ્તાન, અતિશય બળથી ગર્વિત, અનીતિથી ભરપૂર, અને દારૂના ફંદમાં પૂરેપૂરા ચઢી ગયેલા જોઇએ છીએ* ત્યારે તેઓ માંહોમાંહે લઢી મરી પોતાના કુળનું નિકંદન કાઢી નાંખશે, અને તેથી કૃષ્ણ તથા બળરામનો મરજીથી કે કમરજીથી દેહાંત થશે, એવું ધારવું અસ્વાભાવિક કે અસંભવિત લાગતું નથી. કદાપિ એવી તે વખતે દંતકથા ચાલતી હશે, અને તેનાપર પુરાણકારોએ યદુવંશના નાશની ઇમારત રચી કાઢી હશે, તેથી એ ભાગની મૌલિકતા જોવાની આપણે જરૂર નથી, છતાં માત્ર એ વાત વિશે કાંઇક કહેવાની જરૂર

* યાદવોને દારૂ પીવાની એટલી બધી લત પડી ગઇ હતી કે કૃષ્ણ બળરામને એવો હુકમ કાઢવો પડેલો કે દ્વારકામાં જે કોઇ દારૂ ગાળશે તેને શૂળીએ ચઢાવીશું.

છે. એવું કહેવાય છે કે કૃષ્ણે યાદવોનો નાશ અટકાવવા કોઇ પણ રીતના ઉપાય લીધેલા નહીં, ઉલટું તે કામ સફળ થાય તેવો રસ્તો લીધેલો. જો એ વાત ખરી હોય તો પણ કૃષ્ણના ચરિત્રને બંધ ન બેસતું આવતું હોય તેવું તેમાં કાંઇ નથી. આદર્શ પુરૂષને ઘટે તેવીજ રીતે તેમાં તે વર્ત્તેલા લાગે છે. આદર્શ પુરૂષને કોઇ સગાંવહાલાં કોઇ પોતાનાં પારકાં હોતાં નથી! ધર્મ એજ તેનું સગું. યાદવો અધર્મી થયા હોય તો પછી તેમને સજા કરવી અને જરૂર પડે તો તેમનો વિનાશ કરવો એજ તેનું કર્ત્તવ્ય હતું. જરાસંધ વગેરેનો જેણે અધર્મી હોવાથી નાશ કરેલો તે જ્યારે યાદવોને અધર્મી દેખી તેમનો નાશ ન કરે ત્યારે તે ધર્મબંધુ ન કહેવાય, પોતાનાં સગાં, પોતાનાં વહાલાંનો બંધુ–પોતાની જાતનો બંધુ કહેવાય, ધર્મનો બંધુ ન કહેવાય. ધર્મમાં પક્ષપાત હોતો નથી, જે પોતાનો પક્ષપાત કરે તે વંશનો પણ પક્ષપાત કરે. આદર્શ ધર્માત્માથી એવા પક્ષપાતી થવાયજ નહિ, અને કૃષ્ણ તેવા થયા પણ નહિ.

કૃષ્ણના દેહાંતનું કારણ નક્કી થઇ શકતું નથી, છતાં ચાર કારણ તે વિશે ગણાવી શકાય ખરાં.

(૧) ટાલબોયસ વ્હીલરના સંપ્રદાયીઓના કહેવા પ્રમાણે કહી શકાય કે જુલીઅસ સીઝરની માફક દ્વેષથી ભરેલા તેના ઝેરીલા બંધુઓને હાથે તે હણાયા, પણ આવી હકીકત કોઇ ગ્રંથમાંથી જડતી નથી.

(૨) યોગ સાધી તેમણે વખતે દેહત્યાગ કર્યો હોય. યુરોપીઅન વિદ્વાનોના શિષ્યોને ગળે આ વાત ઉતરશે નહિ, પરંતુ તેમાં ન માની શકાય એવું કશું દેખાતું નથી. યોગાભ્યાસ કરતી વખતે પોતાનો શ્વાસોચ્છ્વાસ રૂંધી રાખવાની જે લોકોએ ટેવ પાડેલી હોય છે, તે લોકો પોતાનો શ્વાસ રોકી રાખી પોતાનું મૃત્યુ સંપાદન ન કરી શકે, એવું આપણાથી સાહસ કરીને કહેવાય નહિ; એવા બનાવો બન્યા પણ સાંભળવામાં આવ્યા છે. કેટલાકો એમ કહેશે કે એ આત્મહત્યા કરી કહેવાય અને તેથી તેમ કરનાર માણસે પાપ

કરેલું કહેવાય, અને તેથી આદર્શ માણસને તેવું કરવું લાયક ગણાય નહિ, પરંતુ એ બરાબર વાત છે એમ કહી શકાતું નથી. વૃદ્ધ વયે, જીંદગીનું બધું કામ સંપૂર્ણ થઇ ગયા પછી ઇશ્વરમાં લીન થવા માટે, મનથી તેનામાં તન્મય થઇ જઇ શ્વાસ રોકવો તેને આત્મહત્યા કહેવી કે "ઇશ્વરપ્રાપ્તિ" કહેવી એ વિચાર કરવા જેવું છે. આત્મહત્યા એ પાપ છે ખરૂં, પરંતુ જીવન પૂરૂં થયે યોગબળે પ્રાણત્યાગ કરવો તે આત્મહત્યા કહી શકાય ખરી?

(૩) જરા વ્યાધના—એટલે જરા નામના શિકારીના બાણુથી મૃત પામેલા.

(૪) આ વખતે કૃષ્ણનું વય સો વરસથી પણ વધારે થયેલું હતું, એવું વિષ્ણુપુરાણમાં છે, તેથી જરા વ્યાધ તે જરા વ્યાધિ તો નહિ હોય?—એટલે કે જરા નામનો શિકારી તેજ જરા—મોટી ઉમ્મર—બુઢાપો—તો નહિ હોય?

જેઓ કૃષ્ણને માત્ર મનુષ્યરૂપેજ માને છે તેઓ આ ચારમાનું ગમે તે કારણ ગ્રહણ કરી શકશે, પરંતુ જેઓ તેમને ઇશ્વરરૂપે માને છે તેઓ એમજ કહે છે કે તેમણે માત્ર પોતાની ઇચ્છાવડેજ દેહત્યાગ કર્યો. જે પોતાની ઇચ્છાથી માનુષીદેહ ધારણ કરે, પોતાની ઇચ્છાવડે માનુષીશક્તિવડે કાર્યો કરે, તે પોતાની ઇચ્છા વડે તે દેહનો ત્યાગ પણ કરી શકે.

મૌસલપર્વ આખું અસલ મહાભારતનો ભાગ ખરો કે નહિ તે વિચારવાની જરૂર નથી. એમાંના કેટલાક બનાવો ખરા બનેલા હશે, પણ તેથી તે પહેલા સ્તરનો અંશ છે એમ કહી શકાય નહિ. જે જે હકીકત પુરાણ તથા હરિવંશમાં કૃષ્ણચરિત્ર સંબંધે છે તે તે મહાભારતમાં નથી, એવું આપણે આગળ કહ્યું છે. પરંતુ આ એકજ હકીકત પુરાણો, હરિવંશ અને મહાભારત ત્રણેમાં છે. પાંડવો સંબંધે જે જે કૃષ્ણે કરેલું તે સિવાય બીજી હકીકત મહાભારતમાં નથી, તેમ તે ત્યાં હોય એવું સંભવે પણ નહિ, છતાં આ બાબત તે નિયમથી વિરૂદ્ધ જાય છે. અહિં કૃષ્ણને ઇશ્વરનો અવતાર કહ્યો છે, એ બીજા

કે ત્રીજા સ્તરનું ચિહ્ન છે, એવું પૂર્વે કહ્યું છે તેની બીજી પણ સાબિતીઓ છે, પણ તેને વિસ્તારવાની જરૂર નથી, માત્ર એટલુંજ કહેવું બસ છે કે અનુક્રમણિકાધ્યાયમાં મૌસલપર્વનો જરા પણ પ્રસંગ નથી. પરિક્ષિતના જન્મના વૃત્તાંત પછીની બીજી કોઇપણ હકીકત એ અધ્યાયમાં નથી. પરિક્ષિતનો જન્મ આદિમહાભારતનો ભાગ ખરો, પણ ત્યાર પછીની હકીકત તે બીજા કે ત્રીજા સ્તરની.

---

## પ્રકરણ ૨જું.

---

### ઉપસંહાર.

પ્રસ્તુત સમાલોચકનું કામ પોતાના વિષયપરત્વે બે રીતનું હતું; એક તો જુના કુસંસ્કારોનો નિરાસ એટલે તે સંબંધે જે જડ ઘાલી ખોટા વિચારો બેસી ગયા હોય તેને મૂળથી ઉખેડી નાંખવા, ને બીજું સત્યનું સંગઠન. કૃષ્ણચરિત્રમાં પહેલું કામ મુખ્યપદ ભોગવે છે, તેથી તેમાં બહુ વખત ગયો છે. કૃષ્ણચરિત્રમાં સત્યનું નવું સંગઠન કરવું એ બહુ મુશ્કેલ કામ છે, કારણ ખોટી અને અસ્વાભાવિક હકીકતોની ભસ્મથી એ અગ્નિ એટલો તો ઢંકાઇ ગયો છે કે તે શોધી કાઢવો પણ અઘરો થઇ પડે છે. જે સાધનોથી ખરૂં કૃષ્ણચરિત્ર ઘડીને ઉપજાવી કાઢી શકાય તે સઘળાં ખોટાપણાના સાગરમાં ડુબી ગયેલાં છે, માટેજ તેનું સત્યસ્વરૂપ જેટલું બની શક્યું તેટલું ઉપરનાં પૃષ્ઠોમાં ઘડી બતાવ્યું છે.

છેવટે આ પ્રકરણમાં આપણી સઘળી મહેનતનું પરિણામ, પુરાણ ઇતિહાસ વગેરેમાંથી કેવા પ્રકારનું કૃષ્ણચરિત્ર આપણે શોધી શક્યા છીએ, તે ટૂંકામાં જોઇ જઇએ.

આપણે જોયું છે કે ન્હાનપણમાં—બાળવયમાં—કૃષ્ણનું શારીરિક જોર આદર્શરૂપ—નમૂનાદાર હતું. તેમના વગર કેળવાયેલા બળને લીધે હિંસા કરનારાં પ્રાણીઓથી વૃંદાવનનો બચાવ થતો હતો; તેમના

તેજ બળના ભોગ કંસના મલ્લો વગેરે થઇ પડેલા. ગાયો ચરાવતી વખતે ગોવાળીઆઓની જોડે રમતો રમતાં ને કસરત કરતાં તેમણે તે બળને સ્ફૂર્તિ આપી તેના પરિણામમાં આપણે એ જોયું કે દોડવામાં કાળયવન પણ તેમની બરાબરી કરી શકેલો નહિ, વળી કુરૂક્ષેત્રની યુદ્ધભૂમિપર તેમની રથ ચલાવવાની આવડતનાં પુષ્કળ વખાણ થતાં પણ આપણે જોયાં છે.

એજ બળ જ્યારે કેળવાયું, શિક્ષણ પામ્યું, ત્યારે તેણે તે સમયના સર્વે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવા અસ્ત્રવિત્–હથીઆર વાપરનાર–કૃષ્ણને બનાવ્યા. કોઇપણ માણસ કદી તેમને હરાવી શકયો નથી. તે વખતના મોટા મોટા યોદ્ધા કંસ, જરાસંધ, શિશુપાળ, વગેરેજોડે અને તે કાળના બીજા ઘણા રાજાઓ, કાશી, પૌંડ્રક, ગાંધાર વગેરેજોડે તેમને યુદ્ધ કરવાં પડેલાં, તેમાં તે બધાનો તેમણે પરાભવ કરેલો. કોઇ તેમને જીતી શકેલું નહિ. યુદ્ધવિદ્યાના તેમના શિષ્યો, સાત્યકિ અને અભિમન્યુ લઢાઇમાં તેમના જેવાજ, લગભગ ન જીતાય તેવા હુશીઆર થઇ ગયેલા હતા. અર્જુને પોતે પણ કેટલીક વખત તેમની પાસે એજ સંબંધી કેળવણી લીધેલી.

લઢાઇના મેદાનમાં દેખાડવાની કાબેલીઅત, જે માત્ર શારીરિક બળ અને તેની કેળવણીપરજ આધાર રાખતી હોય તેવી કાબેલીઅતનાં પુરાણ વગેરેમાં ઘણાં વખાણ નજરે પડે છે, પરંતુ એ કાબેલીઅત એક સાધારણ સિપાઇમાં પણ હોઇ શકે. યોદ્ધાનો ખરેખરો ગુણ તો સેનાપતિપણુંજ–કાબેલ સરદારીજ કહેવાય. આવી સરદારીમાં તે વખતના યોદ્ધાઓ બહુ આવડતવાળા ન હતા. મહાભારતમાં કે પુરાણમાં એ ગુણ કોઇ જગાએ વર્ણવાયેલો દેખાતો નથી; ભીષ્મ કે અર્જુનમાં પણ તે ન હતો. કૃષ્ણનો એ અમુક ગુણ જરાસંધ જોડેના યુદ્ધ વખતે કાંઇક બહાર આવતો દેખાય છે, કારણ તેજ ગુણની મદદવડે નાની સરખી યાદવસેનાએ જરાસંધનાં અસંખ્ય લસ્કરોને મથુરાથી વારંવાર પાછાં હાંકી કાઢયાં હતાં; વળી તેજ સેનાનો નાશ યાદવોથી થઇ શકશે નહિ એવું જાણી મથુરા છોડી નવું

નગર વસાવવાની યુક્તિ, તે નગર માટે દરીઆથી વિંટળાયેલા અને સામી બાજુએ આવી રહેલા રૈવતક પર્વતની દુર્ભેદ્ય પર્વતમાળાવાળા દ્વારકા બેટની પસંદગી, એ રણનીતિજ્ઞના ગુણનો પરિચય તે વખતના કોઇ પણ ક્ષત્રિયને સંબંધે આપણને પુરાણમાં કે ઇતિહાસમાં મળી આવતો નથી. પુરાણ લખનારા ઋષિયોને પણ એ વિદ્યાની ખબર ન હતી અને તે ઉપરથી કૃષ્ણચરિત્ર એ માત્ર કલ્પનાનુંજ પરિણામ નહિ હોય તેની એક વિશેષ સાબિતી આપણને મળે છે.

કૃષ્ણની જ્ઞાનવૃત્તિ પણ પૂરેપૂરી ખીલેલી આપણે જોઇ ગયા છીએ; તે અદ્વિતીય વેદજ્ઞ હતા, તેટલા માટે તેમની પૂજા થવી જોઇએ એવું ભીષ્મે પણ કબૂલ કરેલું અને શિશુપાળ જેવો કૃષ્ણનો શત્રુ પણ તેની ના પાડી શકેલો નહિ, તેણે માત્ર એટલુંજ કહેલું કે, વેદવ્યાસ હાજર છતાં કૃષ્ણને શા માટે પૂજવા જોઇએ ?

વળી એ વૃત્તિ પૂરેપૂરી સ્ફુરી હતી તેની બીજી સાબિતી તે કૃષ્ણે પ્રવર્તાવેલો ધર્મ. એ ધર્મ માત્ર ગીતામાંજ કહેલો છે એમ નથીઃ મહાભારતના બીજા ભાગોમાં પણ તે કહેવાયેલો આપણે જોયો છે. કૃષ્ણપ્રચારિત ધર્મના કરતાં વિશેષ ઉન્નત–ઉંચો, લોકોનું ભલું વિચારનાર, સઘળા લોકોને પાળવા લાયક, બીજો કોઇ ધર્મ પૃથ્વીપર ભાગ્યેજ પ્રચાર પામ્યો હશે. એ ધર્મને સંબંધે કૃષ્ણનું જ્ઞાન જોતાં તે આપણને મનુષ્યની શક્તિ બહારનું–ઈશ્વરી લાગે છે. કૃષ્ણ પોતે સઘળાં કામ માનુષીશક્તિથી કરતા હતા એવું આગળ સાબિત કરેલું છે. કેવળ આ ગીતાના સંબંધમાં એમ લાગે છે કે તેમણે અનંત જ્ઞાનનો અહિં આશ્રય લીધો છે.

સાધારણ લોકોના ધર્મસંબંધી વાત છોડી હવે આપણે રાજધર્મ યા રાજનીતિપર આવીએ, તેમાં પણ એજ હકીકત માલમ પડેછે. તે સર્વશ્રેષ્ઠ અને સર્વમાન્ય રાજનીતિજ્ઞ છે એવું જાણીનેજ, વ્યાસદેવ જેવાની સલાહ હોવા છતાં તેમની સલાહ લીધા વગર યુધિષ્ઠિરે રાજસૂયયજ્ઞ કરવા આંગળી સુદ્ધાં હલાવેલી નહિ. શું અણકહ્યાગરૂ યાદવો કે શું કહ્યાગરૂ પાંડવો તેમને પૂછ્યા વિના સળી સરખી ખસે-

ડતા નહિ. જરાસંધને મારી, કેદમાં પડેલા રાજાઓનો છૂટકારો કર્યો તે પણ તેમની રાજનીતિનું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે, કારણ સામ્રાજ્ય સ્થાપતાં ઓછી મહેનત પડે તેનો એ મોટામાં મોટો ને વળી ધર્મયુક્ત ઉપાય હતો. ધર્મરાજ્ય સ્થપાયા પછી તે રાજ્ય કેમ ચલાવવું ને તેને માટે કેવા કાયદા ઘડવા તેનું જ્ઞાન ભીષ્મદ્વારા જે એમણે અપાવ્યું તે પણ એમની રાજનીતિનું બીજું એવુંજ પ્રશંસનીય ઉદાહરણ છે. એવા એવા બીજા ઘણા દાખલા પૂર્વે વાચકે જોયા પણ છે.

આ પ્રમાણે તેમની બુદ્ધિ પૂરેપૂરી ખીલેલી હોવાથી, તે સર્વવ્યાપી, સર્વદર્શી, અને સર્વ પ્રકારના ઉપાયો યોજનારી થઇ પડી હતી, એ ઘણી વાર આગળ કહેવામાં આવ્યું છે. માણસથી જેટલું સર્વજ્ઞ બની શકાય તેટલા સર્વજ્ઞ કૃષ્ણ થયા હતા, અપૂર્વ અધ્યાત્મવિદ્યા અને ધર્મતત્ત્વ, જેનો પાર આજે પણ માણસો પામી શક્યાં નથી, ત્યાંથી માંડીને તે વૈદ્યક અને સંગીતવિદ્યા, તેમજ ઘોડાને કેમ રાખવા કે હાંકવા વગેરેની વિદ્યા પણ તેમને આવડતી હતી. ઉત્તરાના મુએલા છોકરાને જીવતો કર્યો એ પહેલી વિદ્યાની આવડતનો દાખલો, એમની પ્રખ્યાત વાંસળીનો સૂર તે બીજી વિદ્યાની આવડતનો નમૂનો, અને જયદ્રથના વધને દિવસે ઘોડાના શરીરમાંથી બાણ અને કાંટા કાઢ્યા તે ત્રીજી વિદ્યાની આવડતની ખુબી.

તેમની કામ કરવાની વૃત્તિ પણ એવીજ સ્ફૂર્તિ પામી હતી. તેમનાં સાહસ, દરેક કામમાં ઝીંપલાવવાની વૃત્તિ, અને તત્પરતા ઘણી વખત આપણે જોઇ છે. તેમનાં સત્ય અને ધર્મ અવિચલિત હતાં તેની આ ગ્રંથમાં પૂરેપૂરી સાબિતીઓ આવી ગઇ છે. પ્રાણીમાત્રપર તેમની દયા અને પ્રીતિની કોઇથી ના પાડી શકાય તેમ નથી. મહાબળવાળા, મગરૂર માણસોથી પણ પોતે બળવાન હોવા છતાં જ્યાં લોકોના હિતની વાત આવે ત્યાં શાંતિથી કામ લેવા પોતે દૃઢ યત્ન કરતા અને તેમ કરવા પોતે દૃઢ પ્રતિજ્ઞા કરી હતી. વળી સર્વ મનુષ્યનું પોતે ભલું ચહાતા હતા એટલુંજ નહિ પણ ગાય વાછરડાં આદિ જાનવરો તરફ પણ તેમની તેવીજ દયામય વૃત્તિ રહેતી; એનું

ઉદાહરણ ગિરિયજ્ઞ વખતે મળે છે. વાંદરાઓ વગેરે માટે માખણ ચોરવાની ભાગવતકારની લખેલી વાતો કેટલે દરજ્જે લોકોમાં ચાલતી આવેલી દંતકથા હશે એ કહી શકાતું નથી, પરંતુ ગામ તથા વાછરડાંના ઉત્તમ ભોજનને માટે ઇંદ્રયજ્ઞ બંધ પડાવ્યો એ તેમના ચરિત્રની દયામયવૃત્તિને અનુમોદન આપે છે. પોતાનાં સગાં, વહાલાં, કુટુંબીઓનું ભલું કરવા તે કેટલા તત્પર રહેતા તે આપણે જોયું છે, એટલુંજ નહિ પણ તે સગાંસંબંધી પાપાચારી થાય તો પોતે તેમની જોડે કેવા શત્રુ જેવા વર્ત્તતા તે પણ જોયું છે. તેમનો અપરિસીમ—અનહદ ક્ષમાગુણ આપણે જોયો છે, અને એ પણ જોયું છે કે પ્રસંગ આવે વગર સંકોચે, વિનાભયે એ કેવી રીતે સજા પણ કરતા. તે પોતાનાં સગાંને ચહાતા ખરા, પણ જો તેમના નાશથી લોકોનું ભલું થતું હોય તો પછી તે સગાં વહાલાંઓનો નાશ કરતાં તે કદી કમકમતા નહીં. કંસ તેમનો મામો થતો હતો, જેવું પાંડવો જોડે એમને સગપણ હતું તેવું શિશુપાળ જોડે પણ હતું. તેઓ એમની ફોઇના છોકરા થતા હતા, છતાં કંસ અને શિશુપાળને તેમના કૃત્યનો ઘટતો બદલો પોતે આપ્યો અને છેવટ યાદવો પોતે પણ જ્યારે દારૂડીઆ અને અનીતિપરાયણ થઇ ગયા, ત્યારે તેમને પણ બચાવવા પોતે કાંઇ ઉપાય લીધા નહિ ને તેમનો નાશ થવા દીધો.

આ બધી શ્રેષ્ઠવૃત્તિઓ તેમનામાં પૂરેપૂરો વિકાસ પામી હતી, તેથી એમ સમજવાનું નથી કે ચિત્તને રંજન કરનારી, મનને ખુશ રાખનારી વૃત્તિઓનું સેવન તેમણે કરેલું નહિ; તે પણ તેમણે કર્યું હતું, કારણ પોતે આદર્શ મનુષ્ય હતા; તેટલા માટે વૃંદાવનમાં વ્રજલીલા, અને પાકી ઉમરે સમુદ્રવિહાર, યમુનાવિહાર, રૈવતકવિહાર વગેરે કરેલા તેનું વિસ્તારપૂર્વક વર્ણન જરૂર ન જણાયાથી આપ્યું નથી.

માત્ર એક હકીકત હવે બાકી રહી છે. ધર્મતત્ત્વ નામના ગ્રંથમાં કહ્યું છે તેમ ભક્તિ એ માણસની મુખ્યમાં મુખ્ય વૃત્તિ છે. કૃષ્ણ આદર્શ મનુષ્ય હતા, અને માણસને આદર્શ મનુષ્ય થવાનું શિખવવા જન્મ્યા હતા, પરંતુ તેમની ભક્તિની વૃત્તિ સંબંધે આપણે કાંઇ જોયું નથી:

એનો જવાબ એ છે કે જો તે પોતેજ ઇશ્વિરાવતાર હોય તો તો પછી તેમને ભક્તિની જરૂરજ રહે નહિં, કારણ ભક્તિ કોની કરે? પોતાની?* પોતે પરમાત્માથી અભિન્ન છે એવું જો તે માને તોજ તે પોતાની ભક્તિ કરી શકે. આ રીતની વૃત્તિ તે જ્ઞાનમાર્ગનું છેક છેવટનું પગલું છે, તેને "આત્મરતિ" કહે છે. છાંદોગ્ય ઉપનિષદ્‌માં તેને વિશે કહ્યું છે કે, **एष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नात्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्द: स स्वराड् भवतीति ।**

"જે આ જોઇ, આ વિચારી, આ જાણી, આત્મામાં રત થાય, આત્મામાંજ રમે, આત્મા જેનો સહચર, સોબતી થાય, આત્માજ જેનો આનન્દ થાય, તે સ્વરાજ્ (કહેવાય)."

ગીતામાં પણ એવુંજ કહ્યું છે, કૃષ્ણ આત્મારામ, આત્મા જગન્મય છે તેથીજ તે જગતપર પ્રીતિવાળા—પ્રીતિ રાખનાર—હતા. પરમાત્માની આત્મરતિ એ સિવાય કોઇ બીજી રીતે સમજી કે સમજાવી શકાતી નથી.

છેવટ એટલું કહેવાનું છે કે કૃષ્ણ બધી જગાએ બધે વખતે બધા ગુણોના તેજથી પ્રકાશિત હતા. તે કોઇનાથી જીતાય તેવા ન હતા, કોઇનાથી જીતાયા નહતા, વિશુદ્ધ, પુણ્યમય, પ્રીતિમય, દયામય હતા, પોતાનાં કર્ત્તવ્ય કરવામાં કદી પાછા પડતા નહતા, ધર્માત્મા, વેદજ્ઞ, નીતિજ્ઞ, ધર્મજ્ઞ, લોકહિતૈષી, ન્યાયી, ક્ષમાશીલ, નિષ્પક્ષપાત, શાસન કરનાર, મમતાહીન, અહંકાર વિનાના, યોગી, અને તપસ્વી હતા, પોતે માણસની શક્તિ વાપરી કામ કરતા હતા, છતાં તેમનું ચરિત્ર ઇશ્વિરી હતું. એવી રીતની માનુષી શક્તિવડે જે અમાનુષી ચરિત્ર વિકાશ પામે તેના ઉપરથી તેના મનુષ્યત્વ અથવા ઇશ્વિરત્વ વિશે અનુમાન, તે માણસ હશે કે ઇશ્વિર હશે તેનો વિચાર, વાચક પોતાની શક્તિ મુજબ કરી લેશે. જેનો એવો નિર્ણય થાય કે તે માણસજ

* મહાભારતમાં કહ્યું છે કે કૃષ્ણ શિવભક્ત હતા, પરંતુ એ હકીકત પાછળથી દાખલ થઈ ગયેલી હોય એવાં ચિહ્નો તેમાંથી જડી આવે છે.

હતા, તો તે, મી૦ Rhys Davids (રીસ ડેવીડ્સ) શાક્યસિંહ (બુદ્ધ) વિશે જે શબ્દો કહે છે તે શ્રીકૃષ્ણને લાગુ પાડશેઃ–the Wisest and Greatest of the Hindus–એટલે કે તે હિંદુઓમાં મોટામાં મોટા અને ડાહ્યામાં ડાહ્યા માણસ થઇ ગયા, અને જેનો એવો નિર્ણય થાય કે એ કૃષ્ણચરિત્રમાં ઇશ્વરનો પ્રભાવ દેખાય છે તો આ ગ્રંથની સમાપ્તિ વખતે અમારી સાથે તે પણ હાથ જોડી નમ્ર ભાવે એવી પ્રાર્થના કરશે કે,

नाकारणात् कारणाद्वा कारणाकारणा॒ च ।
शरीरग्रहणं वापि धर्मत्राणाय ते परम् ॥

